# આ઼ધદષ્ટા઼ન બીજાં પુસ્તકો.

( માર્ચ ૧૮૯૭ સુધી )

( જે પુસ્તકના હક વિષે વિશેષ સૂચના નથી તે પુસ્તકો મુમ્બઈ કાલબાદેવી રોડ ઉપર, ૧ ડિન ઍણારામ અથવા એન એમ ત્રિપાઠી કંપનીને ત્યાંથી, કે નડીઆદમાં વ્યવસ્થાપક સુદર્શન, એની પાસેથી મળશે )

**અંગરેજી** રૂ. આ. પૈ

- રાજયોગ (ત્રીજી આવૃત્તિ) ... ... થાય છે
- મે ઊઝમ ઍાર અદ્વૈતિઝમ? .. ...૨—૦—૦
- યોગમત્ર ( ભાષાન્તર સટીક ) પ્રથમાવૃત્તિનો હક થીઅસોસીકલ પબ્લીકેશન ફંડને આપ્યો છે ... ...૧—૮—૦
- તર્કકૌમુદી ( સંસ્કૃત મૂલ અને અંગરેજી ટીકા ) મુબઈ ગવર્મેંટ બુક ડીપોમાંથી મળશે; હક સરકારને આપેલો છે ... ... ...૦—૧૨—૦
- શાળાની વાચનમાલા વિષે ... ... નથી
- પુરાણ વિષે નિબંધ ( સ્ટૉકહોમ ... ગીએ૦ કોન૦ વાળો )
- મૂર્તિપૂજા,સંસ્કાર, આદિવિ... પર તથા યાજ્ઞવલ્કયે ... ર્તા, શ્રુતિસાર સમુદ્રશ... દિ ભાષાંતર; અમેરિકા... ર્કમાં ચાઓસે ફીકલ ડીપાર્ટ... મનાઓ. ડિપ્રેટસ ડીપાર્ટમેંટ... (ચા- ... ત ... કરતાં મ, ... ની શકશે જુદા ... પે છપાય છે) } છપાય છે
- જૈન અને બ્રાહ્મણધર્મની તુલના ( સંડન ઓરી૦ કૉ૦) ...
- ડેક્ટ્રીન ઑફ માયા ...
- શંકરનો અદ્વૈત ... ... ...
- માણ્ડુક્યોપનિષદ્ (ગૌડપાદકારિકાતથા શંકરભાષ્ય સાથે ભાષાન્તર) પ્રથમાવૃત્તિનો હક થીઓસોફીકલ પબ્લીકેશન ફંડને આપ્યો છે. ૧—૮—૦
- સ્યાદ્વાદમંજરી (સંસ્કૃત મૂલ અંગરેજી ટીકા, હક સરકારને આપેલો છે )... થાય છે
- સનાથિશતક ( મુલ તથા અંગરેજી ભાષાન્તર પ્રથમાવૃત્તિનો હક રા. રા. ગિરધરલાલ હરીલાલ અમદાવાદ એમને, આપ્યો છે ૦—૪—૦
- ફીલોસોફી ઑફ શંકર ... ...૩—૦—૦
- જીવન્મુક્તિ વિવેક (ભાષાન્તર ) પ્રથમાવૃત્તિનો હક થીઓ૦ પબ૦ ફંડને આપ્યો

**ગુજરાતી.**

- શિક્ષાશતક ... ... ... ... ન
- માલતીમાધવ ( ભાષાન્તર ) ... "
- ઉત્તરરામચરિત ( ભાષાન્તર ) ... "
- કાન્તા... ... ... ...૦—૮—
- પૂર્વદર્શન ... ... ... ન
- નારીપ્રતિષ્ઠા ... ... ... "
- પ્રેમજીવન ... ... ... "
- સિદ્ધાન્તસાર ... ... ...૩—૦—
- સંક્ષિપ્ત સુવાક્ય ... ... ...૧—૦—
- બાલવિલાસ... ... ...૧—૦—
- પરમાર્થદર્શન ... ... ... મફત
- અભેદો ર્મ ... ... ...
- ગુલા' સિંહ... ... ...૨—૦—
- ક.વ્યમધુખ.. . ... ... ચા
- ન્યાય ( બ્યાપ્તિખંડ... ...
- ગુજરાતનાપ્રાક્ષ્ણો... ... ... ગ
- અવલોકન વિષે ઉપોદ્ઘાત.. ...
- પ્રાયશ્ચિત્તનિર્ણય ( બીજી આવૃત્તિ ઘણા વધારા સાથે ) ૨—
- પચશતી ૨—
- આત્મનિમજ્જન(પ્રેમજીવન, અભેદો- ર્મ તથા બીજા પદ્યોનો સંગ્રહ )૧—
- ભગવદ્ગીતા મુલ, અક્ષરાર્થ ટીકા, રહસ્ય રે સ પ્રદાયોના ભાષ્ય આધ રે )...૫—
- ચારિત્ર સ્માઇલ્સના ઉપરથી; સરકારી કેળવણી ખાતાના ડાયરેકટર સાહેબે ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલુ છે; ... ૧—

**શ્રીમંત સરકાર મહારાજા સયાજી ગાયકવાડ તરફથી તૈયાર થયેલા ગ્રંથો.**

આ મથાળા નીચે જણાવેલા પુસ્તકો મેળવવાની ઇચ્છાવાળાએ વડોદરા દેશીકેળવણીખાતાના ઉપરીને લખવું.

[ પાછલે પાને જુઓ.





# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ. એમ. એ.
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક આનંદમાર્ગ પ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૨. ] ( માસિક ) [ ઓક્ટોબર. ૧૮૯૮


## અમર આશા.

( રા. રા. મણિલાલનુ છેલ્લું કાવ્ય. )

### ગજલ—ભૈરવી.

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે !
ખરા ખંજર સનમનાગાં રહમ ઉંડી લપાઈ છે !—કહીં— ૧
જુદાઇ ઝીંદગી ભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે—કહીં— ૨
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાની એ કમાઈ છે—કહીં— ૩
ઝખમ દુનીયા ઝબાનોના, મુસીબત ખોફના ખંજર,
કતલમાં એ કદમ બોસી ઉપર ક્યામત ખુદાઈ છે.—કહીં— ૪
શમાપર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમા મઝેદારી લુટાઈ છે.—કહીં— ૫
ફના કરવું ફના થાવું, ફનામા શહૂ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે.—કહીં— ૬
ઝહરનું નામ લે શોધી, તુરત પીલે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઈ છે—કહીં— ૭
સદા દિલના તડંપવામાં સનમની રાહ રોશન છે,
તડંપતે તરતો અંદર બધી માથક સાંઈ છે.—કહીં— ૮

ચમનમાં આવીને ઉભો ગુલોપર આફરી થઈ તું
ગુનોના ભારથી ,ભમતા બદન ,ગુનને નમાઈ છ—કહી—૯;
હજરો ઓલિયા મુરશિદ ગયા ખાકમા ડૂબી,
મ ર'યા તે મુવા એવી કનામો સખ્ત ગાઈ છે—કહી—૧૦

---

## 'સુદર્શન' ના આદ્યદ્રષ્ટા અને પ્રવર્તક—

## રા. રા. મણિલાલ નભુભાઈ

" The fountains of divine philosophy
Fled not his thirsting lips, and all of great,
Or good, or lovely, which the sacred past
In truth or fable consecrates, he felt
And knew " —*Shelley*

" All greatness is formative " —*Goethe*

" मनस्वी कार्यार्थी न गणयति दुःख न च सुखम्"—भर्तृहरिः

" વૃદ્ધિ ઉન્નતિ એને નાશ જીવિત છે વિશ્વક્રમમા વિનાશ એવુ કાંઇ છેજ નહિ. વસ્તુમાત્ર રૂપાન્તર લેતીજ ચાલી જાય છે, અને મરણ એ રૂપાન્તર ફરી આપનાર એક મુકામ વિશ્વ નાટકમાં ઠરાવેલો છે "—મ. ન. મણિલાલ નભુભાઇ

'રસિકડાં નવ કરશો કાંઇ શોક' નર્મદ

" The world of scholars will deeply mourn the sad death of Professor Manilal N Dvivedi India, which in ages past, was the envied land of philosophers and poets, is, at present, sadly wanting in men who have made the pursuit of Truth their sole and all-absorbing end in life. She is rich in politicians and social reformers, though here too, the purer and higher type is not sufficiently large, but she is much deficient in men of letters and philosophers Those who spend their lives in philosophic thought, in seeking light, in the inward recesses of their mind,

for the solution of those higher problems of life and death, and adorn the literature of the world with the result of their sublime speculation, represent the highest type of philanthropy and humanity. In this class of world-benefactors, a respectable place must unquestionably be accorded to the late Professor Dvivedi.

*The Indu Prakash*

તેર વર્ષ પર્યંત ગુજરાતી વાચક મંડળને પોતાની ભવ્ય બુદ્ધિ અને કલ્પનાનો પ્રસાદ આપી, ગુજરાતનો—આ ભૂમંડળનો—એક મહાન્ આત્મા તા. ૧લી ઑક્ટોબર સને ૧૮૯૮ ને રોજ મધ્યરાત્રે પરલોકવાસી થયો. એના જવાથી ગુજરાતને અપાર ખોટ પડી છે, અને એ ખોટનું યથાસ્થિત વર્ણન કરી શકે એવી કલમ પણ પાછળ રહી નથી. 'પ્રિયંવદાના' મધુર વાક્યોદ્વારા વાચકને પ્રાચીન રીતિસ્થિતિ ઉપર રુચિ ઉત્પન્ન કરી, પાછળથી એજ વસ્તુ વિચારપુરઃસર અવલોકવાનો 'સુદર્શન' માં એ મહાત્માએ એક ઉદાર પ્રયત્ન આરંભ્યો હતો, પણ એ પ્રયત્નનું ફલ પરિપક્વ થતા પહેલાં તો એને અહેથી આતીં જવું પડયું! મનુષ્યહૃદયમાં ધર્મભાવનાના જે ગૂઢ પ્રવાહો સતત વહ્યા કરે છે તેને પ્રત્યક્ષ કરી આપવાના "મોઘા મંત્રો" રા. રા. મણિલાલનેજ વિદિત હતા. અને એ મંત્રો ભણી પ્રાચીન વહનમાર્ગમાં ગુજરાતનો જે નૂતન ધર્મપ્રવાહ એમણે પ્રવર્તાવ્યો છે તે અનેક વર્ષો સુધી રા. રા. મણિલાલનું નામ કાયમ રાખશે—એ નિઃસંદેહ છે. આ જલ પ્રથમ પંકથી કલુષિત હોય એ સ્વાભાવિક છે, અને તેને શુદ્ધ કરવાની ક્રિયા એ વિદ્વાને માત્ર થોડા વખત ઉપરજ આરંભી હતી. પરંતુ એ અર્થ સિદ્ધ થવાને કેટલોક વખત જોઇએ, તે પહેલાં તો ગુજરાતનું દુર્ભાગ્ય વિજળી નીવડ્યું! હવે શું કરવું? વિશ્વવ્યવસ્થા અગમ્ય છે. નિયંતાનો આ આકસ્માત બનાવમાં શો નિગૂઢ હેતુ સમાએલો હશે એ મનુષ્ય બુદ્ધિ કળી શકે એમ નથી. આપણું ભવિષ્ય એને સોંપી વર્તમાનમાં રહી આમ કર્તવ્ય કરવાનો શ્રીમદ્ભગવદ્ગીતાનો ઉપદેશ છે, રા. રા. મણિલાલનો પણ એજ ઉપદેશ છે, તો હવે એ નરરત્નના આત્માને આપણા આત્મામાં જાગ્રત્ રાખવો, અને એ આત્મા જેમ 'વૃદ્ધિ ઉન્નતિ' તરફ પ્રયાણ કરતો હતો તેમ આપણા આત્માને પણ એજ પંથે ચઢાવવો એજ ઉત્તમ માર્ગ છે.

"Weep not for death,
'Tis but a fever stilled,
A pain suppressed,—a fear at rest,
A solemn hope fulfilled,
The moon-shine on the slumbering deep
Is scarcely calmer. Wherefore weep?

Weep not for death !
The fount of tears is sealed,
Who knows how bright the inward light
To those closed eyes revealed ?
Who knows what holy love may fill
The heart that seems so cold and still "

" ગગને આજ, પ્રેમની ઝલક છાઈરે, ગગને આજ—પ્રેમની૦
પૃથિવી રહી છવાઈ,
પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઈરે—ગગને૦ ૧
ભૂત ને ભવિષ્ય ગયા,
વર્તમાન સર્વ થયા,
એકમા અનેક રહ્યારે—ગગને૦ ૨

એ આત્માને ભૂત અને ભવિષ્ય મટી જઈ સર્વ વર્તમાન થઈ રહ્યુ ! સકલ વિશ્વમા દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર થયો ! એમ સમજી હૃદયનુ સમાધાન કરવુ,—એમના વિશાળ અને ગભીર સિદ્ધાન્તોનુ મનન એજ એમના આત્માનુ ઉત્તમોત્તમ સ્મરણ છે એમ માની એમણે કરેલો " ધર્મ-ગૃહ-રાજ્ય-અને સાહિત્ય-એમના સ્વરૂપ અને સબધનો વિચાર " ટુકામાં વિચારી જવો,—એટલુજ કર્તવ્ય રહ્યુ છે.

( ૧ ) ધર્મ એ મનુષ્યના આત્માનુ ઊડામા ઊડુ રહસ્ય છે, અને એના ઉપર એની સર્વ પ્રવૃત્તિનો આધાર છે ધર્મ સારો તો પ્રવૃત્તિ સારી એટલે સારી પ્રવૃત્તિ સિદ્ધ કરવા માટે, અને તે દ્વારા જનમડલના ગૃહ-રાજ્ય વગેરે સર્વ અગોને આરોગ્ય અને બલ અર્પવા માટે, ધર્મની પરિશુદ્ધિ કરવાની જરૂર છે આ પરિશુદ્ધિનુ મુખ્ય સાધન પ્રાચીન આર્યાવર્તમા પ્રવર્તતી અદ્વૈતભાવના છે આ અદ્વૈતભાવના—જે ' વેદાન્ત ' નામે ઓળખાય છે તે-કેવલ ' શુષ્ક તર્ક જાલ ' રૂપ ન હોતા, ' પ્રેમ " ( Love ) અને " કર્તવ્ય ( Duty ) ના મનોહર સ્તમ્ભ ઉપર રચાએલી ભવ્ય ઇમારત છે ' પ્રેમજીવન,' ' અભેદોર્મિ,' ' અભ્યાસ,' 'પ્રાચીન અને અર્વાચીન વેદાન્ત,' ' શ્રીમદ્ભગવદ્ગીતાનો વેદાન્ત ' ઇત્યાદિ અનેકાનેક લેખો આ સિદ્ધાન્તના પ્રતિપાદક છે ' રા, રા રા મણિલાલ પોતે શુષ્ક તર્ક જાલના પણ મારા અભ્યાસી હતા, એ એમના ' શ્રીમદ્ભગવદ્ગીતા, ' વૃત્તિપ્રભાકર ' વગેરે જોતા સ્પષ્ટ પ્રતીત થાય છે ધર્મથી નીતિને જુદી પાડી, નીતિના પાયા ઉપર સર્વ વ્યવહાર રચવાનો પ્રયત્ન કેટલાક વિદ્વાનો કરે છે, પણ તે પ્રયત્ન અશાસ્ત્રીય અને વૃથા છે એમ રા રા. મણિલાલ વારવાર કહે છે લખે છે કે " અમે એમ સ્પષ્ટ રીતે માનિએ છિએ કે ધર્મ સબધી કોઈ પણ નિશ્ચય થયા વિના એટલે કે જીવિતના ઉદ્દેશનો નિર્ણય થયા વિના નીતિની રચનાજ સભવતી નથી ધર્મ વિહીન નીતિ મનુષ્યને એક ઉપયોગી યત્ર કરતાં વધારે સારૂ બનાવી

શકે એ શંકાવાળું છે." નીતિના વિષયમાં "Smiles' Character" ને આધારે 'ચારિત્ર' નામનો એમણે ગ્રંથ રચ્યો છે—જે મનન કરવા યોગ્ય છે. ધર્મના વિશેષ સ્વરૂપ માટે રા. રા. મણિલાલ 'અધિકાર ભેદ' ની વ્યવસ્થા માનતા; અર્થાત્ સર્વ ધર્મના સ્વરૂપો 'અદ્વૈતભાવના' એ પહોચવાના પગથીઆં છે એમ એ પ્રતિપાદન કરતા. પ્રાચીન ધર્મ ઉપર રુચિ ઉપજાવવા માટે રા. મણિલાલે એક જાણવા જેવું સાધન વાપર્યું હતું, જેનું પ્રયોજન સિદ્ધ થતાં એમણે એ દૂર કરી દીધું. આ સાધન તે રા. રા. મણિલાલનો 'પ્રાણવિનિમય,' નામનો ગ્રન્થ હતો. 'પ્રાચીન' તેટલું વ્હેમનું ભરેલું એવો સામાન્ય પ્રવાહ ફેલાએલા જનોમાં એક વખત પ્રવર્તતો. તેને મેસ્મેરિઝ્મ ('પ્રાણવિનિમય') ના પ્રયોગો કરી એમણે ખોટો પાડ્યો. પણ પ્રાકૃતજનો માટે 'પ્રાણવિનિમય'ની લાલસા ભયંકર છે એમ નિશ્ચય કરી પાછળથી એમનું સમસ્ત જીવન એમણે 'રાજયોગ' ની સેવામાં ગાળ્યું. ક્ષુદ્ર આત્માઓના કેટલાક અનુભવ પછી, "સિદ્ધિઓ" ઉપર એ વિદ્વાનને એવો તિરસ્કાર ઉપજ્યો હતો કે 'પ્રાણવિનિમય'નું પુસ્તક પુનઃ પ્રસિદ્ધ ન કરવું એવો પાકાથી એમનો નિશ્ચય હતો. જાતિભેદની બાબતમાં રા. મણિલાલ મધ્યમમાર્ગી હતા. 'જ્ઞાતિ શ્રેષ્ઠતં લેન ત્રિભ' એ પંક્તિનો ઉપયોગ કરી, અર્વાચીન હિંદુસ્થાનમાં પડેલી અસંખ્ય નાત જાતના ભેદ તરફ પોતાનો તિરસ્કાર દર્શાવતા. 'ગુજરાતના બ્રાહ્મણો' એ નામના એક લઘુ લેખમાં બ્રાહ્મણ જ્ઞાતિઓના એકીકરણ તરફ રા. મણિલાલનો યત્ન છે. આ સાથે, 'વર્ણસંકર' ની એ તદ્દન વિરુદ્ધ હતા—એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર ભેદ એ આવશ્યક માનતા.

(૨) રા. રા. મણિલાલની 'ગૃહભાવના' ધર્મભાવના—એટલે અદ્વૈતભાવના—ને આધારે ઘડાએલી હતી. અને આ વિષયમાં 'નારીપ્રતિષ્ઠા,' નામનું એક ન્હાનું પણ અર્થભરપૂર પુસ્તક એમણે ઘણાં વર્ષ ઉપર લખી પ્રસિદ્ધ કર્યું હતું. એ પુસ્તકે ગુજરાતી વાચક મંડલને જૂદી વિચારશ્રેણિ ઉપર ચઢાવ્યું. 'સુધારા'ની એટલે 'સ્ત્રી પુરુષના સમાન હક'ના સિદ્ધાન્તની ખામી બતાવી, 'નારી' તરફ આપણું—પુરુષનું—શું કર્તવ્ય છે એ સમજાવ્યું. સ્ત્રી અને પુરુષ એવું દ્વૈત વસ્તુતઃ નથી, ઉભય મળીને એક અદ્વૈત છે, અને ઉભયનું પરસ્પર કર્તવ્ય છે, 'હક' નથી, અને લગ્નગ્રન્થિ એ પવિત્રગ્રન્થિ છે એટલે વિધવા પુનર્વિવાહને અવકાશજ નથી—આ રા. મણિલાલનાં પ્રકૃતવિષયનાં સર્વ વચનોનો સાર છે. નારીપ્રતિષ્ઠા સબંધે "Mill—Subjection of women" અને "Tennyson: The Princess" એ બે ગ્રન્થના ઉપદેશ વચ્ચે જેટલો તફાવત છે એટલો કેટલાક 'સુધારાવાળા' અને રા. મણિલાલ વચ્ચે છે, હાલના હિંદુ સંસારમાં ઘણે ભાગે જોવામાં આવતી નારીસ્થિતિ કાયમ રાખવા રા. મણિલાલની ભલામણ છે એમ 'પ્રાચીનો' કે 'નવીનો' એ બેમાંથી એક પણ પક્ષવાળા માનતા હોય તો તે ભ્રાન્તિ છે.

> 'For woman is not undevelopt man,
> But diverse: could we make her as the man,
> Sweet love were slain: his dearest bond is this,

Not like to like, but like in difference'

* * * * * * * *

" Dear, but let us type them now
In our own lives, and this watchword rest
Of equal; seeing either sex alone
Is half itself, and in true marriage lies
Nor equal, nor unequal: each fulfils
Defect in each, and always thought in thought,
Purpose in purpose, will in will, they grow,
The single pure and perfect animal,
The two-cell'd heart beating, with one full stroke,
Life."

એ ટેનિસનની પંક્તિઓ તથા " સ્ત્રી ઘરની દેવી છે, પુરુષ બ્રહ્માંડનો રાજા છે " એ રા. રા. મણિભાઈનું સૂત્ર—બેય એકજ ગંભીર તત્ત્વનું ઉત્તમ શબ્દોમાં પ્રતિપાદન છે, અને મને પોતાની ભાષામાં હમેશ માટે કાયમ રહી જશે એમ સમજાય છે

(૩) 'રાજ્ય' ના વિષયમાં રા. મણિભાઈને બહુ રુચિ નહતી. ઇન્ડિયન નેશનલ કોંગ્રેસનો પ્રયત્ન હાલ ચાલતી રીત્યનુસાર ઉત્તમ છે એમ સમજી તે પસંદ કરતા, તથા તેમાં કાંઇક મોહક ભાગ પણ લેતા પણ વર્તમાન સમયની 'વ્યક્તિ પ્રધાન' રાજ્યનીતિ એમના હૃદયને બિલકુલ ન ગમતી, અને અનુભવ થતાં 'ઇલેકશન્'ના ક્લેશ કલહ અદ્વૈત ભાવનાને વિરોધી છે એમ ગણી એ વિષયમાં પોતે વારંવાર કટાક્ષો દર્શાવતા "પૂર્વ અને પશ્ચિમ" એ પુસ્તક 'રાજ્ય'ના વિષયમાં મૂકી શકાય. પણ એમાં ઘણે ભાગે 'પૂર્વ' અને 'પશ્ચિમ' ની ભાવનાઓનું સ્પષ્ટીકરણ છે

(૪) 'સાહિત્ય' ના વિષયમાં—એટલે કવિ તરીકે તથા અવલોકનકાર તરીકે—પણ ગુજરાતી ભાષાને એમણે અતુલ સેવા બજાવી છે એમના 'માલતી માધવ' તથા 'ઉત્તરરામ ચરિત'ના ભાષાન્તરોમાં એમનાં કાવ્યરસનું ભાન સારી રીતે થાય છે અને જો કેટલેક સ્થળે 'સંસ્કૃતમય' ગુજરાતી જોવામાં આવે છે, તો તેમ થવાનું કારણ મૂળની 'સંસ્કૃતમયતા' શિવાય અન્ય નથી 'કાન્તા' નાટકને આપણાં 'સર્વાનુભવ રસિક' કાવ્યોમાં પ્રથમ પદ ગણ્યું છે, અને તે ગુજરાતના એક પ્રતિષ્ઠિત પરીક્ષકને હાથે, એટલું કહેવું બસ છે આ ઉપરાંત 'પ્રેમજીવન' 'અભેદોર્મિ' તથા 'સુદર્શન'માં વખતો વખત પ્રસિદ્ધ થતાં એમનાં કાવ્યો 'સ્વાનુભવ રસિકતા' ની અપ્રતિમ ઉદાહરણો છે. ઉન્નત અને પ્રગલ્ભ રસ તરંગોથી ઉભરાતાં એ કાવ્યો ગુર્જર જનને મુગ્ધ અનેક વર્ષો પર્યન્ત રસે એમ લાગે છે

" Thoughts that inspire and mould our inner life,
Strengthen to bravely bear amid world-strife

And one large Hope, full-orb'd as summer sun,
That souls shall surely meet when Life is won!

*   *   *   *   *   *   *

So round thy memory we our thanks entwine
Men are the better for these songs of thine: "

સાહિત્યના વિષયમાં એમની છેલ્લી કૃતિ 'નૃસિંહાવતાર' અથવા 'પ્રહ્લાદાખ્યાન' કરીને છે—જે પ્રસિદ્ધ થવી બાકી છે. ગદ્યમાં 'ગુલાબસિંહ' પણ સ્મરણ રાખવા લાયક ગ્રન્થ છે. નવલ કથાના ગ્રન્થ તરીકે કદાચિત્ 'ઝનોની' નેનું 'ગુલાબસિંહ' અનુકરણ છે તે પ્રથમ વર્ગમાં ન મૂકી શકાય તો પણ એના કેટલાક પેરેગ્રાફોમાં જે જીવન ભર્યું છે તે વાંચનારને સચેત કર્યા વિના રહે એવું નથી. શૈલી પણ અપૂર્વ, ઉદાત્ત, અને ઓજવાળી છે. કાવ્યના અવલોકનકાર તરીકે રા. મણિલાલનું સ્થાન જરા સૂક્ષ્મતાથી નક્કી કરવાનું છે. આ વિષયમાં એમનાં સામાન્ય મૂળ 'નિકાલા બાધ' છે. 'ખરા અંતઃકરણથી આપણા અદ્વૈત વેદાન્તનો ઝંડો ઉપાડનાર આ વિદ્વાન્ કવચિત્ ક્રિશ્ચિઓનિટિ યા પાશ્ચાત્ય વિચારનો જેમાં ઝાંખો ઝાંખો પણ આભાસ થતો લાગે એવાં કાવ્યોમાં આસ્વાદ ન લઈ શકે એ સ્વાભાવિક છે વળી આ સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે: કેટલાક જનોને બાહ્ય સૃષ્ટિદ્વારા પરમાત્માનું દર્શન થાય છે તો કેટલાકને આન્તર જગત્દ્વારા થાય છે. એ બે પક્ષમાં રા. મણિલાલનું વલણ આ બીજા પક્ષ તરફ હતું. અને તેથી એમનાં કાવ્યોમાં 'સૃષ્ટિ સૌંદર્ય' થોડું આવતું, અને એમના કાવ્યત્વના ધોરણોમાં પણ વિચારને અધિક પદ મળતું. આથી કાવ્ય કરતાં વિચારના અવલોકનકાર તરીકે રા. રા. મણિલાલ વધારે ઉચ્ચસ્થાન ભોગવે છે. અને આ બાબતમાં એમની બરાબરી કરનાર આપણને કદાચ એક કરતાં વધારે લેખક મળી શકે એમ લાગતું નથી. 'કવિ દલપતરામ તથા નર્મદાશંકર' ઉપરનો એમનો આર્ટિકલ, અમુક આન્તર તત્ત્વો લઈ તે વડે બહારના સ્વરૂપનો ખુલાસો કરવાની અવલોકન પદ્ધતિનું ઉત્તમ દૃષ્ટાન્ત છે. તથા 'ગુજરાતના લેખકો' એ મથાળા નીચે લખાએલો આર્ટિકલ એમની વિશાળતા અને વિચારશીલતાનો હમેશનો પુરાવો છે. આ શિવાય રા. મણિલાલની અવલોકન શક્તિનો એક ભવ્ય નમૂનો—જે 'ધર્મ'ના વિષયમાં પણ ગણી શકાય—તે પ્રાચીન કાળથી આરંભી આજ પર્યન્તના ભરતખંડના વિચાર પ્રવાહના ઇતિહાસ રૂપે લખાએલો 'સિદ્ધાન્તસાર' નામનો ગ્રન્થ છે—જે એમના દરેક વર્ષે ઉપરના મંદવાડ સમયે—"ફલના આધારરૂપ વૃક્ષનો ભંગ થવાનો સંભવ દેખી"—રચાયો હતો. આ ગ્રન્થમાં ભાષાનો ચમત્કાર એવો છે કે તે દ્વારા, પ્રાચીન ભરતખંડનું પ્રત્યક્ષ દર્શન લેતી ગ્રન્થકર્તાની પ્રતિભા અનાયાસે વાચકના આત્મામાં સંક્રાન્ત થાય છે. અને આરંભમાં મૂકેલી અને નીચે ફરી એક વાર ટાંકેલી શેલિની પંક્તિઓને રા. રા. મણિલાલને સંબંધે પ્રયોજવાનું મન થઈ આવે છે.

" The fountains of divine philosophy
Fled not his thirsting lips, and all of great,

Or good or lovely, which the sacred past
In truth or fable consecrates, he felt
And knew." He *felt*! એમાંજ રા. રા. મણિલાલનો અનન્યસાધારણ પ્રભાવ છે.

રા. રા. મણિલાલનાં ગુજરાતી પુસ્તકોમાં આ ઉપરાંત 'શાળાનું શિક્ષણ' સુધારવા માટે લખેલા કેટલાક નિબંધો તથા 'બાલવિલાસ' નામનો એક ઉદાહરણગ્રન્થ તથા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના આશ્રય નીચે પ્રસિદ્ધ થએલો પ્રાચીન ગુજરાતને લગતાં તથા બીજાં કેટલાંક પુસ્તકો છે.—જેની નોંધ લેવા જતાં અત્રે વિસ્તાર બહુ થઇ જાય એમ છે. અંગ્રેજીમાં રા. મણિલાલે રાજયોગ, 'અદ્વૈતિઝમ ઓરમોનિઝમ,' યોગસૂત્ર, માંડૂક્યોપનિષદ, ઈમિટેશન ઑફ શંકર, તર્કકૌમુદી, સિમ્બોલોજી, હિંદુઇઝમ વગેરે લેખો લખેલા છે. * પરંતુ એમના ઘણાં ખરાંનો સાર એમનાં ગુજરાતી પુસ્તકમાં આવી જાય છે, એટલે એ સંબંધમાં અત્રે વધારે વક્તવ્ય રહેતું નથી. એટલુંજ કહેવું બસ છે કે એમનાં અંગ્રેજી પુસ્તકોએ એમનું તેમજ ગુજરાતનું નામ દેશ-પરદેશ અમેરિકા સુધી પ્રસિદ્ધ કર્યું. અને એક વિદ્વાનને મુખે એમના સબંધમાં એટલે સુધી ઉદ્‌ગાર નીકળ્યો કે: "Nor does Poona or Bombay contain any Shastree", with clearer conclusions on Hindoo Theology and Philosophy, better command of lucid language, or ideas more enlightened and profound than Mr. Manilal Nabhubhai Dvivedi......whose book just published on the Raja Yoga ought to become widely known in Europe, and to converse with whom has been a real privilege."

( Sir E. Arnold )

આ પ્રમાણે રા.રા. મણિલાલના સિદ્ધાન્તોનો ટુકામાં સાર છે. હવે એ સિદ્ધાન્તોના સ્વરૂપ ઉપરથી તેમજ તેને પ્રતિપાદન કરવાની પદ્ધતિ ઉપરથી, રા. મણિલાલની બુદ્ધિના ખાસ ધર્મો શા હતા એ વિચારવાનું છે. જે બુદ્ધિ આપણા અવલોકનનો આજ વિષય છે એની ગહનતા અને ભવ્યતા તરફ જોતાં એ સંબંધી એકદમ વિચાર બાંધવો એ જરા સાહસ જેવું છે. છતાં નિર્વિવાદ રીતે સ્વીકારાઇ શકાય એવા કેટલાક ગુણો આપણી દૃષ્ટિએ પડે છે, તો એનું ટુંકાણમાં કથન કરી જવું એ અયોગ્ય નહિ ગણાય. રા. રા. મણિલાલના સર્વ સિદ્ધાન્તોને એકત્ર કરી એમનો પરસ્પર સંબંધ તપાસતાં જણાય છે કે એ વિદ્વાનના હૃદયનું વલણ (૧) **પ્રાચીનતા** અને (૨) **શાસ્ત્રીયતા** ( Scientific ના અર્થમાં, theoretic ના અર્થમાં નહિ ); તરફ હતું. આ ઉપરાંત બીજા બે ધર્મો પ્રતીત થાય છે તે (૩) **વિશાલતા** અને (૪) **ઉદ્દેશનું ઐક્ય** ( Unity of purpose ) એ છે. આ સર્વની 'ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય' ના વિષયમાં રા. રા. મણિલાલ ઉ-

*'સ્યાદ્વાદ' નામના એક જૈન ગ્રન્થ અંગ્રેજી ટીકા સાથે એમણે તૈયાર કર્યો છે. તે બોમ્બે સંસ્કૃત સીરીઝમાં ઘણું કરી થોડા વખતમાં પ્રસિદ્ધ થશે."

પર શી શી અસર થઇ એ જોઇએ. (૧) ધર્મ અને ગૃહના વિષયમાં પ્રાચીનતાને સંપૂર્ણ અવકાશ હતો સાહિત્યનાં વિષયમાં પણ બહુધા હતો. અને તેથી એ ત્રણ વિષયમાં રા. રા. મણિલાલની કૃતિઓ સંખ્યાબધ છે અને ગુણમાં પણ ઉત્કૃષ્ટ છે. રાજ્ય પદ્ધતિ હોમ જેવી ચાલે છે તે સર્વથા અર્વાચીન હોવાથી એમાં રા. મણિલાલની બુદ્ધિને વિચરવાનો પ્રસંગ થોડો હતો અને તેથી ઉપર જણાવ્યું છે તેમ એમણે આ વિષયમાં બહુજ થોડુ લખ્યું છે. (૨) શાસ્ત્રીયતા—જેને વિચારશીલતા પણ કહી શકાય—એ આ બુદ્ધિનું બીજુ લક્ષણ હતુ. જો કે શુષ્ક તર્કજાળને એ નિંદે છે, તથા અધિકારભેદની વ્યવસ્થા માને છે તોપણ ધર્મનુ યથાર્થ સ્વરૂપ સમજવુ, 'જીવિતના ઉદેશનો નિર્ણય કરવો,' અને આ રીતે જે નિર્ણય આવે તે ઉપર નીતિની સ્થાપના કરવી એવો સાધારણ રીતે રા. મણિલાલનો સર્વ પ્રતિ ઉપદેશ છે. રા. મણિલાલથી ગુજરાતને જે અતુલ લાભ થયો છે એમાં વિચારને જાગ્રત્ કરવાના એમના પ્રયત્નની પ્રથમ ગણના છે. युक्तियुक्तमुपादेय वचनं बालकादपि अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मजन्मना ॥ * એ વસિષ્ઠ વાક્ય રા. રા. મણિલાલનો 'ઇમિટેશન ઓફ્ શંકર' ને આરંભે સ્વીકારેલો સિદ્ધાન્ત છે. હાલ જે નીતિ પ્રવર્તે છે તેનુ આંખો મીંચી અનુસરણ કરવુ, વા સામાન્ય બુદ્ધિમાં જે આવે તે શાસ્ત્રીય વિચાર કર્યા વિના ગ્રહણ કરી લેવું એ એમને સર્વથા અનિષ્ટ છે. અને આ વલણને લીધેજ એમણે નીતિના આચાર કરતાં નીતિના વિચાર ઉપર ગુજરાતનું અધિક લક્ષ ખેંચ્યું છે; એમ બતાવીને–અને તે યથાર્થ રીતેજ–કે વિચાર હશે તો આચાર આવશે. પાછળના વખતમાં 'કર્મ' કરતાં કરતાં અધિકાર પ્રાપ્ત થાય છે એ સિદ્ધાન્ત ઉપર એમણે વિશેષ ભાર મૂક્યો. પણ ઊંડી દષ્ટિએ તપાસતા આ બે સિદ્ધાન્ત વચ્ચે વિરોધ નથી. અને વિરોધ માનીએ તોપણ, અને તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ જોતાં પાછળના સિદ્ધાન્તમાં કેટલુંક સત્ય ભાસે છે તોપણ, એટલુ તો ખરૂંજ કે રા. મણિલાલની મહત્તા એમના પૂર્વના સિદ્ધાન્તમાંજ રહેલી છે. ગુજરાતમાં અતિ 'પ્રાચીનો' જેને કર્મ કહે છે તે તો અનેક વર્ષો સુધી થયાં. હવે સમય વિચારનો, તત્ત્વજ્ઞાનનો છે. અને અધિકાર ભેદ કર્મ અને વિચાર વચ્ચે નથી, પણ વિચારનાંજ જૂદાં જૂદાં સ્વરૂપો—ખરી ભક્તિ, ખરૂં જ્ઞાન વગેરે—વચ્ચે છે, હવે 'ગૃહ'ના વિષયમાં આ શાસ્ત્રીયતાની શી અસર થઇ છે તે જોઇએ. ધર્મના વિષયમાં રા. મણિલાલની અસર જેટલી સ્પષ્ટ છે એટલી ગૃહના વિષયમાં નથી એમ કદાચિત્ કેટલાક માનશે. એટલું ખરૂ છે કે આચાર અને વિચારની ગુંથણ ઘણી નિકટ હોઇ, આચારની વિચાર ઉપર કેટલીક વાર અસર થાય છે; અને વિચારમાં ફેરફાર થતા પહેલાં આચારને બદલવાનો માર્ગ કેટલેક અંશે લેવાની જરૂર પડે છે. પણ, ઘણે ભાગે વિચારદ્વારા આચાર સુધારવાનું ધોરણજ શાસ્ત્રીય છે. જો કે વિચાર સામાન્ય જન માટે કઠિન માર્ગ છે, અને કાર્ય સાધવામાં એ પદ્ધતિ જરા ધીમી થઇ પડે છે ખરી, છતાં કહેવુ જોઇએ કે એ રીતે મેળવેલો જયજ ચિરસ્થાયી નીવડવા સંભવ રહે છે. આમ હોવાથી ગૃહના વિષયમાં હાલ નિષ્ફળ જેવી

* ('યુક્તિ યુક્ત' કહેતાં વિચારવાળું—એવુ વચન બાલક પાસેથી પણ ગ્રહણ કરવુ; અને એથી ઉલટું એટલે યુક્તિ રહિત બ્રહ્મદેવે કહ્યુ હોય તથાપિ ત્યાગ કરવુ.)

દેખાતી રા. મણિલાલની પ્રવૃત્તિ લાંબે ગાળે સફળ નીવડશે એમ આશા છે. અત્યારે તે એટલું કબુલ કરવું પડશે કે 'નારી પ્રતિષ્ઠા' ની અસર 'નવીનો' ની ભૂલ બતાવવા ઉપરાંત 'પ્રાચીનો' ને સ્વકર્તવ્યમાં દોરવા તરફ થોડીજ થઇ છે. રાજ્યના વિષયમાં શાસ્ત્રીયતા પ્રાચીનતાની સાથે જોડાએલી હોવાથી—પ્રાચીનતાની માફકજ નિરવકાશ નીવડી. સાહિત્યમાં એ શાસ્ત્રીયતા સ્વયં વિચાર રૂપ હોઇ, એમને કવિ તરીકે વિચારપ્રધાન કાવ્ય તરફ, અને અવલોકનકાર તરીકે કાવ્ય પરીક્ષામાં વિચારને અધિક પદ આપવા તરફ દોરી ગઇ. પરિણામ છેક ખોટુંજ આવ્યું છે એમ કોણ કહી શકશે ?

(૩) **વિશાલતા** એ આ બુદ્ધિનું ત્રીજું લક્ષણ છે. આ વિશાલતા વિષયની પસંદગીમાં અને એક પ્રકારે પ્રત્યેક વિષયની પરીક્ષામાં સપૂર્ણ પ્રકાશે છે. રા. રા. મણિલાલના ગ્રન્થોમાં મનુષ્યજ્ઞાનના અનેકાનેક વિષયોનો સમાવેશ છે.—જે સિદ્ધ કરવાને એ ગ્રન્થોની ટીપ આપવી એટલુજ બસ છે, જેમાંથી ઘણાંખરાંનું પરિગણન ઉપર થઇ ગયું છે. પ્રત્યેક વિષયની પરીક્ષામાં જે વિશાલતા પ્રતીત થાય છે તે વિષયને અનેક દૃષ્ટિબિંદુથી વિચારી જોવાની વિશાલતા નથી, પણ એકજ બાજુ વિશાલ દૃષ્ટિએ અવલોકવાની વિશાલતા છે. આ વિશાલતા સિદ્ધાન્તસાર, ઐતિહ્રતિક્રમ, શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઇમિટેશન ઓફ્ શંકર વગેરેના ઉપોદ્ઘાતો, 'ગુજરાતના લેખકો' વગેરે લેખોમાં સ્પષ્ટ છે. વાંચનારની પ્રવૃત્તિ-નિવૃત્તિ કરવાના હેતુથી રા. રા. મણિલાલને હાથે વસ્તુની એકજ બાજુ ઉપર કેટલીકવાર ભાર મૂકવામાં આવતો. પણ આ પદ્ધતિ સદોષ છે એમ કહેતા પહેલાં એટલુ જરા ધ્યાનમાં રાખવાનું છે કે રા. મણિલાલનો ઉદ્દેશ પંડિત (Scholar) માં ખપવાનો નહિ પણ એક ઉપદેશક (Teacher) થઇ ગુર્જર જનમંડલના આચાર વિચાર ઉપર અસર કરવાનો હતો. (૪) છેવટે વિચારવાનું લક્ષણ તે રા. મણિલાલના **ઉદ્દેશની એકતા** છે. માત્ર કીર્તિની સ્પૃહાથી દોરાઇ જઇ અનેક વિષયો ચર્ચનાર અનેક ગ્રન્થો રચનાર વિદ્વાન્ ગમે તેમ ગમે તેવા વિષયો પસંદ કરે અને જુદે જુદે સ્થળે જુદે જુદે રૂપે ભાસે એ સ્વાભાવિક છે. પણ રા. રા. મણિલાલમાં એમ નહતું. સર્વત્ર રા. મણિલાલની વિચારમુદ્રા એક રૂપેજ પ્રકાશે છે. 'જીવિતનો ઉદ્દેશનો નિર્ણય' કરવાની સાથે ગ્રંથકાર તરીકેના એના ઉદ્દેશનો નિર્ણય પણ એણે કર્યો હતો. એનું સમસ્ત જીવન—અને તે સાથે ગ્રંથકાર તરીકે એની પ્રવૃત્તિ—એકજ ઉદ્દેશથી ઘડાએલાં હતાં. અને તે ઉદ્દેશ તે 'અભેદાનુભવ.' આ ઉદ્દેશને અનુકૂલ તે સારૂં; પ્રતિકૂલ તે ખોટું. ધર્મમાં, નીતિમાં, કાવ્યમાં, ગૃહમાં, રાજ્યમાં સર્વત્ર સારા ખોટાનુ એકજ ધોરણ "**અભેદમાર્ગપ્રવાસી**" ને માન્ય છે. આજ હેતુથી એમણે નવલ કથાના અનુકરણ માટે ડિકન્સ્ કે થેકરે, કે ઓલીવરગોલ્ડસ્મિથ જેવા કથાકારને ન લેતાં, લિટનને 'ગુલાબસિંહ' માટે પસંદ કર્યો. એમને હાથે શેક્સપિઅરનું ભાષાન્તર થયું હોત તો એમની કીર્તિને તેમજ ગુજરાતી સાહિત્યને ઘણો લાભ થાત. પણ એ કામ રા. મણિલાલના ઉદ્દેશની બહાર હતું, અને તેથી તે એમણે હાથ ન ધર્યું.

એક ગ્રન્થકાર તરીકે રા. રા. મણિલાલનું મનન કર્યા પછી એમની જાત માટે બહુ લખવું બાકી રહેતું નથી કેમકે મણિલાલનાં પુસ્તકો મણિલાલના અંતરાત્માના

આદર્શ જેવા છે એ પ્રેમ ભર્યું હૃદય, એ અજ્ઞાત ૬ઉમ પ્રભાવ વાળી બુદ્ધિ, એ સ્વદેશાભિમાન, એ ઉત્સાહ, અને એ સામર્થ્ય—જે ક્ષણવાર પણ વિસરી શકાતાં નથી—એ રા મણિલાલનાં પુસ્તકોમા પગલે પગલે પ્રત્યક્ષ થાય છે 'કરવામા ન કરવુ' અને 'ન કરવામા કરવુ' એ સમતાના સૂત્રનો દંભ અનેક વેદાન્તીઓ કરે છે. છતા એનો મર્મ સમજી એને યથાર્થ રીતે આચરનાર આપણામા એકજ પુરુષ હતો જે આજ અસ્ત થઇ ગયો! 'નિરાશા એજ છે આશા' એ જેના હૃદયનો ક્ષણિક ઉભરો ન હતો, અને જે નિરાશાના અસહ્ય બોજાથી વીંટાએલો છતાં પણ આશાના ખડક ઉપર દૃઢ નિશ્ચયથી સ્તબ્ધી રહી, "કહીં લાખો નિરાશામા અમર આશા છુપાઈ છે" એમ ઉન્નત પ્રયાણને અનુકૂળ સ્વરે ગાતો, એ જ્ઞાનવીર હવે નથી!

"પ્રીતિ પ્રેમ વદુ જય જય જય વાણી!
ભર્યા પ્રેમ થકી પવન આભ પાણી
શીતલ પ્રાણ સાંધ આપનો સમીર
સુરજ ચદ્ર તણો પ્રેમ શો ગભીર"

એ જેના જીવનનો આદ્ય ઉદ્ગાર હતો, મધ્યે પણ જે 'પ્રેમ પદારથ પારખે તેને લાધે અભેદનુ રાજ' 'આ જામયૂ ઇશ્કમા ખુમી ભરી કહીં કહીં!' 'જપીને પ્રેમ મત્રોથી જગાડયુ મે શુ આ આજે' ઇત્યાદિ ગાઇ રહ્યો હતો—તેનો અન્ત સમયે પણ કંઠ "પ્રેમ" થીજ ભરપૂર હતો

"હજારો ઓલિયા મુર્શિદ ગયા માશૂકમા ડૂબી
'ન ડૂબ્યા તે મુના એવી કલામો સખ્ત ગાઇ છ',"

એ આ "પ્રેમ" મય જીવિતના છેલ્લા શબ્દો થઇ પડ્યા!

ॐ शान्तिः

## રા. રા. મણિલાલ નભુભાઇનુ જીવનવૃત્ત*.

( મળેલુ )

અત્યન્ત ખેદયુક્ત થઈ આંહી જણાવવુ પડે છે કે રા રા મણીલાલ નભુભાઈ દ્વિવેદી તા ૧ અકટોબર શનીવારને દીવસે રાત્રીએ મરણ પામ્યા છે તેમનો જન્મ સન ૧૮૫૮મા થયો હતો આ સમયે તેમનુ વય માત્ર ચાળીશ વર્ષનુ હતુ. આટલા નાના વય છતાં તેમણે પોતાની જે કીર્તિ પ્રસારેલી છે તે ઉપરથી તેમની વિદ્વત્તા, વ્યવહારકાર્યમા નિપુણતા, અને પરમાર્થપરાયણતા કેટલાં હતાં તે સહજ પ્રદર્શિત થાય છે. તેમણે પોતાની જન્મભૂમિ નડીઆદમાં હાઇસ્કૂલમા થતો અભ્યાસ પૂરો કરી મેટ્રિક્યુલેશનની પરીક્ષા

* આ લેખ 'પ્રત્યગાત્મા,' ના લેખક તરફથી લખાઇ આવ્યો છે આરભમાં, આ શોકજનક વિષય ઉપર કલમ ન ચાલતાં, તન્ત્રી તરફથી કેટલાક મિત્રોને આ સબધી કાંઇક લખી મોકલવા વિનતિ થઇ હતી—જે ઉપરથી એક મિત્રે આ સહાય આપી છે, અને તેટલા માટે તન્ત્રી ઉપર એમનો મ્હોટો ઉપકાર છે——તન્ત્રી

પસાર કરી મુંબઈની એલ્ફીનસ્ટને કૉલેજમાં દાખલ થઇ ઉત્તરોત્તર બી. એ. ની પરીક્ષા પસાર કરી. શરીરસંપત્તિ તથા વ્યવહારનાં કારણુસર તેમને નોકરી કરવાનું યોગ્ય જણાતાં નડીઆદની હાઇસ્કૂલમાં આસીસ્ટંટ માસ્તરની જગોમાં દાખલ થયા. ત્યાં થોડો કાલ રહી મુંબઇમાં ગુજરાતી નિશાળોના ઈન્સ્પેકટરની જગો પર ગયા. મુંબઇમાં નિવાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી તેમને પોતાની ઈચ્છાઅનુસાર સંસ્કૃતભાષાજ્ઞાનની વૃદ્ધિ કરવા તથા ન્યાય, વેદાન્તના ગહન વિષયોમાં પ્રવેશ કરવાની તક લીધી. આ સમયે તેમણે "મેસમેરીઝમ" નો પણ અભ્યાસ કર્યો અને તેના પ્રયોગો સંતોષકારક કરવા માંડ્યા. એ વિદ્યાની સત્યતા પ્રદર્શિત કરવા તેમણે પ્રાણુવિનિમયનો સુપ્રસિદ્ધ ગ્રંથ રચ્યો હતો. "મેસમેરીઝમ" ના વિષયમાં કેટલીક શંકા દૂર કરવા તેમણે થીઓસોફીકલ સોસાઇટીના પ્રેસીડેન્ટ કરનલ ઑલકોટ સાથે એ વિષે ચર્ચા કરી તેના પરિણામે તેઓ એ સોસાઇટીના મેમ્બર થયા હતા. ઇ.સ. ૧૮૮૫માં ભાવનગરમાં આર્ટસકૉલેજ સ્થાપન કરવામાં આવી તેના પહેલા સંસ્કૃત પ્રોફેસરની જગો માટે તેમની પસંદગી કરવામાં આવી હતી. આ કૉલેજમાં તેમના શિક્ષણથી શિષ્યવર્ગને એટલો મોહ પમાડ્યો હતો કે કેટલીક દક્ષિણે દેશની કૉલેજના વિદ્યાર્થિઓ તેમની પાસે અભ્યાસ કરવા આકર્ષાયા હતા. પરંતુ મનુષ્યનું પ્રયત્ન ગમે તેમ છતાં દૈવ ઇચ્છા કાંઇ અન્યથા હતી એટલે તેમને આ સમયમાં એક મહાન વ્યાધિનો પ્રાદુર્ભાવ થઈ આવ્યો અને તેને લીધે તેમના સ્વરની સ્પષ્ટતા ઉપર અસર થઇ. અભ્યાસકવર્ગને આ મહાન્ હાનિ થઇ અને તેમને પોતાને પણ વ્યવહાર પક્ષે ઘણી હાનિ થઇ. કેમકે આવી સ્થિતિમાં પ્રોફેસરનું કાર્ય યથાર્થ થઇ શકે નહી એવું તેમને જણાયું તેથી તત્કાલ તેમણે તે કાર્યથી મુક્ત થવા માગણી કરી ભાવનગરથી પોતાને વતન જઇ રહ્યા. થોડા કાલે શરીર સંપત્તિ સુધરતાં જે કાર્ય માત્ર થોડાં મનુષ્યને લાભ—કારક થાત તે બંધ પડેલું જોઇ જન સમૂહને લાભકારક કાર્ય કરવા તેમની બુદ્ધિ પ્રેરાઇ. "સિદ્ધાન્તસાર" આ સમયે રચાયેલો છે ત્યાર પછી તેમને શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જૈન ભંડારોનો શોધ કરી તેમાંથી યોગ્ય પુસ્તકોના ભાષાંતર કરી પ્રસિદ્ધ કરવા માટે કામે લગાડવામાં આવ્યા. તેમાં તેઓએ જે કામ કરેલ છે તે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની નોંધ જોવાથી સહજ જોવામાં આવે તેમ છે. ગુજરાતી ભાષાનું તેમનું અનન્યજ્ઞાન અને તેનો સારોદ્ધાર કરવાની તેમની જીજ્ઞાસા કેટલી હતી તે આજ કહેવાની જરૂર રહેતી નથી. ગુજરાતી શાલાઓમાં ચાલતાં પુસ્તકોની ખામી તેના રચનારના મોટા સામે નિડરપણે તેમણે દર્શાવી હતી. અને પોતાના લેખથી તે કેવી હોવી જોઇએ તેનો નમુનો ગુર્જર સાક્ષરવર્ગ સમીપ પ્રસંગોપાત મુકતા હતા. સંસ્કૃત પુસ્તકનાં ભાષાંતર કરવાની તેમના શક્તિ અને ગુજરાતી ભાષાના અસલ ગ્રંથ રચવાની તેમની યોગ્યતા માલતી માધવ અને કાન્તા જોઇ કોઇને પણ સહજ ખ્યાલ આવે એવું છે. પોતાના અભિપ્રાય પ્રદર્શિત કરવા તેમણે પ્રિયંવદાના નામથી પ્રથમજ માસિકનો આરંભ કરેલો તે અત્યાર પર્યંત સુદર્શનના નામથી ચાલે છે. આવી રીતે માત્ર ગુજરાતી ભાષામાં લેખ લખી તેઓ બેસી રહ્યા નહી હતા પરંતુ તેની સર્વગ્રાહી બુદ્ધિ સંસ્કૃત ઇંગ્રેજી લેખો લખવા માટે પણ તેટલીજ તત્પર હતી. ન્યાયકૌમુદી, રાજયોગ, પંચશતી, મેસ્મેરિઝમ, અથવા અદ્વૈતિ-

ઝમ ઇત્યાદિ પુસ્તકો રચી યુરપ, અમેરિકાના વિદ્વાનોનાં મન પણ પોતાની પ્રત્યે આકર્ષ્યાં હતાં. સારાંશ એટલો કે તેમણે પોતાના નાના વયમાં એટલાં બધાં કામ કરેલાં છે કે તેને ગણવા બેસતાં લબાણ થઇ જાય.

આવા નરનું આ દુનિયામાંથી પ્રયાણ થયું સાંભળી તેમના પરોક્ષ અથવા અપરોક્ષ પરિચયમાં આવેલ કિયા મનુષ્યને ખેદ થયા વિના રહેનારો ? ભારતભૂમિમાં પણ જે થોડા નર ઉત્પન્ન થયા છે અને થશે તેની સાથે ગણનામાં મુકવા યોગ્ય આ ઉત્તમ નર આટલી યુવાવસ્થામાં ગત થવાથી દેશને હાનિ થઇ છે એમ કહીશું તો તેમાં કંઇ વિશેષતા નથી. તેમના વિચાર હમેશાં અતિ ઉત્કૃષ્ટ હતા અને તેમાં એટલું બધું સામર્થ્ય હતું કે તે પ્રમાણે તે ઘણા મોટા ભાગને પોતાની પાછળ દોરી જતા. આવા પુરૂષની ખામી એકાએક પુરાય એ બનવું કઠિણ છે. તેમના મિત્રમંડલમાં, ગુજરાતના સાક્ષરમંડલમાં, અને દેશના વિદ્વાનૂમંડલમાં તેમની જગો ખાલી પડી ગઇ છે. આ વાતનો શોક તે તે વર્ગના લોકો કરે તે સ્વાભાવિક છે. વ્યવહાર પક્ષે વિશેષ ખેદકારક એ છે કે તેમનાં, માતુશ્રી વિદ્યમાન છે અને પુત્રો બાલક છે.

---

## સ્વામી વિવેકાનન્દે અમેરિકાની ધર્મપરિષદ્‌માં કરેલું ભાષણ. *

(મળેલુ)

(અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૭૯ થી)

આ સર્વ ઉપદેશનું શું પરિણામ આવ્યું છે ? સંસ્કૃત ભાષામાં લખાએલાં સર્વ પ્રકારનાં તત્વજ્ઞાનનાં પુસ્તકોમાંથી હિંદુઓ શિવાય બીજા કોઇનો ઉદ્ધાર થતો નથી, એવું જો કોઈ બતાવનાર હોય તો તેને આહ્વાન કરૂં છું; વ્યાસ મહાત્મા કહે છે કે–" આપણી જાતિ અને ધર્મમાં જેઓ નથી, તેઓમાં પણ પરિપૂર્ણ પદ પામેલાં માણસો આપણે જોઇએ છીએ. "

હવે એક વાત વિશેષ કહેવાની જરૂર છે જે હિંદુઓના વિચારો ઇશ્વરમાંજ પર્યાપ્ત થાય છે, તે હિંદુઓ વિજ્ઞાનવાદી બૌદ્ધ અને નાસ્તિકવાદી જૈનના મતનો કંઇ પણ અંગીકાર કરે છે ?

બૌધ્ધો ઇશ્વર ઉપર આધાર રાખતા નથી; પરંતુ દરેક ધર્મમાં મનુષ્યમાંથી ઇશ્વરપદ પામવાનું જે સત્ય સમાએલું છે, તે સત્ય તરફ બૌદ્ધધર્મનું વલણ છે. તેઓએ પિતાને જો એલ નથી, પણ પુત્રને જોએલ છે. અને જેણે પુત્રને જોયો છે, તેણે પિતાને પણ જોયો છે, એમ મનાય છે, મારા ભાઇઓ હિંદુ વિચારોનો આ સક્ષેપ ચિતાર છે. હિંદુઓ કદિ પોતાની સર્વે યોજનાઓ અમલમાં લાવવાને નિષ્ફલ થયા હશે, તોપણ જો કદિ અભિન્ન જ-

---

* આ લેખ ભાવનગરના એક ગૃહસ્થ તરફથી આવે છે. એમનું નામ પ્રસિદ્ધ કરવાની પરવાનગી મેળવી શકાઇ નથી એટલે તે અત્રે આપ્યું નથી.—તંત્રી

ગનું માટે એકજ ધર્મ થવાનો હોય, તો તે ધર્મને દિશા અને કાલનું બંધન હોવું જોઇએ નહિ. જે ધર્મ પોતે જે અનંત ઇશ્વરનો ઉપદેશ કરે છે, તે ધર્મ તે ઇશ્વરના જેટલોજ અનંત હોવો જોઇએ. તેવો ધર્મ બ્રાહ્મણ અથવા બૌદ્ધનેજ માટે કે ખ્રીસ્તી અથવા મુસલમાનોને માટેજ ન હોવો જોઇએ; તેમજ તેનો સર્વ ક્રાઇસ્ટ અથવા કૃષ્ણના અનુયાયીઓ ઉપર, તેમજ નિષ્પાપ અથવા પાપી સર્વ ઉપર સરખી રીતે પ્રકાશવો જોઇએ. તેમજ તે ધર્મ સર્વને માટેજ હોવો જોઇએ. તેમ છતા તે ધર્મના ઉદ્ઘાટન માટે અનંતસ્થાન હોવું જોઇએ. એટલુંજ નહિ પણ અધમાવસ્થામા રહેલો અને તિર્યક્ વર્ગથી બુદ્ધિની બાબતમાં જુદો નહિ પડેલો એવા દરેક માણસથી આરંભીને મનુષ્યવર્ગના શિરોમણિ દરેક મહાત્મા પુરૂષ, જેનાથી અખિલ જનમંડલ આશ્ચર્ય પામે છે, એટલુંજ નહિ પણ જે અમાનુષ છે એમ મનાય છે તેવા મહાત્મા પુરૂષ સુધી દરેક માણસને તે ધર્મે પોતાની સાર્વલૌકિકતાથી પોતાની અનંત બાથમાં ભેટવો જોઇએ

તેજ ધર્મ સત્ય ધર્મ કહેવાય કે જે ધર્મમા પરપીડન અને પરમતની અસહિષ્ણુતાનો અવકાશ પણ હોતો નથી, અથવા જે ધર્મ દરેક સ્ત્રી પુરૂષમા દૈવાંશ છે, એમ સ્વીકાર કરે છે અથવા જે ધર્મનો સઘળો પ્રયત્ન અને સઘળી શક્તિ મનુષ્યવર્ગને દૈવાંશનો અનુભવ કરાવવામા મદદ કરનાર હોય, તેજ ધર્મ સત્યધર્મ કહેવાય. એવો ધર્મ શોધી કાઢો કે જેને આખુ જગત્ અનુસરી શકે અશોકની સભા માત્ર બુદ્ધ ધર્મનીજ સભા હતી. અકબરની સભાનુ વલણ સત્યનો હેતુ પાર પાડવા તરફ હતું, તોપણ તે સભા માત્ર વિવાદસ્થાન હતું. પરંતુ ઇશ્વર સર્વ ધર્મના રહેલો છે, એવુ આખા જગતને જાહેર કરવાનું કામ અમેરિકા માટેજ નિર્માણ થએલુ છે

તે સર્વ શક્તિમાન્ ઇશ્વર, પછી ગમે તો તે હિંદુઓનો બ્રહ્મ હોય, અથવા પારસીઓનો અહુરમજ્દ હોય, અથવા બૌદ્ધનો બુદ્ધ હોય, અથવા યાહુદીઓનો જેહોવા હોય, અથવા ખ્રિસ્તીઓનો સ્વર્ગમાં રહેલો પિતા હોય, ગમે તેવો તે ઇશ્વર, તમારી આ ઉદાર યોજના પાર પાડવાને તમને સંપૂર્ણ બલ આપો! પૂર્વમા તારાનો ઉદય થયો હતો અને ધીમે ધીમે તે પશ્ચિમ તરફ પ્રવાસ કરીને આવ્યો હતો; તે વખતે તે મંદપ્રકાશવાન થયો હતો; અને કોઇ વખતે અતિ પ્રકાશવાન થયો હતો; અને છેવટે તે પૃથ્વીની પ્રદક્ષિણા કરીને હવે ફરીથી પૂર્વની દૃષ્ટિ મર્યાદામાં પ્રથમ કરતાં અતિ તેજસ્વી દીપ્તિથી ઉદય થયેલ છે. સ્વતંત્રતાની જનનીરૂપ ભૂમિ, અમેરિકાને સહસ્ર ધન્યવાદ હો! પોતાના પડોશીના રક્તથી જેણે પોતાના હાથ બગડ્યા નથી. અથવા પોતાના પાડોશીનુ ધન લુંટી લઇ, ધનવાન થવાનો જેણે ટુંકો માર્ગ જોયો નથી, અને શાંતિના વિજય ધ્વજથી જે સુધારાના અગ્ર ભાગમાં ધસ્યું જાય છે, તેનુ સર્વ માન હે અમેરિકા! ઇશ્વરે તનેજ આપ્યુ છે.

## ભ્રાતૃભાવ

હવે હું તમને એક ટુંકી કહાણી કહુ છું. જે છટાદાર વક્તાએ હમણાં પોતાનું ભાષણ પુરૂં કર્યું, તેણે એમ કહેલું, તમે સાંભળ્યું છે કે—"હવે આપણે એક બીજાની નિંદા કરતા બંધ થઇએ;" અને તે વક્તા જગતમાં એટલો બધો વિરોધ હોવાથી ઘણોજ દીલ

લગીર થયો છે. પરતુ આ સર્વ વિરોધનું જે કંઇ કારણ છે, તે કારણનો ભાસ આપવાને હું એક ટુંકી કહાણી કહું છું. ' એક દેડકો કુવામાં રહેતો હતો. ત્યાં તે લાંબા વખત સુધી રહ્યો હતો. તે તેજ કુવામાં જન્મ્યો હતો. અને તેજ કુવામાં ઉછર્યો હતો; છતાં તે એક નાનો દેડકો હતો. અલબત તે દેડકાને ચક્ષુ હતી કે નહિ, તે સિદ્ધ કરવાને પરિણામ વાદીઓ તે વખતે ત્યાં નહોતા. તોપણ આપણી વાર્તાની ખાતર આપણે કહેવું જોઇએ કે તે દેડકાને ચક્ષુ હતી. તેમજ વનસ્પતિ વિદ્યા શાસ્ત્ર જાણનારાઓને પણ હેરત કરે તેવી શક્તિથી તે કુવામાં જે નાનાં નાનાં જંતુઓ હતાં, તેનું તે ભક્ષ કરીને કુવાના પાણીને સ્વચ્છ રાખતો હતો. એ રીતે તે ધીમે ધીમે પુષ્ટ અને બ રે થયો. વારુ, કેટલાક દિવસો પછી મહાસાગરમાં રહેનાર એક દેડકો અકસ્માત્ તે કુવામાં આવી પડયો. કૂપમંડૂકે પૂછયું કે—" તું કયાંથી આવે છે ? " સાગરમંડૂકે ઉત્તર આપ્યો—" હુ સાગરમાંથી આવુ છું."

" તું સાગરમાંથી આવે છે ? તે સાગર કેવડો મોટો છે ? શું તે મારા કુવા જેવડો મોટો છે ? " એવું કહીને તે કૂપમંડૂકે કુવાના એક છેડેથી બીજા છેડા સુધી કુદકો માર્યો.

સાગરમંડૂકે કહ્યું કે—" મારા મિત્ર, તું સાગરને તારા નાના કુવા સાથે શી રીતે સરખાવી શકીશ " ?

ત્યારે તે કૂપમંડૂકે બીજો કુદકો માર્યો, અને કહ્યું—" શુ તારો સાગર આવડો મોટો છે ? "

" તમારા કુવા સાથે સાગરને સરખાવવા કેવો અનર્થ કરો છો ? " કૂપમંડૂકે ટીકા કરી કે—" મારા કુવા કરતાં કઇ પણ પદાર્થ મોટો હોઇ શકે નહિ. આ કુવા કરતાં બીજી કઇ વસ્તુ વધારે મોટી છે નહિ. આ સાગરમંડૂક જુઠો છે. તેને અહિંથી હાંકી કાઢો. "

એવીજ મુસ્કેલી જગતમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે. હુ એક હિંદુ છું. હું મારા નાના કુવામાં બેઠો બેઠો વિચાર કરું છું કે—આ આખુ જગત્ મારા નાના કુવામાં ખ્રીસ્તીઓ પોતાના કુવામાં રહીને આખું જગત્ પોતાના કુવામાં છે, એમ માને છે. તેજ પ્રમાણે મુસલમાનો પણ આખું જગત્ પોતાના કુવામાં છે, એમ માને છે, હે અમેરિકા, તમે આ આપણાં નાના જગતની મર્યાદા તોડી નાંખવા જે યત્ન કરો છો, તે માટે હું તમારો ઉપકાર માનું છું. અને આશા રાખું છું કે—ભવિષ્યમાં ઇશ્વર તમારું કર્તવ્ય પાર પાડવાને તમને સંપૂર્ણ રીતે સહાય થશે.

## અંત—આશીર્વાદ.

જગતના સર્વે ધર્મોની આ સમાજે સંપૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. અને જેઓએ આ સમાજ ઉત્પન્ન કરવા યત્ન કર્યો છે, તેઓને પરમ કૃપાળુ પરમેશ્વરે સંપૂર્ણ સાહાય્ય આપી છે; એટલુંજ નહિ પણ તેઓના નિઃસ્વાર્થી ઉદ્યોગને સફલ કરેલ છે. જે ઉદાર મહાત્માઓના વિસ્તીર્ણ હૃદયે અને સત્ય પ્રેમે આ સાશ્ચર્ય સ્વપ્નનો વિચાર કર્યો, અને પછી તે સ્વપ્નને પ્રત્યક્ષ કર્યું છે, તે મહાત્માઓનો હુ ઉપકાર માનું છું. આ ભાષણભૂમિ ઉપર જેઓએ ઉદાર અને સ્વતંત્ર વિચારોનો વર્ષાદ વર્ષાવ્યો છે, તે મહાત્માઓનો પણ હું ઉપકાર માનું છું. તેમજ એ વિદ્વાન્ શ્રોતા જનોએ મારી ઉપર અપૂર્વ મમતા દર્શાવી છે એ-

શું જ નહિ પણ જે વિચાર ધર્માન્ધપણાને મૃદુ કરે છે, તે વિચારની જેઓએ કદર બુઝી છે, તે શ્રોતાજનોનો પણ હું ઉપકાર માનું છું. આ સમગ્ર શાંત ધ્વનિમાં વખતો વખત કેટલાક કર્કશસ્વરો હતા, તોપણ તે કર્કશ સ્વરોએ સ્પષ્ટ વૈધર્મ્યથી સમગ્ર શાંતતાને વધારે મધુર કરવાથી, તે સ્વરોનો પણ હું ઓછો ઉપકાર માનતો નથી.

ધર્મની એકતાના સામાન્ય અધિષ્ઠાન માટે જેટલું જેટલું કહેવું જોઇએ, તેટલું કહેવાયું છે, હું મારો પોતાનો સિદ્ધાંત આગળ લાવવાનું ધૈર્ય કરતો નથી. તોપણ આપણામાંથી કોઈ એમ ધારે કે—ધર્મનું ઐક્ય અમુક ધર્મના ખંડનથીજ થઈ શકે તેમ છે, તો તેને હું કહું છું કે–" હે ભાઇ, એ તારી અશક્ય આશા છે. " શું હું એમ ઇચ્છું કે "ખ્રીસ્તીઓ હિંદુ થાય ? " અરે ! ઇશ્વર મને એ વિચારથી દૂર રાખે. શું હું એમ ઇચ્છું કે—" હિંદુઓ અથવા બૌધ્ધો ખ્રિસ્તી થાય ! " અરે ! ઇશ્વર મને તે વિચારથી પણ દૂર રાખે !

જમીનમાં બીજ વાવીએ છીએ, અને તે બીજની આસપાસ મૃત્તિકા, વાયુ અને જલનું સિંચન કરીએ છીએ. તેથી શું તે બીજ મૃતિકા, વાયુ કે જલ થશે ? નહિ, તે બીજમાંથી વૃક્ષ થશે; તે બીજ પોતાના વૃદ્ધિના નિયમને અનુસાર વૃદ્ધિ પામે છે; વાયુ, પૃથ્વી જલનો વિકાર કરી તે વૃક્ષતત્વમાં બદલાવી નાંખે છે; અને એ રીતે તે પોતે વૃક્ષ રૂપ થાય છે.

તેવોજ નિયમ ધર્મના સબંધમાં છે. ખ્રિસ્તીઓને હિંદુઓ અથવા બૌદ્ધ થવાની જરૂર નથી. તેમજ હિંદુઓ અથવા બૌદ્ધને ખ્રીસ્તી થવાની જરૂર નથી. પરંતુ તેઓ એક બીજાએ પરસ્પર સમેલન કરવું જોઇએ. અને તેમ છતાં પોતાના સ્વરૂપને સાચવી રાખીને વૃદ્ધિના નિયમ પ્રમાણે તેઓએ વૃદ્ધિ પામવી જોઇએ.

આ ધર્મ પરિષદે જગતને કંઇ પણ બતાવી આપ્યું હોય તો તે એ છે કે—**પવિત્રતા નિર્મલતા અને ઉદારતા એ કંઈ કોઇ અમુક ધર્મનીજ મિલ્કત નથી.*** તેમજ ધર્મની દરેક પદ્ધતિએ માણસની પ્રતિષ્ઠાને સર્વોત્કૃષ્ટ બનાવી છે. આવું પ્રત્યક્ષપ્રમાણ છતાં, હવે જો કોઈ માણસ એમ ધારે કે—તે પોતેજ લાંબી હયાતિ ભોગવશે, અને બીજા સર્વનો નાશ થશે તો તેવા માણસ ઉપર મને અંતઃકરણ પૂર્વક દયા આવે છે. અને તે માણસને હું કહું છું કે—થોડાજ વખતમાં દરેક ધર્મના વિજય ધ્વજ ઉપર તેઓનો પ્રતિવિરોધ છતાં, એવા શબ્દો લખાશે કે—" **સાહાય્ય કરવી. પણ વિરોધ કરવો નહિ ઐક્ય કરવું પણ વિનાશ કરવો નહિ. શાંતિ અને સમાધાન કરવું, પણ કલહ કરવો નહિ.**

---

* આ અને છેલ્લું વાક્ય મ્હોટા અક્ષરે છપાવવા તન્ત્રીએ છૂટ લીધી છે.

# સુખ—એક કર્તવ્ય *

" જો ઘડી ગઇ આનંદમેં જીવનકા ફલ સોય "—એક પ્રાચીન ઉક્તિ.

" દુઃખી થવું એ મનુષ્ય દોષ છે, ઇશ્વરનું નિર્માણ તો સુખ અર્થેજ છે. "

( એપિક્ટેટસ્ )

માનવજન્મ એ એક અમૂલ્ય બક્ષિસ છે. શંકરભગવાન વદે છે કે: " પ્રાણિઓમાં મનુષ્યજન્મ મળવો દુર્લભ છે. અને તે ઇશ્વરના અનુગ્રહથીજ મળે છે. " ઉમ્મરે પ્હોચતાં, વિવેક બુદ્ધિનો પ્રાદુર્ભાવ થતાં, આપણામાંથી ઘણાના હૃદયમાં એક સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે આ જીવિતનો હેતુ શો હોવો જોઇએ? " ઘણામાં ઘણાનું ઘણામાં ઘણું સુખ " એ સિદ્ધાન્તને અંગીકાર ન કરનારા પણ એટલું તો કબૂલ કરશેજ કે અન્યના સુખને માટે પ્રત્યેકે કાંઇક કરવું જોઇએ. જાત સુખને માટે યત્ન કરવો એ યોગ્ય કહેવાય કે નહી તેને માટે પણ શંકા ધરાવનાર ઘણા છે. એ તો ખરૂંજ છે કે સ્વસુખ એ આપણા જીવિતનો મુખ્ય હેતુ ન હોવો જોઇએ. વળી સ્વાર્થ તરીકે તાત્કાલુ સુખ પ્રાપ્ત પણ થઇ શકતું નથી એ પણ એક સત્ય છે. જગત્ અનેક આનંદ કલ્લોલથી ભરેલું છે. પણ તે આનંદના—એટલે જગતના સુખના—દાસ થવું ન જોઇએ. કેમકે તેથી વિષાદ સિવાય બીજું પ્રાપ્તજ થતું નથી. હર્ષ શોકના દ્વન્દ્વના વખતો વખત શરણ થનારની સ્થિતિ કેવી કંગાલ અને ભયંકર થાય છે એ સર્વ કોઇના જાણવામાં છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે " દુઃખમાં જેનું મન ઉદ્વેગ પામતું નથી, અને સુખ માટે જેની લાલસા નથી તેજ મનુષ્ય ' સ્થિત પ્રજ્ઞ ' મુનિ છે. " વિચારતાં સહજ પ્રતીતિ થશે કે આપણા આચાર્યો બીજું બીજું જવા દઈ ' કર્તવ્ય એ સુખ ' અને ' સુખ એ કર્તવ્ય, ' એ ઉપર વિવેચન કરતા રહે તો દુનિયાનું નિઃસંશય-પરમશ્રેય અને કલ્યાણ થાય. કારણ પોતે સુખી થવું એ અન્યના સુખને પુષ્ટિ આપે છે તો બને તેટલા ખુશ રહેવું—સુખી થવું એ કર્તવ્ય છે.

પ્રત્યેક જાણશે કે આનંદી મિત્ર સૂર્યના પ્રકાશ જેવો છે. ચારે દિશામાં એનો પ્રભાવ પડી રહે છે. આપણામાંથી ઘણા ખરા ધારે તો આ રીતે રાજા વા રંક થઇ શકે એમ છે. શોકથી દબાઈ રહેવું, એમ માનવું કે આપણા ઉપર તો દૈવ રૂઠયો છે, અને દુઃખનાજ—તે પણ કલ્પિત-વિચાર કર્યા કરવા એ પણ એક જાતની સ્વાર્થવૃત્તિ છે. પ્રસન્ન અને આનંદમસ્ત રહેવું એ યત્ન વિના થઈ શકતું નથી. અને આનંદમાં રહેવાની પણ યુક્તિ છે; એમ કહીએ તો ચાલે. બીજી વસ્તુઓની માફક પોતાની જાતને અન્ય એટલે વિષય રૂપે સ્થાપી એ ઉપર લક્ષ રાખવાની અને સુખ સંપાદનાર્થે પોતેજ પોતાની વ્યવસ્થા કરી લેવાની જરૂર છે. સંસારમાં હર્ષ શોકની ગુંથણ અલૌકિક રહે છે. શેલિ કહે છે કે—" આપણે ભૂત અને ભવિષ્યમાં દૃષ્ટિ નાંખી વર્તમાનમાં તે તે પદાર્થો માટે તલસીએ છીએ. આપણું અંતરનું હાસ્ય પણ કાંઇક ઉંડી શોકરેખા વિનાનું નથી. આપણાં મધુરમાં મધુર ગાનો પણ કરુણથી ભર્યાં છે. "

---

* લખનાર—એક મિત્ર—Sir John Lubbock ના " Pleasures of life " ( " મનુષ્ય જીવનનાં સુખો " ) ને આધારે. તંત્રી.

પ્રજાઓમાં આપણે એક ઉદાસી પ્રજા ગણાઈએ છીએ. એમ કહેવાય છે કે આપણે આનંદ પણ રોતાજ અનુભવીએ છીએ. જો આ ખરું જ હોય તો તે લાંબો કાળ નહી ટકે એવું ધારવાને બાધ નથી. ઈંગ્લંડ વિષે 'આનંદી ઇંગ્લંડ' એવી એક પ્રાચીન ઉક્તિ છે. આપણે પણ બ્રિટિશ શહેનશાહત નીચે આવી, એ કહેવત આપણા દેશ માટે પણ ખરી પાડીશું એમ આશા રાખીએ. પૂર્વની પ્રજામાં આનન્દવૃત્તિ થોડી છે એમ તો ખરું ઓમાર ખાયેમ લખે છે—

"આ એક બે દિવસની ટુંકી મુસાફરી છે અને આફત અને ગમી એજ એનું હાંસલ છે. અને છેવટ જીંદગીના સવાલો જેમના તેમ રહી, અફસોસથી તજી જવું પડે છે." કેવું શોક પૂર્ણ !

વળી સર એડવિન્ આર્નોલ્ડની સુંદર કલ્પનામાં કુમાર સિદ્ધાર્થ (બુદ્ધ મહાત્મા) ને દેવો કહે છેઃ—

(હરિગીત)

શોક ધ્વનિ રે! આપણે વાયુ તણા આ વિશ્વમાં
ભટકી મરે આક્રન્દ કરતા શાંતિ માટે જ વૃથા—૧
એવું વળી આ મર્ત્ય જીવન શોકપૂર્ણ વિલાપ છે,
નિઃશ્વાસ છે, તોફાન છે, ગદ્‌ગદ વળી રવ છે ખરે—૨

ખરેખર જો આમજ હોય—મનુષ્યજીવન કેવળ કષ્ટ અને વિટંબનાઓથીજ બનેલું હોય, તો ચૈતન્યનો સમૂળ નાશ થતે પણ નિર્વાણ—આત્યંતિક દુઃખધ્વંસ—આદરણીય છે. પણ આના કરતાં અન્ય—વધારે બળ આપનાર, દૃઢ અને ઉચ્ચ ભાવના શું ન રાખી શકીએ?

જીવવાની ખાતરજ જીવવું એમ નથી. પણ સારી રીતે જીવવું એમાંજ જીવનની સાર્થકતા છે. 'પુરુષાર્થને અર્થે જીવન છે, જીવનને અર્થે પુરુષાર્થ નથી.' કેટલાંકનાં જીવન ઉદ્દેશ રહિત હોય છે. અને તેઓ જગતના પ્રવાહમાં, જેમ નદીમાં તૃણ ઘસડાય છે એમ ઘસડાયા જાય છે. એ ચાલતા નથી, પણ કોઈ એમને ધકેલે છે. હોમરે એમ યુલિસિસ પાસે કહેવડાવ્યું છે તેમ, "સંસારમાં અટકી રહેવું, પરિસમાપ્તિ માની બેસી રહેવું, સંસ્કાર વિમુખ રહી પડી રહેવું, અને ઉપયોગિતારૂપ પ્રકાશમાં ન આવવું,—જાણે કે શ્વાસ લેવો એનુંજ નામ જીવિત હોયની,—એ કેવું જડ છે!" આવા માણસને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તમોગુણ વ્યાપ્ત માનેલો છે. શ્રી કૃષ્ણ કહે છેઃ—

"अप्रकाशो ऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरु नन्दन ॥"

(હે કુરુનંદન, અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ અને મોહ એ તમોગુણની વૃદ્ધિ થતાંજ ઉત્પન્ન થાય છે.)

ગટે કહે છે કે એણે ત્રીસ વર્ષની વયે, એના જીવનને અપૂર્ણ ન રાખતાં, સર્વાંગે અને એના પૂર્ણ સૌન્દર્યમાં અનુભવવાનો નિશ્ચય કર્યો હતો. જીવિતનું માપ ખરેખર કાળથી નહિ પણ તેના આચાર અને વિચારથીજ થવું જોઈએ. આપણામાં ચાનટ્રકની પ્રશંસા છે. ભવભૂતિ કહે છે કે—

"गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः"

"(ગુણ એજ પૂજનનું સ્થાન છે, જાતિ પણ નહિ અને વય પણ નહિ)" જીવિત ગુણવાળું હોવું જોઇએ એટલે ઉજ્વલ, સરસ, અને સુખી હોવું જોઇએ. અને તેમ કરવું, એ ઘણે ભાગે આપણા હાથમાં છે.

જો મનુષ્ય આને તેટલું કરે; નજીવાં દુઃખોને મ્હોટાં કરી ન માને; વસ્તુને-સારી કે નઠારી લઇને નહિ, પણ જેવી છે તેવીજ-યથાસ્થિત લઇને તે સાથે સંશય રહિત થઇ કામ લે, ત્યારે નક્કી ઇશ્વરકૃપાએ રેલી રહેલાં સુખોનો અનુભવ લે તો આ જીવન એક અમૃત-પાન છે. સાંખ્યદર્શન પ્રમાણે સંસારમાં પુરુષ તે ભોક્તા છે અને સમગ્ર પ્રકૃતિ તે એની ભોગ્યા છે. એક કવિ કહે છે-"મનુષ્યના અમખ્ય પદાર્થો સેવક થઇ રહે છે જેની એને ખબર પણ નથી; મંદવાડ અને અશક્તિને સમયે જે વસ્તુઓ આપણને સહાય થાય છે તેજ વસ્તુઓને આપણે બીજે પ્રસંગે પગલે પગલે કચરી નાંખીએ છીએ. હે મહાન પ્રેમ-નિકેતન! મનુજ એ એક દુનિયા છે અને બીજી એક દુનિયાં એટલે જડ દુનિયાં-એની સેવા-પરાયણ છે.

મનુષ્ય જીવન રૂપી મહાન અધિકાર આપણને પ્રાપ્ત થયો છે તેનું, અથવા પ્રભુની આશીષ રૂપ જે સુખ આપણા આગળ પથરાઇ રહ્યાં છે તેનું, આ વિશ્વની સમૃદ્ધિ, આ વિશ્વનું સૌંદર્ય, કે જે ધારીએ તો આપણુંજ થઇ શકે એમ છે તેનું, આપણી સ્થિતિ, આ-પણે ધારીએ તો કેટલી બધી હદ સુધી ફેરવી નાખીએ તેમ છે તેનું, અથવા તો શાંતિ સં-પાદન કરવાની અને દુઃખ અને શોક ઉપરના જય પ્રાપ્ત કરવાની જે અપૂર્વ શક્તિ ઇશ્વરે આપણામાં મૂકી છે તેનું, યથાર્થ ભાન ક્વચિત કોઇકનેજ હોય છે. રસ્કિને પણ એજ વા-ત આ મહાન જગતના અદ્ભુત સૌંદર્યનું દૃષ્ટાન્ત આપીને કહેલી છે. એની ફરિયાદ એ છે કે "ધાર્મિક જનો, પ્રભુનો પ્રેમ આપણાં હૃદયોમાં ઠસાવવા, જે વસ્તુમાં એ ભરપૂર રહેલો છે તથા સાક્ષાત્ દૃશ્યમાન છે, એનું ભાન ભાગ્યેજ કરાવે છે. તેઓ, પ્રભુએ આપણને ખા-વાને અન્ન, પહેરવાને વસ્ત્ર અને આરોગ્ય બક્ષ્યાં છે તે ઉપર વિશેષ ભાર મૂકે છે પણ તે-ની સમગ્ર કૃતિનો મહિમા, જે જોવાની શક્તિ એણે આપણનેજ આપી છે તે માટે ખરા હૃદયથી પાડ માનવાનું નથી કહેતા. વળી કે ગુફામાં પેસી ધ્યાન ધરવાનું તેઓ આપણને અનેકવાર ઉપદેશે છે, પણ આર્ઝાકની માફક મધ્યા સમયે ખુલ્લાં વનોમાં વિચરવાનું ન-થી કહેતા. અન્ય સમયની કર્તવ્યતા વિષે કહે છે, પણ આનંદ એ કર્તવ્ય છે એમ નથી બતાવતા." આપણા પ્રાચીન ઋષિમુનિઓને ઉષા, પર્જન્યાદિ પ્રકૃતિના રમણીય વિલાસો જોઇને કેવો સાનંદ પ્રભુસાક્ષાત્કાર થતો તે ઋગ્વેદના પ્રત્યેક અભ્યાસીને વિદિત છે.

રસ્કિને બતાવ્યું છે કે મનુષ્યની મોટી ભૂલ પ્રસંગ ચૂકવો એજ છે. "જે મનુષ્ય પોતાનો અને તેનાં ઇશ્વરકૃપારૂપ સુખોનો જબરદસ્તી નાશ કરે તેને બીજે ફેરે (જન્મે) તેના એ દોષ માટે વ્યર્થ પરિતાપ થવોજ જોઇએ. જે કોઇ પોતાની મેળે પોતાનું જીવન અને તેના પ્રકાશને ગુમાવે છે અને બુદ્ધિનો ઉદ્ધત પણે વ્યય કરી નાંખે છે તેને આનંદમાં રહેવાને બદલે શોકનિમગ્ન થવું પડે છે. સરહેનરી ટેલર કહે છે તે

પ્રમાણે જીવિત ઉપર સિંહાવલોકન કરતાં તે હલકે ગુમાવેલા પ્રસંગોથી બરેલુ લાગે સર ટોમસ બ્રાઉન કહે છે કે જે મનુષ્ય સંસારમાં સુખ અનુભવતો નથી તેને શરીર છતે પિશાચજ ગણું છું. સેંટ બરનાર્ડ તો વળી ત્યાંસુધી કહે છે કે "મ્હારી જાત શિવાય બીજા કશાથી મને નુકશાન થઇ શકતુ નથી. મારૂં નુકશાન મ્હારેજ વહન કરવાનું છે અને ખરૂં જેને નુકશાન કહીએ તે પોતાનાજ દોષ શિવાય થતું નથી." કેટલાક રોમન, ગ્રીક વગેરે સાધુઓની પણ એજ નીતિ છે. માર્કસ ઑરેલિઅસ કહે છે કે "મનુષ્યને ખરા દુરાચારમાં પડતો અટકાવવાને ઈશ્વરે તેને સર્વ સાધન આપ્યાં છે આપણે આરંભમાંજ જોયું છે ઍપિક્ટેટસનો પણ એજ સિદ્ધાન્ત છે. એ એક બીજે સ્થળે કહે છે કે "હુ હમેશ જે બની આવે છે—તેથી સંતુષ્ટ રહુ છું; કારણ કે મને લાગે છે કે પરમેશ્વર જે પસંદ કરે છે તે મ્હારા કરતા વધારે સારૂં જ છે"

અને વળી એમ પણ કહે છે કે "ઇચ્છાનુસારજ કંઇ વસ્તુ જગતમાં બનતી નથી તો વસ્તુને અનુસરીને ઇચ્છા કરવી એજ કર્તવ્ય છે. અને તેમ કરશો તો જીવિતનો પ્રવાહ શાન્ત વહ્યા જશે. પારકી વસ્તુની ઇચ્છા કરશો તો તમારૂં પોતાનુ પણ ગુમાવશો" સેંટબરનાર્ડના વિચારના તો કદાચ કોઈ હોય તો તે થોડાજ હોઈ શકે કારણ કે, દુઃખ, મંદવાડ અને ચિંતાથી તેમ જેને ચહાતા હોઇએ તેના વિનાશથી, વા અકૃપાથી, વા પ્રેમશૈથિલ્યથી પણ આપણાને ક્લેશ થયા વિના રહે નહીં દૃષ્ટાંત તરીકે, કોઇ વખત કોઈ આપણને કંઇ તીખો શબ્દ કહે છે તો તેથી તે આખો દહાડો કેવો ખરાબ જાય છે તે તો સર્વના એક સાધારણ અનુભવની વાત છે.

મેથ્યુ આર્નોલ્ડનો ઉદ્દેશ એ છે કે આકાશમાંના તારા ગણો પાસેથી પણ આપણે ઘણું શીખવાનું છે. "એમની આસપાસ મૌન ધરી રહેલા આકાશવિભાગથી તે બાયબીત થતા નથી; એમની દૃષ્ટિએ પડતા દેખાવોથી તે ચલિત થતા નથી; તથા અન્ય પાસેથી પ્રેમ, આનંદ, વા સમભાવની તે અપેક્ષા રાખતા નથી; સ્વમર્યાદામાં નિયમિત રહી પ્રભુની અન્યકૃતિઓ શી સ્થિતિમાં છે તે વિષે વૃથા લક્ષ ન ધરતા, જે સ્વકર્તવ્યમાંજ પોતાની સર્વશક્તિને પ્રવાહિત કરે છે, તે તારા ગણો—દિવ્ય જ્યોતિઓ-આવી રીતે આ-તમે જેને નિહાળો તે—મહાનજીવન પ્રાપ્ત કરે છે.

"કોઇ મધુર લોચન સ્થિર કરી
કો હસતા ચમકારા કરી
અખંડ રાત્રિ રહી જાગતા
ફરતાં નભમાં નવ થાકતાં"

( હૃદય વીણામાંથી કેટલાક ફેરફાર સાથે )

[ આગળ ચાલુ ]

## પ્રત્યગાત્મા.

(અનુસંધાન પૃષ્ઠ ૨૭૧ થી)

દુષ્ટ વિચારનું પણ ઉપર કહ્યું તેમજ સમજવું જે વિચારમાં મૂળે તિરસ્કાર, દ્વેષ, વેર, કે એવી કોઈ પણ દુષ્ટ વૃત્તિ હોય છે તે બહારથી તેવા પ્રકારના તત્ત્વોને આકર્ષે છે અને તેને લીધે તેવી વૃત્તિનું બળ વૃદ્ધિ પામે છે. કોઈ પણ મનુષ્ય પ્રત્યે તેનું અનિષ્ટ કરવા વિચાર કર્યો એટલે તે હાનિકારક કર્તા થઈ પડે છે. તે તેના શરીરની આરોગ્યતાને, તેના સૂક્ષ્મ શરીરને, વા તેના શરીર અથવા મનના કોઈ પણ ભાગને પીડા કરે છે પરંતુ જેના પ્રત્યે અનિષ્ટ વિચાર કર્યો હોય તે મનુષ્યમાં જો એ અનિષ્ટ વિચારને સંબંધ ધરાવનાર તત્ત્વ હોય નહીં તો કરેલો વિચાર પ્રત્યાઘાત પામે છે એટલે તે વિચાર કરનારનીજ ઉપર આવી પડે છે એટલે જે પીડા કરવાનું અન્યને માટે ધારેલું તે પોતાને થાય છે. બીજી રીતે એમ ધારો કે સામાન્ય મનુષ્યમાં તેવા પ્રકારની વૃત્તિ થોડે થોડે અંશે હોય છે એટલે ઉપર જણાવેલો તેવો અનિષ્ટ વિચાર આકર્ષવા માટે જોઈતું સાધન છે પણ તે બહુ થોડે અંશે છે તો તેથી એવું બને છે કે એ વિચાર ત્યાં પહોંચી તેને તેટલે અંશે હાનિકારક નિવડે છે. એ ઉપરથી જે કાંઈ દુષ્ટ વિચારથી કરવામાં આવે અને તેમાં કોઈને પણ ઈચ્છાપૂર્વક હાનિ કરવાનો હેતુ હોય તેવી ક્રિયા વામમાર્ગી અથવા મલિન પ્રયોગ કહેવામાં આવે છે અને તે યથાર્થ છે. કોઈની પ્રત્યે વૈરભાવ અથવા ક્રોધાધીન થઈ વિચાર કર્યો હોય અને તેથી તે હાનિ થવા ઈચ્છા કરી હોય તો તે મલિન પ્રયોગ છે. વળી એવો પ્રયોગ કરનાર જેમ વધારે શક્તિ ધરાવતો હોય, અથવા વધારે જ્ઞાન ધરાવતો હોય તો તેનું કૃત્ય પણ તે પ્રમાણે વધારે ગુનાહિત થાય છે અને સૃષ્ટિના નિયમનું ઉલ્લંઘન કરવા માટે તેની જવાબદારી પણ તેવીજ રીતે વિશેષ થાય છે. જીવાત્મા આવી રીતે વિચાર રૂપ વડે કાર્ય કરે છે. એ રૂપો પ્રથમ પેદા થાય છે એટલે તે પોતે અને પાછળથી તેના સત્વરૂપો રહે છે તે બહાર જઈને તેમજ પેદા કરનાર પ્રત્યે કાર્ય કરે છે. જો મૂળમાં પવિત્ર હોય તો દેવલોક પર્યંત જીવાત્માની સાથે જાય છે. અને મનશક્તિઓ ઘડવામાં કામમાં આવે છે તે અનુસાર સૂક્ષ્મ શરીર અને તે દ્વારા સ્થૂલ રૂપમાં લક્ષણ રૂપે પ્રકટ થાય છે. आकृति गुणान् कथयति આ વાક્યની સૂચના આ વાતથી સિદ્ધ થાય છે. કેમકે ઉપર કહી ગયા તેમ વિચાર રૂપો દેવલોકમાં મનશક્તિ તરીકે ઘડાય છે તે પાછા જ્યારે જીવાત્મા અવતરે છે ત્યારે સૂક્ષ્મ શરીર દ્વારા સ્થૂલ શરીરમાં પોતાનો પ્રભાવ કરે છે એથી કરી સ્થૂલ રૂપ પણ તે પ્રદર્શિત થઈ શકે તેવું બંધાય છે અને તેથી કરી મનુષ્યનું શરીર જોનાર તેનામાં કેવાં લક્ષણ હોવા સંભવ છે તે કહી શકાય છે. સ્થૂલ મગજનું અવલોકન કરી તેનો અભ્યાસ કરતાં જણાય છે કે દેહીનાં લક્ષણ અનુસાર એ મગજનું અમુક ભાગમાં બંધારણ હોય છે. શરીર પ્રમાણે મગજની શક્તિ હોય છે એવો જે અભિપ્રાય છે તે તદન ઉલટો અને કેવલ ભુલવાળો છે વાસ્તવિક એ છે કે દેહી દેહનું બંધારણ રચે છે એ બન્નેનો અન્યોઅન્ય સંબંધ આવી રીતનો છે તેથી વિપરીત ક્રમ માનવો નહીં જોઈએ. અને એવી ભુલ નહીં

કરી જોઇએ કે ભવિષ્યનું ઘડનાર ઘર છે જીવાત્મા પોતાને પુનર્જન્મમાં નિવાસ કરવાનું સ્થાન પોતેજ રચે છે.

જીવાત્માનો પ્રકાશ થવામાં મુખ્ય ધોરણ કેવા પ્રકારનું છે તેમાં તેના પ્રત્યેક અવતાર વિશે કહેવાની આવશ્યકતા રહેતી નથી તેથી તેનું તાત્પર્ય માત્ર એટલું કહેવાનું છે કે ભિન્ન ભિન્ન અનુભવો પ્રાપ્ત કરતાં અને તેનો સંગ્રહ કરી ઉપયોગમાં લેવાતાં ઘણા જન્મ વીતિ જાય છે. એમ થતાં થતાં તેની એવી સ્થિતિ થાય છે કે તેનો અમુક અવતાર કેવો થાય છે તેનો સર્વ આધાર તેણે પૂર્વ જન્મમાં પોતાની જીંદગી જેવા સંયોગોમાં નિર્ગમન કરી તે ઉપર રહે છે પૂર્વ જન્મમાં દુનિયામાં લોકોને જેવાં સુખ દુઃખ આપેલાં હોય છે તે પ્રમાણે તેવા સંયોગોમાં પાછો જન્મ થાય છે દૃષ્ટાંત લઇએ કે એક મનુષ્યની એવી સ્થિતિ છે કે તેની સત્તા ઘણા ભાગમાં અને ઘણા મનુષ્યો ઉપર ચાલે છે. તે પોતાની સત્તા વડે સર્વને ખુબ સંતોષ પમાડે છે તો તેવું કૃત્ય તેને બીજા અવતારમાંજ સંયોગોમાં જન્મ પામશે તેમાં અસરકર્તા થયા વિના રહેશે નહી કેમકે તેણે જે જનસમૂહને સંતોષેલ છે તે બીજરૂપ થઇ પુનર્જન્મમાં તેને સુખ થાય તેવાજ સંયોગો રૂપી ફલ આપે છે. સુખ વાવે તો સુખનીજ લાગણી કરે, દુઃખ વાવે તો દુઃખની લાગણી કરે. પોતાની જીંદગીમાં જો કોઈ માણસ બીજાના સ્થૂલ શરીરને દુઃખ આપે છે તો બીજા જન્માંતરમાં પોતે શરીરે પીડા ભોગવે છે જો કોઈ માણસ બીજાના મનને પીડા કરે છે અને ત્રાસ પમાડે છે તો પોતે બીજા જન્માંતરમાં એવા સંયોગોમાં આવી પડે છે કે તેના મનને તેવીજ પીડા અને ત્રાસ પામવા પડે છે. આ પ્રસંગે એ વાત પણ સારી પેઠે લક્ષમાં રાખવાની છે કે આ સંયોગોમાં કિંચિત્ માત્ર તેનાથી ફેરફાર થઈ શકવાનો નથી. તે આ દુનિઆમાંથી જ્યારે વિદાય થાય છે ત્યારે આ બનાવો ભવિષ્યમાં ચોક્કસ બનવાના છે એટલું નિશ્ચય કરી જાય છે એમ સમજવું. કેમકે એ સઘળાં બીજ તેણે વાવેલાં છે એટલે તે તેનાં તેવાંજ ફલ આપવાનાં તેમાં તેનું કાંઇ ચાલતું નથી. તે પાછો આવે છે ત્યારે તે ઉગી નિકળ્યાં હોય છે અને તેમાં આવી નિવાસ કરવા વિના તેને બીજો રસ્તો નથી.

કોઇ મનુષ્ય એવો છે કે નીતિનો તે જોઇએ તેવો સારો નથી પણ તેનાં કૃત્ય એવાં છે કે તેથી કરી ઘણાં માણસોને સ્થૂલ પ્રકારનું સુખ પ્રાપ્ત થયું હોય છે. આવો મનુષ્ય જ્યારે પુનરપિ અવતરે છે ત્યારે સ્થૂલ શરીરે સુખ ભોગવે છે. કારણ કે જેવા પ્રકારનું સુખ દુઃખ દીધું હોય તેવા પ્રકારનું સુખ દુઃખ ભોગવવું પડે છે. જીવાત્માનાં કાર્ય કરવાનાં જેવાં ભિન્ન ભિન્ન સાધન છે તે પ્રમાણે તેનાં ભિન્ન ભિન્ન ફળ થાય છે. જેવી વૃત્તિ-ઇચ્છા-કામના તે પ્રમાણે મનશક્તિ-સંગાજ ઇત્યાદિ થાય છે. જ્ઞાન સહિત અને જ્ઞાન રહિત કરેલાં કર્મ મનને અથવા સ્થૂલને સુખ દુઃખ આપે છે તાત્પર્ય એટલું કે જેવું એક જન્મમાં મન-વચન-કર્મ વડે કરવામાં આવે તે પ્રમાણે અન્ય જન્માન્તરમાં સુખ દુઃખ ભોગવવાનું આવે છે અને તે સુખ દુઃખ પ્રાપ્ત થવા માટે અનુકૂલ સંયોગો અને સ્થિતિ પણ આવી મળે છે.

જીવાત્માની યાત્રા એટલી બધી લાંબી છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવું કઠિણ છે એટલે આપણે તો ટુંકામાં તે સર્વ અવલોકન કરી જવું પડે છે. જીવાત્માનો આરંભકાલ કહેવામાં આવ્યો ત્યાર પછી તેની બાલ્યાવસ્થા કહેવાણી. એમ અનુભવ પ્રાપ્ત કરતાં કરતાં અને તેનો સંચય કરતાં તેની વૃદ્ધિ થઈ. તેની યુવાવસ્થા થઈ અને પુખ્ત અવસ્થાએ તે પોહોચ્યો. હવે તે ડાહ્યો થયો. તેને જ્ઞાન પ્રાપ્ત થયુ. જેમ જેમ જ્ઞાન વૃદ્ધિ પામતુ જાય છે તેમ તેમ તેની સમજ-શક્તિ અને મન શક્તિઓ વિશેષ ખિલતી જાય છે. તેની સ્મરણ શક્તિ પણ વધતી જાય છે આમ કરતાં કરતાં તેનાં સાધન એવાં સારાં થાય છે કે તેની શક્તિ પ્રદર્શિત કરવા તેનું સામર્થ્ય વધે છે. એવી રીતે એક કાલ એવો આવવાનો કે પૂર્વના સંસ્કારનું સ્મરણ સ્થુલ શરીર દ્વારા યથાસ્થિત કરવાને શક્તિવાન થાય છે. તેની શક્તિ બહુ બળવાન થાય છે અને તે તેના સ્થૂલ ઉપર સારી પેઠે અસરકર્ત્તા થવા માંડે છે. "અંતરની પ્રેરણા" જેને કહેવામાં આવે છે તેનુ બલ વધે છે અને તે પોતાની સત્તા સારી પેઠે ચલાવી શકે છે અને સારૂં નરસું કરવામાં તેનું અસ્તિત્વ જણાય છે. "અંતર પ્રેરણા" અથવા "અંતર જ્ઞાન" એ આ જીવાત્માની સ્મરણ શક્તિનો સ્થૂલ ભાગદ્વારા પ્રભાવ થાય છે તે છે. તે પોતાની સત્તા ચલાવતી આવે છે અને સ્થૂલ વૃત્તિઓને તેની આજ્ઞાનો સ્વીકાર કરવો પડે છે "આ તારે કરવાનું છે વા આ તારે કરવાનુ નથી" એમજ અંતઃકરણમાં લાગણી થઇ આવે છે તે તેની સત્તાને લીધે છે. કેટલીક વારે એવું બને છે કે સ્થૂલવૃત્તિએ આજ્ઞા કયાંથી થાય છે તે સમજી શકતી નથી એટલે તેનો અનાદર કરે છે. એ સત્તા જીવાત્માની પોતાનીજ છે અને સ્થૂલવૃત્તિઓને પોતાની ઇચ્છા અનુસાર વર્તાવવા ને ચલાવે છે. એ વૃત્તિઓ બહિર પદાર્થથી આકર્ષને દોરાઇ જતી નથી અથવા તેના આધુનિક અપૂર્ણ અનુભવોને લીધે ભુલ ભરેલ અનુમાન સિદ્ધ માની તે પ્રમાણે વર્તન કરે નહી તે માટે પોતાના પૂર્વના અનુભવોના ઉપયોગ કરે છે. વારંવાર તે વૃત્તિઓને ચલવે છે અને વારંવાર તે તેનો અનાદર કરે છે. આ સંસારના સામાન્ય વ્યવહારમાં શરીરને જે વ્યવસાયમાં હમેશ રહેવુ પડે છે તેમાં એ અંતરની આજ્ઞા પ્રમાણે વર્તન કરવુ બહુ મુશ્કેલ લાગે છે. પણ એટલી વાત નિશ્ચય છે કે જે એ અંતરજ્ઞાન છે તે જીવાત્માની સ્મરણ શક્તિનો પ્રભાવ થાય છે તે છે. અગર જો કે એ અંતર્ પ્રેરણા હમેશાં અમુક કરવુ જોઇએ એવી થાય છે તો પણ કોઇ વખતે તે ભુલ ભરેલી પણ હોય છે એવુ વિચાર કરતાં જણાઇ આવે છે. આવી ભુલ થવાનું કારણ એ કાર્ય પરત્વે પ્રાપ્ત કરેલ અનુભવ પુરતા નહી હોવાનું છે. આમ છતાં તેવી ભુલ કરતા તે પ્રેરણા દમાણુ કરે છે કેમકે મનશક્તિનો એ જે થોડો અનુભવ છે તે માત્ર હોલ્યુ છે. અને ગમે તેવો અપૂર્ણ જ્ઞાન વાળો છે તો પણ તેજ સર્વથી સારો ભોમીયો થઇ શકે છે. આ ઉપરથી એટલો સાર ગ્રહણ કરવાનો છે કે ગમે તેમ હોય તો પણ પોતાની અંતર્ પ્રેરણા પ્રમાણે વર્તન કરવુ એ શ્રેષ્ઠ માર્ગ છે. જીવાત્માને પોતાનાં કાર્યમાં નિશ્ચય કરવા માટે તેનીજ સહાય ખરેખરી છે અને તેમાં કોઇ વખતે ભુલ જણાય તો તે માત્ર થોડા અનુભવનું પરિણામ છે એમ સમજવુ. તે પ્રેરણા પ્રમાણે વર્તન કરતાં કદાપિ કાંઇ ભુલ થાય તોપણ તે, એક જોઇતો અવસ્થનો અનુભવ પ્રાપ્ત કરાવે છે. જો તેની આજ્ઞા માનવામાં નહી આવે તો ઉલટું ભેવડું નુકશાન થવાનું. કારણ તેનાથી વિરૂદ્ધ વર્તન કર-

વાસ્તે કોઇ બહિર વસ્તુના આકર્ષણમાં તણાઇ જવાશે એટલે તે જીવાત્માને સહાય કાંઇ નહી થતાં હાનિકારક થશે અને એક અનુભવનો વધારો કરવાની તક હાથથી જશે. જીવાત્મા ક્રમે ક્રમે અનુભવ સંગ્રહ કરી ખિલે છે. કોઇ એકાએક ખિલી શકતો નથી. બહિર વસ્તુના આકર્ષણથી જે કાર્ય કરવા તે દોરાય છે તે બહારથી આવતી શક્તિ છે એટલે તે અંતરની શક્તિમાં વધારો કરતુ નથી. આવી રીતે જોઇશુ તો એ વાત નિશ્ચય થશે કે અંતર પ્રેરણા ગમે તેવી ભુલ ભરેલી હોય તો પણ તે બહિર વસ્તુના આકર્ષણથી થતી અમરના કરતાં બહુ અંશે લાભકારક છે કારણ કે જીવાત્માને ખિલવવામાં એજ સહાય કરે છે. ( આગળ ચાલુ )

---

## રા. બા. રણછોડલાલ છોટાલાલ. સિ. આઇ. ઇ નો સ્વર્ગવાસ.

તિતિક્ષા—શાંતિ—ઉદ્યોગ—ખંત—ડહાપણ—વિવેક વગેરે—અનેક—ગુણ—મૂર્તિ, " ગુજરાતની મિલ ઇન્ડસ્ટ્રીના પિતા, " અને " The Grand Old Man of Gujarat" એ નામથી પ્રસિધ્ધ રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. થોડા દિવસ ઉપર સ્વર્ગવાસી થયા. એમનો જન્મ ઇ. સ ૧૮૨૩ માં થયો હતો. યદ્યપિ અવસાન સમયે એમનુ વય ૭૫ વર્ષનું હતું, તો પણ ગુજરાતને એમના જવાથી એક જુવાન નરના પ્રયાણથી જે શોક થાય તે કરતા પણ અધિક શોક થાય છે. કેમકે, જીવનની કિંમત એની ઉપયોગિતામાં છે કાળના ઘડીચક્રમા પડી ગતદિવસ વ્યતીત કરવા એનુ નામ જીવન નથી. જીવન પુરૂષાર્થ માટે છે, અને પુરૂષાર્થહીન જીવન મૃત્યુ સમાન છે. ૭૫ વર્ષની વયે રા. બા. રણછોડલાલનું જીવન દેશને જેવું ઉપયોગી હતુ એવુ ભર યુવાવસ્થામાં પણ થોડાઓનું હોય છે એમના જવાથી દેશના હૃદયમા એક મોટું વિઘ્ન આવી પડયુ છે એમ કહીએ તો ખોટુ નથી. એ મહાન પુરૂષનુ હૃદય દુ ખી ઉપર અત્યંત અનુકંપાવાળું હતુ, અને એમના દાનની સરિતા હમેશા યોગ્ય માર્ગમાં પ્રસરતી. અનેક અનાથ બાળકો એમના ઉપકારથી જીવિતદાન પામ્યાં છે, અને યથાયોગ્ય કેળવણી મેળવી ધંધે લાગ્યાં છે. રોગીઓ માટે—અને તેમાં વિશેષત સ્ત્રીઓ માટે—એમણે કરેલી ઔષધ-શાળાઓ સર્વને સુવિદિત છે. આ અને આવા બીજાં લોકોપયોગી પરોપકાર કૃત્યોનું વર્ણન આપવાનુ આ સ્થાન નથી એટલે એ વિષે વિસ્તાર ન કરતાં એ જીવનનાં કેટલાક સત્રોનુંજ અત્રે સ્મરણ કરી જઇએ. અમને આ ક્ષણે, આવાં ત્રણ સત્રો ઉપસ્થિત થાય છે: (૧) " न तितिक्षा सममस्ति साधनम् "=" તિતિક્ષા સમાન સાધન નથી " એ નિશ્ચય; (૨) "सर्वे सन्तु निरामयः " સર્વ નિરામય, કહેતાં નીરોગ હો " એવી ઉચ્ચ ભાવના; અને ( ૩ ) "सततं कार्यं कर्म समाचर"=" હમેશાં કર્તવ્ય કર્મ સારી રીતે કરવું "—એવી સમજણ.

---



૨૯૫

## ( એ શંકાનું કોઇક આચાર્યની રીતિએ સમાધાન. )

અને કોઇ આવું સમાધાન કહે છે — જેમ ધનુષ્યનો નાશ થતાં પણ પ્રક્ષિપ્ત બાણના વેગની સ્થિતિ રહે છે, તેમ વિદ્વાનના શરીરની સ્થિતિ, કારણનો નાશ થતા પણ, સભવે છે.

---

૨૯૬

## ( ઉક્ત સમાધાનનો અસંભવ )

એવું સમાધાન પણ સભવે નહિ. કારણ કે નિમિત્ત કારણનો નાશ થતા કાર્યની સ્થિતિ રહે છે. ઉપાદાન (કારણ)નો નાશ થતા કાર્યની સ્થિતિ સભવતી નથી. બાણના વેગનું, ઉપાદાનકારણ બાણ છે, અને તેનુ નિમિત્તકારણ ધનુષ્ય છે; તે ( ધનુષ્યના ) નાશથી બાણના વેગની સ્થિતિ સભવે છે. જેથી અવિદ્યારૂપ ઉપાદાનનો નાશ થતા વિદ્વાનના શરીરની સ્થિતિનો અસંભવ થાય તેથી, તત્ત્વજ્ઞાન થતા પણ અવિદ્યાનો લેશ રહે છે એમ ગ્રંથકારોએ લખ્યુ છે.

---

૨૯૭

## ( અવિદ્યાલેશના ત્રણ પ્રકાર )

તેમાં મતભેદથી અવિદ્યાલેશનું સ્વરૂપ ત્રણ પ્રકારનું છે. જેમ પ્રક્ષાલન કરેલા ( ધોયેલાં ) લસણપાત્રમાં ( લસણનો ) ગંધ રહે છે, તેમ અવિદ્યાના સંસ્કારને અવિદ્યાલેશ કહે છે. અથવા અગ્નિથી દગ્ધ પટની તુલ્ય સ્વકાર્ય ઉત્પન્ન કરવામાં અસમર્થ જ્ઞાનબાધિત અવિદ્યાને અવિદ્યાલેશ કહે છે. અથવા આવરણશક્તિ વિક્ષેપશક્તિ રૂપ અંશદ્વયવતી અવિદ્યા છે. તત્ત્વજ્ઞાને કરી આવરણશક્તિ વિશિષ્ટ અવિદ્યા અંશનો નાશ થાય છે. અને પ્રારબ્ધ કર્મ રૂપ પ્રતિબંધ હોવાથી વિક્ષેપશક્તિ વિશિષ્ટ અવિદ્યાના અંશનો નાશ થતો નથી. તત્ત્વજ્ઞાનથી ઉત્તર કાલમા પણ દેહાદિક વિક્ષેપનુ ઉપાદાન અવિદ્યાઅંશનો શેષ રહે છે તેથી સ્વરૂપનુ આવરણ થતું નથી. તેને જ અવિદ્યાલેશ કહે છે.

---

ભાસ થતો નથી જીવન્મુક્તિ પ્રતિપાદક શ્રુતિવચનનું સ્વઅર્થમા તાત્પર્ય નથી કારણ કે શ્રવણવિધિના અર્થવાદરૂપ જીવન્મુક્તિપ્રતિપાદક વચન છે જે શ્રવણના પ્રતાપથી જીવના પુરૂષની મુક્તિ થાય છે, એવુ ઉત્તમ આત્મશ્રવણ છે એ રીતિએ આત્મશ્રવણની સ્તુતિના તાત્પર્ય હોવાથી, જીવન્મુક્તિ પ્રતિપાદક વચનોમાં જ્ઞાનીને દેહાદિકોનો પ્રતિભાસ કહેવો સભવે નહિ એ રીતિએ તત્ત્વજ્ઞાનથી અવ્યવહિત ઉત્તર કાલમા જ વિદેહ મોક્ષ થાય છે એ મતમા જ્ઞાનથી ઉત્તર (કાલમા) અવિદ્યાનો લેશ રહે નહિ

---

૨૯૯

પરતુ એ મત જ્ઞાનીના અનુભવથી વિરુધ્ધ છે જે તત્ત્વજ્ઞાને કરી કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ થાય છે, તે તત્ત્વજ્ઞાનની નિવૃત્તિનો પ્રકાર કહે છે —તત્ત્વજ્ઞાને કરી અવિદ્યાની નિવૃત્તિ થતા, તત્ત્વજ્ઞાનની નિવૃત્તિ ઉત્તર કાલમા થાય છે, એ ક્રમથી તત્ત્વજ્ઞાનની નિવૃત્તિ થાય નહિ કારણ કે, તત્ત્વજ્ઞાને કરી અન્ય અનાત્મવસ્તુનો તો શેષ રહે નહિ કેવલ ચેતનને, અસગતા હોવાથી (પર )નાશકતા સભવે નહિ તત્ત્વજ્ઞાનને સ્વનાશકતા પણ સભવે નહિ એટલે તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી

---

૩૦૦

## (અવિદ્યાના નિવૃત્તિકાલમાં તત્ત્વજ્ઞાનની નિવૃત્તિની રીતિ)

એ રીતિએ અવિદ્યાનિવૃત્તિથી ઉત્તરકાલમાં તત્ત્વજ્ઞાનની નિવૃત્તિનો અસભવ (હોવા) થી અવિદ્યાના નિવૃત્તિ કાલમાં જ તત્ત્વજ્ઞાનની નિવૃત્તિ આ રીતિથી થાય છે —જેમ જલમા પ્રક્ષિપ્ત કતક (ફૂલના) રજથી જલગત પકનો વિશ્લેષ થાય, તેની સાથે જ કતક રજનો પણ વિશ્લેષ થાય છે, કતક રજના વિશ્લેષમા સાધનાતરની અપેક્ષા નથી અને તૃણના ઢગલામા અગારના પ્રક્ષેપથી તૃણનો ઢગલો ભસ્મ થાય, તેની સાથે જ અગારનુ પણ ભસ્મ થાય છે, તેમ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ થાય તેની સાથે જ તત્ત્વજ્ઞાનની પણ નિવૃત્તિ થાય છે જેથી તત્ત્વજ્ઞાનની નિવૃત્તિમાં સાધનાન્તરની અપેક્ષા છે નહિ

---

૩૦૧

## (એ સબધમાં પંચપાદિકાકારનુ મત)

અને પચપાદિકાકાર પદ્મપાદાચાર્યનુ આ મત છે —જ્ઞાનનો અજ્ઞાન માત્રથી વિરોધ છે અજ્ઞાનના કાર્યથી જ્ઞાનનો વિરોધ ન હોવાથી, તત્ત્વજ્ઞાને કરી કેવલ અજ્ઞાનની નિવૃત્તિ

થાય કે અજ્ઞાનની નિવૃત્તિના ઉત્તર કાલમાં ઉપાદાન (કારણ)ના અભાવથી કાર્યની નિવૃત્તિ થાય છે, પરંતુ દેહાદિક કાર્યની નિવૃત્તિમાં પ્રારબ્ધ કર્મ પ્રતિબંધક છે તેથી ઉક્ત રીતિએ અવિદ્યા લેશ કે જ્યાં સુધી જીવન્મુક્તને દેહાદિની પ્રતીતિ પણ સંભવે છે પ્રારબ્ધરૂપ પ્રતિબંધનો અભાવ થતાં દેહાદિકની અને તત્ત્વજ્ઞાનની નિવૃત્તિ થાય છે એ મતમાં પ્રારબ્ધના અભાવ સહિત અવિદ્યાની નિવૃત્તિ જ તત્ત્વજ્ઞાનની નિવૃત્તિનો હેતુ છે

---

૩૦૨

## (ઉત્તમ અને મધ્યમ અધિકારી ભેદથી તત્ત્વજ્ઞાનનાં બે સાધનો.)

જે તત્ત્વજ્ઞાને કરી અવિદ્યાની નિવૃત્તિ થાય છે, તે તત્ત્વજ્ઞાનના બે સાધનો છે ઉત્તમ અધિકારીને તો શ્રવણાદિ સાધન છે, અને મધ્યમ અધિકારીને નિર્ગુણબ્રહ્મનુ અહંગ્રહ-ઉપાસના જ તત્ત્વજ્ઞાનનુ સાધન છે એ સકલ અદ્વૈતશાસ્ત્રનો સિદ્ધાંત છે

---

૩૦૩

## (એ બે પક્ષમાં પ્રસંખ્યાનને તત્ત્વજ્ઞાનની કરણતારૂપ પ્રમાણતા)

પરંતુ (એ) ઉભય પક્ષમાં તત્ત્વજ્ઞાનના કરણરૂપ પ્રમાણ પ્રસંખ્યાન છે, એ કેટલાક ગ્રંથકારોનું મત છે વૃત્તિના પ્રવાહને પ્રસંખ્યાન કહે છે. જેમ મધ્યમ અધિકારીને નિર્ગુણ બ્રહ્માકાર નિરંતર વૃત્તિરૂપ ઉપાસના કર્તવ્યા છે તે જ પ્રસંખ્યાન છે, તેમ ઉત્તમ અધિકારીને પણ મનનથી ઉત્તર નિદિધ્યાસન રૂપ પ્રસંખ્યાન જ બ્રહ્મસાક્ષાત્કારનું કરણ છે યદ્યપિ છ ભગવતના પ્રમાણોમાં પ્રસંખ્યાનનો અભાવ છે તેથી તેને પ્રમાની કરણતા સંભવે નહિ તથાપિ સગુણ બ્રહ્મના ધ્યાનને સગુણબ્રહ્મના સાક્ષાત્કારની કરણતા, અને નિર્ગુણ બ્રહ્મના ધ્યાનને નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કારની કરણતા, સકલ શ્રુતિ સ્મૃતિમાં પ્રસિદ્ધ છે, તેમ વ્યવહિત કામિનીના પ્રસંખ્યાનને કામિનીના સાક્ષાત્કારની કરણતા લોકમાં પ્રસિદ્ધ છે, તેથી નિદિધ્યાસનરૂપ પ્રસંખ્યાને પણ બ્રહ્મસાક્ષાત્કારનું કરણ સંભવે છે યદ્યપિ પ્રસંખ્યાનજન્ય બ્રહ્મજ્ઞાનને પ્રમાણજન્યતાનો અભાવ હોવાથી, પ્રમાત્વનો અસંભવ છે, તથાપિ સંવાદિ ભ્રમની તુલ્ય, વિષયનો અબાધ હોવાથી, પ્રમાત્વ સંભવે છે અને નિદિધ્યાસનરૂપ પ્રસંખ્યાનનુ મૂલ શબ્દપ્રમાણ છે, એટલે પણ (પ્રસંખ્યાનજન્ય) બ્રહ્મજ્ઞાને પ્રમાત્વ સંભવે છે

૩૦૪

## ( ભામતીકાર વાચસ્પતિના મતમાં પ્રસંખ્યાનને મનની સહકારિતા અને મનને બ્રહ્મજ્ઞાનની કરણતા. )

અને ભામતીકાર વાચસ્પતિનું આ મત છેઃ—મનનું સહકારિ પ્રસંખ્યાન છે બ્રહ્મજ્ઞાનનું કરણ મન છે. પ્રસંખ્યાનને જ્ઞાનની કરણતા અપ્રસિદ્ધ છે, સગુણ નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન પણ મનનું સહકારિ છે. તેના સાક્ષાત્કારનું કરણ ધ્યાન નહિ, કિંતુ મન જ કરણ છે. જેમ વ્યવહિત કામિનીનું ધ્યાન પણ કામિનીસાક્ષાત્કારનું કરણ નથી; કિંતુ કામિનીચિંતન સહિત મન જ તેના સાક્ષાત્કારનું કરણ છે. એ પ્રકારથી મન જ બ્રહ્મજ્ઞાનનું કરણ છે.

---

૩૦૫

## ( અદ્વૈતગ્રંથનું મુખ્ય મતઃ—એકાગ્રતાસહિત મનને સહકારિતા અને વેદાંતવાક્યરૂપ શબ્દને બ્રહ્મજ્ઞાનની કરણતા. )

અને અદ્વૈત ગ્રંથોનું મુખ્ય મત આ છેઃ—વાક્યજન્ય જ્ઞાનથી અનંતર પ્રસંખ્યાનની અપેક્ષા નથી; કિંતુ મહાવાક્યથી જ અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આ સંકલજ્ઞાનમાં સહકારિ મન છે. જેથી નિદિધ્યાસનજન્ય એકાગ્રતા સહિત મન સહકારિ છે. અને વેદાંતવાક્યરૂપ શબ્દ જ બ્રહ્મજ્ઞાનનું કરણ છેઃ મન નથી, કારણ કે વૃત્તિરૂપ જ્ઞાનનું (અંતઃકરણ) ઉપાદાન હોવાથી ( બ્રહ્મજ્ઞાનનો ) આશ્રય અંતઃકરણ છે, જેથી જ્ઞાનનો કર્તા મન છે; (તેથી) તેને ( મનને ) જ્ઞાનની કરણતા સંભવે નહિ. અને જ્ઞાનાંતરમાં મનની કરણતા માનતાં પણ, બ્રહ્મજ્ઞાનની ( મનની ) કરણતા સર્વથા વિરુદ્ધ છે. કારણ કે, "यन्मनसा न मनुते" ('જે મને કરી મનાતું નથી') ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને માનસ જ્ઞાનની વિષયતાનો નિષેધ કર્યો છે; અને બ્રહ્મને ઔપનિષદત્વ કહ્યું છે; જેથી ઉપનિષત્‌રૂપ શબ્દ જ બ્રહ્મજ્ઞાનનું કરણ છે. 'यत्' એટલે 'જે બ્રહ્મને' 'મને કરી' લોક 'નથી જાણતા', એમ શ્રુતિનો અર્થ છે. યદ્યપિ કૈવલ્યશાખામાં જ્યાં મનને બ્રહ્મજ્ઞાનની કરણતાનો નિષેધ કર્યો છે તે જ સ્થાનમાં વાણીને પણ બ્રહ્મજ્ઞાનની કરણતાનો નિષેધ કર્યો છે, જેથી શબ્દને પણ બ્રહ્મજ્ઞાનની કરણતા શ્રુતિવિરુદ્ધ છે; તથાપિ શબ્દને બ્રહ્મજ્ઞાનની કરણતા નથી એ અર્થમાં શ્રુતિનું તાત્પર્ય હોય તો બ્રહ્મને ઉપનિષદ્વેદ્યત્વરૂપ ઔપનિષદત્વનું કથન અસંગત થશે. જેથી, શબ્દની લક્ષણાવૃત્તિએ કરી બ્રહ્મગોચરજ્ઞાન થાય છે, શક્તિવૃત્તિએ કરી બ્રહ્મનું જ્ઞાન શબ્દે કરી થાય નહિ, એવી રીતિએ શ્રુતિનું તાત્પર્ય છે. જેથી શક્તિવૃત્તિએ કરી શબ્દને બ્રહ્મજ્ઞાનની કરણતાનો નિષેધ છે. અને લક્ષણાવૃત્તિએ કરી શબ્દને બ્રહ્મજ્ઞાનની કરણતા હોવાથી બ્રહ્મને ઔપનિષદત્વ સંભવે છે. ( કોઇ આચાર્ય ) બ્રહ્મસાક્ષાત્કારને માનસ ( મનોજન્ય ) માને છે,

અનુપ્રવેશ કરીને નામરૂપ—વ્યાકરણ કરૂં." જો ત્યાં ગૌણીવૃત્તિથી અચેતન પ્રધાનને ઈક્ષિતા કલ્પવામાં આવે તો "તે આ દેવતા" એ વાક્યવડે એજ અચેતન પ્રધાનનો પરામર્શ થાય,-અને પછી જીવનું 'આત્મ'શબ્દથી—(અત્રે જેમ વર્યું છે તેમ)—કથન ન થાય. 'જીવ' શબ્દનો અર્થ લોકપ્રસિદ્ધિથી અને ધાત્વર્થનિર્વચનથી—(એટલે રૂઢિથી તેમ યોગથી)—'ચેતન, શરીરનો અધ્યક્ષ, પ્રાણને ધારણ કરનાર' એવો થાય છે. તે જીવ અચેતન પ્રધાનનો આત્મા શી રીતે હોઇ શકે? 'આત્મા' એટલે સ્વરૂપ. ચેતન જીવ અચેતન પ્રધાનનો આત્મા=એટલે સ્વરૂપ ન હોઇ શકે. પણ જો, મુખ્યવૃત્તિથી ચેતન બ્રહ્મને ઈક્ષિતા તરીકે ગ્રહણ કરવામાં આવે, તો જીવવિષયક આત્મશબ્દનો પ્રયોગ "જીવેન.ત્મના=જીવરૂપ આત્માએ"—એ વચનમાં ઉપપન્ન થાય. વળી "स य एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो" છા. ૬ । ૮। ૭ =" તે આ જે સૂક્ષ્મતત્ત્વ, તદાત્મક આ સર્વ છે, તે સત્ય છે; તે આત્મા છે; તે તું છે, હે શ્વેતકેતુ!"—એ વાક્યમાં પણ 'તે આત્મા' એટલે પ્રકૃત સત્ અત્યન્તસૂક્ષ્મ આત્મા તેને આત્મ શબ્દ વડે ઉપદેશી—(અર્થાત્ તે પ્રકૃત સત્ આત્મા છે એમ કહી)—'તે તું છે હે શ્વેતકેતુ!' એમ ચેતન શ્વેતકેતુના આત્મારૂપે ઉપદેશે છે. જલ અને તેજ વિષય છે તેટલા માટે, અને એમનો નામરૂપવ્યાકરણમાં પ્રયોજ્ય તરીકે નિર્દેશ છે તેથી, એ અચેતન છે. અને સત્‌ને મુખ્ય ઈક્ષિતૃત્વ લાગુ પાડવામાં જેમ આત્મ-શબ્દનો પ્રયોગ કારણભૂત છે તેમ અત્રે—જલ તેજની બાબતમાં કાંઇ નથી; અને તેથી 'નદીનો તટ પડવાનું કરે છે' એ વાક્યમાં જેમ ગૌણીવૃત્તિ વડે તટને ચૈતન્યવ્યાપાર લાગુ પાડવામાં આવે છે તેમ અત્રે પણ જલ તેજને ગૌણીવૃત્તિવડે ઈક્ષિતૃત્વ લાગુ પાડવામાં આવે છે, અર્થાત્ સત્‌થી અધિષ્ઠિત હોઈ પોતે ઈક્ષિતા કહેવાય છે. પણ સત્‌નું ઈક્ષિતૃત્વ તો ગૌણીવૃત્તિથી નથી કેમકે સત્‌ના સંબંધમાં 'આત્મ'-શબ્દનો પ્રયોગ છે.

અત્રે પૂર્વપક્ષી તકરાર ઉઠાવે છેઃ—અચેતન પ્રધાનને પણ 'આત્મ' શબ્દ લાગુ પાડી શકાય છે કેમકે આત્મા એટલે સર્વાર્થકારી એમ પણ છે. (આત્મા એટલે 'સ્વરૂપ' એમજ કાંઇ નથી.)—જેમકે એક રાજા પોતાના સર્વાર્થકારી સેવકના સંબંધમાં આત્મશબ્દનો પ્રયોગ કરી કહી શકે કે 'ભદ્રસેન મારો આત્મા છે,' અર્થાત્ 'મારો સર્વાર્થકારી જન છે.' હવે જેમ રાજાનો સેવક મંત્રી સંધિવિગ્રહ વગેરેમાં વ્યાપૃત હોઇ રાજાને ઉપકારક થાય છે, તેમ પુરુષ (આત્મા)ના ભોગમોક્ષમાં કામે લાગી, પ્રધાન પુરુષને ઉપકારક થાય છે. વળી (એક બીજી રીતે પણ ખુલાસો થઇ શકે છે.) એકજ 'આત્મ'-શબ્દ ચેતન અને અચેતન ઉભય અર્થમાં વપરાય છે, કેમકે 'ભૂતાત્મા' 'ઇન્દ્રિયાત્મા' વગેરે પ્રયોગ જોવામાં આવે છે. ઉદાહરણઃ એકજ 'જ્યોતિઃ' શબ્દના બે અર્થ થાય છે, યજ્ઞ અને જ્વલન આગ છે, તો પછી આત્મ-શબ્દ ઉપરથી ઈક્ષિતૃત્વ મુખ્યવૃત્તિએ કરીને છે એમ કેમ કહેવાય?

આ રીતે પૂર્વપક્ષી તકરાર ઉઠાવે તો તેના જવાબમાં કહેવાનું કેઃ—तन्निष्ठस्य मोक्षो-

पदेशात्

## આધુનિક બીજાં પુસ્તકો.

( માર્ચ ૧૮૯૭ સુધી )

(જે પુસ્તકના હક વિષે વિશેષ સૂચના નથી તે પુસ્તકો મુંબઇ કાલબાદેવી રોડ ઉપર, પંડિત જેઠારામ અથવા એન એમ એન્ડ કંપનીને ત્યાંથી, કે નડીઆદમાં વ્યવસ્થાપક સુદર્શન, એની પાસેથી મળશે )

અંગરેજી — રૂ. આ. પૈ.

ગજયોગ (ત્રીજી આવૃત્તિ) ... ... થાય છે
મોનીઝમ ઓર અદ્વૈતિઝમ? .. ...૨—૦—૦
યોગમત્ર ( ભાષાન્તર મટીક ) પ્રથમાવૃત્તિનો હક થીઓસોફીકલ પબ્લીકેશન ફંડને આપ્યો છે ... ...૧—૮—૦
તર્કકૌમુદી ( સંસ્કૃત મૂલ અને અંગરેજી ટીકા ) મુંબઇ ગવર્મેંટ બુક ડીપોમાંથી મળશે, હક સરકારને આપેલો છે .. ... ...૦—૧૨—૦
શાલાની વાચનમાલા વિષે ... ... નથી

પુરાણ વિષે નિબંધ ( સ્ટોકહોમ ઓરીએ૦ કોન૦ વાળો ) ...
મૂર્તિપૂજા,સંસ્કાર, આદિવિષયો ઉપર તથા યાજ્ઞવલ્ક્યયે યોગસંહિતા, શ્રુતિસાર સમુદ્ધરણ, આદિ ભાષાંતર, અમેરિકામાં ન્યુયૉર્કમાં થોમસે ઈસ્ટર્ન ડીપાર્ટમેંટ નામના ઓરિએંટલ ડીપાર્ટમેંટનામના માસિકમાં છે, ત્યાં તપાસ કરતાં મળી શકશે જુદાં ગ્રંથરૂપે છપાય છે)
જૈન અને બ્રાહ્મણધર્મની તુલના ( લંડન ઓરી૦ કોં૦) ...
ડેકાર્ટ્ન એન્ડ માયા ...
શંકરનો અદ્વૈત ... ... ...
} છપાય છે

માણ્ડૂક્યોપનિષદ્ (ગૌડપાદકારિકાતથા શંકરભાષ્ય સાથે ભાષાન્તર) પ્રથમાવૃત્તિનો હક થીઓસોફીકલ પબ્લીકેશન ફંડને આપ્યો છે. ૧—૮—૦
સ્યાદ્વાદમંજરી (સંસ્કૃત મૂલ અંગરેજી ટીકા, હક સરકારને આપેલો છે ) .. થાય છે
સમાધિશતક (મુલ તથા અંગરેજી ભાષાન્તર પ્રથમાવૃત્તિનો હક રા રા. ગિરધરલાલ હરીલાલ અમદાવાદ એમને, આપ્યો છે ૦—૪—૦
ઈમીટેશન ઓફ શંકર ... ...૩—૦—૦

જીવન્મુક્તિ વિવેક ભાષાન્તર ) પ્રથમાવૃત્તિના હક થીઓ૦ પબ૦ ફંડને આપ્યો છે

### ગુજરાતી.

શિક્ષાશતક ... ... ... ... નથી
માલતીમાધવ ( ભાષાન્તર ) ... "
ઉત્તરરામચરિત ( ભાષાન્તર ) ... "
કાન્તા .. ... ... ... ...૦—૮—૦
પૂર્વદર્શન ... ... ... ... નથી
નારીનીતિ ... ... ... ... "
પ્રેમજીવન ... .. ... ... "
સિદ્ધાન્તસાર ... ... ... ...૩—૦—૦
સંક્ષિપ્ત સ્વાધ્યાય ... ... ...૧—૦—૦
બાલવિલાસ... ... ... ...૧—૦—૦
પરમાર્થદર્શન ... ... ... મફત
અભેદોર્મિ ... ... ... ... "
ગુનાભિલ... ... ... ...૨—૦—૦
કાવ્યમધુપ .. .. ... ... થાય છે
ન્યાય ( વ્યાપ્તિપંચક... ... ... "
ગૂજરાતના બ્રાહ્મણો... ... ... મફત
અવલોકન વિષે ઉપોદ્ઘાત. . ... નથી
પ્રાણવિનિમય ( બીજી આવૃત્તિ ઘણા વધારા સાથે ) ૩—૦—૦
પંચશતી ૨—૦—૦
આત્મનિમજ્જન(પ્રેમજીવન, અભેદોર્મિ તથા બીજા પદ્યોનો સંગ્રહ )૧—૦—૦
ભગવદ્ગીતા મુલ, અક્ષરાર્થ ટીકા, રહસ્ય, ચારે સંપ્રદાયોના ભાષ્ય આધારે ).. ૫—૦—૦
ચારિત્ર સ્માઇલ્સના ઉપરથી, સરકારી કેળવણી ખાતાના ડાયરેકટર સાહેબે ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલું છે; ... ૧—૦—૦

### શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરફથી તૈયાર થયેલા ગ્રંથો

આ મથાળા નીચે જણાવેલા પુસ્તકો મેળવવાની ઇચ્છાવાળાએ વડોદરા દેશી કેળવણી ખાતાના ઉપરીને લખવું.

[ પાછલે પાને જુઓ.




# સુદર્શન.

તન્ત્રી. પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ એ. એલ એલ બી.

( આદ્ય કૃષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઈતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૨. ] ( માસિક ) [ નવેમ્બર. ૧૮૯૮


૧

## પ્રિયા કવિતાને.

### શિખરિણી.

(ગદ્યેતુ ) ૧

મને વ્હાલી લાગી, પ્રથમ મળતાં હું તુજ થયો;
સ્મરયું તારૂં મ્હો ને તુજ સ્મિત મહીં હું ગળી રહ્યો.
તને જોવું એવી મમ હૃદય ઇચ્છા કરી રહ્યું,
વળી તારાં નેત્રો અનુકુળ દીઠાં ને ચળી ગયું. ૧.

અરે! તુતો દેવી, જન ગરીબ હું પામર નકી;
શકું જોઈએ હું કથમ હૃદયની તે તુજ ધુતિ?
ઢળ્યાં મ્હારાં નેત્રો વળી પ્રિય તુંએ દૂરજ ઉભી,
પડયું આ હૈયું તો પણ લપટી તારા પદ મહીં. ૨.

### મંદાક્રાંતા.

સ્વીકાર્યો તેં મુજ પ્રણય ને કાંઈ હું પાસ આવ્યો,
ખોળે તારે હૃદય ધરવા કંપતુ પાસ લાવ્યો;
જેઠું માની કર પણ કર્યો દીર્ઘ મેં એક વ્હાલી;
કેનું તુતો નમ તરફ રે કુદતી થાંઈ ચાલી! ૩.

જોયું ઉંચે! કેમ ઉડી શકું ? પાંખ આવી હતી ના!
"તું ક્યાં! હું ક્યાં!" હૃદય દ્રવતું છેક તૂટી પડ્યું આ!
રે રે ત્યારે પ્રતિકુલ હતો સર્વ સંસાર - વ્હાલી!
મૂર્છા આવી નિરખી દિલની ભાગતાં આશ છેલ્લી. ૪.

### શિખરિણી.

પછી તારો જાણી મમ શિર લઈને તુજ કરે,
મને તું આલિંગી! ભ્રમણ સહુ ભાગ્યું હૃદયનું!
ફર્યો ઊંચે નીચે અખિલ ભુવને હું તુજ સહે,
અહો! હર્ષે હર્ષે હૃદય મમ ફૂલી ધડકતું. ૫.

પછી ધીમે ધીમે તુજ અવયવો આ પલટતા,
મને ભાગ્યા સર્વે વધુ મધુર ગંભીર બનતા,
મને કુંચી આપી મમ હૃદયની ને જગતની
અને તાળું ખોલી તુજ મુખ નિહાળ્યું ફરી ફરી! ૬.

### મંદાક્રાંતા.

આ શું ? આ શું! નયન વહતાં અશ્રુનું પૂર એ શું ?
હૈયું મ્હારૂં પીગળી બનતું મીણ કે નીર જેવું!
ત્યાં બ્રહ્માંડે નજર કરતાં અશ્રુમાં વિશ્વ ન્હાતું!
ઓહો વ્હાલી! પ્રણય જગનો અશ્રુથી આ થશે શું? ૭.

તારા અંગો, તુજ અવયવો, ઓષ્ઠ ને ગાલ સર્વે,
જ્યાં જોઉં ત્યાં જલમય વહે અશ્રુની ધાર વ્હાલી!
"જો જો વ્હાલા! મુજ સહ રહી આજ છે ન્હાવાનું!"
એ શું બોલે? ભવતું સખિ! તું આમ રોતાંય વ્હાલી. ૮.

### અનુષ્ટુપ.

અરેરે! શૉખની ચીજો રડે ને રોવરાવતી!
હોત ના અશ્રુ તો ઓહો પ્રેમ ને શૉખ હોત કયાં? ૯.

(કલાપી)

---

## ૨

## દિવ્ય પ્રભાત.

## ( નરસિંહ મેહેતાનું એક કાવ્ય. )

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા૦—ટેક
પંચ મહા ભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી,

ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી જા૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ્ય દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અન્તે તો હેમનુ હેમ હોયે. જા૦
જીવ ને શીવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા. જા૦

---

૩

## દિવ્ય પ્રભાત.

### ( વ્યાખ્યાન. )

ઉપરના કાવ્યનુ નામ આપણે "દિવ્ય પ્રભાત" પાડીશુ. કારણ—એક તો, "દિવ્ય" શબ્દની સાથે આપણા હૃદયમાં બહુ ઉન્નત અને પવિત્ર ભાવો જોડાએલા છે. 'દિવ્' ધાતુનો અર્થ પ્રકાશ થાય છે, અને જોકે હાલ આપણા નિર્—'વીર્ય' હૃદયને આ શબ્દના અલૌકિક અને ગંભીર અર્થનો સાક્ષાત્કાર થોડો છે, તો પણ આપણને હજી એટલું તો સ્મરણ રહ્યું છે કે આપણા પ્રાચીન ઋષિજનો વિશ્વની ભૌતિક અને આધ્યાત્મિક પ્રકાશ શક્તિઓનો 'દેવ' શબ્દમા અપરોક્ષ અનુભવ કરતા. વળી પાશ્ચાત્ય પ્રજાઓની ભાષાના Deus Zeus શબ્દો આ 'દેવ' શબ્દની સાથે સબંધ ધરાવે છે, એટલે સમસ્ત મનુષ્ય જાતિની 'દેવ'મા—અર્થાત્ પ્રકાશમય બ્રહ્મમાં—એકતા અનુભવવાનો ઉપદેશ પણ આ શબ્દમાથી નીકળી શકે છે. બીજુ—"પ્રભાત" કહેવાનુ કારણ કે આ કાવ્ય પ્રભાતિયું છે, પ્રભાત થતાં પ્રભાત સબંધે ગવાયું છે, અને વિશેષમાં—'ભા' ધાતુ જ્ઞાન અને પ્રકાશ ઉભયાર્થક હોઇ 'પ્રભાત' શબ્દ પ્રકૃષ્ટજ્ઞાન—એટલે અત્યંત ઉન્નત અને અપરોક્ષ એવાં અનુભવનું સૂચન કરે છે.

## જાગીને જોઉં તો જગત દીસે નહિ ઊંઘમાં અટપટા ભોગ ભાસે.

સામાન્ય રીતે હૃદયને રાત્રિનો સમય ભય, અજ્ઞાન, અને પાપનો છે; પ્રભાતનો આનંદ, જ્ઞાન, અને પવિત્રતાનો છે. પ્રભાતમાં ઉઠી ભક્ત કવિ ગાય છેઃ "જાગીને જોઉં તો જગત્ દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે." અત્રે 'જાગીને' એ ઉક્તિ માત્ર ભૌતિક જાગ્રદવસ્થાને-પ્રભાતને-જ લાગૂ છે એમ નથી. ચર્મચક્ષુને જેમ રાત્રિદિવસ છે, તેમ આત્માને પણ છે. ભેદ એટલો છે કે ચર્મચક્ષુનાં રાત્રિદિવસ લૌકિક છે, અર્થાત્ ઇન્દ્રિયથી ગ્રહાય છે; આત્માનાં અલૌકિક છે, અર્થાત્ આત્માથી જ ગ્રહી શકાય છે. વ્યવહાર તિમિરથી ઘેરાએલો આત્મા, ચર્મચક્ષુએ જોતો ઇન્દ્રિયગ્રાહ્ય બ્રહ્માંડ વિના અન્ય કાંઇ દેખતો જ નથી. કેમકે એની દૃષ્ટિ વ્યવહાર તિમિરથી દૂષિત છે. ઇન્દ્રિયથી પદાર્થનું સ્થૂલ સ્વરૂપ ગ્રહણ થાય છે; અન્વય વ્યતિરેકથી જૂદા જૂદા પદાર્થોનો પરસ્પર કાર્યકારણરૂપ સંબંધ ગ્રહણ થાય છે, પણ પદાર્થનું અંતસ્તત્ત્વ—એનુ આત્મ સ્વરૂપ—એ તો આત્મામાં દિવ્ય ચૈતન્યના પ્રાગ

ર્ભાવ શિવાય અન્ય માર્ગે ગ્રહી શકાતુ જ નથી. જગત્‌ના ખરા કવિઓ, તત્ત્વચિંતકો, ધર્મપ્રવર્તકો, મહાન્ ભૌતિકપદાર્થશાસ્ત્રીઓ—જેઓમા કાંઈ પણ અસાધારણતા જોવામાં આવે છે તે સર્વમાં દિવ્ય ચૈતન્યના અંશની કલ્પના વિના એમની મહત્તાનો ખુલાસો થઈ શકતો નથી. અખિલ ઇન્દ્રિયગ્રાહ્યબાહ્ય જે ' લોક ' શબ્દથી વાચ્ય છે તેથી પર જે અલૌકિક તે ' દિવ્ય '; જે માત્ર આ પૃથ્વીનાજ નહિ પણ ભૌતિક પદાર્થ માત્રના નિયમથી અતીત છે તે. રાતદિવસ વણિગ્‌વૃત્તિથી સસારનો નિર્વાહ કરનારા પ્રાકૃત જનોના અનુભવને દિવ્યતાનો અભાવ સાધવા આગળ ધરવામાં આવે, તો એ સાધન પદ્ધતિ અત્રે અગ્રાહ્ય છે, કારણકે એવા જનોનો અનુભવ આ વિષયમા નકામો છે. દિવ્ય ધામ ચર્મચક્ષુથી ગ્રહી શકાતુ નથી માટે તે નથી એમ કહેવુ શબ્દ આંખે દેખી શકાતો નથી માટે તે નથી એમ કહેવા કરતા અધિક આદરને પાત્ર નથી અનાદિ કાળથી મનુષ્યજ્ઞાનના લૌકિક અને અલૌકિક ("દિવ્ય ') એવા વિભાગ પડયા છે, અને એ નિર્મૂલ હોય એ અસભવિત છે.

આ રીતે અલૌકિકતા એ માત્ર કલ્પિત પદાર્થ નથી એમ સિદ્ધ થાય છે, તો હવે વિચારવાનો બીજો પ્રશ્ન એ છે કે લૌકિક અને અલૌકિક વચ્ચે પરસ્પર સબધ શો છે? ઉભય એકજ જ્ઞાતા સાથે સબધ ધરાવે છે, જ્ઞાનવિષય છે, અને સમુદિત થઇ 'વિશ્વ'શબ્દવાચ્ય છે, એટલા ઉપરથી એમનો પરસ્પર સબધ તો સિદ્ધજ છે. માત્ર જોવાનુ એટલુંજ રહે છે કે એ સબંધ કેવા પ્રકારનો છે? બને સત્ છે, માત્ર એમના સત્ત્વ ( અસ્તિત્વ ) ના પ્રકાર જૂદા છે એ એક ઉત્તર છે; બંને સત્ નથી, અલૌકિક સત્ છે, લૌકિક અસત છે અને એકનો બાધ કરી બીજુ ઉદય પામે છે એ બીજો ઉત્તર છે. આ બેમાથી બીજો ઉત્તરજ ખરો સમજાય છે. પ્રથમ ઉત્તરમાં ખામી એ છે કે એ રીતે તો જ્ઞાનના યથાર્થ અને મિથ્યા એવા વિભાગ જ નપડે. જ્ઞાન માત્ર આત્માની ક્ષણિક અવસ્થિતિ રૂપ થાય, અને યથાર્થ અને મિથ્યા—સત્ય અને અસત્ય—એવુ કાઇ સભવેજ નહિ. સ્વપ્ન જેમ આત્માની એક સ્થિતિ છે તેમ જાગ્રત્ એક બીજી સ્થિતિ થાય, અને જાગ્રત્ સ્વપ્નનો બાધ કરી સ્ફુરે છે એ અનુભવની અયોગ્ય અવગણના થાય વળી, એક ઉચ્ચ જીવનના મનુષ્યને જગત્ કેવું ભાસે છે, અને એક સ્વાર્થપરાયણ વણિકને કેવુ ભાસે છે એ જરા કલ્પનામાં લાવો અને પછી કહો કે એ બે જગત્ માત્ર જૂદા જૂદા પ્રકારનાં પણ બને ખરાં છે એમ કહેવુ એ વસ્તુસ્થિતિનુ યથાસ્થિત વર્ણન છે, કે એ બેમાથી એક જ ખરૂં છે અને બીજું ચક્ષુદોષથી ભાસે છે એ કહેવુ યથાર્થ છે? એક મનુષ્યનો સત્-અસત્‌નો વિવેક રૂપ અંતર્દીપ પ્રકાશમાન છે, બીજાનો અસ્ત વા અપ્રજ્વલિત છે એ બંને કર્તવ્ય વિચારમાં ખરા છે એમ કહી શકાશે? નહિ જ. ત્યારે સામાન્ય બુદ્ધિ અને કૃતિ વિષે જે સિદ્ધ છે, તે આત્મા વિષે—એટલે આત્માના ધાર્મિક તત્ત્વ વિષે—પણ સિદ્ધ હોવુ જ જોઇએ.

આપણી વ્યવહારાવસ્થા એક ગાઢ સુષુપ્તિ છે એ અનુભવ ઓછે વધતે અંશે પ્રત્યેક ધાર્મિક હૃદયનો છે. પ્રભુનો સાક્ષાત્કાર જેમ વધારે તીવ્ર, વધારે ઊંડો, વધારે ખરો થતો જાય છે, તેમ આ અનુભવ આત્મામાં વધારે સ્થિર અને દૃઢ થતો આવે છે. સર્વ ઉપદેશ-

ગ્રંથના અગ્રસ્થાને બિરાજનાર શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ-

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

(જે ભૂત માત્રની રાત્રિ છે તેમાં સંયમી જાગે છે, અને જેમાં સર્વ ભૂત જાગે છે તેમાં જ્ઞાનીની નિદ્રા છે. "અજ્ઞાની જન સબ સોતે હય, ઉસમેં સંયમી જાગત હૈં, વિષ્ણુદાસજી લોટત લોટત સબમેં અલખ જગાવત હૈ") અને એ જ સિદ્ધાન્તને જૂદા જૂદા કવિઓએ તત્ત્વવેત્તાઓએ અને ધર્મોપદેશકોએ જૂદી જૂદી તરેહથી પ્રતિપાદન કર્યો છે. નરસિંહ મેહેતાની માફક અખો કહે છેઃ "હું હું કરી વીતે રાત, તેને ટળતાં થાય પ્રભાત." કાલિદાસ કવે છે કે मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच્યते बुधैः। " (મરણ એ પ્રાણીની પ્રકૃતિ છે, જીવિત એજ વિકૃતિ છે) અને ભક્ત કવિ વર્ડ્ઝવર્થ પ્લેટો ના સિદ્ધાન્તનો અનુવાદ કરી લખે છે

" Our birth is but a sleep and a forgetting;
The soul that rises with us, our life's star
Hath elsewhere its setting
And cometh from afar. "

(મર્ત્યજીવન એક સુષુપ્તિ છે, સ્વ-સ્વરૂપનુ વિસ્મરણ છે ઇત્યાદિ). બૌદ્ધ ધર્મનું 'નિર્વાણ' અને ક્રિશ્ચિઅનિટિનો 'Reconciliation' એટલે મનુષ્ય આત્મા ઈશ્વરથી વિમુખ થઈ એના કોપને પાત્ર થયો છે, પણ આખરે ક્રાઈસ્ટદ્વારા ધર્માચરણથી એ ઇશ્વરને તથા એના પ્રસાદને પામશે-એ બંને સિદ્ધાન્તો એક જ સત્યનાં સ્વરૂપો છે. અને એ જ વાત વેદાન્તીઓ 'માયા', 'અવિદ્યા', ''અજ્ઞાન' 'વિવર્ત', 'અનિર્વચનીયતા' ઇત્યાદિ પારિભાષિક શબ્દોવડે સમજાવે છે. 'માયા વાદ' ને આ રીતે લેતા, એ સબંધી અનેક મિથ્યા કલ્પનાઓ અનાયાસે દૂર થઇ શકે છે.

જ્ઞાનનાં દ્વાર જૂદાં જૂદાં સંભવે છે, જેવાં કે ઇન્દ્રિય, મન વગેરે પણ જ્ઞાન પોતે તો હમેશાં એક રૂપ જ છે. એટલે ધર્મવૃત્તિદ્વારા જે સત્ય મનુષ્ય-આત્મામાં ઉદય પામે છે તે તર્કથી પણ સિદ્ધ કરી શકાય એવું હોવુ જોઇએ. અર્થાત્ ધર્મવૃત્તિ એક વાત સ્થાપે, અને તર્કવૃત્તિ એથી ઉલટીજ વાત સિદ્ધ કરે, એ અસંભવિત છે. માટે પૂર્વોક્ત ધાર્મિક હૃદયનો અનુભવ જો ભ્રમ નથી તો તેનું તર્કથી સમર્થન કરવુ-એ કામ માત્ર વેદાન્તીઓનું જ નથી, પણ સમાન રીતે સર્વને શિર છે. વેદાન્તનો 'માયાવાદ' આ સિદ્ધ કરવાનો યત્ન છે, તો એ 'માયાવાદ' ને ખોટો ઠરાવવા કોઈ પણ ધાર્મિક આત્માને શામાટે આગ્રહ હોવો જોઇએ એ અમારાથી સમજાતુ નથી.

(૧) અનુભવવિરોધ એ માયાવાદ ઉપર મૂકાતું એક દૂષણ છે. પણ જરા સૂક્ષ્મતાથી વિચારતાં સમજાશે કે માયાવાદનું જગત્ નથી એવું સામાન્ય કહેવું નથી, પણ જગત્ જગત્-રૂપે નથી એમ કહેવું છે, અને આ બે ઉક્તિવચ્ચે મહાન્ ભેદ છે. અંધચ્છેદ

અનુભવવિરોધનો-એટલે લૌકિક અનુભવ વિરોધનો-અવકાશ ક્યાં રહ્યો? લૌકિક અનુભવવિરોધથી ભડકનારને તો એટલોજ ઉત્તર છે કે "No one has any genuine gift for philosophy who has never doubted the reality of material things"

(૨) માયાવાદ સબંધે એક બીજી ભ્રાંતિ પ્રચલિત છે જગત્‌ને 'અસત્ય' 'અપ્રતિષ્ઠ' કહેવું એ વેદાન્તનો માયાવાદ છે એવી ખુબ ઘણા મિથ્યાવેદાન્તીઓ અને વેદાન્તના પ્રતિપક્ષીઓ કરે છે. પણ એતો ખરૂ જોતાં શ્રીકૃષ્ણ† કહે છે તેમ અનીશ્વર-વાદ છે માયાવાદ જગત્‌ને અસત્ય કહીને અટકતો નથી, પણ બ્રહ્મ એજ 'સત્ય' છે, જગત્‌ની 'પ્રતિષ્ઠા' બ્રહ્મમાં છે એમ વિશેષતઃ પ્રતિપાદન કરે છે. અને આ ભેદ થોડો નથી. જગતનો નિષેધ અનુભવાતાં ઈશ્વરનો મહિમા ઓછો થતો નથી, પણ તેને બદલે એ વધારે ઐશ્વર્યવાળો અને અપરોક્ષ થાય છે—જેનું એક અદ્વિતીય ચિત્ર ગુજરાતી ભાષામાં આલેખાયું છે. *

(ગીતિ)

જો! સહસા આ ફાટ્યું અંબરને ભવ્ય શાંત તેજ તણું;
તદપિ નયન ઝંખવતું બ્રહ્માંડ જવલંત, જેહ દૂર ઘણું.

(ઉપજાતિ-વસંતતિલકા)

અને અહિંથી કંઇ બાજુ કોટિ
ઝબકાવતા હતા પ્રચંડ જ્યોતિ
તથાપિ ઊંડી કંઇ ગતિ ધારી
જો! આમ આ ઝળહળ્યો શું અગાધ બારી!

એ જ્યોતિના પૂર અગાધ માંહિ.
અનંત બ્રહ્માંડ ડૂબ્યાં જ કાંઇ;
ડૂબ્યા બધા દિવ્ય ગણા તરત,
ડૂબી વળી આભા તણી નહીં વેગવંત.

પ્રચંડ એ જ્યોતિ અખંડ વ્હેતો
વિશાળ આ વિશ્વ વિસારી દેતો;
ના જ્યોતિથી ભિન્ન દીસેજ કાંઇ,
આ પેર જો! પ્રકૃતિ ડૂબી પુરૂષ માંહિ.

'જાગીને જોઉં તો જગતદીસે નહી' એ નરસિંહ મેહેતાનું વચન પણ આ અનુભવચિત્રનીજ પ્રથમ રેખા જેવું છે; "सचराचरस्पराशि भगवंत" એ જ્ઞાન આત્મામાં જેમ અધિક

† "असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्" ... ભ૦ ગી૦

* પ્રાતઃકાલીન સૂર્ય સ્પર્શ થતાં જેમ મેમ્નોનની મૂર્તિમાંથી કોઇક અલૌકિક સંગીત નીકળતું, તેમ અદ્વૈતનું દર્શન થતાં 'કવિ-હૃદય નામ વીણા' માંથી આ સંગીત નીકળ્યું છે. 'કવિ' કવિ' મટી જાય ટીકામાં કોઇક કહે છે, પણ તે વાંચવા આપણી ઇચ્છા નથી. તેમ આપણે કામ પણ કવિનું નથી, પણ 'કવિ હૃદય' નું છે.— તંત્રી.

અધિક પ્રવેશ કરતું આવે છે તેમ આત્મા એ જ્ઞાન રૂપ થતો જાય છે અને ક્રમે કરીને એ જ્ઞાન અજ્ઞાનનું બાધક છે એ વૃત્તિનો પણ વિલય થઇ જાય, અંતે જ્ઞાન જ સ્વયં એકલું પ્રકાશે છે. પછી "ના જ્યોતિથી ભિન્ન દીસે જ કંઇ" "ब्रह्मैवेदममृतं पुरस्तात् ब्रह्म पश्चात् ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम्।" એ અનુભવ દઢ થતાં "ઊંઘ"નો અવકાશ રહેતો નથી જે 'જ્યોતિ' રૂપ થઇ સર્વત્ર 'જ્યોતિ' નિહાળે છે અને 'તમો'રૂપ જગતને જેણે 'અસત્' કરી ફેંકી દીધું છે તેને એ જગત્ ક્યાંથી 'દીસે'? કદાચિત્ 'દીસે' તોપણ ભૂતકાળમાં વિલીન મૂર્તિરૂપેજ, એટલે એથી એને હાનિ પણ શી? જ્ઞાનીને મન જગત્ ઊંઘમાં ભાસતા "અટપટા ભોગ"ની જાત છે, અને જગ આગળ જતાં એને સમગ્ર વિશ્વમાં પરમ–આત્મ–સ્વરૂપનોજ લાભ દેખાય છે એટલે એને 'ભોગ' એવી વસ્તુજ રહેતી નથી. જ્યાંસુધી આ ભોગ છે, ત્યાંસુધી પણ એને નિશ્ચય છે કે એ ભોગ 'અટપટા' છે, અર્થાત્ અનિર્વાચ્ય છે, સમજવા કઠિન છે, અને આત્માને વિષય લાલસામાં દોરી સ્વરૂપહાનિ કરાવે છે. આ રીતે "જાગીને જોઉં તો જગત દીસે નહિ ઊંઘમાં અટપટા ભોગ ભાસે" એ ઉક્તિનું તાત્પર્ય છે. માયાવાદ ઉપર આખા વેદાન્તની રચના છે, અને એ વાદ ઉપર જ એના પ્રતિપક્ષીઓનો સવિશેષ આક્ષેપ છે, માટે એ વાદની પ્રતિપાદક આ પ્રથમ પંક્તિ ઉપર આપણે જરા વિસ્તાર કર્યો બાકીની પંક્તિઓનું હવે ટુંકામાં મનન કરી જઈશું.

"ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે"

ચિત્ત એ ચૈતન્યનાવિલાસથી ભિન્ન નથી–અર્થાત્ ચૈતન્યથી જ બન્યુ રહ્યું છે આત્મા વસ્તુત વિકાર–રહિત છે, કેમકે સર્વ વિકારનો એ સાક્ષી છે. વિકાર એની દૃષ્ટિ આગળ હસ્તામલકવત્ વિષય થઇ સ્ફુરે છે, છતા એ વિકાર પોતાના છે અને પોતામાં છે એમ એ માને છે, એટલે કે પોતે તેનો સાક્ષી છે છતાં ઉપાદાન રૂપે કલ્પાય છે આ વિકારના ઉપાદાનભૂત આત્મ–સ્વરૂપનું નામ અત્રે 'ચિત્ત' છે. ચિત્ત એ કાંઇ આત્માથી ભિન્ન વ્યક્તિ નથી. સુતાર અને વાંસલાનો સબંધ છે એવો આત્મા અને ચિત્તનો ભેદાત્મક બાહ્ય સબંધ નથી. પોતાનું કરણ પણ આત્મા પોતે પોતામાથી જ ઉપજાવી કાઢે છે. માટે કવિ કહે છે. "ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે." અને આ રીતે "બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે." આત્મા અને ચિત્ત ઉભય બ્રહ્મરૂપ હોવાથી ચિત્ત જે જે રમતો આત્મા આગળ રમે છે, આત્માને લોભાવવા માટે 'વિષય મોહિની' 'પ્રકૃતિ–નર્તકી'નાં જે જે સ્વરૂપો એ ધારણ કરે છે તે સર્વ "બ્રહ્મ"ના "બ્રહ્મ" પાસેનાં "લટકાં" જ છે. ભોક્તા અને (ભોગ સાધન સહિત) ભોગ્ય, પ્રમાતા અને (પ્રમાણ સહિત) પ્રમેય સર્વ બ્રહ્મરૂપ છે, એમ સમજી લેતાં મોક્ષ હસ્તગત છે. ચિત્તને અને જે વાસનાઓનો એમાં અંતર્ભાવ છે એ વાસનાઓને 'બ્રહ્મ' રૂપ માનવાનો અત્રે જે ઉપદેશ છે તેનો અર્થ એવો નથી કે ચિત્ત બ્રહ્મ છે એમ શબ્દમાં – માત્ર પરોક્ષ રીતે–માનવુ, પણ અપરોક્ષ રીતે, એટલે બ્રહ્મ–પદાર્થના સાક્ષાત્કારપૂર્વક ચિત્તને બ્રહ્મ માનવાનું છે. 'सर्वं ब्रह्ममयं जगत्' 'वासुदेवः सर्वमिति' એ સત્ય જ્યાં સુધી શબ્દમાં જ છે ત્યા સુધી એથી કાંઇ લાભ નથી કા-

–ચિત્ હાનિ પણ થાય છે. પણ જે ક્ષણે એ સત્ય શબ્દના પ્રદેશમાંથી ઉભરાઇ આત્મામાં પ્રવેશ કરે છે તે ક્ષણે અત્યંત—શુદ્ધિ પ્રાપ્ત થઇ આત્મામાં પાપ કે અન્ય કોઈ પણ દોષનો સંભવ રહેતો નથી. કેમકે 'બ્રહ્મ' શબ્દવડે જે વસ્તુનો નિર્દેશ છે તે અત્યંત 'વિશુદ્ધ,' 'વિરજ,' 'વિશોક,' 'અપાપવિદ્ધ' પરમાત્મા છે. એક બીજી રીતે પણ આ પંક્તિ યોજી શકાય છે. ચિત્ત કહેતાં અંતઃકરણ–(ચિત)–અવચ્છિન્ન ચૈતન્ય, જે જીવાત્મા પણ કહેવાય છે તે, પરમાત્મ સ્વરૂપનોજ વિલાસ હોઈ પરમાત્મસ્વરૂપ છે અને પરમાત્મા આ-ભળ "લટકા" કરી રહ્યો છે.

આ રીતે આંતર જગતૂની બ્રહ્મરૂપતા બતાવી, બાહ્ય જગતૂની બ્રહ્મરૂપતા બતાવે છે.

**"પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી"**
**ફૂલ ને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી.**

પૃથિવ્યાદિ પંચ મહાભૂત "પરિબ્રહ્મ" એટલે પરબ્રહ્મ–વા પરિતઃ (આસપાસ) વિસ્તરી રહેલા બ્રહ્મ વિષે ઉત્પન્ન થયાં છે, અને "અણુ અણુ"–પ્રત્યેક પરમાણુ "બ્રહ્મ-માંહી" જ વળગી રહ્યાં છે. તાત્પર્ય કે જગત્ની ઉત્પત્તિ અને સ્થિતિ બન્નેનું કારણ બ્રહ્મ છે, અને તે જગત્થી તટસ્થ એટલે બહાર રહીને નહિ, પણ જગત્ની પર છતાં 'વિષે' એટલે અંતરમાં રહીને;—અર્થાત્ જગત્નું નિમિત્ત–ઉપાદાન–અને–અધિષ્ઠાન કારણ બ્રહ્મ છે. જેમ 'ફૂલ' અને 'ફળ' વૃક્ષમાંથીજ ઉત્પન્ન થયાં છે, અને જેમ વૃક્ષથી 'ડાળ' અળગો નથી પણ વૃક્ષની જ અવયવભૂત છે તેમ આ જગત્ પણ બ્રહ્મનો જ વિલાસ ('ફૂલ') છે, બ્રહ્મનીજ રસનિષ્પત્તિ ('ફળ') છે, બ્રહ્મનો જ એક અંશ ('ડાળ') છે. પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે 'ઉપન્યાં'—એટલે ઉત્પન્ન થયાં–ઉત્પન્ન કર્યાં એમ નહિ. આમ કહેવામાં કદાચ સૂક્ષ્મ તાત્પર્ય એવું હોય કે બ્રહ્મ સ્વયં નિર્વિશેષ છે, સર્વ સંબંધરહિત છે, અને આપ્તકામ છે એટલે એની સાથે ઉત્પત્તિ કરવાનો વિચાર અસંગત છે. જગત્ બ્રહ્મની "કેવલ લીલા" છે એમ વેદાન્ત તરફથી કોઇ કોઈવાર કહેવામાં આવે છે; તેનું તાત્પર્ય એટલું જ છે કે કોઇ પણ પ્રકારના શ્રમ વિના એટલે માયારૂપી બ્રહ્મના સ્વભાવથીજ આ જગત્નો આવિર્ભાવ છે, અને બ્રહ્મનો આનંદ એમાં મૂર્તિમાન્ થાય છે. બ્રહ્મે અમુક સમયે જગત્–સર્જનનો આરંભ કર્યો એમ માનતાં અનેક બાધ આવે છેઃ અદ્વૈતમાંથી દ્વૈત કેમ થયું? અમુક ક્ષણેજ જગત્ની ઉત્પત્તિ શામાટે થવી જોઇએ? એથી પહેલાં કેમ નહિ? અત્યાર સુધી વિલંબનું કારણ શું? કારણ હોય તો તેજ કારણ એ કરતાં અધિક વિલંબ કેમ ન કરે? ઇત્યાદિ.*

**વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ્ય દે. કનક કુંડળ વિષે ભેદ નોયે;**
**ઘાટ ઘડયા પછી, નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે.**

કાર્યકારણના અભેદ ન્યાયે, જગત્ બ્રહ્મ થકી ભિન્ન નથી એ સિદ્ધાન્તનું વેદ પ્રતિ-

---

* ડૉ. માર્ટિનો પણ આ દોષ કબુલ કરે છે.

પાદન કરે છે, અને શ્રુતિ-સ્મૃતિ પણ એમાં "સાખ્ય" પૂરે છે આપણો વ્યાવહારિક અનુભવ પણ કહે છે કે કટક કુંડળ વગેરે જૂદાં જૂદાં "નામ રૂપ" "ઘાટ ઘડયા પછી" થાય છે, પણ આરંભમાં અને અંતમાંતો સર્વ "હેમ રૂપ" જ છે અને વિચાર કરતાં મધ્યમાં પણ એ હેમ જ છે. શ્રી ગૌડપાદાચાર્ય કહે છે તેમ "आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा"—જે આદિ અને અંતમા નથી તે વર્તમાનમાં પણ નથી જ. અત્રે "વેદ" એટલે સંહિતા અને "શ્રુતિ" એટલે બ્રાહ્મણ-ઉપનિષદ, એમ અર્થ હોય, અથવા "શ્રુતિ" શબ્દનો જગ અવિચારિત પુનરુક્તિરૂપ પ્રયોગ થઈ ગયો હોય. ગમે તેમ હો. પણ અત્રે, કદાચ કવિને અનભિપ્રેત એવો, નિગૂઢ ધ્વનિ રહ્યો છે તે એ છે કે 'વેદ' એટલે જ્ઞાન, શબ્દાર્થ જ્ઞાન, પછી એ જ્ઞાનનું શ્રવણ એટલે હૃદયમાં ઉતારવું; અને પછી એનું વારંવાર સ્મરણ એટલે પ્રીતિપૂર્વક નિદિધ્યાસન—એ ત્રણ વિધિ થતા પ્રોક્ત સત્યનો યથાર્થ અનુભવ થાય છે. આ રીતે જોતા, વેદ ફક્ત "વદે છે," પણ એની "સાખ્ય" તો શ્રુતિ અને સ્મૃતિ જ પૂરે છે એ કહેવું યોગ્ય છે

**જીવ ને શીવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા,**
**ભણે નરસૈં યે તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા જા૦**

જીવ અને શિવ ઉભયનું અસ્તિત્વ "આપમાં" કહેતા આત્મામાં—નિર્વિશેષ બ્રહ્મમાં છે; જેના માયારૂપી સ્વભાવથી ચૌદ લોકનો "પરપચ" એટલે 'મિથ્યા બાજી' વા પચીકૃત જગત્ રચાયું છે. "હે ભાઈ! તેજ તું છે" "तत्त्वमसि" એમ નરસૈંયો સમજ્યો છે અને તને સમજાવે છે. એને સમર્યાથી જ અનેક સંત સિદ્ધિને પામ્યા છે, અને એનું વિસ્મરણ એ આ જગચ્ચિત્રનું આદિકારણ છે

---

## મિ. ટાટાની ઉદાર દેશ-સેવા.*

लब्धानामपि वित्तानां बोद्धव्यौ द्वावतिक्रमौ ।
अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम् ॥

મ૦ ભા૦ શાંતિપર્વ.

**(પ્રાપ્ત કરેલા દ્રવ્યના બે અતિક્રમ સમજવા; અપાત્રે દાન, અને પાત્રે અદાન.)**

આ વિશ્વની વ્યવસ્થામાં એકાન્તતઃ અસત્ એવું કાંઈ જ નથી, જે આપણા વિચાર-

---

* આ લેખ ગત અંકમાં સ્થળ સંકોચને લીધે પ્રસિદ્ધ થઇ શકયો ન હતો. વિલંબ થયા છતા, વિષયની હંમેશની ઉપયોગિતા ધારી આ છાપ્યો છે.

સ્થૂલ દૃષ્ટિને અસત્ લાગે છે એમાં પણ વધારે સૂક્ષ્મતાથી જોતાં સત્‌નોજ પ્રકાશ છે. આ, ઘણીજ સાધારણ ઉક્તિ છે, છતાં એનું આત્માને અહર્નિશ ભાન રખાવવું એવું કઠિન છે. કે એનું નિદિધ્યાસન કરવાનો પ્રસંગ આવતાં તેમ કરવા ચૂકવું જોઇતું નથી. હાલમાં એ ઉક્તિને દૃઢ સમર્થન આપનાર આપણને જે દૃષ્ટાન્ત મળ્યું છે તે એ છે કે જ્યારે હિંદ મરકી ભૂખમરો ઇત્યાદિ અનેક દુઃખોથી પીડિત હતું તેજ સમયે એનાં અમુક બાલકોની શૌર્ય, વીર્ય, તિતિક્ષા, પરોપકાર વગેરે વૃત્તિઓ સતત કેળવાતી જતી હતી, જે વાતનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હાલ થોડા વખત ઉપરજ મિ. જે. એન. ટાટાએ કરેલા દાન–રૂપે થયું છે. એક પ્રાતઃકાલે જનસમષ્ટિરૂપબ્રહ્મપ્રીત્યર્થ, એ દાનવીરે વર્ષે દહાડે સવાલાખ રૂપીઆની ઉપજ થાય એટલી મિલકત જનમંડળને એક ઉત્તમ કાર્ય માટે અર્પી દીધી! "One's sole feeling at first for the offer is admiration at its splendid public spirit" એમ ઉદ્‌ગારે કર્ઝનશ્રીની સાથે સમસ્ત દેશની સંમતિ છે.

આજથી કેટલાંક વર્ષ ઉપર મુંબાઈ યુનિવર્સિટિના ચૅન્સેલર તરીકે કૉન્વોકેશનને પ્રસંગે આપણા ગુણજ્ઞ ગવર્નર લાર્ડ રેએ યુનિવર્સિટિ કેવી હોવી જોઇએ એ સંબંધી એક ભાષણ આપ્યું હતું. એ ભાષણમાં એ લોકપ્રિય અને વિદ્વાન્ ગવર્નરે જે વિચારો દર્શાવ્યા હતા તે ઉપરથી મિ. ટાટાની કર્તવ્યભાવના જાગ્રત થઇ, અને લાર્ડરેએ સૂચવેલો મહાન્ હેતુ સિદ્ધ કરવા તરફ એમની પ્રવૃત્તિ આરંભાઇ. પોતાના મિત્ર, આપણી યુનિવર્સિટિના ગ્રેજ્યુએટ શિરોમણિ મિ. બરજોરજી બાદશાહને યૂરોપ મોકલી એમની મારફત ત્યાંના અનેક વાગીશ, મહાચાર્ય, વિદ્યાસંસ્કારકોનો અભિપ્રાય મેળવી, આખરે અમેરિકાની જોન્સ્ હોપ્કિન્સ્ યુનિવર્સિટીને મળતી અત્રે એક મહાન્ પાઠશાલા સ્થાપવાનો નિશ્ચય કર્યો. આ શાલા માત્ર પરીક્ષણ* શાલા ન રહેતાં, એક ઉપયોગી શિક્ષણ–શાલા થાય એવો મિ. ટાટાનો હેતુ છે. એમાં હાલ કાલેજોમાં અપાતા સામાન્ય શિક્ષણને અંતે વિશેષ શિક્ષણ મેળવવાની ઇચ્છા ધરાવનાર સારી કીર્તિ સંપાદન કરી પાસ થએલા ગ્રેજ્યુએટોને જ દાખલ કરવામાં આવશે. તેઓમાંથી કેટલાકને અત્રે યોગ્ય કેળવણી આપી સ્કૉલર્શિપ વગેરે સાધન સાથે અધિક અભ્યાસ માટે યૂરપ અમેરિકા વગેરે સ્થાને મોકલવાની યોજના થશે અને ત્યાંથી પાછા આવી એ હિંદનાં બાલકો પોતાની વિદ્યા તથા કલાનો પોતાની માતાને લાભ આપશે એમ આશા રખાય છે. આ શાલામાં મ્હોટા પગાર ઉપર યૂરોપના ખાસ પસંદ કરેલા વિદ્વાનોને રોકી એમને હાથે ફ્રેન્ચ્ કૉન્ફરન્સ જર્મન સેમિનેરિઆ વગેરે સ્થાને જે પ્રકારની કેળવણી અપાય છે તેવી કેળવણી અત્રેના વિદ્યાર્થીઓને અપાવવી અને એ રીતે એમને ધીમે ધીમે નવીન શોધ તરફ પ્રવર્તાવવા—એ આ શાલા સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ છે. હાલમાં એ શાલાના સ્વરૂપ વિષે સેક્રેટરિ તરફથી જે વિચારો બહાર પાડવામાં આવ્યા છે તે પ્રમાણે, આરંભમાં શિક્ષણપદ્ધતિ સંબંધી આરોગ્ય સંબંધી તથા કેટલાક દુસરો

* "What I contend is that a university cannot fulfil its obligations towards higher education by mere examinations"

Lord Reay.

સંબંધી શાસ્ત્રીય વિચાર, અને તે સાથે યોગ્ય પ્રયોગદ્વારા તે તે શાસ્ત્રના આચારની પદ્ધતિ એ બન્નેનો અભ્યાસ સારી રીતે થાય એવી ગોઠવણ કરવાની છે. સેક્રેટરિ તરફથી આ શાલા સંબંધે વિશેષ સૂચના કરવા ભલામણ થઇ છે તો અમારે કહેવું જોઇએ કે પ્રાચીન શોધખાતુ આ શાલાને અંગે ઉઘાડવામાં આવે તો તેથી હિંદુસ્થાનને તેમજ આખા જગતને ઘણો લાભ થવા સંભવ છે. આ વિષય શાલાના ઉદ્દેશથી સર્વથા બહાર છે એમ નથી* યૂરોપમાં આ બાબત ઘણી અનુકૂલતા છે. અને તેથી ત્યાંના વિદ્વાનો ભૂમંડળના પ્રાચીન ઇતિહાસ સબંધી ઘણી અગત્યની શોધ કરવા શક્તિમાન્ થયા છે. આ શોધ કરવાની પણ શાસ્ત્રીય પદ્ધતિ છે, અને તેને માટે સાધન પણ ઘણાં જોઇએ, જે માટેની પૂરતી સગવડ આ શાલા જ કરી શકે એમ છે.

અમે આ પારસી ગૃહસ્થને અમારો સ્વદેશ બન્ધુ જ માનિએ છિએ, અને તેથી એની ઉદારતા માટે અમને અભિમાન અને હર્ષ છે. તો પણ હિંદુસ્થાનમાં મ્હોટી વસ્તી હિંદુઓની છે એ જોતાં શોક થયા વિના રહેતો નથી કે હિંદુ કોમ ઘણે ભાગે આવી ઉદારતામાં હજી બહુ પછાત છે. હિંદુઓમાં પરોપકારવૃત્તિની ખામી નથી, પણ અજ્ઞાનને લીધે એ વૃત્તિ ઘણું વિલક્ષણ શોચનીય સ્વરૂપ ધારણ કરે છે 'અપાત્રે દાન' એ દાનધર્મનો અતિક્રમ છે એ મહાભારત વાક્ય આપણા ધર્મભાઇઓ હૃદયે ધરે તો સારું એટલીજ અમારી ભારતભૂમિ ખાતર એમને નમ્ર વિનતિ છે.

* * * * * * * * *

આટલું લખ્યા પછી, 'ઇન્ડિઅન ટેક્સ્ટાઇલ જર્નલ' માં મિ. ટાટાના આ નવીન ઉપક્રમ માટે કેટલીક ચર્ચા અમારા જોવામાં આવી છે. એ જર્નલ (પત્ર) લખે છે કે મિ. ટાટાનો ઉદ્દેશ ઘણો પ્રશસનીય છે, અને યૂરોપ અમેરિકામાં મિ માદશાહે મેળવેલી માહેતી આ વિષયમાં બસ થઇ શકતી હોય તો આ ઉપક્રમમાં કાંઇ જ ખામી નથી. પણ વસ્તુતઃ વિચારવાનું એ છે કે બીજા દેશો માટે જે ખરું છે તે હિંદુસ્થાન માટે પણ ખરું છે? એ જર્નલ એમ કહે છે કે હિંદુસ્થાન અને જાપાન જેવા બીજા દેશો વચ્ચે એક મહાન્ તફાવત છે એ દેશના મજૂરો અને કારીગરો નવીન કેળવણી દાખલ થતા પહેલાં પણ હુન્નરની બાબતમાં સાધારણ રીતે સારૂ જ્ઞાન ધરાવતા હતા, પણ હિંદુસ્થાનનો મજૂર અને કારીગર વર્ગ એવો અજ્ઞાન છે કે ગ્રૅજ્યુએટોની વિદ્યાથી એમને કાંઇ જ લાભ થવાનો નથી હિંદના લોકો નવીન શોધ કરવામાં બહુ શક્તિ ધરાવતા નથી એમ પેટન્ટ ખાતાના દફતરને આધારે એ માને છે, અને વળી કહે છે કે અહીંઆંના મજૂરોને હુન્નરમાં અત્રેના કેળવાએલા જનો તરફથી પોતાનું જ્ઞાન સંક્રાન્ત કરાતું નથી,"એટલે એમની કેળવણીનો કાંઇ અર્થ નથી.

---

* "........to investigate the vast and neglected materials of *our national history and Indian philology,* it is necessary to found laboratories and *libraries,* where students may work under the direction of great teachers" The Times of India 28*th*. Sep. 98

આ કહેવું સર્વથા ખરૂં નથી; અને જેટલે અંશે ખરૂં છે તેટલે અંશે એ મિ. ટાટાના ઉપક્રમની સાર્થકતા સિદ્ધ કરે છે, અથવા એ વિશેષ શિક્ષણના ઉપક્રમની સાથે સામાન્ય હૃદય અને બુદ્ધિની કેળવણી પણ જરૂરની છે એમ બતાવી આપે છે. હિંદુસ્થાનના લોકો આ કામ માટે નાલાયક છે એ કહેવું તદ્દન ખોટું છે. * મધ્યકાલીન હિંદુસ્થાનના સ્વરૂપ ઉપરથી હિંદુસ્થાનના લોકોની શક્તિ માટે વિરુદ્ધ કલ્પના કરવી એ ભૂલ છે એ કાલની અવદશા માટે કેટલાંક કારણો હતાં, જે હવે દૂર થયાં છે. અને પ્રાચીન હિંદુસ્થાન ઉપર દૃષ્ટિ નાંખતાં તો સ્પષ્ટ સમજાય છે કે તે વખતે હિંદુઓ બીજા વિષયોની સાથે કારીગરીના વિષયમાં પણ અન્ય પ્રજાઓ કરતાં ઘણાજ આગળ પડેલા હતા. હાલમાં હિંદુસ્થાનના લોકો આ વિષયમાં બહુ ચમત્કારક બુદ્ધિ નથી બતાવતા એ ખરૂં છે; પણ એ ઉપરથી તો એટલુંજ નીકળે છે કે મિ. ટાટાના જેવા પ્રયત્નની અત્રે બહુ જરૂર છે. હાલના કારીગરો જોઇએ તેવા સંતોષકારક નથી તેનું એક સર્વાનુમતે સ્વીકારાએલું કારણ એમનો થોડો પૈસો એકઠો થતાં 'દેશ' જતા રહેવાની ઉત્સુકતા છે. પણ આ કારણ હમેશ કાયમ રહે એવું નથી. એમને કેટલીક સામાન્ય કેળવણી મળતાં પૈસાની ઉપયોગિતા સમજાશે, અને પછી આ દોષ રહેવાનો સંભવ નથી મુંબાઇ શિવાયને એટલે નાગપુર જેવે સ્થાને આ હરકત બહુ નડતી નથી, અને ત્યાંના કારીગરો તેટલાજ માટે સારા હોય છે. કેળવાએલો વર્ગ મજૂરવર્ગનો અજ્ઞાનમાંથી ઉદ્ધાર કરી શકતો નથી એ ખરૂં છે પણ જેમ જેમ સામાન્ય હૃદય અને બુદ્ધિની કેળવણીની અસર ઊંડી પહોંચતાં એમનો એ અજ્ઞાન વર્ગ તરફ ખરા અંતરનો ભ્રાતૃભાવ વધતો જશે, અને એમની સાથે એક પદ કામ કરવાનો માર્ગ સૂઝતો જશે તેમ તેમ આ હરકત પણ દૂર થતી આવશે. વળી આ સાથે એ પણ યાદ રાખવાનું છે કે કેળવાએલો વર્ગ આ કર્તવ્ય બજાવવામાં અસમર્થ નીવડે છે તેનું એક કારણ એ છે કે એમની ઘણી ખરી કેળવણી પુસ્તકોમાં જ પરિસમાપ્ત થઇ રહે છે. પુસ્તકોનું જ્ઞાન જેમ પ્રયોગ દ્વારા વિદ્યાર્થીઓના મનમાં ઠસાવવામાં આવશે, તેમ એમને મજૂરોને કુશળ કરવાનો માર્ગ સૂઝતો જશે અને તેટલાજ માટે મિ. ટાટાનો ઉદ્દેશ પ્રયોગજ્ઞાન અધિક આપવાનો છે. આ ઉપક્રમના આરંભના થોડાક અનુભવ ઉપરથી ખોટી રીતે નિરાશ ન થઇ જવાય એટલા માટે અત્રે કહેવું જોઇએ કે આ મહાત્માએ વાવેલા વૃક્ષને

---

* It is the fashion to explain on every possible occasion the limitations of the Asiatic intellect and demonstrate, with great unction, the supposed incapacity of the Oriental to undertake original research. In our belief no greater fallacy has ever obtained currency the greater subtlety and flexibility of the Oriental mind, and above all, its inexhaustible patience, make it conceivable that Asia is distined to acheve brilliant distinction in the fields of science, when once proper facilities are afforded.

The Times of India 29th. Sep. 1898.

સારી રીતે ખીલતા તથા ફળતાં ઘણા વર્ષો જોઇએ. આવા યત્નો હમેશાં બહુ કાળની અપેક્ષા રાખે છે, અને ફળની કિંમત જોતાં સવ કાળ, શ્રમ, અને દ્રવ્યનો વ્યય નહિવત્ છે.

---

## સુખ એક કર્તવ્ય

( મઝેલુ )

( અનુસંધાન પાને ૨૦ થી )

ઉપરનો ઉપદેશ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કરવામા પુરુષ-પ્રયત્નની અપેક્ષા છે પુરુષ-પ્રયત્ન સબધે યોગવાસિષ્ઠમા શ્રીવસિષ્ઠ રામ પ્રતે આ પ્રમાણે કહે છે

अथ चेदशुभो भावस्त्वां योजयति सङ्कटे।

प्राक्तनस्तदसौ यत्नाज्जेतव्यो भवता स्वयम् ॥

(જો તને પ્રાક્તન એટલે પૂર્વજન્મની અશુભવાસના સકટમાં દોરતી હોય તો તેને યત્ન વડે સ્વય જીતવી જોઇએ ) એ જ સત્ય છે કે મનુષ્યનુ ' નસીબ, ' ' હિમ્મત,' " દશા ' કે " ગ્રહ ' તે તે પોતે જ છે પોતાનો શનિ પણ પોતે જ છે. બૃહસ્પતિ પણ પોતે જ છે, અને એવું કરવામાં ગતાનુગતિક થઇ ચાલવુ તે કરતા તો સુપ્રસિદ્ધ પોમ્પિઆઇ કે અશોકના એકાન્ત અને અભેદ્ય જડ સ્તભની માફક ઉભા રહેવુ એ શ્રેષ્ઠ છે

( વસત તિલકા ) " જો સ્થૈર્ય મૌન ધરતા ખડકો કિનારે
તે પાદ—સ્પર્શ કરીને જલધિ વિરામે
ને મસ્તકે નથી જતુ જલબિન્દુ એકે
એ રીત કો યતિજનો જગને ઉવેખે "

પણ આવી વૃત્તિ ઘણાને કઠોર અને દુઃખદાયી લાગે, કારણકે હૃદય એ સમુદ્રથી અલગ, જડ ખડક જેવુ નથી પણ તે ઉપર તરતા ગતિમાન્ નાવડા જેવુ છે. " અસક્ત અંતર રહીને " ' સસારમાં સરસો રહે ને મન મારી પાસ " એજ ખરો સિદ્ધાન્ત છે આપણી આગળપાછળનાઓથી આપણે એટલા બધા અલગ થઇ જઇએ કે તેમના કષ્ટ કે દુઃખમાં તેમની દયા કે દાઝ ન જાણીએ તો પછી તેમના સુખે અને સારામાં ભાગ લેવા આપણો શો હક હોઇ શકે ? અને આ રીતે ભાગ કરતાં હાનિ ઘણીજ થાય છે તેમના ઉપરનો ભાવ કાઢી નાંખી સ્વાર્થનો જ કમ્મર પ્હેરીએ તો જીવિતનો ઘણો અધિકાંશ અલિપ્ત, અને નિર્મળમાં નિર્મળ આનદનો દ્વારે આપણે માટે બંધ થઇ જાય છે દુઃખ રહિત થવા જતાં સુખરહિત પણ થવું પડે છે કારણ જગતમાં સુખ ત્યાં દુઃખ અને દુઃખ ત્યાં સુખ એ સકલતા સાર્વત્રિક છે

વળી જેને અનિષ્ટ કહીએ છિએ તેમા ઘણે તો માત્ર દેખીતુ જ અનિષ્ટ હોય છે, જે વસ્તુત ઇષ્ટ વિનો અન્ય હોતુ નથી અતર સુખ હોય બહાર માત્ર

દુઃખની છાયા હોય છે. અને તેથી આપત્તિઓનો વગર સંગજે દોષ ન કાઢવો જોઇએ; તેમ ઘણી વેળા તેની સાથે જ ગુંથાઇ રહેલી ઇશ્વર કૃપાને આપણા દૃષ્ટિદોષથી ભૂલવી ન જોઇએ. પ્લુટાર્ક કહે છે તેમ સુખદુઃખ એ દેહ અને આત્માને સંલગ્ન કરનાર બંધ છે. દુઃખ એ ભયનું સૂચન, જીવિતની આવશ્યકતા છે. તે વિના, તથા આપણી ઇન્દ્રિયો આપણને દુઃખ અને ભયની જે ચેતવણી આપે છે તે વિના, આપણી આસપાસનાં સુખો પણ નિઃસંદેહ તત્કાલ વિનાશક નીવડત. જે લોકો એ સંબંધે અજ્ઞાન છે તે એમ માને છે કે શરીરમાં ઊંડામાં ઊંડા ભાગ સર્વથી વધારે સચેતન એટલે વિજ્ઞાનમય હોવા જોઇએ. પણ વસ્તુતઃ એથી ઊલટું જ છે. ત્વચા એ નિરંતર જાગૃત રક્ષક હોઇ આવતા ભયનું સૂચન આપવા સાવધાન રહે છે, અને માંસ અને આંતર ઇન્દ્રિયો જેને અને દુઃખને સંબંધ નથી તે જ્યાં સુધી આરોગ્ય હોય છે ત્યાં સુધી પ્રમાણમાં લાગણી વિનાનાં એટલે જડ હોય છે.

હેલ્પ્સ કહે છેઃ "આપણે અનિષ્ટનું આદિકારણ શોધવા મથીએ છીએ. પણ અનિષ્ટ એટલે શું? એનું સ્વરૂપ શું? એ વિચારવું જોઇએ. સંસારનાં દુઃખોને અને કસોટીઓને કદાચ પરિણામની દૃષ્ટિએ સારાં કહીએ છીએ, પણ જેવાં છે તેવાંજ સ્વસ્વરૂપે એટલે દુઃખ રૂપે પણ સારાં જ છે, એમ ભાગ્યે જ સ્વીકારીએ છીએ. દુઃખ પણ જ્ઞાનસ્વરૂપ છે, અર્થાત્ એ પણ એક જાતનું જ્ઞાન છે. અને અનુભવ વિના જ્ઞાન કેમ સંભવે ?–શિવાય કે મનુષ્યને ઇશ્વર કે દેવોની માફક જ્ઞાન માટે અનુભવની અપેક્ષા ન હોય. મનુષ્યોને જે જે અનુભવો થાય છે તે દુઃખાત્મક છતાં, અને માત્ર પરિણામની દૃષ્ટિએ જ નહિ પણ સ્વતઃ પણ, તેમને માટે તે ઉત્તમ હોવા સંભવ છે. ગમે તેમ હો, પણ તે અનિષ્ટ તો નહિ જ હોય એમ નિશ્ચય પૂર્વક માની શકાય છે. ખરેખર જેમ ઊંડી ખીણમાં ઉભા રહી પર્વત-શૃંગ ઉપર દૃષ્ટિ નાંખીએ ત્યારે જ એ પર્વતની ભવ્ય આકૃતિનું યથાર્થ ભાન થાય; તેમ સંસારની આપત્તિઓ અને કસોટીઓમાં ઉભા રહી અનુભવ લઇએ ત્યારે જ એ સંસારનાં સુખો સંપૂર્ણ રીતે અનુભવગોચર થાય. મૃચ્છકટિકમાં યોગ્ય જ કહ્યું છે કે

सुखं हि दुखान्यनुभूय शोभते घनान्धकारेष्विव दीपदर्शनम् ॥

(સુખ દુઃખનો અનુભવ કરવાથી જ શોભે છે, જેમ ગાઢા અન્ધકારમાં પછી દીપદર્શન.)

જો કે સર્વ આપણી ઇચ્છાનુસાર જ પ્રાપ્ત થતું નથી એમ લાગે છે, તોપણ લિઙન્ટના ફ્રેસિકાજાતા સુન્દર ભાષાન્તરમાં જેમ કહ્યું છે, તેમ ઘણાને લાગશે કે "આવા મહાન્ અને અનંત ઇશ્વરનું (કીડીને કણ અને હાથીને મણ) એ ન્યાયે આપણી દરેક જરૂરીઆતો ઉપર કાળજીપૂર્વક લક્ષ છે; એ આપણી પ્રાર્થનાઓ સાંભળે છે, ખોટ પૂરી પાડે છે, અને જો કે કોઇક સમયે આપણે જેને આપણા હક માનીએ છીએ તેવી વસ્તુઓ સંબંધે અવગણના કરતો જણાય છે, પણ તે પ્રમાણે થવામાં કાંતો આપણી તરફની યાચનાનો વિલંબ હોય છે અથવા તો એની દેખીતી ના પણ વસ્તુતઃ હા જ હોય છે. વળી બીજી તરફ, જેમને વિશ્વનિયમમાં "કર્તું, અકર્તું, અન્યથા કર્તું સમર્થ" ઇશ્વરનું અસ્તિત્વ માન્ય નથી તેમને છેવટ વિશ્વનિયમ સર્વના સામાન્ય સુખને માટે પોતાની મેળે પ્રવર્તે જાય છે એમ માન-

જોકે તેમ કરવું જરા કઠિન છે ખરું તો પણ, અન્યના તેવા સ્વભાવથી આપણે પોતાની જાતને દુઃખી થવા દેવી એ પણ આપણો જ દોષ છે. આપણે જે દુઃખ કે કષ્ટ સહન કરવાં પડે છે તેમાંથી ઘણાંખરાં જો પોતાના ખરા દોષથી નહિ તો અજ્ઞાન અગર વગર વિચારનાં પરિણામ તો હોય છેજ. ઘણી વેળા તાત્કાલિક સુખ ઉપર જ દૃષ્ટિ રાખી આખા જીવિતના સુખનો મનુષ્ય ભોગ આપે છે. 'આપત્તિ' શબ્દનો ખરો અર્થ 'દુઃખ—જે આપણી પાસે (આ) ચાલી (પદ્) આવે છે તે'—એવો ન કરતાં, 'દુઃખ—જેની પાસે આપણે ચાલી જઇએ છિએ તે'—એવો કરવો જોઇએ.

આપણામાંથી ઘણા જીવિતનો વૃથા વ્યય કરી નાખે છે. લાબ્રુએર કહે છે, "ઘણા મનુષ્યો પોતાના જીવિતનો ઘણો ભાગ અન્યના જીવિતને દુઃખી કરવામાં જ ગાળે છે." અથવા તો, જેમ ગોટે દર્શાવે છે તેમ "ચિંતાગ્રસ્ત મનુષ્યનો ઇતિહાસ તપાસશો તો જણાશે કે તેની પ્રવૃત્તિનું બીજ મિથ્યાભિમાનરૂપી હતું અને તેથી નૈરાશ્ય એ જ એનું ફલ થયું". નોવ્હાની માફક દુઃખ આવતા પહેલાં એના વિચારથી જ આપણે ઘણી વાર દુઃખી થઇએ છિએ એટલુંજ નહિ પણ કેટલીક વેળા તો જે કષ્ટ પાછળથી આવતું પણ નથી તેના માત્ર કલ્પિત ભયથીજ આપણે ત્વરત થઇ કંપીએ છિએ મનુષ્યે પ્રત્યેક બાબતમાં પોતાથી બને તેટલું કરી તેના પરિણામ વા ફળ ઉપર શાંતિથી જોઇ રહેવું જોઇએ. ફળ માટે આસક્તિ રહિત થઇ કર્તવ્ય કર્મ કરવું એ ગીતાનો "કર્મયોગ" નૈરાશ્યમાંથી ઉત્પન્ન થતાં દુઃખોનો નિવારક થઇ પડે છે. અતિશય શ્રમ કે ગજા ઉપરાંત કામ કરવાથી માણસ તૂટી જાય છે એમ આપણે વારવાર સાંભળીએ છિએ પણ ખરું જોતાં ઘણે ભાગે મનુષ્ય આ સંસારની ફિકર અને ચિંતાથીજ ભાગી જાય છે.

# પ્રત્યગાત્મા.

(અનુસંધાન પૃષ્ઠ ૨૧ થી)

( મળેલું )

જન્માંતર થતાં થતાં જીવાત્મા ખિલતાં ખિલતાં સુદૃઢ થાય છે, અને તેને જ્ઞાન થવા લાગે છે. જ્યારે જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે તે જન્મમરણના ચક્રમાં વારંવાર ભ્રમણ કરવામાંથી છુટા થવાની ઇચ્છા કરે છે. તેને આ સંસાર ઉપરથી મોહ છુટતો જાય છે. ઘણા જન્માંતર થવાથી તેને ઘણા અનુભવનો સંગ્રહ કરવાની તક મળી ગઈ છે એટલે દુનિઆંમાંની ઘણી વસ્તુ તેને મોહ પમાડી આકર્ષણ કરતી નથી. તેમાંથી જે કાંઈ પ્રાપ્ત કરવાનું હતું તે તેણે કરી લીધું છે, એટલે તેના તે અનુભવ વધારવાની તેને કાંઇ ગરજ રહી નથી. અમુક પ્રકારનો અનુભવ પૂરેપૂરો પ્રાપ્ત થઇ ચુકયો એટલે તે અનુભવદાતા વસ્તુ પ્રત્યે આનંદ ઉપજતો નથી એથી ફરી જ્યારે જ્યારે જીવાત્મા આ જગતમાં પુનરપિ અવતરે છે ત્યારે સંસારની ઘણી વસ્તુઓ એવી હોય છે કે જે પ્રત્યે તેને લેશમાત્ર મોહ થઇ આકર્ષણ થતું નથી. એટલુંજ નહી પણ જ્યારે તેવી વસ્તુ તેની સમીપ આવે છે ત્યારે તેનાથી જાણે ધરાઇ રહ્યો હોય તેમ કંટાળી તેનાથી વિમુખ થાય છે. કર્મેન્દ્રિયો સાથે સંબંધ ધરાવનારી વસ્તુ પ્રત્યે પ્રથમ આવી લાગણી ઉત્પન્ન થાય છે. અને તેથી તેનો મોહ સર્વથી પહેલો મટે છે. એમ કરતાં કરતાં આંતરઈંદ્રિયો પ્રત્યે એ લાગણી થવા માંડે છે; ત્યાર પછી મન–બુદ્ધિ પ્રત્યે થાય છે અને દેવલોક માટેનો સંગ્રહ દિનપર દિન વધતો જાય છે, એટલે તે પ્રત્યે કાર્ય કરવાનું પણ વધે છે અને દેવલોકમાં વધારે વધારે કાળ નિવાસ કરવાનું થાય છે. આ દુનિયાંમાંથી લઇ ગયેલ સામગ્રીની વ્યવસ્થા થઈ રહે છે એટલે લાંબે કાળે પુનરપિ અવતરે છે, પરંતુ નેષ્ટ કામના અને વૃત્તિઓથી તે વિમુખ રહે છે તેથી બહિર્ પદાર્થો પ્રત્યે તેનો મોહ નિર્બળ પડતો જાય છે. જ્ઞાનનો ઉદય થવાથી આ જગતની સર્વ વસ્તુ ક્ષણભંગુર અને મિથ્યા છે એમ તેને લાગે છે એટલે તે જ્ઞાનને લીધે તેની તૃષ્ણા છુટે છે. એ વસ્તુઓ પણ નાશવંત છે એમ તેના સમજવામાં આવવાથી એની પ્રત્યે તેને મમતા થતીનથી. એમ થતાં થતાં એવી મમતા કેવળ છુટી જાય છે અને આ પૃથ્વીમાં ખેંચી લાવનાર જે મુખ્ય સાધન તેનો નાશ થવાથી તેનો જન્મ મરણનો ફેરો મટે છે. ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર–રૂપ ઉત્પન્ન થતાં તે બંધ પડી માત્ર પવિત્ર અને શુદ્ધ સમજ તથા બુદ્ધિથી એ રૂપો ઉત્પન્ન કરવામાં આવે છે. એ રૂપો આ જગતની ક્ષણભંગુર વસ્તુ પ્રત્યે તેની મમતા બંધાવતાં નથી. મોક્ષનો આ એક માર્ગ છે. બીજો એવો પણ છે કે જીવાત્માની ઇચ્છા રહે છે ખરી પરંતુ તેની ઈષ્ટ વસ્તુ ઉચ્ચ હોય છે એટલે તેવી ઈચ્છા રાખતાં તેને આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે. એ ઇચ્છા તેને આ દુનિયાની વસ્તુની પ્રાપ્તિથી વિમુખ કરી ઉચ્ચ વસ્તુઓ પ્રત્યે દોરી જાય છે એટલે તે ઇચ્છા પણ શુદ્ધ હોય છે. એમ કરવામાં તે કર્મ કરે છે પણ માત્ર કર્મ કરવા ખાતર કરે છે. તેના આ દુનિયાં સંબંધીનાં ફળની તેમાં જરા પણ ઈચ્છા કરતો નથી તેવાં કર્મ કરવામાં પણ તે એટલો જ હેતુ સમજે છે કે તે કરવાનો તેનો ધર્મ છે, અગર તો તે કરવાથી જગતમાં કોઇનું પણ કલ્યાણ થવાનું છે. એવી રીતે ઘર્ષણ મમતા

સમય આવે છે કારણુ કે તે સ્વતંત્ર થયો છે એટલે તેને પસંદગીના હક છે તેથી કાં-
તો તે આ સંસારથી મુક્ત થઇ ઉચ્ચ પંક્તિના જીવો સાથે મળવા જવાનું પસંદ કરે
છે અથવા આ પૃથ્વીનાં સંબંધમાં રહી અન્ય જીવાત્માઓને મુક્તિ પામવાના શ્રમમાં સ-
હાય કરવાનું પસંદ કરે છે મહાન્ સન્યાસ અને મહાન્ ત્યાગ એ છે અને અધ્યાત્મ
લેખોમાં એ વિષે વારવાર ઘણું લખવામા આવેલુ છે. જીવાત્મા મુક્ત થયો છે પણ તે
પછી શું કરવું તે તેની પસંદગી ઉપર રહેલ છે ઉચ્ચ લોકમાં જાય અથવા આ લોક
પ્રતે સંબંધ રાખી જનસમૂહને સહાય કરે તેને આ જગતનું કોઇ બંધન લાગતુ નથી
પણ તેના સંબંધમાં રહેવાથી તેની કેટલીક હાનિ તેને ખમવી પડે છે કેમકે તેમ કર્યા
વિના તે આ સંસારમાં વ્યવહાર કરવા પામે નહી, અને એ વ્યવહાર કર્યાવિના તેણે જે
સહાય કરવા નિશ્ચય કરેલો છે તે થઇ શકે નહી જે જીવાત્માએ પોતાની યાત્રા પૂરી ક-
રી છે, જેણે પોતાનુ મન પ્રકાશિત કર્યું છે, જેની બુદ્ધિ નિર્મલ થઇ છે, જેણે કામના
માત્રનો ત્યાગ કર્યો છે, જે મુક્ત થયો છે, અને જેણે તે મુક્તિનો લાભ પણ મનુષ્ય જાત
માટે છોડી દીધો છે, અને જે કલ્પાન્ત પર્યંત માત્ર મનુષ્ય જાતને સહાય કરવા આ પૃ-
થ્વી ઉપર રહે છે અને ત્યાર પછી નિર્વાણ પદ ગ્રહણ કરવા ધારેલુ છે તેને અખિલ બ્ર-
હ્માંડનું દર્શન થાય છે તે સર્વજ્ઞ થાય છે અને તેનો આદિ અવર્ણ્ય છે આવો જીવાત્મા
જ્યારે પુનરપિ સૃષ્ટિ ઉત્પન્ન છે અને નવો મન્વન્તર થાય છે ત્યારે તે માનસ પુત્ર થઇ
અવતરે છે અને નવીન પ્રજામાં મનનો જન્મ પમાડે છે બાલ મનુષ્ય જાતને શિક્ષણ
આપવા આવે છે અને આગળ વધે છે તેમ તેને માર્ગ બતાવે છે. તે મન્વન્તરો જેમ ગત
થાય છે તેમ ઉચ્ચ પદને પામતો જાય છે.

પ્રત્યગાત્મા અથવા જેને આપણે સામાન્ય રીતે જીવાત્માની સંજ્ઞાથી વર્ણવ્યો છે તે
અદ્યાપિ પર્યંત કહેવામા આવ્યુ તેવી રીતે બીજરૂપે પ્રકટ થઈ ક્રમે ક્રમે અનુભવ પ્રાપ્ત
કરી તેનો સંગ્રહ કરતાં તેમાથી જે સારભૂત તત્વ તેટલું ગ્રહણ કરી લઇ પ્રૌઢ દશાએ
પોહોચે છે અને તેની પ્રત્યક્ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર જે કામના તથા તૃષ્ણા તેનો ત્યાગ
કરે છે અને પોતાના મૂલ સ્વરૂપ સાથે એકતા પામે છે અને તેનું એકત્ર જ્ઞાન થતાં જે
તેને સર્વદેશી ભાન થાય છે તે એવી ભેદ ભરેલી રીતે થાય છે કે તે જેમ આપણી સ્થૂલ
ઇંદ્રિયોથી મુક્ત થઇ ઉચ્ચ ભૂમિકાનુ ભાન થાય છે તેવું આ સ્થૂલ શરીરના અસ્તિત્વ
છતાં સ્થૂલ મગજના સાધન રહિત થઈ અનુભવવામાં આવે છે તેવી રીતે કોઇ અનુભવે
નહી ત્યાં સુધી સમજી શકાય નહી એવી રીતનું છે આ જીવાત્મા પોતાની યાત્રા સં-
પૂર્ણ કરી મુક્તિ પામે છે, દ્વૈત ભાન રહિત થાય છે, અને જે સ્થિતિમાં હતો ત્યારે
જે કાંઇ અનુભવ્યું હતુ તેનું સારભૂત તત્વ ગ્રહી રાખે છે અદ્વૈતતા પ્રાપ્ત થવાથી દ્વંદ્વા-
તીત થઇ રહે છે તે અમર પદ પામ્યો છે અને વળી ભવિષ્યમાં પેદા થનાર બ્રહ્માંડોમાં
આગેવાની ધરાવનાર તે થનાર હોય છે તે સૃષ્ટિના રચનારમાનો એક હોય છે અને જ-
ગતના કર્તા ઈશ્વર સાથે એકતા પામી રહે છે.




# વિશ્વરચના.

મગોજી.

જ્યારે હિંદુઓના મહાન્ શાસ્ત્રોની છાપ યુરોપીઅન લોકોના વિચાર પર પડવા માંડી ત્યારે તેનું રૂપ કાંઈક વિચિત્ર અને અજાયબ તરેહનું જોવામાં આવ્યું. એ લોકોમાં માહો માંહે પણ મતભેદ પડવા લાગ્યો અને એ પ્રાચીન વિદ્યાનાં મૂળ અને મૂલ્ય આંકને માટે ભિન્ન ભિન્ન વિવેચકોનું મતાંતર થવા લાગ્યું એક પક્ષનું મત એવું બંધાયું કે તેને વિશે ગંભીર તત્વજ્ઞાનનો ભાસ થાય છે બીજો પક્ષ એવું મન બાંધવા લાગ્યો કે તે લોકો વર્તમાન કાળના સુધરેલા લોકો કરતાં ઓછા સુધરેલા હતા એટલે તેમાં તત્વજ્ઞાન હોવાનું ધારવું એ ખોટું છે. આવાં મતને લીધે તે શાસ્ત્રોની ઉત્પત્તિ અને તેના ભાવાર્થ શોધવામાં બહુ ફેર પડી ગયો. આખરે અત્યારે એટલું તો સર્વમાન્ય થયું છે કે તેમાં ગંભીર તત્વજ્ઞાન છે અને વિચારશ્રેણીનાં અગાધતા તથા વિસ્તાર નિર્વિવાદ છે. આમ છતાં મેકસમુલર જેવા વિદ્વાન્ જેણે આ શાસ્ત્રોના અભ્યાસમાં પોતાનું જીવતર ગાળ્યું છે તેઓ એમ કહેવા ચુકતા નથી કે વેદ કોઇ બાલ પ્રજાનું આરંભનું બોલવું છે તેઓ કહે છે કે તેમાં કાંઇ પણ ગુપ્ત અથવા ગુહ્ય તાત્પર્ય છે નહિં; ખરૂં જોતાં એ સંજ્ઞા અને અલંકાર રૂપે તેમાં સમાયેલું છે. પાશ્ચાત્ય વિદ્વાનોની સમજમાં એ વાત બેસતી નથી કે મનુષ્યજાતની બાલ્યાવસ્થા હોય છે છતાં તેઓને શિક્ષણ આપનારા દૈવી ગુરૂઓ હોય છે; એ પ્રજામાં સુધારો પતો આવતો હોય છે ખરો પણ તે સુધારો કરવામાં પ્રેરણા કરનાર દિવ્ય જીવાત્માઓ સંપૂર્ણ જ્ઞાનવાન હોય છે. એવી સમજને લીધે તેઓ ધર્મશાસ્ત્રની યથાર્થ મહત્તા ગ્રહણ કરી શકતા નથી. તેઓ માત્ર જનસમૂહનો સામાન્ય ખ્યાલ કરે છે પણ તેઓના ગુરૂ અને માર્ગ પ્રવર્તાવનારાઓની મહત્તા જાણતા નથી. શાસ્ત્રો મનુષ્યકૃત છે એમ માની તેની ઉત્પત્તિ શોધવામાં તેઓ જ્યાં એ મહાન્ પુસ્તકોનું પૃથક્કરણ કરે છે ત્યાં તેઓ દયાજનક નિષ્ફલતા પ્રાપ્ત કરે છે. એ થવામાં મુખ્ય કારણ એટલુંજ છે કે જો દૈવીભાગ કેવળ પડતો મુકવામાં આવે તો કોઇ પણ મનુષ્ય જાતના સમૂહનું આગળ વધવું સમજી શકાય નહી. તેમજ મનુષ્યમાં જે ગુપ્ત સ્થિતિમાં ઈશ્વરનો નિવાસ છે તેને પણ પડતો મુકી વાત કરવામાં આવે તો કોઇ પણ હાલના ધર્મ, સુધારા, અથવા તત્વજ્ઞાનનો યથાર્થ સાર ગ્રહણ થઇ શકે નહી.

અત્રસ્થ હિંદુ ધર્મ શાસ્ત્રોમાં તત્વજ્ઞાન, ધર્મજ્ઞાન, અને વિદ્યાજ્ઞાન ઘણું ગુહ્ય વિસ્તારવાળું અને જીવની ઉન્નતિ કરનારૂં છે એ સિદ્ધ કરી બતાવવા બનતું પ્રયત્ન કરવા [illegible] છે; વળી એમ પણ બતાવવામાં આવશે કે પાશ્ચાત્યદેશોનું વિદ્યાજ્ઞાન એ [illegible] વેલાં માર્ગ ચાલવા લાગ્યું છે. અને પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો બાહ્ય વસ્તુના [illegible] જે જ્ઞાન સંગ્રહ કરે છે તે જ્ઞાન આ શાસ્ત્રોમાંથી વધારે સત્વરતાથી પ્રાપ્ત [illegible] તેમ છે. કારણ તેના કર્તાઓએ વસ્તુનું અંતર્ગત અવલોકન કરી એ લેખ રચેલા છે. આપણે જેટલી બાહ્ય વિશ્વરચના જોઇએ છીએ તે સર્વનું આપણા હૃદયકમળના આકાશ-

થી ભરપૂર પ્રદેશમા દર્શન કરી શકાય છે આકાશ અને પૃથ્વી બન્ને તેમા જોવામા આવે છે અગ્નિ, વાયુ, સૂર્ય, ચદ્ર ઇત્યાદિ સર્વ જે કાઇ વિશ્વમા જોવામા આવે છે તે સર્વ ત્યાં છે અથાત્ આત્માનું પ્રત્યક્ષ જ્ઞાન થતા વિશ્વમા વ્યાપેલ સર્વનું જ્ઞાન થાય છે આ માત્ર કવિનો અલકાર છે એમ ધારવાનુ નથી યથાર્થ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર તે પણ છે એ સમજવુ અને જો દિવ્ય ચક્ષુ પ્રાપ્ત કરવામા આવે તો સ્ટ્રષ્ટ પદાથ માત્રનુ ખરૂ સ્વરૂપ જોવામા આવે એટલુજ નહિ પરતુ તેથી જે જ્ઞાન થાય તે ચર્મચક્ષુ વડે વસ્તુના બાહ્ય દર્શનથી જે થાય છે તેના કરતાં વધારે ચોખ્ખસ અને ગાઢ થાય છે વર્તમાન કાળમાં એ જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ હેલેના પેટ્રોવ્ના બ્લાવાત્સ્કી નામની એક મહાન્ રસીઅન સ્ત્રીએ દર્શાવવામાં ઘણી સહાયતા કરેલી છે તે એક મહાન્ શિક્ષક ઘયેલી છે તે અમુક ક્રિયા કરી શકતી વા નહિં તે ઉપરથી તેની યોગ્યતા જગત્મા ઠરાવવાની નથી તે ચમત્કાર અથવા જાદુઇ ખેલ રૂપે ક્રિયા કરવા સમર્થ હતી કે નહિ એ પણ જોવાનુ નથી કારણકે ભવિષ્યમા થનાર પ્રજા એ વાત ઉપરથી તેની તુલના કરશે નહિ એવી ક્રિયા વાસ્તવિક જોતા કાઇ બહુ અગત્યતા ધરાવતી નથી અને કદાપિ એમ કહેવામા આવે કે તે કાંઈ અગત્યતા ધરાવે છે તો પણુ તે બહુજ થોડી પરતુ તેની ખરી યોગ્યતા તો એટલી જ છે કે તેણે પ્રાચીન જ્ઞાન ઉપરનો પટ દૂર કરી તેનુ રહસ્ય દર્શાવ્યુ તેણે આપણા હાથમા એવી કુચીઓ આપી કે જે વડે આપણી મેળે આપણે તે પવિત્ર સ્થાનનાં દ્વાર ઉઘાડી શકીએ તે પોતે વસ્તુ માત્રનું રહસ્ય જ્ઞાન પ્રાપ્ત કરી આવેલ હતી અને તે આપણને સમજાવી આપણે તેનો ઉપયોગ કરી શકીએ તે પણ શીખવવા સમર્થ હતી એટલે જે કાઇ એ ગુપ્તજ્ઞાને અથવા અધ્યાત્મ જ્ઞાનનો અભ્યાસ કરશે તે વેદ પુરાણાદિ ધર્મ શાસ્ત્રોનુ અવલોકન કરશે તો તેને તેમાથી જે જ્ઞાન પ્રાપ્ત થશે તેવુ સાધારણ વાચનારને થનાર નથી એવી રીતે તે એક મહાન ગુરુ થઇ ગઇ અને પૂર્વ કાળમાં જેમ ગુરૂ શિષ્યને શિક્ષણ આપતો તેવી રીતે તેણે આ વખતે આપેલ છે ધર્મ શાસ્ત્રોના રહસ્યનુ જ્ઞાન આપ્યુ અને આત્મ જ્ઞાનનો માર્ગ દર્શાવ્યો તથા પ્રાચીન કાળમાં ઋષિઓના આશ્રમોમા જે સૂક્ષ્મ જ્ઞાન શીખવાનું તે પ્રાપ્ત કરવાનું સાધન તેણે આપ્યુ 'સીક્રેટ ડોક્ટ્રિન" નામનુ પુસ્તક તેણે રચેલુ છે તેમા દર્શાવેલા અર્થાનુ સાર જ્યારે હિંદુ ધર્મ શાસ્ત્રો વાચવામા આવે છે ત્યારે તેનુ રહસ્ય કેવુ સ્પષ્ટ થાય છે તે આંહી જણાવી આ વાત સિદ્ધ કરવામાં આવશે તેની સાથે એ "સીક્રેટ ડોક્ટ્રિન' યાને ગુપ્ત તત્વજ્ઞાન પૂર્વની ભરતખડની વિદ્યા છે તે આધુનિક કાળની પાશ્ચાત્યના પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રની વિદ્યાથી કેવી મળતી છે તે પણ જણાવવામા આવશે જેથી એ શાસ્ત્રની સમજ વધારે સારી રીતે પડી શકે છે એ પણ જોવાશે શાસ્ત્રોના લેખન અસબદ્ધ નથી પણ માત્ર જોવામાં એવા છે એ પણ જણાશે, અને હાલમા જે કિંચિત્ માત્ર એ ગુપ્ત જ્ઞાનમાંનો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તે એ સર્વના અર્થ સમજી શકાય તેવા સ્પષ્ટ કરી આપે છે

---

(આગળ ચાલુ)

તેના મતમાં પણ બ્રહ્મનું પરોક્ષજ્ઞાન શબ્દેકરી જ માન્યું છે. તેથી બ્રહ્મજ્ઞાનમાં શબ્દને કરણતા એ મતમાં આવશ્યક હોવાથી બ્રહ્મસાક્ષાત્કારનું કરણ શબ્દ છે, મન નથી. એ રીતિએ બ્રહ્મસાક્ષાત્કારનું કરણ શબ્દ છે.

---

૩૦૬

## (શબ્દે કરી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં શંકા સમાધાન.)

યદ્યપિ શબ્દમાં પરોક્ષજ્ઞાનના ઉત્પાદનનું સામર્થ્ય છે, શબ્દે કરી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિ સંભવે નહિ; તથાપિ શાસ્રોક્ત શ્રવણ મનન પૂર્વક, તે બ્રહ્મગોચર પરોક્ષજ્ઞાનના સંસ્કાર વિશિષ્ટ એકાગ્રચિત્ત સહિત શબ્દથી અપરોક્ષજ્ઞાન થાય છે. જેમ પ્રતિબિંબ અને બિંબના અભેદવાદમાં, જલપાત્ર અને દર્પણાદિ સહકૃત નેત્રથી સૂર્ય આદિઓનો સાક્ષાત્કાર થાય છે. ત્યાં કેવલ નેત્રનું સૂર્ય આદિઓના સાક્ષાત્કારમાં સામર્થ્ય નથી; અને ચંચલ વા મલિન ઉપાધિના સન્નિધાનથી પણ સામર્થ્ય નથી. અને નિશ્ચલ નિર્મલ ઉપાધિસહકૃત નેત્રમાં સૂર્ય આદિઓના સાક્ષાત્કારનું સામર્થ્ય છે, તેમ સંસ્કારવિશિષ્ટ નિર્મલ નિશ્ચલ ચિત્તરૂપી દર્પણના સહકારથી ( સાથે હોવાપણાથી ) શબ્દે કરી પણ બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન સંભવે છે. અન્ય દષ્ટાંત:—જેમ લૌકિક અગ્નિમાં હોમથી સ્વર્ગહેતુ અપૂર્વની ઉત્પત્તિ થાય નહિ, અને વૈદિક સંસ્કાર સહિત અગ્નિમાં હોમથી સ્વર્ગજનક અપૂર્વની ઉત્પત્તિ થાય છે. હોમને સ્વર્ગસાધનતા શ્રુતિમાં કહી છે. દ્વિતીયક્ષણમાં વિનાશી હોમને કાલાંતરભાવિ સ્વર્ગની સાધનતા સંભવે નહિ, જેથી સ્વર્ગ સાધનતાની અનુપપત્તિરૂપ અર્થાપત્તિ પ્રમાણથી જેમ અપૂર્વની સિદ્ધિ થાય છે, તેમ બ્રહ્મજ્ઞાનથી અધ્યાસરૂપ સકલ દુઃખની નિવૃત્તિ શ્રુતિમાં કહી છે. અને કર્તૃત્વાદિ અધ્યાસ અપરોક્ષ છે, તે અપરોક્ષ અધ્યાસની નિવૃત્તિ પરોક્ષજ્ઞાનથી સંભવે નહિ; અપરોક્ષજ્ઞાનથી જ અપરોક્ષ અધ્યાસની નિવૃત્તિ થાય છે. જેથી બ્રહ્મજ્ઞાનને અપરોક્ષ અધ્યાસની નિવૃત્તિની અનુપપત્તિથી, પ્રમાણાંતરના અગોચર બ્રહ્મનું, શબ્દથી, અપરોક્ષજ્ઞાન સિદ્ધ થાય છે. જેમ શ્રુતાર્થાપત્તિ ( પ્રમાણ )થી અપૂર્વની સિદ્ધિ થાય છે, તેમ શબ્દજન્ય બ્રહ્મના અપરોક્ષજ્ઞાનની સિદ્ધિ પણ શ્રુતાર્થાપત્તિથી થાય છે.

---

૩૦૭

## ( અન્ય ગ્રંથની રીતિએ કરી શબ્દને અપરોક્ષજ્ઞાનની જનકતા.)

અન્યગ્રંથમાં શબ્દને અપરોક્ષજ્ઞાનની જનકતા આ દષ્ટાંતથી કહી છે:—જેમ બાહ્ય પદાર્થના સાક્ષાત્કારમાં અસમર્થ મન છે, તથાપિ ભાવનાસહિત મને કરી નષ્ટ વનિતાનો સાક્ષાત્કાર થાય છે; તેમ કેવલ શબ્દ તો અપરોક્ષજ્ઞાનમાં અસમર્થ છે; પરંતુ પૂર્વોક્ત ( સંસ્કા-

રસહ ) મન સહિત શબ્દે કરી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે.

---

૩૦૮

## ( અન્ય ગ્રંથકારની રીતિએ જ્ઞાન અને વિષય (એ) બેમાં અપરોક્ષત્વવ્યવહારનું કથન.)

અન્યગ્રંથકાર આ રીતિએ કહે છેઃ—જ્ઞાન અને વિષય બેમાં અપરોક્ષત્વવ્યવહાર થાય છે. કારણ કે, નેત્રાદિ ઇંદ્રિયથી જ્ઞાત ઘટ થાય, ત્યાં ઘટનું પ્રત્યક્ષજ્ઞાન છે, અને ઘટ (જ્ઞાનનો વિષય પણ ) પ્રત્યક્ષ છે. એ રીતિએ ઉભયવિધ વ્યવહાર અનુભવ સિદ્ધ છે. ત્યાં જ્ઞાનમાં અપરોક્ષતા કરણને અધીન નથી; કારણ કે, ઇંદ્રિયજન્ય જ્ઞાન અપરોક્ષ થાય, અને અનુમાનાદિજન્ય જ્ઞાન પરોક્ષ થાય, તો જ્ઞાનમાં પરોક્ષતા અને અપરોક્ષતા કરણને અધીન થાય. (પણ) એ ઇંદ્રિયજન્ય જ્ઞાનને અપરોક્ષતા ગ્રંથકારોએ ખંડિત કરી છે. જેથી અપરોક્ષ અર્થ ( વિષય ) ગોચર જ્ઞાન અપરોક્ષ કહેવાય છે. એ રીતિએ જ્ઞાનમાં અપરોક્ષતા વિષયને અધીન છે. જેથી અપરોક્ષ વિષયનું જ્ઞાન અપરોક્ષ જ થાય છે. ( એ વિષયજ્ઞાન) ઇંદ્રિયજન્ય થાય, અથવા પ્રમાણાંતરજન્ય થાય, એમાં અભિનિવેષ નથી. એટલા વાસ્તે, સુખાદિજ્ઞાન, ઈશ્વરજ્ઞાન, સ્વપ્નનું જ્ઞાન, ઇંદ્રિયજન્ય નથી; તથાપિ પ્રત્યક્ષ છે. એથી જ્ઞાનમા ઇન્દ્રિયજન્યત્વરૂપ અપરોક્ષત્વ નથી. કિંતુ અપરોક્ષ અર્થ (વિષય)ગોચર જ્ઞાન થાય, તે અપરોક્ષજ્ઞાન કહેવાય છે.

---

૩૦૯

## ( એ અર્થમાં શંકા સમાધાન.)

યદ્યપિ અપરોક્ષજ્ઞાનના વિષયને અપરોક્ષ કહે છે. જેથી અપરોક્ષ અર્થ ગોચર જ્ઞાનને અપરોક્ષતા કહેવામાં અન્યોન્યાશ્રય દોષ થાય છે. કારણ કે જ્ઞાનગત અપરોક્ષત્વ નિરૂપણમાં, વિષયગત અપરોક્ષત્વનું જ્ઞાન, હેતુ છે; અને વિષયગત અપરોક્ષત્વ નિરૂપણમાં, જ્ઞાનગત અપરોક્ષત્વનું જ્ઞાન, હેતુ છે. તથાપિ વિષયમાં અપરોક્ષતા, અપરોક્ષજ્ઞાનની વિષયતા રૂપ માને તો, અન્યોન્યાશ્રય દોષ થાય. જેથી વિષયની અપરોક્ષતા ઉક્ત સ્વરૂપા નથી. કિંતુ પ્રમાતૃચૈતન્યથી અભેદ જ વિષયની અપરોક્ષતા છે. જેથી જ્ઞાનના અપરોક્ષત્વનિરૂપણમાં વિષયના અપરોક્ષત્વજ્ઞાનની અપેક્ષા છતાં પણ, વિષયના અપરોક્ષત્વનિરૂપણમાં જ્ઞાનગત અપરોક્ષત્વનાં જ્ઞાનનો અનુપયોગ હોવાથી, અન્યોન્યાશ્રય દોષ નથી.

---

## ૩૧૦

## ( વિષયમાં પરોક્ષત્વ અપરોક્ષત્વના સંપાદક પ્રમાતૃચૈતન્યના ભેદ અને અભેદ સહિત વિષયગત પરોક્ષત્વ અપરોક્ષત્વને અધીન જ જ્ઞાનના પરોક્ષત્વ અપરોક્ષત્વનું નિરૂપણ.)

સુખાદિ અંતઃકરણના ધર્મ સાક્ષિચૈતન્યમાં અધ્યસ્ત છે, અને અધિષ્ઠાનથી પૃથક્ સત્તા અધ્યસ્તની થાય નહિ. જેથી સુખાદિનો પ્રમાતૃચૈતન્યથી સદા અભેદ હોવાથી તેઓમાં સદા અપરોક્ષત્વ છે. અને અપરોક્ષ સુખાદિગોચર જ્ઞાન પણ અપરોક્ષ જ થાય છે. અને બાહ્ય ઘટાદિ યદ્યપિ બાહ્યચૈતન્યમાં અધ્યસ્ત હોવાથી પ્રમાતૃચૈતન્યથી તેઓનો સર્વદા અભેદ નથી, તથાપિ વૃત્તિદ્વારા બાહ્યચૈતન્યનો પ્રમાતૃચૈતન્યથી અભેદ થાય, તે કાલમાં પ્રમાતૃચૈતન્ય જ ઘટાદિઓનું અધિષ્ઠાન થાય છે. જેથી ઇંદ્રિયજન્ય ઘટાદિગોચર વૃત્તિ થાય, તે કાલમાં જ ઘટાદિઓમાં અપરોક્ષત્વ ધર્મ થાય છે. અપરોક્ષત્વવિશિષ્ટ ઘટાદિઓનું જ્ઞાન પણ અપરોક્ષ કહેવાય છે. અને ઘટાદિગોચરા અનુમિત્યાદિવૃત્તિ હોય તે કાલમાં પ્રમાતૃચૈતન્યથી ઘટાદિઓનો અભેદ ન હોવાથી તેઓમાં અપરોક્ષત્વ ધર્મ થાય નહિ. એથી ઘટાદિઓના અનુમિત્યાદિ જ્ઞાનને અપરોક્ષ નથી કહેતા, કિંતુ પરોક્ષ કહે છે. અને બ્રહ્મચૈતન્યનો પ્રમાતૃચૈતન્યથી સદા અભેદ હોવાથી બ્રહ્મચૈતન્ય સદા અપરોક્ષ છે. જેથી મહાવાક્ય રૂપ શબ્દપ્રમાણજન્ય બ્રહ્મનું જ્ઞાન પણ અપરોક્ષ જ કહેવાય છે. એ પ્રકારે જ્ઞાનનાં પરોક્ષત્વ અને અપરોક્ષત્વ પ્રમાણાધીન નથી, કિંતુ વિષયગત પરોક્ષત્વ અપરોક્ષત્વને અધીન જ જ્ઞાનનાં પરોક્ષત્વ અપરોક્ષત્વ છે. અને વિષયમાં પરોક્ષત્વ અપરોક્ષત્વના સંપાદક પ્રમાતૃચૈતન્યનો ભેદ અને અભેદ છે. જેથી શબ્દજન્ય બ્રહ્મનું જ્ઞાન પણ અપરોક્ષ છે, એ કથન સંભવે છે.

---

## ૩૧૧

## ( એ મતમાં અવાંતરવાક્યજન્ય બ્રહ્મજ્ઞાનને (પણ) અપરોક્ષતાની પ્રાપ્તિ રૂપ દોષ.)

પરંતુ એ મતમાં અવાંતરવાક્યજન્ય બ્રહ્મજ્ઞાન પણ અપરોક્ષ થવું જોઇએ. કારણ કે ઉક્ત રીતિએ (બ્રહ્મ) પ્રમાતૃચૈતન્યસ્વરૂપ હોવાથી બ્રહ્મ સદા અપરોક્ષ છે. અને અપરોક્ષવસ્તુગોચર જ્ઞાન અપરોક્ષ જ થાય છે. જેથી નિત્ય અપરોક્ષસ્વભાવ બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન સંભવે નહિ. અને અવાંતર વાક્યોથી, સકલ ગ્રંથકારોએ, બ્રહ્મનું પરોક્ષજ્ઞાન માન્યું છે. તેમ "દશમો છે" એ વાક્યથી દશમા (પુરુષ)નું પરોક્ષજ્ઞાન જ થાય છે. અને પંચદશી આદિ ગ્રંથોમાં પણ ઉક્ત વાક્યથી દશમનું પરોક્ષજ્ઞાન જ કહ્યું છે. અને પ્રમાતૃચૈતન્યથી અભિન્ન દશમો છે. એથી દશમો ( પુરુષ એ રૂપ ) વિષયને અપરોક્ષતા હોવાથી તેનું જ્ઞાન પણ અપરોક્ષ થવું જોઇયે.

## ૩૧૨

## ( એ દોષથી, અપરોક્ષતાનું અન્ય લક્ષણ. )

જેથી આ રીતિએ માનવું જોઇએ:—જેમ સુખાદિ પ્રમાતૃચૈતન્યમાં અધ્યસ્ત છે, તેમ ધર્મ અધર્મ પણ પ્રમાતૃચૈતન્યમાં અધ્યસ્ત છે. જેથી સુખાદિઓની તુલ્ય ધર્માદિ પણ પ્રમાતૃચૈતન્યથી અભિન્ન હોવાથી અપરોક્ષ થવા જોઇએ. તથાપિ યોગ્ય વિષયનો પ્રમાતૃચૈતન્યથી અભેદ જ વિષયગત અપરોક્ષતાનો સંપાદક છે, ધર્માદિ યોગ્ય ( વિષય ) નથી, જેથી તેઓનો પ્રમાતૃચૈતન્યથી અભેદ હોતાં પણ તેઓમાં અપરોક્ષતા નથી. જેમ વિષયગતા યોગ્યતા વિષયગત અપરોક્ષતામાં અપેક્ષિતા છે. તેમ પ્રમાણગતયોગ્યતા, જ્ઞાનની અપરોક્ષતામાં અપેક્ષિતા છે. અવાંતર વાક્યમાં, અને " દશમો છે " એ વાક્યમાં અપરોક્ષજ્ઞાન જનનની યોગ્યતા નથી. કિંતુ મહાવાક્યમા, અને " તું દશમો છું " એ વાક્યમા અપરોક્ષજ્ઞાનના જનનની યોગ્યતા છે. જેમ વિષયની યોગ્યતા આદિ પ્રત્યક્ષાંદિ વ્યવહારથી જણાય છે. જે વિષયનો પ્રમાતાથી અભેદ થતા પ્રત્યક્ષ વ્યવહાર થાય, તે વિષય યોગ્ય કહેવાય છે. અને જે વિષયનો પ્રમાતાથી અભેદ થતાં પણ પ્રત્યક્ષ વ્યવહાર થાય નહિ, તે વિષય અયોગ્ય કહેવાય છે. જેમ ધર્મ અધર્મ સંસ્કાર અયોગ્ય છે. વિષયની પેઠે પ્રમાણમા પણ યોગ્યતાદિ અનુભવના અનુસાર જાણવી. બાહ્ય ઈંદ્રિયોમાં પ્રત્યક્ષજ્ઞાન જનનની યોગ્યતા છે, અને અનુમાનાદિઓમાં પરોક્ષજ્ઞાન જનનની યોગ્યતા છે; અનુપલબ્ધિમા અને શબ્દમાં ઉભયવિધ જ્ઞાનજનનની યોગ્યતા છે.

---

## ૩૧૩

## ( અપરોક્ષજ્ઞાન સંબંધમાં સર્વજ્ઞાત્મ મુનિના મતનો અનુવાદ. )

પરંતુ આટલો વિશેષ છે.—પ્રમાતાથી અસંબંધી (ભિન્ન)પદાર્થનું, શબ્દે કરી, કેવલ પરોક્ષજ્ઞાન થાય છે, અને જે પદાર્થનો પ્રમાતાથી તાદાત્મ્યસંબંધ થાય તેમાં યોગ્યતા છતાં પણ, પ્રમાતાથી અભેદબોધક શબ્દ ન હોય, તો શબ્દથી પરોક્ષજ્ઞાન જ થાય છે, અપરોક્ષજ્ઞાન થાય નહિ. જેમ "દશમો છે" "બ્રહ્મ છે" ઇત્યાદિ વાક્યોમાં પ્રમાતાથી અભેદબોધક શબ્દના અભાવથી, ઉક્ત વાક્યોના શ્રોતાને સ્વથી અભિન્ન દશમ, બ્રહ્મ ( આદિ ) નું પણ પરોક્ષજ્ઞાન જ થાય છે, અપરોક્ષજ્ઞાન થાય નહિ. અને જે વાક્યમાં, પ્રમાતાથી અભિન્ન યોગ્ય વિષયનો, પ્રમાતાથી અભેદબોધક શબ્દ હોય, તે વાક્યે કરી પરોક્ષજ્ઞાન થાય નહિ, કિંતુ અપરોક્ષજ્ઞાન જ થાય છે. એ મત સર્વજ્ઞાત્મ મુનિનું છે. એ મતમાં કેવલ શબ્દ જ અપરોક્ષજ્ઞાનનો હેતુ છે. અને પરોક્ષજ્ઞાનના સંસ્કાર વિશિષ્ટ એકાગ્રચિત્તસહિત શબ્દે કરી અપરોક્ષજ્ઞાન થાય છે, એ મત પ્રથમ કહ્યું છે.

---

(૨). 'આત્મ'-શબ્દનો ક્તુજ્વલનન્યાયે ચેતન-અચેતન-ઉભય-સાધારણ અર્થે ન સંભવે કેમકે 'આત્મ'-શબ્દના એવા બે અર્થ થતા નથી. 'જ્યોતિઃ' શબ્દના ઉપર બતાવેલા બે અર્થમાંથી એક મુખ્ય છે અને બીજો અમુખ્ય છે. ઉભય સંભવે એમ એક વાર માની લઇએ તો પણ એમાંથી 'અચેતન'-અર્થનિશ્ચાયક કાંઇ નથી. પ્રકરણ અને સમીપના શબ્દ ઉપર લક્ષ આપતાં 'ચેતન'-અર્થ જ બંધ બેસે છે.)

## "हेयत्वावचनाच्च" ॥ १. १. ८ ॥

### હેયત્વનું વચન નથી માટે (અને)

જો અનાત્મ-ભૂત પ્રધાન જ 'સત્'-શબ્દ વાચ્ય હોત અને એનો જ "તે આત્મા; તે તું છે" એ વાક્યમાં ઉપદેશ હોત, તો તે ઉપદેશ સાંભળીને અનાત્મજ્ઞતા પ્રાપ્ત થવાનો પ્રસંગ હોવાને લીધે, તેને બદલે મુખ્ય આત્માનો ઉપદેશ કરવાની ઇચ્છાથી ગુરુ એ ઉપદેશને પાછળથી 'હેય'-(ત્યાજ્ય)-રૂપે કથન કરત. જેમકે કોઇ માણસ અરુન્ધતીનો તારો દેખાડવાની ઇચ્છા રાખી પ્રથમ એની પાસેનો એક મ્હોટો અમુખ્ય તારો દેખાડી, પછીથી તેનું પ્રત્યાખ્યાન કરીને અરુન્ધતીનું દર્શન કરાવે છે—તેમ અત્રે શ્રુતિ (પાછળથી) એમ જ કહેત કે "આ આત્મા નથી;" પણ તેમ ન કરતાં, અત્રે સત્-માત્ર-આત્માનો બોધ કરીને જ (અર્થાત્, સત્ જ આત્મા છે એમ કહીને—) છઠ્ઠા પ્રપાઠકની પરિસમાપ્તિ થાય છે.

"च" (=અને)-શબ્દથી પ્રતિજ્ઞાવિરોધનો સંગ્રહ કરવાનો છે, (એટલે કે પ્રતિજ્ઞાવિરોધને પણ હેતુ તરીકે સમજી લેવાનો છે). (પૂર્વે જણાવ્યું તેમ અત્રે હેયત્વવચન નથી,) પણ કદાચિત્ હેયત્વવચન હોય તોપણ પ્રતિજ્ઞાવિરોધનો પ્રસંગ આવે છે, કારણના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એવી (પ્રપાઠકને આરંભે) પ્રતિજ્ઞા છે, કેમકે—"અને તે આદેશ તેં પૂછ્યો છે, જે વડે અશ્રુત શ્રુત થાય છે, અમત મત થાય છે, અવિજ્ઞાત વિજ્ઞાત થાય છે;" પછી, "હે ભગવન્ એ આદેશ કેવો છે?"; પછી, "જેમ હે ભાઈ! એક મૃત્તિકાના પિંડથી સર્વ મૃત્તિકાના પદાર્થોનું વિજ્ઞાન થાય છે, વિકાર એ વાણીથી જ આરંભાય છે, નામમાત્ર છે અને મૃત્તિકા એજ સત્ય છે, એ રીતનો હે ભાઇ! એ આદેશ છે"—આમ વાક્યોપક્રમમાં શ્રવણ થાય છે.

જો પ્રધાન 'સત્'-શબ્દવાચ્ય હોય તો એ પ્રધાન—જે ભોગ્ય વર્ગનું કારણ બની શકે છે (ભોક્તૃ વર્ગનું નહિ)—તેનું વિજ્ઞાન થતાં ભોક્તૃવર્ગનું વિજ્ઞાન થઇ શકતું નથી, કેમકે ભોક્તૃવર્ગ પ્રધાનનો વિકાર નથી. (અને ભોક્તૃ વર્ગનું વિજ્ઞાન થવું રહી જાય છે, તો 'સત્' ના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે એ પ્રતિજ્ઞાને વિરોધ આવે છે).

માટે પ્રધાન 'સત્'-શબ્દથી વાચ્ય નથી.

"... વળી શા માટે પ્રધાન 'સત્'–શબ્દથી વાચ્ય નથી? તો કહે છે કે—" स्वाप्ययात् "

સારસંગ્રહ.

૧. જેમ એક તારો ઓળખાવતાં પ્રથમ એની સમીપના તારાને પૂર્વોક્ત તારારૂપે ઓળખાવવામાં આવે છે—અર્થાત્ જેમ ક્વચિત્ અયથાર્થ જ્ઞાન યથાર્થ જ્ઞાનને અનુકૂલ હોઈ યથાર્થરૂપે ઉપદેશવામાં આવે છે—તેમ પણ અત્રે નથી કારણ કે પાછળથી 'સત્' આત્મા (ચેતન) છે એ જ્ઞાનને ત્યાજ્ય રૂપે કોઇ પણ સ્થળે બતાવવામાં આવ્યું નથી. અર્થાત્ એ જ્ઞાનજ सिद्धान्तभूत છે

૨. એ 'सत्'ના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઇ જાય છે, એવી પ્રતિજ્ઞા છે હવે જો આ 'सत्' તે સાખ્યનુ પ્રધાન હોય તો એ સર્વનું કારણ હોઇ ન શકે, કેમકે પ્રધાન ભોગ્યવર્ગનું કારણ છે, ભોક્તૃવર્ગનુ નથી. પણ શ્રુતિના ઉદાહરણથી તેમજ લૌકિક અનુભવથી સમજાય છે કે એ સર્વનું કારણ ન હોય તો એના જ્ઞાનથી સર્વનું જ્ઞાન ન થઇ શકે અર્થાત્ પ્રતિજ્ઞાવિરોધ આવે.

## स्वाप्ययात् ॥ १. १. ९ ॥

### સ્વ—અપ્યય છે માટે.

એજ 'સત્'–શબ્દવાચ્ય કારણના પ્રકરણમા શ્રુતિ કહે છે કે "જ્યારે આ પુરુષ સ્વાપને પ્રાપ્ત થાય છે ત્યારે હે ભાઇ! એ સતની સાથે સંપન્ન થાય છે, સ્વમાં અપીત (ભળી ગએલો) થાય છે, અને તેટલા માટે એ સ્વાપને પ્રાપ્ત થાય છે ('स्वपिति') એમ કહેવાય છે." આ શ્રુતિ પુરુષ વિષે લોકપ્રસિદ્ધ 'स्वपिति' એમ જે કહેવાય છે તેનુ (स्वाप શબ્દનુ) નિર્વચન કરે છે અત્રે 'સ્વ'–શબ્દનો અર્થ 'આત્મા' છે, જે પ્રકૃતમા 'સત્'–શબ્દવાચ્ય છે, અને તેમા એ અપીત (લીન) થાય છે એમ કહેવુ છે "प्रभवाप्ययौ" નો 'ઉત્પત્તિ અને પ્રલય' એ અર્થમાં પ્રયોગ જોવામા આવે છે તેથી 'अपि–इ'નો 'લીન થવુ' એવો અર્થ પ્રસિદ્ધ છે. જ્યારે મનના પ્રચારરૂપી ઉપાધિવિશેષના સબંધથી તે ઉપાધિવિશેષરૂપ થતો જીવ ઇન્દ્રિયાર્થને ગ્રહણ કરે છે ત્યારે એ જીવ જાગે છે (એમ કહેવાય છે.) અને એની વાસના (રૂપી ઉપાધિ)થી વિશિષ્ટ થઈ સ્વપ્ન જોતો હોય છે ત્યારે એ પોતે મન કહેવાય છે. એ બન્ને ઉપાધિનો ઉપરમ થતા, સુષુપ્તિની અવસ્થામાં ઉપાધિકૃત વિશેષનો અભાવ છે અને તેટલા માટે જાણે તે સ્વ–આત્મામાં લીન થઇ ગયો છે, એટલે તે 'સ્વ–અપીત' થઇ ગયો છે, એમ કહેવાય છે. જેમ 'હૃદય'–શબ્દનુ નિર્વચન શ્રુતિ દર્શાવે છે કે 'स वा एष आत्मा हृदि अयम् तस्यैतदेव निरुक्तं हृदयम् (છા० ૮–૩–૩) = हृदि अयम् (હૃદયમાં આ) માટે

હૃદય. વળી જેમ 'અશનાયા' 'ઉદન્યા' શબ્દના અર્થનું કારણ પણ બતાવે છે: "आप एव तदशितं नयन्ते" (અશિત અન્નનું જલ નયન કરે છે), "तेज एव तत्पीतं नयते" (પીધેલા જલનું તેજ નયન કરે છે.), એ જ રીતે સત્‌-શબ્દવાચ્ય સ્વમાં-એટલે આત્મામાં-અપીત થાય છે એમ स्वापिति-શબ્દનું નિર્વચન કરીને કહે છે. પણ ચેતન આત્મા અચેતન પ્રધાનને સ્વરૂપ (આત્મા) તરીકે પામી શકતો નથી. હવે જો સ્વશબ્દથી (આત્મા તરીકે નહિ પણ) આત્મીય કહેતાં આત્મા સંબંધી-તરીકે પ્રધાનનું ગ્રહણ કરવામાં આવે, તોપણ ચેતન અચેતનસ્વરૂપમાં લીન થાય છે (પામે છે) એવો વિરુદ્ધ પરિણામ આવે. વળી એક બીજી શ્રુતિ છે કે: "प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम् (बृह० ४ । ३ । २१)"=(પ્રાજ્ઞ આત્મા વડે આલિંગિત થતાં કાંઇ પણ બાહ્ય કે આંતર તે જાણતો નથી). આ શ્રુતિ સુષુપ્તિઅવસ્થામાં (ચેતન આત્માનો) ચેતનમાં લય દર્શાવે છે. માટે જે ચેતનમાં સર્વચેતનોનો લય થાય છે (વસ્તુતઃ છે) તે ચેતન 'સત્'-શબ્દવાચ્ય જગત્‌-કારણ છે, પ્રધાન નહિ. વળી શામાટે પ્રધાન જગત્‌-કારણ નથી? તો કહે છે કે: "गतिसामान्यात्."

## સારસંગ્રહ.

૧. એ सत्-શબ્દવાચ્ય વસ્તુ પુરુષ (જીવાત્મા) નું સ્વરૂપ છે, જેમાં સુષુપ્તિકાલે એ (પુરુષ) અપીત થાય છે, એટલે લીન થાય છે, મળી જાય છે, એમ શ્રુતિ स्वापिति શબ્દનું નિર્વચન કરીને સમજાવે છે. (આ નિર્વચન માત્ર નિર્વચન ખાતર જ છે, અને એમાં અર્થ ઉપર તાત્પર્ય નથી એમ ન ધારવું. 'હૃદય,' 'અશનાયા' 'ઉદન્યા' વગેરે શબ્દોનાં નિર્વચન પણ આ જ રીતે વસ્તુસ્થિતિ સમજાવવા માટે કર્યાં છે). હવે એ सत्-શબ્દ વાચ્ય વસ્તુ અચેતન હોય તો એમાં પુરુષ (જીવાત્મા)નો સ્વ (=આત્મા) તરીકે લય કેમ સંભવે?

૨. 'સ્વ'-શબ્દનો અર્થ 'આત્મા' ન કરતાં 'આત્મીય' કરીએ—અર્થાત્ પ્રધાનને પુરુષનું સ્વરૂપ (પોતે) ન માનતાં પુરુષનું સ્વીય (પોતાનું) માનીએ, તો પણ ચેતનનો અચેતનમાં લય (સ્વરૂપાપત્તિ) કેમ સંભવે?

### गति सामान्यात् ॥१०॥

### ગતિસામાન્ય છે માટે.

જેમ તાર્કિક સિદ્ધાન્તમાં ક્વચિત્ ચેતન બ્રહ્મને, ક્વચિત્ અચેતન પ્રધાનને અને ક્વચિત્ અન્યને જ જગત્‌-કારણ માનવામાં આવે છે તેમ વેદાન્ત (વાક્યો) માં પણ જુદાં જુદાં કારણોનો જો બોધ કરવામાં આવ્યો હોત તો કદાચ પ્રધાનકારણવાદને અનુસરતી

'પ્રશ્નણુ'-શ્રુતિ (ના અર્થ) ની કલ્પના કરત પણ એમ નથી સર્વ વેદાન્તવાક્યોમા સમાન રીતે ચેતનની કારણતા દર્શાવવામાં આવી છે ' જેમ જ્વલન અગ્નિમાથી સર્વે દિશાઓમાં અગ્નિકણો ઊડે છે, એમજ આ આત્મામાંથી સર્વે પ્રાણ પોતપોતાનાં સ્થાન તરફ પ્રસ્થાન કરે છે " प्राणेभ्यो देवा देवेभ्यो लोकाः પ્રાણમાથી દેવ, દેવોમાંથી લોક ),"
* " तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः "(=તે આ આત્મામાથી આકાશ ઉત્પન્ન થયુ), ‡ " आत्मत एवेदं सर्वम् (=આત્મામાથી આ સર્વ) † " आत्मन एष प्राणो जायते† (=આત્મામાથી આ પ્રાણુ ઉત્પન્ન થાય છે)"-આ વગેરે સર્વ વેદાન્તવચનો આત્મા નુ કારણત્વ બતાવે છે, અને ' આત્મા '-શબ્દ ' ચેતન ' વાચક છે એમ અમે કહ્યુ છે જેમ ચક્ષુરાદિનુ રૂપાદિમા ગતિસામાન્ય છે ( અને એવી રીતે એમની તે તે વિષય ગ્રહણમાં પ્રામાણ્યપ્રતીતિ થાય છે ) તેમ ચેતન કારણતામા સર્વ વેદાન્તવાક્યોનુ ગતિસામાન્ય છે, અને, આ એમના પ્રામાણ્યનુ મ્હોટુ કારણ છે માટે ગતિ સામાન્યથી સિદ્ધ થાયછે કે સર્વજ્ઞ બ્રહ્મ જગતનુ કારણ છે ( પ્રધાન નહિ ), વળી શામાટે સર્વજ્ઞ બ્રહ્મ જગતનું કારણ છે? તો કહે છે કે श्रुतत्वाच्च ॥

( સારસંગ્રહ.

૧ શુષ્કતર્કાવલમ્બી મતોમા જેવા અનેક ભેદ છે, તેવા વેદાન્તમાં નથી જેમ ચક્ષુરાદિ ઇન્દ્રિયોની પોતપોતાના રૂપાદિ વિષયમા સમાનગતિકતા છે તેમ સર્વ વેદાન્ત વાક્યોની ચેતન કારણતામા સમાનગતિકતા છે. અને આ એના પ્રામાણ્યની પ્રતીતિ કરાવનાર મહાન્ કારણ છે )

श्रुतत्वाच्च ॥१. १. ११॥ (७)

અને ( એ પ્રમાણે ) શ્રુતિ છે માટે.

સર્વજ્ઞ ઇશ્વર જગતનુ કારણ છે એવુ સ્વશબ્દોમા શ્રુતિ કહે છે શ્વેતાશ્વતર મન્ત્રોપનિષદ્મા સર્વજ્ઞ ઇશ્વરનુ પ્રકરણ કરી " सकारणं करणाधिपाधिपो न चास्य

---

* (कौं० ३।३)

‡ तैत्ति० २।१ )

† ( छान्दो० ७।२६।१)

§ (प्रश्न० ३।३)



# સુદર્શન.


તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ એમ એ
એલ એલ બી


( આદ્ય દ્રષ્ટા—'એક અભેદમાર્ગપ્રવાસી' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઈતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.


પુસ્તક ૧૪. અંક ૩-૪-૫. (માસિક) [ડીસેમ્બર-જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૮૯૮-૯૯.





અમદાવાદ.

"પ્રજાબંધુ" પ્રિન્ટિંગ પ્રેસ



# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનન્દશંકર
બાપુભાઇ ધ્રુવ એમ એ
એલ એલ બી.

( આદ્યદ્રષ્ટા—' એક અભેદમાર્ગ-પ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

પુસ્તક ૧૪. અંક ~~૧.~~ 3 ] ( માસિક ) [ ડિસેમ્બર. ૧૮૯૮

૧

## ગુનેહ્ગાર.

( મશ્કુ )

ગઝલ.

( દાવો ) —

" ગુનેહ્ગારે કદમ તારે ઝુકાવ્યું શિર છે! દિલબર!
અરે! ખંજર લીધું કરમાં છતાં ના ઘા હજુ કાં કર?

ગુનાહ્પર શી રહમ? માશૂક! કતલકર એ હુકમ હકનો!
ડરે તો દે મને ખંજર' ઝબેહ્ આ દિલ કરૂં હું તો!

ઉઠાવે ના! ન ફેંકી દે! ન થા ગુસ્સે ન થા કારો!
ન માફી દે! જખમ ના દે! રડી શું આમ આંસુ દે?

દયા છે તો ન કાં પ્રીતિ? નહિં તો શું ન ઇનામ દે?
અરેરે ક્રૂર માયાળુ! મને ઇનસાફ કે દિલ દે

ન છે કૈં વસ્લનો દાવો! કતલ કર એ મને લ્હાવો!
અદલ કર યા ફઝલ કરતું, કહે તો ફેસલો દેવો ' "

( ઉત્તર ) —

"કરે શું હું? એવી ઝાલિમ! અગે તારૂંજ આ ખંજર!
ખરે દિલ આ ડુલાવ્યું તે અહોહો આ જ છે ખંજર!

અરેરે દર્દ એ, દિલબર! હું જાણું છું હું જાણું છું!
પણી તારીજ આ ગરદન જહીં હું બાઝતી હરદમ!

કતલ થઈ છું! કતલ કરીને કતલ ફરી થાઉં શું? દિલબર!
અરે જો હોંશ એવી તો કતલ કર આ રહ્યું ખંજર!

વળી ખંજર શે ફેંકી દઉં? હતું તે એક દી સીને!
પડે નીચે બને ટુકડા! ગયો છે તું! ન ખોઉં તે!

ભલા ધનસારૂ શું આપું? અરે આ દિલ છે આપ્યું!
મગર રે એ જીગર તારૂં ગયું તે શી રીતે રાખું?"

( યાચના ):—

"અરે! તો આમ શું ઉભી સદા રહેશે લઈ ખંજર?
કદમમાં મોત માગું તે   હ શું આપશે? દિલબર!

નહીં તડપું! ડરે છે કાં? તું દે કાતીલ કે બોસા!
હવા આ વાયછે બીજી! ગયો દિલબર મળે ના ના!

જીગર આ ફાટશે, માશૂક! અને તું દેખશે ચીરા!
રહેવા દે તું જોવું એ! જીગર તારૂં કરી લે ને!"

( સ્વીકાર ):—

"ભલે તો લે સુખે ચુંબી! તને હું આજ ભેટું છું!
મગર અફસોસ દિલ આ તો નહીં ભેટે નહીં ભેટે!"

( ભેટ ):—

"અહાહા! શી ખુમારી છે મને આવીય આ ભેટે!
વધુ શું તો પછી, માશૂક! જીગર પણ ભેટ એ લેશે."

કલાપી.

---

# ૨

# રસમીમાંસા

## ઉદ્દેશ.

કવિત્વાદિ ચૈતન્યધર્મનું સ્વરૂપ અને કાવ્યત્વાદિકલારૂપે થતો આવિર્ભાવ તે "રસ." આમ 'રસ' શબ્દનો વિસ્તૃત અર્થ છે, અને એમાં સંગીત ચિત્ર આદિ કલાઓના રસનો પણ સમાવેશ થાય છે. સંકુચિત અર્થમાં 'રસ' શબ્દ માત્ર કવિત્વ–અને–કાવ્યત્વનો વાચક છે, અને એ અર્થમાં જ અત્રે 'રસ'ની મીમાંસા એટલે મનન, વિચાર આરંભવાને છે.

કલા એટલે વિસ્તૃતઅર્થમાં 'રસ'ના વિષયમાં સારૂં ખોટું તપાસવા માટે સાધારણરીતે મનુષ્ય પોતાના શોખ ઉપર જ આધાર રાખે છે. અને જો કે આ ધોરણ સર્વથા સદોષ કે નિરૂપયોગી જ છે એમ નથી, તોપણ એ શાસ્ત્રીય ધોરણ નથી એ તો સ્પષ્ટ જ છે. સામાન્યબુદ્ધિમાં જે અપૂર્ણતા અને ભ્રાંતિઓનો સંભવ રહે છે તે દૂર કરવા માટે શાસ્ત્રની પ્રવૃત્તિ છે, અને તેવી પ્રવૃત્તિથી કેટલો લાભ થાય છે એ વાત શાસ્ત્રીય વિચાર થયા પછી જ એનો સામાન્યબુદ્ધિ સાથે મુકાબલો કરતાં સમજાય છે. ઉદાહરણ તરીકે, એક ચિત્રશાળામાં શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના ચિત્રો ઉપર દૃષ્ટિ નાંખી જુવો, એક ચિત્રકાર કે કે ચિત્રકલાના તત્ત્વો સમજનાર માણસની મદદથી એનું અવલોકન કરો, અને પછી સ્વયં એ કલાનું જ્ઞાન મેળવી એ તપાસો, તો તમારી દૃષ્ટિમાં ઉત્તરોત્તર કેવું તારતમ્ય થતું આવે છે એ સમજાશે. જેમ કાવ્યાદિ સાહિત્ય રચવામાં સ્વાભાવિક કે ઇશ્વરદત્ત શક્તિની જરૂર છે, તેમ એને માટે 'સહૃદયતા' હોવી એ પણ સર્વથા મનુષ્યને હાથ નથી. તોપણ એટલું તો ખરૂં કે શાસ્ત્રીય વિચાર કરવાથી એ શક્તિમાં જે ઉચ્ચતા અને વિશુદ્ધિના સંસ્કાર આવે છે તે તે વિના નથી જ આવી શકતા. જ્યારે અવલોકનશાસ્ત્રનો વિસ્તીર્ણ અભ્યાસ થાય છે, અને જૂદા જૂદા દેશનાં અને જૂદા જૂદા સમયનાં અનેકાનેક કાવ્યો વિલોકવામાં આવે છે ત્યારે જ સહૃદયતા ખરેખરી ખીલે છે, તથા વિશુદ્ધ અને વિશાળ બને છે.

આવા શાસ્ત્રીય વિચારની ગમે તે કાળે અને ગમે તે સમયે પણ આવશ્યકતા સ્વતઃ સિદ્ધ છે જ. પણ વર્તમાન સમયમાં ગુજરાતમાં તો એવા વિચારની ખાસ જરૂર છે. કવિતાના સ્વરૂપ વિષે ચર્ચા કરનાર ગ્રન્થો ગુજરાતી ભાષામાં ઘણા જ થોડા છે. જે એ ચાર વિદ્વાનોએ એ સંબંધી લખવા પ્રયત્ન કર્યો છે. તેમણે ઘણું કરી અમુક અભિપ્રાયો પોતાના વિચારરૂપે જ સંગૃહી પ્રદર્શિત કર્યા છે. પરંતુ આ પદ્ધતિમાં ગુણ અને દોષ ઉભય કાંઇક કાંઇક સમાયેલા છે. ગુણ એ છે કે સંસ્કૃત અને અંગ્રેજી વગેરે જૂદાં જૂદાં કાવ્યો અને તે ઉપરનાં વિવેચનો, તેમજ કવિતાના સ્વરૂપ ઉપર સ્વતંત્ર નિબંધો વિલોકી તે. સર્વમાંથી સારભૂત જે અબાધ્ય સિદ્ધાન્તો હાથ લાગે એ બરાબર સમજી લઇ વાચક આમળ

મૂકાય તો તેથી વાચકને થોડે શ્રમે ઘણું જ્ઞાન થાય. પરંતુ જ્ઞાન પરત્વે આપણી હાલની દરિદ્ર સ્થિતિ ધ્યાનમાં લેતાં આ પદ્ધતિમાં એક ખામી પણ છે. અને તે એ કે જ્યાં સુધી સાધારણ વાચકને એ લેખકોના સિદ્ધાન્ત સંબંધે સારાસારનો વિવેક કરવા માટે જોઇએ તેટલાં સાધનો મળી આવતાં નથી, અર્થાત્ જ્યાં સુધી ગુજરાતી ભાષામાં વિવિધ પ્રકારનાં કાવ્યો, અવલોકનો અને તત્સંબંધી સામાન્ય નિબંધો સંખ્યાબંધ રચાયાં નથી, ત્યાં સુધી કાવ્ય પરીક્ષામાં પૂર્વોક્ત લેખકોના સિદ્ધાન્તો ખરા છે કે ખોટા એ વિચારવનું દુર્ઘટ થઇ પડે છે.

આ ખોટ થોડેક અંશે પણ પૂરી પડે એવા હેતુથી પ્રકૃત ઉપક્રમ છે. પણ અવલોકનની ઉચ્ચતા સાચવવા ઉપરાંત અત્રે એક બીજો પણ ઉદ્દેશ છે. ગુજરાતી કવિતા હાલમાં અવનત દશા ભોગવે છે એ હરકોઇ કબુલ કરશે. આગળની કવિતા વધારે સારી હતી એમ કહેવાનો આગ્રહ નથી. પરંતુ કોઇ પણ પ્રકારની સરખામણી ન કરતાં વર્તમાન સ્થિતિ વિષે જ બોલીએ તો એટલું કહ્યા વિના ચાલશે નહિ કે હાલનો સમય કવિતાનો સમય ગણી શકાય એમ નથી જ. આ સ્થિતિમાંથી કવિતાનો ઉદ્ધાર થવા માટે અનેક કારણોની અપેક્ષા છે. પ્રથમ અપેક્ષા તો દિવ્ય ચૈતન્યની છે. વ્યક્તિના અને સમાજના અન્તરાત્મામાં અપૂર્વ પ્રકાશ, બળ અને વેગનો આવિર્ભાવ થયા વિના કાવ્યોદ્ગાર અસંભવિત છે. પરંતુ આ કારણને બાદ કરીને બોલતાં, સર્માજની સહૃદયતા કવિતાની ઉન્નતિનું એક મ્હોટું કારણ છે. કવિતા અને સહૃદયતા એટલે અવલોકન વચ્ચે સાધારણ રીતે અન્યોન્યાશ્રયી કાર્યકારણભાવનો સંબંધ છે. જેમ કવિતાનો પ્રદેશ વધારે વિસ્તીર્ણ થતો જાય છે તેમ અવલોકન વધારે વિશાળ, વધારે પ્રૌઢ, અને વધારે રહસ્યગ્રાહી બનતું આવે છે, અને જેમ અવલોકન વધારે શુદ્ધિ વિશાળતા અને ઉચ્ચતા ગ્રહતું ચાલે છે તેમ તેની છાપ તે સમયની અને ભવિષ્યની કવિતા ઉપર પડતી જાય છે. આ રીતે કવિતા અને સહૃદયતાના ઊર્મિઓ જનચૈતન્યમાં લગભગ સાથે સાથે ચેષ્ટા કરે છે. અને તેથી સહૃદયતાની ઉન્નતિ એ પરિણામે કવિતાની જ ઉન્નતિ છે.

આમ ઉભય હેતુથી પ્રકૃત ગ્રન્થનો આરંભ થાય છે. કાંઈ વિઘ્ન નહિ આવે તો આ ગ્રન્થના બે ખંડ પાડી,

(૧) એકમાં ગ્રીક લૅટિન ઇંગ્લિશ ફ્રેંચ વગેરે પાશ્ચાત્ય

(૨) અને બીજામાં સંસ્કૃત ફારસી આદિ અન્ય

સહૃદયોના સિદ્ધાન્તોનો, બનતાં સુધી એમના શબ્દોમાં જ, સંગ્રહ કરવામાં આવશે, અને પ્રસંગોપાત્ત ઉક્ત સિદ્ધાન્તનું ટુંકામાં કાંઇક કાંઇક વિવેચન કરવાનો પણ યત્ન થશે. આપણા દેશના ગ્રન્થો બહુધા સૂત્રરૂપે લખાએલા છે, એટલે એનું સંપૂર્ણ રીતે મહત્ત્વ અને ગાંભીર્ય સમજવા માટે ભાષ્યરૂપ વિસ્તારની જરૂર છે, અને તેવો સ્વતંત્ર વિસ્તાર પાશ્ચાત્ય વિદ્વાનોએ સ્થળે સ્થળે કર્યો છે. એમના પ્રદીપને પ્રકાશે આપણા સિદ્ધાન્તો વિલોકવાનું

વધારે ઠીક પડશે એમ માની પાશ્ચાત્ય લખાણોને પૂર્વ ખંડમાં મૂકયાં છે. અનુકૂળતા વિચારતાં આ ઔચિત્યભંગ નહિ ગણાય એમ આશા છે.

( ૧ )

## કવિતા અને પ્લેટો.

ગુ૦ આપણા રાજ્યની વ્યવસ્થામાં જે અનેક ગુણો મને પ્રતીત થાય છે તેમાં વિચારતાં કવિતા સંબંધી નિયમ કરતા અન્ય કોઇ પણ નિયમ મને વધારે રૂચિકર નથી.

શિ૦ આપ શેને ઉદ્દેશીને કહોછો?

ગુ૦ અનુકરણાત્મક કવિતાને—જે નિઃસંદેહ અગ્રાહ્ય જ ગણાવી જોઇએ; અને આ વાત આત્માના અવયવોનું નિરૂપણ થવાથી વધારે સ્પષ્ટ થઇ છે.

શિ૦ આપ શું કહેવા માગોછો?

ગુ૦ (કર્ણમાં) તમને કહેવાને મને અડચણ નથી કે—સર્વ કાવ્યરૂપ અનુકરણો શ્રોતાજનની બુદ્ધિને હાનિકર છે, અને એમના સ્વરૂપનુ યથાર્થજ્ઞાન એજ એમના વિષનો પ્રતિબંધક ઉપાય છે.

શિ૦ આપનું કહેવુ વધારે ખુલાસાથી સમજાવો.

ગુ૦ વારુ, સમજાવુંછુ—જો કે હોમર માટે મને હમેશ બાલ્યાવસ્થાથી પ્રેમ હતો, તથા એનો મારા ઉપર પ્રતાપ પડતો, જેને લીધે હજી પણ હું સ્પષ્ટતાથી મ્હારે મુખે આ શબ્દો ઉચ્ચારતા અટકું છું કેમકે એ નાટકીય મંડળીનો એક મ્હોટો અગ્રણી અને શિક્ષક છે, પણ તુતો જાણેછે કે 'सत्यान्नास्ति परो धर्मः' સત્યના કરતાં બીજો મ્હોટો કોઇ પણ ધર્મ નથી. એટલે પુરૂષવિશેષને સત્યના કરતાં, અધિક પૂજન કેમ અર્પાય? માટે મ્હારે જે બોલવાનું છે તે હું બોલી દઇશ.

શિ૦ ત્યારે સારૂં.

ગુ૦ હું કહુંછું તે લક્ષપૂર્વક સાંભળ; અથવા વધારે સારૂં તો એ છે કે મ્હારા પ્રશ્નોનો ઉત્તર આપ.

શિ૦ પૂછો.

ગુ૦ કહી શકીશ કે અનુકરણ એટલે શું? ખરેખર હુ નથી જાણતા માટે તને પુછુંછું.

શિ૦ ત્યારે સંભવ છે કે કદાચ હું એ જાણતો હોઉં.

ગુ૦ કેમ નહિ? સૂક્ષ્મ દૃષ્ટિ જોઇ શકે છે તે કરતા સ્થૂલદૃષ્ટિ એ વધારે ત્વરાથી જોઇ શકે છે.

શિ૦ બનાખર. પણ તમારી આગળ તો, કદાચિત્ મને કોઇ વાતનું થોડું ઘણું જ્ઞાન હોય તો પણ તે શબ્દોમાં ઉચ્ચારવાની મારી હિંમત થઇ શકે નહિ. આપ જ સર્વ વિચાર ન ચલાવો?

ગુ૦ હા—ત્યારે આપણી હમેશની રીત પ્રમાણે આપણે આપણો વિચાર આરંભીએ. જ્યારે અમુક વ્યક્તિઓ સમાનશબ્દવાચ્ય હોય છે ત્યારે આપણે એમ સ્વીકારીએ છીએ કે એ સર્વને તત્-સદૃશ એક સામાન્યભાવના વા સ્વરૂપ પણ હોય છે. હું શું કહું છું તે સમજ્યા?

શિ૦ હા જી.

ગુ૦ એક સાધારણ ઉદાહરણ લઇએ. જગત્‌માં શયનો અને ટેબલો છે; ઘણાં અસંખ્ય છે. નહિ વારુ?

શિ૦ હા, છે.

ગુ૦ પણ તેમની સામાન્યભાવના એટલે સ્વરૂપો તો બે જ છે. એક શયનની ભાવના અને બીજી ટેબલની.

શિ૦ ખરી વાત.

ગુ૦ અને એ ભાવનાને અનુસરી એક ટેબલ કે શયનનો બનાવનાર આપણે માટે તે તે પદાર્થ બનાવે છે એમ આપણે કહીએ છિએ. પણ કોઈ પણ કારીગર એ ભાવનાઓને બનાવી શકતો નથી. શી રીતે બનાવી શકે?

શિ૦ અશક્ય જ.

ગુ૦ અને એક બીજો કારીગર છે. એનું, એ વિષે તું શું કહે છે?

શિ૦ એ કોણ?

ગુ૦ અન્ય સર્વ કર્તાઓની કૃતિઓનો કર્તા છે તે.

શિ૦ અહો! કેવો અસાધારણ પુરૂષ!

ગુ૦ જરા થોભ, અને તને એમ કહેવાને વળી અધિક કારણ જણાશે. કેમકે આ પુરૂષ તે એ છે કે જે દરેક જાતનાં ઘટાદિ પાત્રો બનાવી શકવા સમર્થ છે એટલું જ નહિ, પણ વનસ્પતિઓ તથા પ્રાણીઓને એ બનાવી શકે છે, પોતાને અને અન્ય સર્વ પદાર્થોને એ બનાવી શકે છે, પૃથ્વીને અને સ્વર્ગને, સ્વર્ગમાં અને પૃથ્વીતળે જે જે પદાર્થો વસે છે તે સર્વને એ બનાવે છે; દેવતાઓને પણ એ જ બનાવે છે.

શિ૦ ત્યારે તો ખરેખર એ કોઇક જાદુગર જ!

ગુ૦ આ વાત ઉપર તને પ્રતીતિ આવતી નથી, નહિ વારુ? શું તું એમ કહેવા ઇચ્છેછે કે આવો કર્તા એટલે સ્રષ્ટા સંભવતો નથી, અથવાતો, એક અર્થમાં સંભવેછે પણ બીજા અર્થમાં સંભવતો નથી? તને જણાય છે કે એક એવી પણ રીત છે કે જે રીતે એ સર્વને તું પોતે ઉત્પન્ન કરી શકે?

શિ૦ શી રીતે?

ગુ૦ ઘણીજ સ્હેલી રીતે અથવા, એવી ઘણી રીત છે કે જેવડે એ આશ્ચર્ય જેવુ લાગતું કૃત્ય પણ સ્હેલાઇથી અને ત્વરાથી કરી શકાય,-એક આદર્શ આસપાસ

ફેરવવું, એટલે ક્ષણવારમાં તું સૂર્ય ચંદ્ર આકાશ પૃથ્વી પ્રાણીઓ વનસ્પતિઓ તેમજ ત્હારા સુદ્ધાંત જે જે વસ્તુઓની આપણે હમણાં જ વાત કરી તે સર્વને આદર્શમાં તું ઉત્પન્ન કરી શકીશ.

શિ૦ હા–પણ એતો માત્ર આભાસ જ થાય.

ગુ૦ ઘણું જ સારૂં. હું જે સ્પષ્ટ કરવા માગુંછું તેની સમીપ તું આવતો જાય છે. અને ચિત્રકાર પણ એવો જ બીજો કર્તા છે; આભાસનો કર્તા; નહિ ?

શિ૦ બેશક.

ગુ૦ પણ ત્યારે તો હું ધારૂંછું કે તું કહીશ એ જે સર્જે છે તે અસત્ય છે. છતાં, એક અર્થમાં ચિત્રકાર પણ શયન ઉત્પન્ન કરે છે જ!

શિ૦ હા, પણ ખરૂં શયન નહિ.

ગુ૦ ત્યારે શયન બનાવનાર એમ કહેવાનો શો અર્થ? તેં ન કહ્યું કે એ શયનની સામાન્યભાવના નહિ, પણ શયનવિશેષ જ સર્જી શકે છે? કેમકે આપણા સિદ્ધાન્ત પ્રમાણે તો ભાવના એ પદાર્થનું 'નિત્ય સામાન્ય' તત્ત્વ છે એટલે એ સર્જી શકાતા નથી.

ગુ૦, ત્યારે એટલુ સિદ્ધ થયું કે—જે સત્ છે તેને એ ઉત્પન્ન કરી શકતો નથી તો એ જે ઉત્પન્ન કરે છે તે વાસ્તવિક સત્તા નહિ પણ પ્રાતિભાસિકી સત્તા જ છે. અને જો કોઇ એમ કહે કે અમુક કારીગરની કૃતિ વાસ્તવિક સત્તાયુક્ત છે તો એ એનું કહેવું સત્ય માની શકાય નહિ.

શિ૦ એટલું તો ખરૂં જ કે તત્ત્વજ્ઞાનીઓ તો એ કહેવુ અસત્ય જ માનશે.

ગુ૦ ત્યારે એમ કહેનારની કૃતિ પણ અસત્ય હોય એમાં આશ્ચર્ય નહિ.

શિ૦ નહિ જ.

ગુ૦ ત્યારે હવે આપણા આગળ જે દૃષ્ટાન્તો પડ્યાં છે તેને આધારે આ (વાસ્તવિક સત્તાના પ્રતિભાસ) નો અનુકર્તા કોણ છે એ તપાશીએ.

શિ૦ જેમ મરજી.

ગુ૦ ત્યારે જુઓ અત્રે ત્રણ શયન છે; એક 'મૂલપ્રકૃતિ'ગત, જેનો કર્તા ઇશ્વિર છે એમ કહી શકાય. કારણ કે એનો બીજો કોઇ કર્તા નથી.

શિ૦ ના, નથી.

ગુ૦ બીજું, સુતારે બનાવેલું.

શિ૦ હા.

ગુ૦ ત્રીજું, ચિત્રકારે

શિ૦ હા.

ગુ૦ ત્યારે શયન ત્રણ પ્રકારનાં છે, અને તદધિષ્ઠાના કર્તાઓ પણ ત્રણ છે; (૧) ઇશ્વિર, શયન (૨) વિશેષ (સ્થૂલ શયન) બનાવનાર સુતાર, અને (૩) (એ શયનનું ચિત્ર આલેખનાર) ચિત્રકાર.

શિ૦ હા

ગુ૦ ઇશ્વરે સ્વેચ્છાથી કે સ્વભાવરૂપ નિયતિથી પ્રેરાઈ મૂલપ્રકૃતિમાં એક જ શયન બનાવ્યું. આવા ભાવનાત્મક શયનો એક કરતા અધિક ઇશ્વરે કદી ઉત્પન્ન કર્યા નથી, અને કરશે નહિ.

શિ૦ એમ કેમ ?

ગુ૦ કારણ કે યદ્યપિ એણે બે જ ઉત્પન્ન કર્યા હોત તો પણ એ બેથી પર એક ત્રીજું સિદ્ધ થાત, અને તે પૂર્વોક્ત બેની ભાવના ઠરતાં, એ બેના ભાવનારૂપે અસિદ્ધ થઇ જાત

શિ૦ બરાબર.

ગુ૦ ઇશ્વરને આ જ્ઞાન હતું અને તેથી તે શયનવિશેષનો કર્તાવિશેષ થવા ઇચ્છતો ન હતો, પણ વાસ્તવિક શયનનો વાસ્તવિક કર્તા થવા ઇચ્છતો હતો અને તેથી એવું શયન ઉત્પન્ન કર્યું કે જે તત્ત્વત: અને સ્વભાવત: એક જ હોઈ શકે.

શિ૦ હા, આપણો સિદ્ધાન્ત એમ જ છે.

ગુ૦ ત્યારે આપણે એને શયનનો સ્વાભાવિક નિર્માતા એટલે કર્તા માનીશું ?

શિ૦ હા-કેમકે સ્વાભાવિક સર્ગક્રિયાદ્વારા એ આનો અને બીજા સર્વે પદાર્થોનો કર્તા છે

ગુ૦ ત્યારે સુતાર એ શયનનો કર્તા નહિ ?

શિ૦ ખરો.

ગુ૦ પણ ચિત્રકારને તું સ્રષ્ટા અને કર્તા કહીશ ?

શિ૦ ના જ.

ગુ૦ ત્યારે જો એ કર્તા નથી, તો એ શયન સાથે કેવી રીતે સંબદ્ધ છે ?

શિ૦ હું ધારું છું કે એને અન્યની કૃતિનો ( કર્તા નહિ પણ ) અનુકર્તા કહી શકાય.

ગુ૦ સારૂ. ત્યારે મૂલ પ્રકૃતિથી અવરોહપરંપરામાં જે ત્રીજે સ્થળે આવેછે તેને તું અનુકર્તા કહે છે, નહિ ?

શિ૦ હાજી.

ગુ૦ અને નાટકકાર પણ એક અનુકર્તા છે, અને તેથી એ રાજાથી અને સત્યથી ત્રણ પેઢીએ દૂર છે ?

શિ૦ એમ લાગે છે ખરૂં.

ગુ૦ ત્યારે અનુકર્તા વિષે આપણી સંમતિ છે. પણ ચિત્રકારનું કેમ ? હું જાણવા માગુછું કે એ મૂલપ્રકૃતિગત પદાર્થનું અનુકરણ કરે છે, કે કારીગરની કૃતિઓનું ?

શિ૦ બીજું.

ગુ૦ હજી તારે નક્કી કરવાનું છે કે એ અનુકરણ તે કૃતિઓના વાસ્તવિક સ્વરૂપનું છે કે આભાસમય સ્વરૂપનું ?

શિ૦ આપ શું કહેવા માગો છો એ જરા સમજાવો તો ઠીક.

ગુ૦ મારૂં કહેવું એમ છે કે આપણે એક શયનને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી વિલોકી શકીએ, બાજુથી, સામેથી વગેરે; અને તે પ્રમાણે એ શયન ભિન્ન ભિન્ન પ્રકારે ભાસશે, જો કે વસ્તુતઃ કાંઇ જ ભેદ નથી.

શિ૦ ખરી વાત—જે ભેદ છે તે માત્ર ભાસમાન જ છે

ગુ૦ ત્યારે હવે તને એક બીજો પ્રશ્ન પૂછું: ચિત્રકળાનો ઉદ્દેશ શો છે? પદાર્થના ખરા સ્વરૂપનું અનુકરણ કરવાનો, કે માત્ર એના ભાસમાન રૂપનું ? અર્થાત્ વસ્તુનું કે આભાસનું ?

શિ૦ આભાસનું.

ગુ૦ ત્યારે અનુકરણ કરનારને સત્યથી ઘણું ઘણું અંતર છે; અને એ સર્વ પદાર્થ કરી શકે છે એનું કારણ એટલું જ કે એ એમના એક અલ્પ ભાગને જ—અને તે એમની આભાસાત્મક છાયાને જ—વળગે છે. ઉદાહરણ: એક ચિત્રકાર પોતે મોચી સુતાર વગેરેને એમના હુન્નરનો લેશ પણ જાણ્યા વિના ચીતરી શકે છે. અને એ સારો કારીગર હોય તો છોકરાંને અને ભોળાં માણસોને સહજમાં છેતરી શકે છે. તે એમને દૂરથી એક સુતારનુ ચિત્ર બતાવશે તો એ બિચારાં માની જશે કે એ ખરેખરો સુતાર છે.

શિ૦ એમ જ.

ગુ૦ કોઇ એમ કહે કે મેં એક સર્વ હુન્નરમાં નિપુણ, હરેક પદાર્થ સર્વ કરતાં ઉત્તમ રીતે જાણનાર એવો માણસ જોયો—તો જાણવું કે એ કહેનાર બિચારો જ્ઞાન, અજ્ઞાન, અને અનુકરણનાં સ્વરૂપનું વિવેચન કરી જોવા શક્તિમાન્ ન હોવાથી ભ્રાંતિમાં પડ્યો છે, કે કોઇ જાદુગરે કે નટે જેને એ સર્વજ્ઞ માને છે એવાએ એને છેતર્યો છે.

શિ૦ નિઃસંદેહ.

ગુ૦ અને એ જ રીતે, જો કોઇ આપણને એમ કહે કે હોમર અને નાટક-કારો સદ્ગુણ અને દુર્ગુણ, દૈવી અને માનુષી સર્વ વસ્તુઓ જાણે છે, કેમકે એ સર્વ જાણ્યા વિના સારા કવિ થઇ શકાતું નથી—તો આપણે વિચારવું કે આ વાતમાં એવી જ ભ્રાંતિ તો નહિ હોય? એમનાં અનુકરણો અનુકરણો હોઇ સત્યથી ત્રીજી ભૂમિકા જેટલાં દૂર છે, અને તે સત્યના જ્ઞાન શિવાય સ્હેલાઇથી ઉત્પન્ન કરી શકાય છે. પણ કદાચ કવિઓ ખરેખર તે તે પદાર્થના જાણીતા તો ન હોય ?

શિ૦ આ વિચારવા જેવી બાબત છે ખરી.

ગુ૦ તું ધારે છે કે કોઈ માણસ જેમ પ્રતિબિંબને તેમ જ બિંબને ઉત્પન્ન કરી શકતો હોય તો બિંબને છોડી પ્રતિબિંબ કરવા તરફ પ્રવૃત્ત થાય? જાણે પ્રતિબિંબ એટલે અનુકરણ કરવા કરતાં એનામાં કાંઇ ઉચ્ચતર વસ્તુ હોય જ નહિ એમ

અનુકરણમાં જ એ પોતાના જીવનનો ઉદ્દેશ પરિસમાપ્ત કરે ?

શિ૦ હું ધારૂંછું, ન જ કરે.

ગુ૦ જે ખરા કારીગરને પોતાની કૃતિના વિષયનું જ્ઞાન છે, તેનું લક્ષ પરમાર્થ, (સત્ય) ઉપર જ રહેશે, અનુકરણ ઉપર નહિ રહે; અને પોતાના સ્મરણાર્થે અનેક સુન્દર કૃતિઓ પોતા પાછળ એ મૂકવા ઇચ્છશે; તથા અન્યવિષયક શ્લાઘાઓનાં કરતાં અન્યકર્તૃક શ્લાઘાઓનો ( યોગ્ય ) વિષય થવા યત્ન કરશે.

શિ૦ અને માન તથા લાભ પણ એમાંજ છે.

[ અપૂર્ણ. ]

---

૩

## સુખ—એક કર્તવ્ય.

( મળેલું )*

( અનુસંધાન પાને ૪૨ થી )

શેકસપિઅર કહે છે કે “આપણા ઉપાયો ઘણીવાર આપણા જ હાથમાં હોય છે, છતાં તે આપણે ઇશ્વરને આરોપીએ છીએ” પણ આ કાર્યસ્વાતંત્ર્ય પુખ્ત વયના મનુષ્ય નેજ હોય છે. પુરૂષે પુરૂષ થઇ પોતાના અદષ્ટના સ્વામી થવું એ તેમની ફરજ છે કેમકે તેમ કરવા તેમનામાં જોઇતું બળ છે. પણ બાળકો પરત્વે આ ખરૂં નથી. સાધારણ રીતે એમ મનાય છે કે બાલ્યાવસ્થા એ સુખી અવસ્થા છે, પણ તે ભૂલ છે. બાળકો અતિ આતુર અને તીક્ષ્ણ લાગણીવાળાં હોય છે. અને તેઓ આપણા આશ્રય ઉપર જ જીવે છે. રેરી નામના એક મ્હોટા અશ્વપાલકે કહ્યુ છે કે ગુસ્સાના શબ્દથી એક ઘોડાની નાડીનો વેગ મિનિટના દસ ધબકારા જેટલો વધી ગયેલો તેણે જોયો છે. ત્યારે વિચાર કરો-કે એક ( મનુષ્ય ) બાળકને તો તેથી કેટલુ થાય! બાળકો અતિ આતુર મનનાં હોય એ સ્વાભાવિક છે એટલે એ તેમનો દોષ ગણાય નહિં. પણ આપણે તેમની લાગણી વિરૂદ્ધ થઇએ તેમાં બહુ જોખમ સમાએલુ છે એમર્સન કહે છે તેમ “તોફાનનું જોર ખાસ કરી વહાણના કેબિનમાં જ જણાય છે.” અત્રે વહાણ તે પુરૂષ અને કેબિન તે બાળક છે.

કલ્પિત કે અનિશ્ચિત દુ:ખોથી બચવા જતાં આપણે ઘણીવાર ખરી પીડા વ્હોરીએ છીએ. એપિક્યુરસે કહ્યું છે કે “જે મનુષ્યને થોડાથી સંતોષ નથી તેને કશાથી સંતોષ નથી.” જે વસ્તુ આપણને સંતોષપ્રદ થઇ શકે એવી હોતી નથી તેને માટે મૂઢ બની આપણે કેટલો બધો વ્યર્થ શ્રમ કરિએ છીએ. સેનેકા કહે છે “ઉપયોગ કરતાં અધિક તે

---

* લખનાર—એક મિત્ર. “Pleasures of Life” ને આધારે

જોઇએ તે કરતાં અધિક છે અને વહન કરનારને માત્ર ભારરૂપ છે." સંતોષપ્રશંસા કરતાં શ્રીભર્તૃહરિ કહે છે અકિંચન યોગીનું સુખ નિઃસીમ લક્ષ્મીમાં વિલાસ કરતા રાજાથી જરા પણ ન્યૂન નથીઃ—

" मही रम्या शय्या विपुलमुपधानं भुजलता
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।
स्फुरद्दीपश्चन्द्रो विरतिवनितासङ्गमुदितः
सुखं शान्तः शेते मुनिरतनुभूति र्नृप इव ॥

( મન્દાક્રાન્તા )

ભૂમિ જેનું શયનતલ છે, હસ્ત કુણું અશીકું
છાયા જેની ગગન કરતું રંગ રંગે ભરેલું
વાયુ ઢોળે અનિલ હજાવે ચાંદલો આ સુદીપ
સંગે જેને વિરતિ વનિતા નિત્ય સોહે અનૂપ
એવો યોગી જગત સુખની વાસનાઓ પ્રજાળી
નિદ્રા લે છે નૃપતિ સમ આ ભૂમિ અંગે ધરાવી.

અર્થાત્ જો થોડાથી આપણું કાર્ય સરે તો અધિકનું શું પ્રયોજન? આપણે ઘણાખરા પોતાને અતિશય વ્યર્થ શ્રમ આપિએ છીએ; આ જીવિતની મુસાફરીમાં પથ્થર જેવા નકામા બોજાથી ભાર ઉત્પન્ન કરિએ છીએ. અને બેકન કહે છે તેમ "મનુષ્ય જેમ પોતાનું પૂછડું લંબાવે છે તેમ પોતાની પાંખો ટુંકી કરે છે." અર્થાત્ જેમ જેમ મમકારનો પ્રદેશ વધતો જાય છે તેમ તેમ આત્માનું સ્વાતંત્ર્ય ઘટતું જાય છે. એક અંગ્રેજી પક્ષકથામાં એક શ્વેતવીરની વાર્તા છે કે એણે એક વખત મુસાફરીએ નીકળતાં પોતાની સાથે બહુ પ્રકારનો સરસામાન લીધો, તેમાં એક ઉંદરિયું પણ હતું, કે રખેને રાત્રિએ ઉંદર એને હેરાન કરે, અને વળી એક મધપૂડો પણ હતો, કે રખેને તે વિના રસ્તામાં મધમાખીઓ એના ઉપર તૂટી પડી કરડી ખાય! કેવી હાસ્યજનક પણ બોધકારક વાર્તા છે! શ્રીમદ્ભગવદ્ગીતાના વચનમાં, "यतचित्तात्मा, निराशीरपरिग्रहः" એટલે જેણે ચિત્ત સંયમન કર્યું છે, જે આશીઃ કહેતાં લાલસાથી રહિત છે, અને જે પરિગ્રહ એટલે દ્રવ્યાદિ પરિવાર રૂપ મમકારની જાળથી વિમુક્ત છે એજ ખરો સુખી છે. વિષય ઉપરથી મમકાર ઘટાડી અત્યંત સંતોષ વિસ્તારવાનો મહિમા ભરતખંડમાં એટલો બધો સ્વીકારાયો છે કે પ્રાચીન સમયમાં ઇક્ષ્વાકુ, દિલીપ, દુષ્યન્ત આદિ સૂર્ય-ચંદ્રવંશના અલંકારભૂત રાજર્ષિઓ યૌવનમાં રાજકર્તવ્ય કરી, આખરે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં રાજપાટ ત્યજી અરણ્યમાં જઇ વસતા, અને પરમાત્માના ધ્યાનમાંજ કાલ નિર્ગમન કરતા. જેઓ આવા મહાન્ ત્યાગને એક "કુલવ્રત" માનતા હતા તેમનો સંસારકાલ પણ કેવો આત્મરમણમાં જતો હશે એની કલ્પના સહજ થઇ શકે એમ છે.

મારકસ ઑરેલિઅસ એવો સુબોધ આપે છે કે "જ્યારે સંકટ આવે ત્યારે જે પ્રસંગો તમને સંતાપ કે કલેશ ઉપજાવે તે વખત યાદ રાખવું કે એ સંકટ તે દુર્ભાગ્ય

નથી પણ ઉદાત્ત હૃદયથી એને સહન કરી કાઢવું એજ સુભાગ્ય છે." આપણા નરસિંહ મ્હેતા અને સુદામા હાવીજ રીતે અનેક કષ્ટપરંપરા સહન કરી આખરે ત્હેને પરિણામે ઇશ્વરસાક્ષાત્કાર પામ્યા. આપણો પોતાનો ગુસ્સો, જે વસ્તુ આપણને ગુસ્સે કરે છે તેના કરતાં અધિક નુકશાન કરે છે. એક સ્થળે કહ્યું છે કે:

अपकारिणि कोपश्चेत् कोपे कोपः कथं न ते ।
धर्मार्थकाममोक्षाणां प्रसह्य परिपन्थिनि ॥

"જો ત્હને અપકારી ઉપર ક્રોધ આવતો હોય તો ક્રોધ ઉપર ક્રોધ કેમ નથી આવતો ? ધર્મ અર્થ, કામ, અને મોક્ષ ચારે પુરૂષાર્થનો બાધક હેનો ક્રોધ ત્હારો અપકારી નથી ?"

જે કૃત્ય તરફ આપણે ક્રુદ્ધ કે સંતપ્ત હોઇએ છિએ તેના કરતાં એ કૃત્યથી આપણે આપણામાં જે ક્રોધ કે સંતાપ ઉત્પન્ન થવા દઇએ છિએ તેનાથી આપણે વિશેષ સહન કરવું પડે છે. દાખલા તરીકે જોશો તો ઘણાખરા મનુષ્યો કંકાસ અને કુટુંબ કલહથી કેટલા બધા હેરાન થાય છે તથા અશાંતિ ભોગવે છે ! જો કોઇ આપણો દોષ કાઢે તો તેથી ખિન્ન થવું ન જોઇએ. દોષ જો વાજબી હોય તો તેનો ચેતવણી વા સૂચન તરીકે સત્કાર કરવો જોઇએ; અને ગેરવાજબી હોય તો વિષાદ શા માટે ધરવો જોઇએ ? જ્ઞાનાંકુશનું એક વાક્ય છે કે:

मन्निन्दया यदि जनः परितोषमेति
नन्वप्रयत्नजनितोऽयमनुग्रहो मे ।
श्रेयोर्थिनो हि पुरुषाः परतुष्टिहेतो
र्दुःखार्जितान्यपि धनानि परित्यजन्ति ॥

"કલ્યાણાર્થી પુરૂષો પારકાના સુખને માટે, પોતે દુ:ખથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનો પણ ત્યાગ કરે છે, તો મ્હારી નિંદાથી જ કોઇને સંતોષ થતો હોય તો ખરેખર એ તો એક વગર પ્રયત્ને સંપાદન કરેલો અનુગ્રહ છે એમ હું માનીશ."

ઍપિક્ટેટસ પોતાની વાત કહે છે કે "મ્હારે મરવું તો છેજ. પણ તેટલા માટે રૂદન કરતા મરવું ? મ્હારા પગમાં બેડી પડવાની છે જ. તેથી શું મ્હારે વિલાપ પણ કરવો ! મારે દેશનિકાલ થવાનુ છેજ. પણ આનંદથી અને સંતોષથી જતો મ્હને કોઇ અટકાવી શકે એમ છે ? પણ તું કહીશ, 'હું તને કેદમાં નાંખીશ તો પછી શું કરીશ' ? અરે તું શું કહે છે ? મ્હારા આ જડ શરીરને તું કેદમાં નાંખીશ. પણ મ્હારા આત્માને તો ઇંદ્ર પણ તાબે કરી શકે એમ નથી."

આપણે સુખી નથી થઈ શકતા તો તેમાં ખરેખર ઘણે ભાગે દોષ આપણો જ છે. સોક્રેટિસ "ત્રીસ જુલમગાર" નીચે રહ્યો. અને ઍપિક્ટેટસ એક કંગાલ ગુલામ હતો,

છતાં તેના ઉપદેશો માટે અત્યારે પણ જગત્ કેટલું આભારી છે? એ કહે છે "જે મનુષ્ય ની પાસે કાંઇ જ નથી, પ્હેરવાને વસ્ત્ર નથી, રહેવાને ઘર નથી, કામ કરવાને નોકર નથી, અને શહેરમાં રહેવાનું નથી, હેવા મનુષ્યનું જીવિત શાન્તિથી કેમ જાય? પણ એમ નથી ઇશ્વરે આ એક મનુષ્યને-મ્હને-ત્હમારી પાસે એજ દેખાડવા મોકલ્યો છે કે તે થઇ શકે એમ છે. જુઓ મ્હારે શહેર નથી ઘર નથી, મિલકત નથી, ગુલામ નથી હું ભૂમિ પર સુઇ રહું છું, મ્હારે સ્ત્રી નથી, છોકરાં નથી, હોદ્દો નથી, પણ ફક્ત પૃથ્વી આકાશ, અને આ એક ૨૬ કફની છે છતાં મ્હારે શેની તંગી છે? શું હું શોકરહિત નથી? ભયરહિત નથી? સ્વતંત્ર નથી? ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ થયો કે અનિષ્ટમાં આવી પડયો, એવો મ્હને ત્હમારામાંથી કોઇએ કદી જોયો છે? મ્હેં કદી કોઇ મનુષ્ય કે ઇશ્વરનો દોષ કાઢયો છે? ત્હમે કોઇએ કોઇ વખત પણ મ્હારા મુખ ઉપર એક પણ શોકરેખા જોઇ છે? અને જેની તરફ ત્હમે ભય અને સાનદાશ્ચર્યથી જુઓ છો તેમની સાથે હું કેવી રીતે વર્તું છું? શું એમને ગુલામ જેવા નથી ગણતો? અને કોણ હેવો છે કે જે મ્હને જુએ છે તે વખત એ એના નાથને અને સ્વામીને જુએ છે એમ ન ધારતો હોય!"

વૈરાગ્યના આનંદમાં ભર્તૃહરિ કહે છે —

> वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलै,
> सम इह परितोषो निर्विशेषो विशेष, ।
> स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला
> मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥

(તું દુકૂલ કહેતાં મહાર્ઘ વસ્ત્રથી સંતુષ્ટ છે, તો અમે વલ્કલથી છિએ, બન્નેમાં સંતોષ સમાન છે, વસ્તુત કાંઇજ ભેદ નથી; દરિદ્રી એ હશે, કે જેની તૃષ્ણાનો પાર નથી મનનો પરિતોષ થતાં ધનાઢય કોણ અને દરિદ્ર કોણ?) સંતોષનો કેવો ભવ્ય આનંદ! એપિક્યુરસ કહે છે "સંતોષ, સમૃદ્ધિની અધિકતામાં સમાએલો નથી, પણ પ્રયોજનની ન્યૂનતામાં રહેલો છે"

આપણે કેટલી વસ્તુઓ માટે ઉપકાર માનવાનો છે તે વિચારો આપણાં નિત્ય સુખની કિંમત થોડાને જ છે આપણે એ સુખોને અલ્પ ગણી કાઢીએ છિએ પણ એક મહાન્ ચિત્રકાર મિકાએલ એન્જેલો સત્ય કહે છે કે "અલ્પના સમુદાયથી જ પૂર્ણતા થાય છે, અને પૂર્ણતા કંઇ અલ્પ નથી." આપણાં સામાન્ય સુખોને, આપણી સાથે તે નિત્ય હોવાથી આપણે ભૂલી જઇએ છિએ, છતાં મિ. પેટર કહે છે તેમ જો આપણે નિત્ય પરિચય રૂપી પટને ભેદીને જોઇએ તો, અન્ન, જળ, ફળ ઇત્યાદિક સાદાં પણ નિત્યોપયોગી ઇશ્વરકૃત અનુગ્રહોમાં જે વસ્તુતઃ રસ અને કર્ણના ધ્વનિ રહેલા છે તે આપણે પુનઃ પ્રાપ્ત કરી સકીએ" આર્ચડીકન ફેરર કહે છે 'જે સુખો ઇશ્વર આપણને નિત્ય આપે છે તે તેમના નિત્ય હોવાથી અને તેથી કરી સાધારણ લાગવાથી આપણે તેની ગણના કે પ્રશંસા કરવા અટકવું ન જોઇએ આપણો આ લોકમાં સમાગમ થયો ત્યારથી જે નિર્દોષ આનંદ

અને વિનોદ આપણને પ્રાપ્ત થયો છે તેને માટે ઇશ્વરના ગુણ ગાવાનું કેમ ભૂલવું જોઇએ! એક અન્ધ, જેને સૃષ્ટિસૌન્દર્યનું સ્વપ્ન પણ નથી, તેને આ આનંદદાયિની સરિતાઓ, રમણીય લીલાં મેદાનો, ફૂલો અને ફુવારાઓ દેખાડીએ તો તેને કેટલો અને કેવો અપૂર્વ આનંદ થાય! અને તે માટે તે શું ન આપે? મનુજબાળ, આગળ પ્રભુએ પ્રકૃતિની કેવી વિવિધ રમણીયતા વિસ્તારી છે! કોઇક સમયે

"વાદળિ ઝીણિ છવાઇ રહી સૂતી આકાશે,
ત્હેમાં થકી ચળાઈ ચાંદની આછિ પ્રકાસે."

કોઇક સમયે,

"ક્ષેત્રભૂમિ રૂડિ ઊપરે રે
વાદળિ વરસે છે, હાંહાં રે વાદળિ૦
મરકતશો ઘેરો લીલો રે
ત્હાં વર્ણ વસે છે, હાંહાં રે ત્હાં૦

તો બીજે સમયે,

"(અને) મધુર મધુકરવૃન્દ સ્થળ સ્થળ ગું જેરે;
વૃક્ષવેલી કુસુમ ઉપહાર અર્પે કુંજે રે.
લીલી ભૂમિ વર્ષાબિન્દુ તૃણ તૃણ ધારીરે,
અર્પે ભરીને મરકતથાળ મોતીડાં ભારીરે.'*

આ અને આવાં અનેક તરેહનાં સુખો તો આપણને નિત્ય અનુભવગોચર થાય છે. કુદરત મનુષ્યસુખના આવશ્યક પદાર્થો વગર સંકોચે પુરા પાડે છે. રસ્કિન કહે છે "**ઉછરતા પાકની કે બેસતા મ્હોરની સંભાળ કરવી; હળ કે કોદાળી વડે પ્રસ્વેદ થઈ જતા સુધી શ્રમ કરવો; વાંચવું, વિચારવું, પ્રેમ અનુભવવો, પ્રભુ-પ્રાર્થના કરવી એજ વસ્તુઓ મનુષ્યને સુખ આપનારી છે.***"

જેરેમિટેલર નામનો એક ધર્મગુરૂ કહે છે, "‡ લૂટારુઓના હાથમાં સપડાયો પણ તેથી શું! તેઓએ મ્હારે માટે સૂર્ય ચંદ્ર અગ્નિ અને જળ, પ્રેમાળ સ્ત્રી અને ઘણા, મ્હારા ઉપર દયા આણે એવા અને કેટલાક મ્હને દુ:ખથી વિમુક્ત કરે એવા મિત્રો મૂક્યા છે. હું હજી ઉપદેશ કરી શકું છું. એ લોકોએ મારૂં પ્રસન્ન વદન, આનંદી આત્મા અને વિશુદ્ધ હૃદય પડાવી લીધાં નથી. અને જેને આનંદ કરવાનાં આટલાં બધાં અને મ્હોટાં કારણો છે

* કુસુમમાળા.

* To watch the corn grow, or the blossoms set; to draw hard breath over ploughshare or spade, to read, to think, to love, to pray—these are the things that make men happy."

Ruskin.

તે જો તે હાથે કરીને ગુમાવે અને થોડાં અને નજીવાં કાંટારૂપ દુઃખો ઉપર જ ધ્યાન ધર્યા કરવાનું પસંદ કરે તો તેને શોક અને ક્લેશ જ પ્રિય છે એમ કહેવું જોઇએ." જ્યારે મનુષ્યને આ વિશ્વની રમણીય અને ભવ્ય વસ્તુઓ ઉપર વિચાર કરવાનું હોય છે, સૂર્ય ચંદ્ર અને તારાઓ જુવે છે, અને પૃથ્વી અને સમુદ્રનાં સર્વ પ્રકારનાં સુખો અનુભવે છે ત્યારે તે એકલો કે નિરાધાર નથી જ.

લ્યૂથર કહે છે તેમ "સમસ્ત જગત્ સ્વર્ગરૂપ છે એમ કહીએ તો ચાલે." અને સ્વર્ગ કરતાં અધિક આપણે શું ઇચ્છી શકીએ ! મિ. ગ્રેગ કહે છેઃ "પ્રભુએ નિર્મેલા આ આપણા નિવાસસ્થાનમાં પ્રત્યેક તરેહની ખુબીઓ એણે ભરી મૂકી છે; ખૂબીઓ, કે જે આપણી ઇન્દ્રિયો માત્રને મોહ પમાડી દે અને રસ માત્રને તૃપ્ત કરી દે એવી છે; આકૃતિઓ ઉમદામાં ઉમદા અને મનોહરમાં મનોહર; રંગો સમૃદ્ધ તથા સુશોભિતમાં સુશોભિત અને સુકુમારમાં સુકુમાર; સુગન્ધ મધુરમાં મધુર અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ; રાગ મનુષ્યના ગમે તેવા વ્યથિત હૃદયને પણ શાંત કરે તેમજ શાંતને ઉદ્દીપ્ત કરે એવા; દિવસે અનેક ચમત્કાર રચતો સૂર્યપ્રકાશ; અને રાત્રિએ મનોહર ઝાંખી ચન્દ્રિકા; સરોવરો, પર્વતો, પુરાતન જંગલો અને નિઃસીમ સમુદ્ર; ચિરકાલીન બરફનાં શાંત શિખરો એક ગોળાર્ધમાં, અને ઉષ્ણ પ્રદેશના ખીલી રહેલા બહાર (વસંત)ના અદ્ભુત ચમત્કાર બીજા ગોળાર્ધમાં, સંધ્યાની શાંતિ; તોફાનની ભવ્યતા;—સર્વ આ જગત્‌માં ભરપૂર ભર્યું છે. પ્રત્યેક ઘડીએ આપણી આસપાસ જે અનંત જગરચના છવાઈ રહી છે તેના કરતાં ઉત્કૃષ્ટ કે પૂર્ણ આપણી કલ્પનામાં કે ઇચ્છામાં આવી શકે એમ નથી. અને આપણી જ્ઞાનવૃત્તિની ઘટના પણ એવી અલૌકિક ઘડાએલી છે કે એનું ચૈતન્ય સર્વના ચૈતન્યમાં પ્રવેશ કરી શકે છે. જેમ બાહ્ય પદાર્થના ઇન્દ્રિયવિષય સુખને માટે, તેમજ આપણા બહુરૂપ બંધારણના અન્ય તત્ત્વોને માટે પણ પ્રભુએ અથાગ સામગ્રી કરી રાખેલી છે. જે મનુષ્ય ઉછરતી જુવાન કલ્પનાની પ્રાથમિક મસ્તીમાં મ્હાલ્યો છે, અગર વિચારની દુનિયાના મહાર્ઘ ચમત્કારના આનન્દમાં રમ્યો છે તે કબૂલ કર્યા વિના કેમ રહેશે કે જેટલી ઉદારતાથી ઇશ્વરે ઇન્દ્રિય શક્તિ બક્ષી છે તેટલી જ ઉદારતાથી બુદ્ધિશક્તિનુ પણ નિધાન કર્યું છે ? કોણ એવો છે કે જેણે મનુષ્ય-પ્રેમની ઉગતી અને પરિપૂર્ણ દશાઓનો આનંદ ખરેખરો અને સંપૂર્ણ અનુભવ્યો છે, અને તે છતાં બુદ્ધિને અગમ્ય એવા એ સુખ માટે એણે પ્રભુનો પાડ માન્યો નથી ? મનુજરૂપી પોતાના પ્રિય બાળકોનું સુખ રચવામાં નિતાન્ત નિમગ્ન એવા જગકર્તાની કલ્પના કરીશું તો એવો એક પણ સુખાશ કલ્પનામા ઉતરી નહિ શકે કે જે અત્રે—જગત્ ઉપર ન હોય.

"મધુર કુસુમ વિશે રમે ગંધ સુરંગ,
કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણસુખકરા;
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા-શી લલિતા-સુંદરતા
તુજ જગદ્ધરા
સુન્દર શિવ મંગલ ગુણુ ગાઉં ઇશ્વરા."*

[ સંપૂર્ણ.]

* હૃદયવીણા.

# વિશ્વરચના.*

## ( મળેલું )

( અનુસંધાન પાને ૪૮ થી )

વિશ્વરચના વિષે વ્યાખ્યાન કરતાં પ્રથમ યૂરોપના દેશોમાં તે વિષય પરત્વે જે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો આધાર લઇ કહેવામાં આવે છે તે આપણે ધ્યાનમાં લેવાનું નથી, કારણ કે એ શાસ્ત્રો પદાર્થની મૂળ ઉત્પત્તિ વિષે કાંઈ કહેતાં નથી. તેમાં પદાર્થ અમુક સ્થિતિએ પહોંચ્યા પછી તે દૃષ્ટિગોચર થાય છે ત્યારથી તે સંબંધી હકીકતનું અવલોકન કરેલું છે. પરંતુ વિશ્વ પ્રથમ કેમ સ્ફુરાયમાન થયું તેની તેને કાંઇ ખબર નથી. આપણી ચર્મચક્ષુ વડે પ્રકૃતિ ભાસમાન થઇ શકી અથવા ઘણામાં ઘણું કહીએ તો તર્કવડે અનુમાન કરી શકાય એવી સ્થિતિએ પોહોચી ત્યારથી તેનું વિવેચન કરવામાં આવે છે. ટીન્ડૉલ નામનો એક મહાન પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી એવું જ્ઞાન કલ્પના વડે પ્રાપ્ત કરી શકાય છે એમ કહે છે. અર્થાત્ ઇંદ્રિયજન્ય જેટલું નથી છતાં વિચારી શકાય એવું છે ત્યાં સુધી તે માન્ય રાખે છે. એટલી વાત તો નિશ્ચય થઇ છે કે માત્ર ઇંદ્રિયોથી જાણી શકાય એટલાજ જ્ઞાનને માન્ય રાખવું એમ રહ્યું નથી. સુમારે ત્રીસ વર્ષ ઉપર એવી માન્યતા પણ હતી. પરંતુ જેમ જેમ વિદ્યાની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ એ વાતને વળગી રહેવાનું અશક્ય જણાયા લાગ્યું. તો પણ હજી તેઓ એટલે તો અટકેલા છે કે ઇંદ્રિયજન્યજ્ઞાનને આધારે સંગ્રહ કરેલ હકીકત ઉપરથી સમજતાં જેટલે સુધી વાત આવી શકે તે ઉપરાંત કાંઇ માનવાનું નથી. એથી કરી વિશ્વરચનાના દૃશ્યભાગમાં સ્થૂળ બનાવો જે કાંઇ જોવામાં આવેલા છે તેને આધારે સ્થૂળ સિદ્ધાન્તો સ્થાપિત કરી શકાય તે કરતાં વિશેષ ધ્યાનમાં લેતા નથી. તે ઉપરાંત માત્ર જેટલું સ્થૂળ કલ્પનામાં આવી શકે તેનો આધાર લેવાય છે. એટલે વસ્તુનું સૂક્ષ્મતમ કણ જે ઇંદ્રિયજન્ય છે તે ઉપરથી અદૃશ્ય અણુ વા પરમાણુ જે કે માત્ર કલ્પનામાં આવી શકે તે માન્ય છે. પણ જે કાંઇ દૃશ્ય ઉપરથી અદૃશ્યની કલ્પના કરાવી શકે નહી એવું તેઓને માન્ય નથી. ક્રૂકસ્ નામનો એક બીજો વિદ્વાન્ પરમાણુનું બંધારણ પ્રકૃતિની સૂક્ષ્માવસ્થા જેને તે "પ્રોટાઇલ" કહે છે તેમાંથી થાય છે એટલે પર્યંત માન્ય કરવા તત્પર થયેલ છે. તેનાથી આગળ ચાલવા તે ના કહે છે. વસ્તુ માત્રની ઉત્પત્તિનું મૂળ તેનાથી પણ આગળ છે એ તેઓ કબૂલ કરી શકતા નથી. "પ્રોટાઇલ"ની સ્થિતિથી આગળ પણ પ્રકૃતિની વૃદ્ધિ અને વિસ્તાર થએલ છે કે કેમ એ વિષે વિચારવાનું પણ તેઓને રૂચતું નથી. એમ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર તો અટકી પડે છે ત્યારે મૂળ ઉત્પત્તિનું અવલોકન કરવા માટે આપણે ધર્મશાસ્ત્રો અને ગુપ્તજ્ઞાન યાને "સીક્રેટડૉક્ટ્રીન" એ બે જોવાનાં રહે છે. એ બેમાં જે કાંઇ હકીકત આપણને મળી આવે છે તેને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો કેટલે અંશે ટેકો મળે છે તે જોવાનું કાંઇક આગળ ચાલ્યા પછી બને તેમ છે. કારણ કે ઉપર કહ્યું તેમ મૂળ પર્યંત એ શાસ્ત્ર પોહોચ્યાં નથી. ધર્મશાસ્ત્રોમાં જે પૃથક્ પૃથક્ આ જ્ઞાન વર્ણવેલું છે તેનો એકંદર અભ્યાસ સરળતાથી

---

* લખનાર—એક થીઑસોફીસ્ટ.

કરવા માટે "સીક્રેટડોકટ્રીન"માં અનુક્રમે વર્ણવેલ વાત બહુ સહાયભૂત થશે. શાસ્ત્રોમાં જે વાત આવેલીછે તે કેટલીક વખતતો સમજ પડે નહી એવા ઇરાદાથીજ ત્રુટક ત્રુટક મુકેલી છે. એટલે જો આપણને એકંદર જ્ઞાન થઈ શકે તો કાળનો વ્યય પણ થોડો થાય માટે મેડેમબ્લાવાટસ્કીએ એ ખોટ પૂરી પાડેલી છે તેનો લાભ લેવા ચુકવુ નહી જોઇએ. આપણે એ લાભ લેવાથી છુટક છુટક હકીકત શોધી વળી તેને પાછી એક કરવાનો શ્રમ સઘળો બચી જાય છે.

ત્યારે પ્રથમ આપણે ધર્મશાસ્ત્રોનું અવલોકન કરીયે અને તેમાં વસ્તુની ઉત્પત્તિનું મૂળ કેમ વર્ણવ્યું છે તે જોઇયે. આ વિષયપરત્વે પુરાણો અને ઉપનિષદોમાં ભેદ જોવામાં આવે છે. પુરાણોમાં તેનું વિસ્તારથી વર્ણન વારંવાર કરેલું છે. ઉપનિષદોમાં વિશ્વરચના માત્ર નહી વિચારતાં તે સાથે તત્વજ્ઞાન મિશ્રિત જોવામાં આવે છે. તેમાં મનુષ્યમાં આત્મા શું છે અને તેનું મૂળ સ્વરૂપ શું છે તે જોતાં જોતાં મૂળ શું હતું ત્યાં પહોચાડે છે. એવી રીતે શાસ્ત્રોના આ બે ભાગમાં વિશ્વરચના માટે ભિન્ન અભિપ્રાય જણાય છે અને તેમાં એક બાબત એવી છે કે તેથી આ શાસ્ત્રો એક બીજાથી વિરૂદ્ધ વાત કહે છે એમ પણ જણાશે. પરંતુ તે વિરૂદ્ધ નથી પણ એક મતનાં છે અને તેનું કેમ સમાધાન થઈ શકે છે તે જણાવાશું. પ્રથમ દર્શનમાં વિરોધાભાસ થાય એવી વાત છે પરંતુ સત્ય એ છે કે "વસ્તુની મૂળ ઉત્પત્તિ" પહેલાં વિચારને મુકવામાં આવે છે. કારણ કે વસ્તુની ઉત્પત્તિ એ કાંઇ પણ પ્રકારની સ્ફુરણા છે અને તે પણ વ્યક્ત સ્ફુરણા છે. વ્યક્તિનું અસ્તિત્વ થાય ત્યારેજ વસ્તુ છે એમ કહી શકાય. ત્યારે વ્યક્તિ થઇ દ્વિધાભાવ થાય તેની પૂર્વે ઐક્ય જ હોવું જોઇયે. યૂરોપના વિદ્વાનોને પણ આ વાત તો ગ્રાહ્ય છે એટલું જ નહી પણ તેઓ એમ પણ માન્ય રાખે છે કે એ એક અગમ્ય છે અને વ્યક્ત સ્ફુરણ થાય ત્યાર પછી દૃષ્ટિગમ્ય થાય ત્યારે તેનું અવલોકન કરી શકાય છે, અર્થાત્ જે કાંઇ અવલોકનનો વિષય છે તેની પાછળ કાંઇક છે એમ તો કોઇકજ ના કહેશે. અને એવું કહેવાવાળા જે થોડા હશે તેઓનું મત તો એવું જ છે કે આ વિશ્વમાં જે કાંઇ દૃશ્ય છે તે ઉપરાંત બીજું કાંઈ છે જ નહી અને તે દૃશ્યની ભિન્નતાને કોઇ પણ સ્થળે ઐક્યતા છે એમ તેઓ માનતા જ નથી. પરંતુ સામાન્યરીતે પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર પરથી જ્યારે વિદ્વાનો તત્વશાસ્ત્ર પર આવે છે ત્યારે **સર્વનાં મૂળમાં એક છે અને તે એક અગમ્ય છે તથા મનુષ્ય જ્ઞાનથી પર છે** એમ માન્યા વિના ચાલતું નથી. હિંદુશાસ્ત્રો તો તેનાથી પણ વધારે ઉંડાં ઉતરેલાં છે કારણ કે તેના મત પ્રમાણે મનુષ્યની બુદ્ધિને જ અગમ્ય છે તે-બ્રહ્મ-પણ વ્યક્તિનો આરંભ છે અને તેને અગોચર, અગમ્ય, નિરાકાર, નિરંજન કહે છે. પરંતુ તેથી પણ પાછળ પરબ્રહ્મ છે જે કેવળ અવર્ણ્ય છે અને બ્રહ્મથી પણ પર એટલુંજ તેને માટે કહી શકાય છે. તેને વિષ્ણુપુરાણમાં નિર્ગુણ કહેલું છે. એને માટે કાંઈ વિચાર પણ કરી શકાતો નથી તેનું કાંઇ વર્ણન પણ કરી શકાતું નથી. વિચાર અથવા વાણીને તે કેવળ અગમ્ય છે. એટલે પ્રથમ સ્ફુરણ થાય છે ત્યાર પછી જ તે વિચાર અથવા વાણીનો વિષય થઇ શકે છે. વિષ્ણુનું એ મંડળ અગમ્ય અગોચર હોવાથી અંધકારમય ગણેલું છે અને તેમાં સ્ફુરણાના આરંભમાં પ્રકાશ થાય છે. અવ્યક્તની આ પ્રથમ વ્યક્તિ છે. શાસ્ત્રોમાં આ આરંભકાળની સ્થિતિ વખતે વ્યક્ત વખતે અવ્યક્ત વર્ણવેલી છે. વ્યક્ત એટલા માટે કે તેની ઉત્પત્તિ થઇ છે, અને અવ્યક્ત એટલા માટે કે હજી તે પોતે અવિકૃત છે.

બ્રહ્મસ્વરૂપ મનુષ્યની બુદ્ધિમાં સહજ આવે એવું નથી છતાં તેનું ગ્રહણ કરવા વિચાર વારવાર દોડે છે. ઉપનિષદ્ તેમ જ પુરાણોમાં 'એ બ્રહ્મનું ત્રિપુટીરૂપ કહેલું' છે પણ તેની આરંભની સ્ફુરણા સમયે એ ત્રણ રૂપથી ભાસતું નથી. આરંભમાં એકજ રૂપ છે પણ તેમાં ત્રિપુટી અંતર્ગત છે. એ ક્રમે ક્રમે સ્ફુરે છે અને વિશ્વરચનામાં વસ્તુમાત્રની ઉત્પત્તિનું મૂળ સાધન સંભવે છે. બ્રહ્મની મૂળે ત્રિપુટી છે. તેને સત્ય-જ્ઞાન-અનંત બ્રહ્મ કહો અથવા સત્-ચિત્-આનંદ બ્રહ્મ કહો તો પણ તે સરખું જ છે. આ શબ્દો શું સુચવે છે? માત્ર એટલુંજ કે આપણી વાણી તેનું યથાર્થ વર્ણન કરવા સમર્થ નથી એટલે તેમાંથી તાત્પર્ય એ લેવાનું છે કે પ્રથમ સ્ફુરણા થઇ ત્યારે એ ત્રણે વાત તેમાં અંતર્ગત સ્થિત હતી. એ અંતર્ગત ગુણોનું સ્ફુરવું વિશ્વરચનાનો આરંભ કહેવાય છે. હવે તે જાગ્રત થાય છે. વિષ્ણુપુરાણમાં એ જાગૃતિ કેમ થઈ તેનું વર્ણન કરેલું છે. પ્રથમ વિષ્ણુ કાલ રૂપે પ્રકટ થાય છે. એ સ્વરૂપ પુરૂષ અને પ્રધાન બન્નેથી નિરાળું છે અને એ બન્નેના લય પછી પણ રહે છે એટલે કાલરૂપે વિષ્ણુ અનાદિ અનંત છે. ત્યાર પછી જે વિકૃતિ થાય છે તેના મૂળમાં તે રહે છે તેની સાથે સંબંધ બાંધે છે અને વિશ્વરચના થવા દે છે. ત્યાર પછી એક પગથીયું આગળ ઉતરે છે એકમાંથી બે ઉદ્ભવે છે. પ્રધાન અને પુરૂષ થાય છે. **આમ અદ્વૈતમાંથી દ્વૈતપણું થાયછે** અને ત્યાર પછી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ શકે છે. આ દ્વૈતપણાની પ્રથમ ઉત્પત્તિ ભિન્ન ભિન્ન શબ્દોમાં ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ વર્ણવેલી છે. મહાન વિદ્વાન્ સુબારાવ જેના મરણથી સર્વ કોઇને શોક થવાનું કારણ મળે છે કેમકે જે પોતાની વિદ્વત્તા અને જ્ઞાનને લીધે ગુપ્ત અને પ્રસિદ્ધ વિદ્યાનો સબંધ બતાવવા સમર્થ હતો તેણે પણ એજ દ્વૈતપણા ઉપર બહુ ભાર દીધેલો છે મૂળ પ્રકૃતિ અને દૈવીપ્રકૃતિ આ બે સ્ફુરેલાં છે. પ્રધાનનો એક ગુણ વ્યય જણાવેલો છે. ગુણનો વિસ્તાર હજી થયો હોતો નથી એટલે તેનું વિશેષ વર્ણન કરી શકાતું નથી. પરંતુ વ્યય એક તેનું લક્ષણ બતાવેલું છે અને તેને લીધે રૂપ બનવાનું સંભવે છે. એવી રીતે બીજે પગથીએ જે સ્ફુરણા થાયછે તેમાં રૂપનું બીજ રહેલું છે. તેમાંથી એકનાં અનેક રૂપ થવાનાં છે. પ્રધાન રૂપરત્વે કાર્ય કરી સૃષ્ટિનાં એકનાં અચરરૂપ દેનાર અને પ્રથમ રૂપ ધારણ કરનાર પુરૂષ પણ તેમાં રહેલ છે વિષ્ણુપુરાણના ક્રમે ક્રમે ચાલીએ તો મહત્તનું ત્રીજું પગથીયું એક સર્વવ્યાપક અને સર્વાધાર શક્તિનો પ્રભાવ તે સર્વોપરી સત્તા ધરાવે છે અને વિશ્વના વિસ્તારની નિયામક છે. એનાથી એ વિસ્તાર ક્રમાનુસાર અને યોગ્યરીતિમય થયે જાય છે. એવી જ શક્તિ વિષે હાલમાં થોડા કાળપર વિદ્વાન પ્રોફેસર હક્સલીએ પણ કહેલ છે. તેના "ઇવોલ્યુશન ઑફ એથિક્સ" નામના પુસ્તકમાં લખે છે કે વિશ્વવ્યાપક એક શક્તિ છે. એ શક્તિ સમજવાળી છે. જે શખ્સ પોતાની જીંદગી પર્યંત નાસ્તિકમત ધરાવતો તેણે અંતે આવી શક્તિ માન્ય કરેલી છે. આ શક્તિ મહતની બરાબર ગણી શકાય કારણ કે તે પણ સર્વવ્યાપક છે. માત્ર પ્રકટ થવાથી તેની મર્યાદા બંધાઇ ગણાય તે વિના બીજી સર્વ રીતે તે સર્વવ્યાપક જ છે, પુરાણમાં એ ત્રણ પગથીઆ બતાવેલાં છે. ઉપનિષદમાં એવો સ્પષ્ટ ક્રમ જણી શકાતો નથી પરંતુ તેની સાથે એ ધ્યાનમાં રાખવાનું છે કે એ ત્રિપુટી એકમાં સમાયલી છે. અને એક સચ્ચિદાનંદમાં એ ત્રણે અંતર્ગત સ્થિત રહેલ હોય છે, એક અવ્યક્તમાંથી ત્રણ વ્યક્તિ ઉદ્ભવે છે ત્યારે પ્રથમ તો માત્ર સત્ સર્વનું અસ્તિત્વસૂચક કહેલું છે અને તેમાં આનંદ જ્યારે આવ્યો ત્યારે તત્કાળ દ્વૈતભાવ પોતાની મેળે પ્રકટ થાય છે, કારણ કે

તેનો અનુભવ કરનાર હોવો જોઇએ એમ સૂચવે છે. ચિત્ છે તેજ મહત્ શક્તિ છે; કારણ કે તે સર્વની પ્રેરક છે. તાત્પર્ય એ થયું કે એકતામાં સચ્ચિદાનંદ. તેનો ત્રણ પ્રકારે પૃથક્ પૃથક્ ઉદ્ભવ થાય છે ત્યારે પૃથક્ત્વ તેમાં ભાસે છે. ઉપનિષદ્‌માં એ ઉત્પત્તિનો વિષય બહુ વિસ્તારેલો નથી, કારણ કે તેની તેને બહુ દરકાર નથી. અખિલ વિશ્વમાં બ્રહ્મની વ્યાપકતા સૂચવી તેનું પ્રતિબિંબ મનુષ્યમાં આત્મારૂપે હૃદ્દેશમાં સ્થિત થાય છે. એટલું જ વર્ણન બસ માનેલું છે. તોપણ પુરાણમાં જે વિસ્તારથી વર્ણન કરેલ છે તેનું છુટું છવાયું વિવેચન ઉપનિષદ્‌માં મળી આવે છે. મુણ્ડકોપનિષદ્‌માં લખે છે કે પ્રાણ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે અને આનંદ રૂપ છે. મન ચિતરૂપ છે અને ત્યાર પછી પંચમહાભૂતની ઉત્પત્તિ લખે છે. એવી રીતે ઉત્પત્તિનો અનુક્રમ સર્વત્ર જોવામાં આવે છે. પરંતુ તેને બહુ મહત્વતા આપેલી નથી, કારણ એ ગ્રંથકર્ત્તાનો ઉદ્દેશ વિશ્વરચનાનો ક્રમ વર્ણવવા કરતાં કાંઇક જુદોજ છે. બૃહદરણ્યકોપનિષદ્‌માં પણ વર્ણન કરેલ છે કે નામ-રૂપ જીવની ત્રિપુટી છે. નામ-રૂપ જીવમાંથી ઉદ્ભવે છે અને તે એ બન્નેમાં ગુપ્ત સ્થિત થયેલ છે. અર્થાત જીવ બે પ્રકારે સ્ફુરેલ હોઇ પોતાનું અસ્તિત્વ તેમાં ગુપ્ત રાખે છે. કઠોપનિષદ્‌માં પણ એવો ક્રમ આપેલો છે કે આત્મ સ્વરૂપ જાણવામાં મન પછી બુદ્ધિ અને બુદ્ધિ પછી આત્માનું જ્ઞાન થાય છે આત્માથી આગળ અવ્યક્ત છે અને તે પછી પરમાત્મા જેને આંહી પુરૂષ કહેલ છે તે છે. આમાંથી એટલું તાત્પર્ય ગ્રહણ કરવાનું છે કે જીવાત્મા અને પરમાત્માની વચ્ચે માત્ર એકજ અંતર પડે છે તે અવ્યક્ત એટલે આંહી ત્રિપુટી પડતી મુકી છે અને એકતાજ માત્ર દર્શાવી છે. એ વાત જેઓને જ્ઞાનનો પ્રકાશ થયો છે તેને માટે કહેલી છે. તેને માટે જીવાત્મા અને પરમાત્મા એક છે એટલું જ્ઞાન થાયછે તે બસછે. શબ્દબ્રહ્મ પણ તેના અપર જે અકળ અવાચ્ય તેનું એક કિરણ છે અને જીવાત્મા હૃદયમાં સ્થિત થયેલું તેનું પ્રતિબિંબ છે. એટલે ઉપનિષદ્‌નો હેતુ માત્ર જીવબ્રહ્મની એકતા પ્રતિપાદન કરવાનો છે તેમાં જીવ અને બ્રહ્મના સંબંધ વિના અન્ય વિષયનું વિવેચન કરવાની આવશ્યકતા માનેલી નથી. અને વાસ્તવિક વિચારીએ તો જ્યાં જીવાત્મા પોતાના મૂળસ્વરૂપનુ શોધન કરવા મથે છે ત્યાં વિશ્વની અનેકરૂપતાના વિવેચનનો અવકાશ જ રહેતો નથી.

શાસ્ત્ર સંબંધી આ ટુંક વર્ણન કર્યા પછી હવે આપણે "સીક્રેટડોક્ટ્રિન" યાને ગુપ્ત જ્ઞાન સંબંધીના પુસ્તકનું અવલોકન કરીયે; કારણ કે હિંદુ શાસ્ત્રોમાં જે શોધવાનું કઠિન જ થાય છે તે આ પુસ્તકમાં સાદી અને સરળ રીતે વર્ણવેલ છે. અને તેને લીધે એ શાસ્ત્રોની સમજણ સરળ થાયછે એનું પણ એટલું જ કારણ છે કે તે શાસ્ત્ર અને એ ગ્રંથ બન્નેનું મૂળ એક છે તે ગ્રંથમાં મૂળમાં પરબ્રહ્મ માનેલ છે અને તે અવર્ણ્ય કહેલ છે. તેમાંથી ત્રિપુટી રૂપ શબ્દબ્રહ્મનો ઉદ્ભવ કહેલો છે. વિશ્વ રચનામાં નાદનું પ્રાધાન્ય આગળ કહેવામાં આવશે તેથી શબ્દબ્રહ્મ મૂળ છે એમ કહેલું છે. એ બ્રહ્મ રચનાર છે કારણ કે શબ્દનાદ છે તેનો ઉચ્ચાર થતાં જ રૂપ બંધાય છે. પ્રાચીનકાળથી કહેવાતી આવેલી ત્રિમૂર્તિ પણ એ બ્રહ્મનો ત્રણ પ્રકારનો પ્રભાવ છે. પ્રથમારંભમાં અવ્યક્ત છે. તે દશ્ય છતાં અદશ્ય છે કારણ કે વિશ્વમાં તે કોઇ રૂપે ભાસતો નથી., માત્ર મનુષ્યનો આત્મા તેને સાક્ષાત્કાર કરે છે કેમકે તે તેનું મૂળ છે, તેનું સ્વરૂપ છે. એમાંથી દ્વૈત થાય છે. તે પુરૂષ-પ્રકૃતિ છે. પરંતુ તે પુરૂષ અને પ્રકૃતિ એમ બે ભિન્ન સમજવાનાં નથી. તે માત્ર એકમાં બે ભાસે છે" એટલે જો આપણે

એનો પૃથક્ વિચાર કરીએ તો તેથી ભૂલ થાય છે. પુરૂષ અને પ્રકૃતિ એ ભિન્ન હોઇ એકત્ર થઈ તેમાંથી વિશ્વ રચાય છે એમ નથી. પણ પુરૂષ-પ્રકૃતિ જ એક છતાં દ્વૈત રૂપે ભાસે છે તેનો વિકાસ-વિસ્તાર આ વિશ્વ છે. એવી રીતે સતનું આનંદ રૂપ થાય છે. મૅડ્મ-બ્લાવાટ્સ્કી આ મૂળ અદ્વૈત રૂપ ઉપર બહુ ભાર આપે છે; કારણ કે તે અદ્વૈત છતાં દ્વૈત ભાસે છે. એજ પુરૂષ-પ્રધાન છે. એક અને અદ્વિતીયનો આ માત્ર દ્વિધા ભાસ છે. સોમ વિષે લખતાં તેણીએ જે કોઇ સમજથી ધ્યાન પૂર્વક અભ્યાસ કરે તેને વિશ્વ રચનાનો ભેદ પ્રાપ્ત થાય તે માટે લખેલું છે કે સોમ-ચંદ્રમાં ત્રિમૂર્તિની ત્રિગુણી શક્તિ સ્થિત થયેલી છે, પણ તે અજ્ઞાનને સમજવામાં આવતી નથી. કારણ ચંદ્રમાંથી વહન કરતી પ્રાણ શક્તિ જીવન શક્તિને ઉત્પન્ન કરે છે, પોષે છે, અને સંહારે છે. વિશ્વની રચના વિષે તે લખે છે કે એક જ્યોતિર્મય અવ્યક્ત નિરંતર વ્યક્તનું ઉત્પાદક છે. તે વ્યક્ત નરનારી રૂપ છે અને તેસ યોગ રહિત છતાં તેમાંથી સર્વ વિશ્વ અને તેનાં પેટામંડળ ઉદ્ભવે છે વિશ્વ રચનામાં કેટલીક નહિ સમજાય એવી વાત આ ચંદ્ર-સોમ વિષે લખેલ વાતથી સ્પષ્ટ થઈ શકે છે. એક પક્ષમાં સૂર્ય અને બીજામાં ચંદ્ર છે એટલે એક તરફ તેજ અને બીજી તરફ જળ છે. તેજ અગ્નિ રૂપ છે અને જળ વરૂણ રૂપ છે. એટલે અગ્નિ અને વરૂણથી વિશ્વરચના થાય છે. અગ્નિ પુરૂષરૂપ છે જળ પ્રકૃતિરૂપ છે એટલે તે વ્યક્ત રૂપ વિશ્વરચનામાં દ્વિધાભાસ પ્રથમ પ્રદર્શિત કરે છે એ વ્યક્ત રૂપમાં જે અગ્નિ છે તે દૈવી પ્રકૃતિ છે. તે શબ્દબ્રહ્મનું તેજ છે. જળ છે તે મૂળ પ્રકૃતિ છે. અને સર્વ પ્રકારની પ્રકૃતિનો તે પાયો છે. બન્નેનો સહ વિસ્તાર થાય છે. અને ચંદ્રને સોમદેવ કહી વર્ણવે છે તથા વખતે તેને સ્ત્રીલિંગે પણ કલ્પે છે એટલે પુલિંગ સ્ત્રીલિંગ બન્ને ભાવ તેમાં સ્થિત છે એમ ધ્યાનમાં રાખવા સૂચવેલું છે. આપણે વ્યવહારમાં જેમ જાતિભેદ ગણીયે છીએ તેમ ચંદ્રમાં તે બન્ને ભાવ સાથે સ્થિત થયેલ, છે, તેનામાં ઉત્પાદક અને ગ્રાહક બન્ને શક્તિ છે. એ બે શક્તિ વિરૂદ્ધ ભાસે છે પણ તે અન્યો અન્ય સહાયભૂત છે. તેના સંયોગ વિના રચનાનો સંભવ નથી; કારણ ઉત્પાદક બીજ રોપે છે. ત્યારે ગ્રાહક તેને પોષે છે. વળી એમ થાય નહિતો એકમાંથી અનેકની ઉત્પતિ થાય નહી અને વિશ્વમાં વ્યક્તિનું અસ્તિત્વ બીલકુલ થવાનો સંભવ રહે નહી. હવે ત્રીજું મહત્ છે. ચિત્શક્તિ વિચારશક્તિ સમજશક્તિ ઇત્યાદિ જે અસ્તિત્વ સમજાવનારનું મૂળછે તે એ છે. દ્વિધાભાવી ઉત્પત્તિમાંથી જે વિસ્તાર થાય તે તેવાજ ભાવવાળું હોય એ નિયમ સહજ સમજાય એવો છે એટલે એક પણ પર માણુની વ્યક્તિ થઇ કે તેમાં જીવનશક્તિ અને ચિત્શક્તિ એ બન્ને સહગામી ભાસે છે અને એવું કાંઇ પણ વિશ્વમાં નથી કે જેમાં માત્ર જીવનશકિત કે માત્ર ચિત્ શક્તિ એ-કલીજ ભાસે કેમકે મૂળ ઉત્પતિ સ્થાનમાં બન્ને સાથે સ્થિત થઇ રહેછે. એવી રીતે વિશ્વ રચનાના આરંભમાં ત્રિપુટી જે સંપૂટ હોયછે તે પૃથક્ પૃથક્ પ્રવૃત્ત થાયછે. એ ત્રિપુટીમાં વળી (સપ્તપુટી) સમજવાની છે, તે ગુહ્યજ્ઞાન છે આપણે જે ત્રિમૂર્તિ જાણીયે છીયે તે પ્રત્યેક મૂર્તિ સાથે તેની અર્ધાગના રૂપ નારીનો વિચાર પણ સાથેજ ઉદ્ભવછે. શિવાય સાથે દુર્ગા વિષ્ણુ સાથે લક્ષ્મી બ્રહ્મા સાથે સાવિત્રિ તેમાં નારી છે તે શકિત રૂપછે. એરીતે ત્રણમ. છે થાય છે, એસર્વે જે મૂળમાંથી પ્રવત થાયછે અને એ સાતમા વિના કાંઇ પણ હેવાનો સંભવ જ નથી' ઉપર પ્રમાણે 'મણુના કરવાં મૂળથી સાત જ છે એમ કહેવામા કાંપ બંધ તેથી

પણ આપણી અજ્ઞાનતાને લીધે આપણા ધ્યાનમાં તે વાત આવતી નથી. જ્યારે મહત પર્યંત પ્હોંચીએ છીએ ત્યારે વ્યકત મૂર્તિકદભવે છે અને આ સ્થળથી પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો આરંભ થાય છે. મહત્ પછી તેને આ વાત સહજ સમજાશે.

---

## અગસ્ત્ય.*

( મળેલું )*

આ સૃષ્ટિમાં પ્રાચીનમાં પ્રાચીન પુસ્તક વેદ છે. એ વેદ જુદે જુદે સમયે જુદા જુદા ઋષિઓથી રચિત છે, એમ હાલ પાશ્ચાત્ય પંડિતો માને છે. પ્રૌ. મૅક્સ મ્યૂલર તેને ઇ. સ. પૂર્વે ૩૨૦૦ વર્ષ ઉપર થયાનું કહે છે. વેદમાં કેટલાક દેવતાઓની સ્તુતિઓ આવે છે. એ દેવતાઓ શું છે તે જાણવું અગત્યનું છે. અત્ર એ દેવતાઓ વિષે કંઇક વ્યાખ્યાન આપવા ધારી પ્રથમ अगस्त्य વિષે કહીશું.

અગસ્ત્ય, એ નામના ઋષિ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેની ઉત્પત્તિની કથા પુરાણોમાં આ પ્રમાણે જણાય છે—

ઋગ્વેદમાં મિત્ર અને વરુણના પુત્ર અગસ્ત્યને કહેલ છે. યજ્ઞ પ્રસંગે એકવાર મિત્ર અને વરુણે ઉર્વશી નામની અપ્સરાને દીઠી તેથી તેમને વીર્યપાત થતાં એ વીર્યનો કંઇક ભાગ એક ઘડામાં પડયો તથા કંઇક ભાગ જલમાં પડયો. ઘડામાં પડેલા વીર્યમાંથી પુત્ર થયો તે અગસ્ત્ય છે. કુંભ-ઘડામાંથી તેની આમ ઉત્પત્તિ થવાથી તેને કુંભયોનિ, કુંભજન્મન્, ઘટોદ્ભવ, કલશયોનિ, ઇત્યાદિ પણ કહે છે. જલમાં પડેલા વીર્યમાંથી પુત્ર થયો તે વસિષ્ઠ કહેવાયો. માતા પિતા ઉપરથી તેનાં નામો મૈત્રાવરુણિ, ઔર્વશેય પડ્યાં છે; અને જન્મતી વેળા તેનું રૂપ અત્યન્ત લઘુ હોવાથી તેને માન્ય પણ કહે છે. એકવાર વિન્ધ્ય પર્વતે પણ લીધું કે સૂર્ય મેરુ પર્વતની આસપાસ ભ્રમણ કરે છે તે મારી આસપાસ ફરે તેમ કરવું. આમ ધારી વિન્ધ્ય પર્વત વધવા લાગ્યો અને મેરુથી પણ ઊંચો વધીને સૂર્યને ફરવાનો માર્ગ રોકવા લાગ્યો, આથી સૂર્યે પર્વતોના ગુરુ અગસ્ત્યની પ્રાર્થના કરી. આથી અગસ્ત્યે વિન્ધ્યાચલ પાસે જઇને તેને કહ્યું કે-"મારે દક્ષિણમાં જવું છે માટે નીચો થા, અને હું પાછો ફરૂં ત્યાં સુધી નીચોજ રહેજે." આ આજ્ઞાથી વિન્ધ્ય પર્વત નીચો થયો અને અગસ્ત્ય દક્ષિણમાં ગયા. પછી ત્યાંથી પાછા ફર્યાજ નહિ, તેથી પર્વત વધી શક્યો નહિ.

આ વિન્ધ્યાચલની કથાને હાલના નવીન શોધકો રૂપક હોવાનું માને છે. પ્રાચીન (કાળમાં) આર્યોએ કરેલ દક્ષિણ દેશનો વિજય તથા એ દેશમાં આર્ય સુધારાની સ્થાપનાનું રૂપક ગણે છે; પરન્તુ કેવલ ઐતિહાસિક દૃષ્ટિથી કરાતા અવલોકનનું એ મત પરિણામ છે. અગસ્ત્યાદિ નામના મનુષ્યો હતા એવા મતનું તે પરિણામ છે, અને તેથી તે મત અશાસ્ત્રીય ( unscientific ) છે, એમ આપણે હવે પછી જોઇશું.

---

*( લેખક રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ. )

અગસ્ત્યના બીજા નામો પીતાબ્ધિ, સમુદ્રચુલુક, ઇત્યાદિ છે આ નામોના સબન્ધમા એમ વાત છે કે–કાલેય નામના દૈત્યો સમુદ્રમા પેસી રહી દેવતાઓને કષ્ટ આપતા હતા, અથી દેવોની પ્રાર્થનાથી અગસ્ત્ય સમુદ્ર પી ગયા હતા અને એ રીતે સમુદ્ર ખાલી થતા દૈત્યો પ ડાઈ ગયા હતા

અગસ્ત્યની સ્ત્રી લોપામુદ્રા હતી તેના નામો કૌશીતકી તથા વરપ્રદા પણ હતા તેને દૃઢસ્ય તથા દૃઢસ્યુ નામે બે પુત્રો હતા અગસ્ત્ય દક્ષિણમા કુજર પર્વતમા વસે છે અને તે દક્ષિણમા વસતા સર્વ ઋષિઓમા મુખ્ય ગણાય છે તેમણે દક્ષિણમાં વસતા સર્વ રાક્ષસોને વશ રાખ્યા હતા અને વાતાપિ નામનો રાક્ષસ, જે ઘેટાને રૂપે રહી દેવતાઓને દુ ખ આપતો હતો તેને અગસ્ત્યે માર્યો હતો તેના ભાઇ આતાપિને પણ તેણે માર્યો હતો રામચન્દ્રજી તેમના આશ્રમમા રહી ગયા હતા, તેમને તેણે કિમતી સલાહ આપી હતી, તથા વિષ્ણુનુ બાણ (વૈષ્ણવાસ્ત્ર) આપ્યુ હતુ રામ વનવાસ પૂર્ણ કરી અયોધ્યા પ્રતિ પાછા પધાર્યા ત્યારે અગસ્ત્ય તેમની સાથે આવ્યા હતા અગસ્ત્યે પોતાના પ્રભાવ વડે નહુષ રાજાને સર્પ બનાવી દીધો હતો, અને પછી પાછો તેને મૂલ રૂપમાં આણ્યો હતો દક્ષિણ દેશની દ્રવિડ જાતિને તેમણે વિદ્યાવાન્ બનાવી છે ડા. કાલ્ડવેલ અગસ્ત્યનો સમય ઇ સ પૂર્વે ૭–૮ મા મૂકે છે

પુરાણોમા વળી અગસ્ત્યને પુલસ્ત્ય તથા કર્દમની પુત્રી હવિર્ભુવાના પુત્ર કહેલ છે, તેથી તેઓ રાક્ષસોના ભાઇ છે એ અગસ્ત્યના પુત્રો ઇન્દ્રબાહુ, મહોસુત, મહેન્દ્ર, તથા બીજા તેના કુટુબમાના વૈદિક મત્રદ્રષ્ટાઓ થાય છે આ ઋષિ સર્વ વિદ્યા જાણનાર અને ઉદાર વૃત્તિના હતા તેના સબન્ધમા રામાયણમા કહેવુ છે કે—

निर्जितासि मया भद्रे शत्रुहस्तादमर्षिणा।
अगस्त्येन दुराधर्षो मुनिना दक्षिणेव दिक् ॥

(હે કલ્યાણિ શત્રુના હાથથી નહિ જિતાયનો હુ અજિત અગસ્ત્ય, તેનાથી તુ જિતાયની દક્ષિણ દિશા છે)

વળી રઘુવશ (૬–૬૧) મા—

अगस्त्यो दक्षिणामाशामाश्रित्य नभसि स्थितः।
वरुणस्यात्मजो योगी विन्ध्यवातापिमर्दनः ॥

(દક્ષિણ દેશનો આશ્રય કરી રહેના વરુણના પુત્ર યોગી અગસ્ત્ય વિન્ધ્ય વાતાપિના મારનાર છે)

अगस्त्य, अगस्ति, અને अगस्तो, એમ ત્રણ શબ્દો આપ્ટેના કોશમા જણાય છે પ્રથમ શબ્દ अगस्ति છે તેના અર્થો ત્રણ આ પ્રમાણે આપેલા છે—

(૧) Pitcher born, Name of a celebrated Rishi or sage

( ૨ ) Name of the star Canopus, of which Agastya is the regent.
( ૩ ) Name of a plant ( वकवृक्ष ) Sesbana ( or Aeschynomene ) grandiflora.
બીજા શબ્દ अगस्तीનો અર્થ-A female descendent of Agastya, એમ કહે છે.
ત્રીજા શબ્દ अगस्त्यનાં એ અર્થ આપે છેઃ—
( ૧ ) अगस्ति (૨) Name of Siva.

આ ઉપરથી કુલ અર્થો—( ૧ ) ઘટોદ્ભવમુનિ, ( ૨ ) અગસ્ત્ય નામનો તારો ( Star Canopus ) ( ૩ ) અગથિયાનું પુષ્પ ( વૃક્ષ ) અને ( ૪ ) શિવ—એટલા થાય છે. અગસ્ત્યના તારાનું તેજ નદી વગેરેના જળ ઉપર પડતાં તે જળ નિર્મળ ( મલ રહિત—વિશુદ્ધ ) બની જાય છે.

હવે ઉપર પ્રમાણેની હકીકત મેળવીને આપણે તે ઉપર અવલોકન ચલાવિયે. ઉણાદિ સૂત્ર ( ૪-૧૭૯ ) માં अगस्ति શબ્દની વ્યુત્પત્તિ આપી છે કે—विन्ध्याख्यं अगं अस्यति ( વિન્ધ્ય નામની ગતિ હરનાર ) આનો અર્થ, ઉપરની વાત ઉપરથી "વિન્ધ્યની (વિન્ધ્ય પર્વતની) ગતિના અટકાવનાર ( વૃદ્ધિ અટકાવનાર, ) " એમ સ્પષ્ટ છે, છતાં "વિન્ધ્ય નામની ગતિ હરનાર" એવો અર્થ વિશેષ વાસ્તવિક અને શબ્દશઃ છે, કેમકે મૂલમાં विन्ध्याख्यं अगं ( વિન્ધ્ય નામે ગતિ, ) એમ સ્પષ્ટ લખેલું છે. આથી અર્થરહસ્ય જૂદા જ પ્રકારનું બની જશે. વિન્ધ્ય પોતે જ કોઈ ગતિ રૂપ બને છે, તે આગળ જોઇશું.

પ્રત્યેક વિશેષ નામો જે ઉપર આવેલાં છે તે સર્વના અર્થોની તપાસ કરતાં આ ખુલાસો પણ થઇ રહેશે. એ સર્વ વિશેષ નામો નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) મિત્ર, ( ૨ ) વરુણ, ( ૩ ) અગસ્ત્ય, ( ૪ ) ઉર્વશી, (૫) કુંભયોનિ, ( ૬ ) કુંભજન્મન્, ( ૭ ) ઘટોદ્ભવ, ( ૮ ) કલશયોનિજ, ( ૯ ) વસિષ્ટ, ( ૧૦ ) મૈત્રાવરુણિ, ( ૧૧ ) ઔર્વશેય, ( ૧૨ ) માન્ય, ( ૧૩ ) વિન્ધ્ય, ( ૧૪ ) સૂર્ય, ( ૧૫ ) મેરૂ ( ૧૬ ) પીતાબ્ધિ, ( ૧૭ ) સમુદ્રચુલુક, ( ૧૮ ) કાલેય, ( ૧૯ ) લોપામુદ્રા, ( ૨૦ ) કૌપીતકી, ( ૨૧ ) વરપ્રદા, ( ૨૨ ) દૃઢાસ્ય, ( ૨૩ ) દઢસ્યુ, ( ૨૪ ) કુંજર, ( ૨૫ ) વાતાપિ, ( ૨૬ ) આતાપિ, ( ૨૭ ) રામચંદ્રજી, ( ૨૮ ) વૈષ્ણવાસ્ત્ર, (૨૯) અયોધ્યા, (૩૦ ) નહુષ, ( ૩૧ ) દ્રવિડ, ( ૩૨ ) ડા. કાલ્ડવેલ, ( ૩૩ ) પુલસ્ત્ય, ( ૩૪ ) કર્દમ, ( ૩૫ ) હવિર્ભુવા. (૩૬)ઇન્દ્ર બાહુ ( ૩૭ )મયોભુવ, ( ૩૮ ) મહેન્દ્ર, (૩૯) Canopus ( કેનોપસ, ) (૪૦) અગથિયો, ( ૪૧ ) શિવ.

આ એકતાળીસ નામોના અર્થો ઉપર અવલોકન કરીશું, તો પછી અગસ્ત્ય સંબન્ધી સર્વ જ્ઞાન મળી શકે છે.

૧. मित्र—मियाति स्निह्यति ॥ मिद्+त्र-मि+त्र બાર આદિત્યમાંના એકનું નામ છે. मिद् ધાતુ સ્નેહવાચક હોવાથી સ્નેહી, તે મિત્ર, એમ અર્થ છે. એ પરથી મિત્ર શબ્દ અંગ્રેજી friend ના અર્થમાં વપરાય છે. આ પ્રમાણે એ શબ્દની વ્યુત્પત્તિ છે; તો પણ વળી બીજી રીતે વ્યુત્પત્તિ લેતાં એ શબ્દ પારસી દેવ મિથ્ર સાથે મળતો આવે છે. સંસ્કૃત मिथ ધાતુનો અર્થ જ્ઞાન અથવા દર્શન (વિદ્યા ) વાચક છે, એ ઉપરથી દર્શન ( જ્ઞાન અથવા દૃષ્ટિ ) ના અધિષ્ઠાતા દેવ સૂર્યનો વાચક મિથ્ર શબ્દ છે, અને પારસી લોકો મિથ્ર નામથી સૂર્યને માને છે, અને આર્યોનો મિત્ર પણ આદિત્ય પણ સૂર્યજ છે. આ પ્રમાણે

મળતું આવે છે. કેંમ્બર્સ "એન્સાઈક્લોપીડિક ડિક્ષનેરી" માં (પુ. ૫ પૃ ૬૪) મિથ્રં શબ્દ વિષે આ પ્રમાણે લખ્યું છે.

" Mithras or Mitra ( zend ) Compar Relig. The principal God of the Parsees or Persians, the God of the Sun itself as an object of worship. ( Manes the founder of the Manichæan sect, wished to idenify Christ with Mithras ) "

( મિથ્રસ્ અથવા મિથ્ર (ઝંદ). તોલ્ય ધર્મમાં-પારસી અથવા ઈરાનીઓનો એક મુખ્ય દેવ, સૂર્યનો દેવ; પૂજ્ય સૂર્યદેવ પોતે જ. 'મનિચીઅન સંપ્રદાયનો સ્થાપનાર મેનીસ્, ક્રાઈસ્ટ ને મિથ્રસ્ સાથે સરખાવવાને ઈચ્છે છે.' ) આખા જગતમાં પ્રાણ પ્રવાહ ( Life-current ) નું પોષણ સૂર્યથી થાયછે, એમ તો હાલના પાશ્ચાત્ય સાયન્સ (Sciene) થી પણ સિદ્ધ થયું છે. એથી આખા જગતના પ્રાણનું પોષણ કરવા રૂપ ક્રિયા કરનાર એક તરેહથી સર્વ જગત્ ઉપરના પોતાના સ્નેહ ભાવને લીધે જગતનું મિત્ર કાર્ય ( friendly duty ) જ કરે છે. આમ સૂર્ય જગત્‌માં મિત્ર છે, અને તે જ મિથ્ર છે. તૈત્તિરીય ઉપનિષત્‌માં કહેલું છે કે-प्राणो हि भूतानामायुः॥ આ ઉપરથી સૂર્ય જ પ્રાણરૂપ-આયુષ્યરૂપ મિત્ર છે. મિત્ર શબ્દ એ રીતે સર્વ પ્રકારે સૂર્ય અથવા પ્રાણનો વાચક છે.

૨ वरुण-वृ+उनन्, વૃ-ઢાંકવું. આ ઉપરથી આવરણ વાચક આ શબ્દ છે. વાતાવરણ રૂપી આવરણથી જગત વીંટાયલું છે, એથી વાતાવરણની વ્યાપકતા તે જ વરુણ દેવ છે મિત્ર અને વરુણ દેવની ઘણીવાર એકતા જણાય છે અને એ બેને એક ગણીને મિત્રાવરુણ દેવ મનાયો છે. મિત્ર તો સૂર્ય છે અને તેની વરુણ સાથે એકતા કરવાથી પ્રાણ પોષણ અને આવરણ એ બેની એકતા થાય છે. સૂર્યની પ્રાણપોષક શક્તિ મિત્ર છે તો તેની જ આવરણ શક્તિ વરુણ છે. આમ પોષક અને આવરણ શક્તિનું ઐક્ય બને તે મિત્રાવરુણ છે. પચમહાભૂતોમાં તેજ તત્ત્વ વાયુમાંથી બનેલું છે, તેથી તેજ અને વાયુનું સાદૃશ્ય માનતાં મિત્રાવરુણ સમજાય છે. જગતમાં સૂર્યની વ્યાપકતા તથા પોષકતા આ પ્રમાણે બે મોટા દેવ તરીકે આર્યોએ માનેલી છે. વરુણ જમના તથા પશ્ચિમ દિશાના દેવ છે. વાયુ જલરૂપ બને છે એમ સાયન્સથી સિદ્ધ છે. તેમ જ ઉષ્ણ થવાથી વળી સર્વ જલનું શોષણ કરી વૃષ્ટિ વર્ષાવે છે, એથી સૂર્ય શોષક શક્તિ તેજ વરુણ છે, અને એ શોષક શક્તિ વાયુદ્વારા વ્યક્ત હોવાથી ઉષ્ણતા અને વાયુના મિશ્રણથી શોષણ ક્રિયા બને છે, માટે પણ ઉષ્ણ મિત્ર અને શોષક વાયુનું ઐક્ય બની મિત્રાવરુણ એક થઇ જાય છે.

(અપૂર્ણ)



कश्चिज्जनिता न चाधिपः" (એ કારણ છે, કરણનો અધિપાધિપ છે, એનો કોઇ કર્તા નથી, એનો કોઇ અધિપ નથી.)

માટે સિદ્ધ થયું કે સર્વજ્ઞ બ્રહ્મ જગત્-કારણ છે, અચેતન પ્રધાન કે બીજું કાંઈ નહિ.

[ સારસંગ્રહ.

સ્વશબ્દમાં એટલે ગર્ભિત રીતે કે પ્રકારાંતરે નહિ પણ સ્પષ્ટ શબ્દોમાં શ્રુતિ સર્વજ્ઞ (ચેતન) બ્રહ્મની જગત્-કારણતા પ્રતિપાદન કરે છે. ]

## ઉત્તરગ્રન્થાવતરણ.

"जन्माद्यस्य यतः" ત્યાંથી આરંભી "श्रुतत्वाच्च" ત્યાં સુધીનાં સૂત્રોવડે ન્યાય-(યુક્તિ) પૂર્વક દર્શાવ્યું કે જે જે વેદાન્તવાક્યો ટાંકવામાં આવ્યાં છે તેમનું એમ કહેવું છે કે સર્વજ્ઞ, સર્વશક્તિ ઈશ્વર જગતનું ઉત્પત્તિ-સ્થિતિ-લયકારણ છે. અને (એ સર્વેનું) ગતિ-સામાન્ય પ્રદર્શિત કરી સર્વ વેદાન્તવાક્યો ચેતનકારણવાદી છે એમ વ્યાખ્યાન કર્યું. (અત્રે પ્રશ્ન થશે કે) હવે પછીના ગ્રન્થનું ઉત્થાન શું (શા માટે)? ઉત્તર કે:-બ્રહ્મ દ્વિરૂપ-એટલે બે પ્રકારનું-સમજાય છે; એક નામરૂપાત્મકવિકારભેદરૂપી ઉપાધિથી વિશિષ્ટ; અને બીજું એથી ઉલટું, સર્વરૂપાધિરહિત. [1]"यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्" =જ્યાં દ્વૈત જેવું હોય છે ત્યાં અન્ય અન્યને જુવે છે; પણ જ્યાં આને સર્વ (એક) આત્મરૂપ થયું છે, ત્યાં એ કોનાવડે કોને જુવે? [2]"यत्रनान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथयत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यम् (=જ્યાં અન્યનું દર્શન નથી, અન્યનું શ્રવણ નથી, અન્યનું વિજ્ઞાન નથી તે ભૂમા કહેતાં મહાન્ છે, અને જ્યાં અન્યનું દર્શન છે, અન્યનું શ્રવણ છે અન્યનું વિજ્ઞાન છે તે અલ્પ છે; જે મહાન્ છે તે અમૃત છે, જે અલ્પ છે તે મર્ત્ય છે) [3]सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्ते (=જે ધીર પુરુષ સર્વ રૂપને તથા નામને સર્જીને પદાર્થનું [4]અભિવદન કરતો બેસે છે), [5]"निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्। अमृतस्य परं सेतुं दग्धेन्धनमिवानलम् (=નિષ્કલ, નિષ્ક્રિય, શાંત, નિરવદ્ય, નિરંજન,

---

૧ बृह० ४।५।१५ २ छां० ७।२४।१ ३ तै० आ० ३।१२।७

૪ (૧) धीरः=પરમાત્મા, જે ધી કહેતાં બુદ્ધિનું ઈરણ કહેતાં પ્રેરણા કરે છે તે. (૨ विचित्य:='कृत्वा' કરીને, વિશેષતઃ 'ચય' કરીને, વિશેષતઃ પૃથક્ પૃથક્ ગોઠવીને અનાદિ માયામાંથી વ્યાકૃત કરીને. (૩) 'अभिवदन्'="calling the things by their names" (Thibaut) તે તે પદાર્થને તેમનાં નામથી બોલાવતો- બુદ્ધિ-પ્રેરક પરમાત્મા રૂપ (વ્યાકૃત) કરીને તથા નામ કરીને નામરૂપના પરસ્પર સંબંધરૂપી 'અભિવદન' કાર્ય કરતો બેસે છે એમ તાત્પર્ય છે.

૫ श्वेता० ६।१९

ને જેનું કોઈ બળી ગયું છે એવો અગ્નિ–તેને) [1]"नेति नेति" "अस्थूलमनणु (=સ્થૂલ નહિ, સૂક્ષ્મ નહિ)" "न्यूनमन्यत् (=ન્યૂન સ્થાન જૂદું છે, અને સંપૂર્ણ જૂદું છે)"[3]–એવાં હજારો વાક્યો વિદ્યાના વિષયનો ભેદ પાડીને બ્રહ્મની દ્વિરૂપતા બતાવે છે. ત્યાં અવિદ્યા–અવસ્થામાં બ્રહ્મનો ઉપાસ્યોપાસકાદિરૂપ[4] સર્વ વ્યવહાર ચાલે છે. તેમાંથી બ્રહ્મનાં કેટલાંક ઉપાસનો અભ્યુદયાર્થ[5] હોય છે, કેટલાંક ક્રમમુક્ત્યર્થ[6] હોય છે, અને કેટલાંક કર્મસમૃદ્ધ્યર્થ[7] હોય છે, અને તેમની વચ્ચે ગુણવિશેષરૂપ ઉપાધિના ભેદે કરીને ભેદ પડે છે. જો કે એક જ પરમાત્મરૂપ ઇશ્વર તે તે ગુણવિશેષથી વિશિષ્ટ થઇ ઉપાસ્ય થાય છે, તોપણ જેવા ગુણની ઉપાસના તદનુસાર ફલભેદ પડે છે, કેમકે [8]"तं यथा यथोपासते तदेव भवति" (=તેને જે જેવી રીતે ઉપાસે છે તે તે જ થાય છે) એવી શ્રુતિ છે, અને વળી એમ પણ કહ્યું છે કે "જેવા ક્રતુનો[9] આ લોકમાં પુરુષ હોય છે તેવો અત્રેથી પ્રયાણ કરીને તે થાય છે." તથા સ્મૃતિમાં પણ કહેલું છે કેઃ—

"यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥" भ० गी० ८ । ६

(=હે કૌન્તેય! જે જે ભાવનું સ્મરણ કરતો એ અન્ત સમયે દેહ તજે છે તે તે ભાવની તેને હમેશ ભાવના છે માટે તે તે ભાવને એ પ્રાપ્ત કરે છે). જોકે એક જ આત્મા સ્થાવર જંગમ સર્વ ભૂતમાં ગૂઢ રહેલો છે, તો પણ ચિત્તરૂપ ઉપાધિવિશેષના તારતમ્યને

---

१ बृह० २ । ३ । ६ २ बृह० ३ । ८ । ८

૩ એક સપ્રપંચ તે 'न्यून,' બીજું નિષ્પ્રપંચ તે 'सम्पूर्ण'

૪ લક્ષમાં લેવાનું છે કે અત્રે બ્રહ્મનો માત્ર ઉપાસ્ય–વ્યવહાર નહિ, પણ ઉપાસ્ય અને ઉપાસક ઉભયરૂપ વ્યવહાર કહ્યો છે–કેમકે એ રીતે જ એમાંથી અદ્વૈતરૂપ નિરુપાધિ બ્રહ્મની સિદ્ધિ થઇ શકે છે.

૫ "અભ્યુદયાર્થ" "मनो ब्रह्मेत्युपासीत"='મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી' ઇત્યાદિ વાક્યોક્ત પ્રતીકોપાસના, જેવડે વિદ્યુલ્લોક પર્યન્ત તે તે લોકની પ્રાપ્તિ થાય છે. તે તે લોકમાં અનુભૂયમાન સુખ તે "અભ્યુદય" કહેવાય છે.

૬ "ક્રમમુક્ત્યર્થ"—સ્વતન્ત્ર અહં–ગ્રહરૂપી દહરાદિવિદ્યાનું ફલ ક્રમમુક્તિ છે.

૭ "કર્મફલસમૃદ્ધ્યર્થ"—"सएष परोवरीयानुद्गीथः" ઇત્યાદિ વાક્યોક્ત કર્માંગભૂત ઉદ્‌ગીથાદિમાં બ્રહ્મદષ્ટિરૂપી ઉપાસના.

८ छान्दो० ३ । १४ । १ ।

૯ ક્રતુ=સંકલ્પ–ભામતી. 'ક્રતુ' તે નૈયાયિકો જેને 'કૃતિ' કે 'પ્રયત્ન' કહે છે તે. જ્યારે ઇચ્છા કૃતિરૂપે પરિણમવા જાય છે ત્યારે ઇચ્છા અને કૃતિ વચ્ચે ઉત્પન્ન થતા સેતુનું નામ ક્રતુ છે. વધારે વિશાલ અર્થમાં સર્વ આન્તર અને બાહ્ય ક્રિયા 'ક્રતુ'–શબ્દવાચ્ય છે.

લીધે કૂટસ્થ નિત્ય અને એકરૂપ એવા એ આત્માનું, ઉત્તરોત્તર ક્રમમઃ પ્રકટ થતાં, ઐશ્વર્ય અને શક્તિના વિશેષેકરીને તારતમ્ય પડે છે—એમ નીચેની શ્રુતિ કહે છે. "**तस्य य आत्मानमाविस्तरां वेद**[1] (=તેનું, જે આત્માને સ્વરૂપે અધિક આવિર્ભૂત થનો જાણે છે). સ્મૃતિમાં પણ કહ્યું છે—

[2]**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥**

(=જે જે વિભૂતિમત્, શ્રીમત્, કે ઊર્જિત સત્ત્વ છે તે તે મારા તેજના અંશથી ઉત્પન્ન થયું છે એમ જાણ.)—આ સ્મૃતિવાક્યમા, જ્યા જ્યાં વિભૂત્યાદિ ગુણનો અતિશય છે તે તે ઈશ્વર છે એમ ઉપાસ્યરૂપે વિધિ છે. તેમ અહીંઆં પણ આદિત્યમંડળમાં જે હિરણ્મય પુરુષ છે તે સર્વ પાપથી ઊઠે છે અને એટલા માટે એ પરબ્રહ્મ છે એમ (સૂત્રકાર) કહેશે. એ પ્રમાણે '**आकाशस्तल्लिङ्गात्**' વગેરે સ્થાને પણ સમજવાનું છે. આ રીતે સદ્યોમુક્તિનું કારણ એવું જે આત્મજ્ઞાન તે નિમિત્ત વેદાન્તાદિવાક્યો ઉપર વિચાર કરી નિર્ણય કરવાનો છે, કેમકે ઉપાધિવિશેષદ્વારા જો કે ઉપદેશ કરેલો છે તો પણ ઉપાધિ સાથેનો સંબંધવિશેષ વિવક્ષિત ન હોતાં સંદેહ રહે છે કે આત્મજ્ઞાન પરવિષયક છે કે અપરવિષયક,—ઉદાહરણ તરીકે, અત્રે જ '**आनन्दमयोऽभ्यासात्**' એ સૂત્રમાં. આ રીતે બ્રહ્મ એક છતાં ઉપાધિ-સંબંધ લેતાં અને ત્યાગ કરતાં (ક્રમે કરીને) ઉપાસ્ય અને જ્ઞેયરૂપે વેદાન્ત વાક્યોમાં ઉપદેશાયછે એમ બતાવવા ઉત્તર ગ્રંથ આરંભાયછે. વળી વેદાન્તવાક્યોનું 'ગતિસામાન્ય છે' એ ઉપરથી જે અચેતન કારણનું નિરાકરણ કર્યું તે જ બાબત વિષે, બીજાં વેદાન્તવાક્યો પણ બ્રહ્મવિષયક છે એમ વ્યાખ્યાન કરીને બ્રહ્મવિપરીત કારણના નિષેધદ્વારા વિસ્તાર કરશે.

## સારસંગ્રહ.

### ઉત્તર ગ્રન્થનું અવતરણ.

૧. બ્રહ્મ 'દ્વિરૂપ' એટલે બે પ્રકારનું સમાનાય છે. (૧) સોપાધિક અને (૨) નિરુપાધિક અમુક વેદાન્તવાક્યમાં કયું વિવક્ષિત છે એ વિષે હવે વિચાર ચલાવવાનો છે.
   (૧) નામરૂપાત્મક વિકારભેદથી ઉપાધિથી વિશિષ્ટ તે સોપાધિક; એ ઉપાધિથી રહિત તે નિરુપાધિક. (૨) એક જ્ઞેય, બીજું ઉપાસ્ય (૩) એક અવિદ્યાવિષય, બીજું વિદ્યાવિષય.
૨. એટલું લક્ષમાં રાખવાનું છે કે બ્રહ્મ બે પ્રકારનું છે, પણ બે નથી. એક જ બ્રહ્મમાં અવિદ્યાવશાત્ ઉપાધિની કલ્પના થતા ઉત્તરોત્તર તારતમ્ય સંભવે છે, અને એ તારતમ્યાનુસાર ઉપાસનાભેદ અને તદનુસાર ફલભેદ પડે છે. પરમાર્થમાં કાંઈજ ભેદ નથી; દૃષ્ટાન્ત.—જેમ ઉત્તમપ્રકાશવાન્ સૂર્ય સદા એકરૂપ પ્રકાશરૂપે જ દિઙ્મંડળને વ્યાપી રહે છે, તથાપિ વર્ષાશરદઆદિ ઋતુભેદે કરીને એના પ્રકા-

---

1 (ऐ० आ० २-३-२-१)  २ (भ० गी० १०-४१)

શમાં તારતમ્ય ભાસે છે તેમ यथोत्तमप्रकाशः सविता दिङ्मण्डलमेकरूपेणैव प्रकाशेनापूरयन्निव वर्षासु निकृष्टप्रकाश इव शरदि तु प्रकृष्टप्रकाश इव प्रथते तथेदमपि–भामती.

૩. વળી અત્રે બ્રહ્મના બે પ્રકાર કહ્યા ખરા, પણ વસ્તુતઃ એક સપ્રકારક છે, અને બીજું નિષ્પ્રકારક છે, એટલે નિરુપાધિ એવો પ્રકાર પણ પ્રકારરાહિત્યના અર્થમાં જ સમજવો.

---

## "आनन्दमयोऽभ्यासात्" ॥ १ । १ । १२ ॥

### 'આનન્દમય' આત્મા તે પર આત્મા છે, (પર-આત્મસૂચક 'આનન્દ'નું) પુનઃ પુનઃ વચન છે માટે.

તૈત્તિરીયોપનિષદ્‌માં "અન્નમય", "પ્રાણમય", "મનોમય", "વિજ્ઞાનમય" એમ અનુક્રમે કથન કરીને આ રીતે શ્રુતિવાક્ય છેઃ "तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्माऽऽनन्दमयः (=તે આ વિજ્ઞાનમયથી અન્ય અને અન્તર એવો આનન્દમય આત્મા છે)" ત્યાં સંશય થાય છેઃ અત્રે 'આનન્દમય' શબ્દવડે "सत्यंज्ञानमनन्तं ब्रह्म (=સત્ય જ્ઞાન અને અનન્ત બ્રહ્મ)" એ વાક્યથી પ્રકૃત એવા પરબ્રહ્મનું કથન થાય છે, કે અન્નમયાદિ જેવા બ્રહ્મથી ભિન્ન કોઇક પદાર્થનું વચન છે? ત્યાં (પૂર્વપક્ષરૂપે) પ્રાપ્ત તો એ થાય છે કે 'આનન્દમય આત્મા' તે બ્રહ્મથી ભિન્ન અને અમુખ્ય એવો આત્મા હોવો જોઇએ; કારણ કે, 'અન્નમયાદિ' અમુખ્ય આત્માના પ્રવાહમાં (વચન પ્રવાહમાં) એ પડેલો છે. કદાચ એમ કહી શકાય કે આ "આનન્દમય"ને 'સર્વાન્તર' કહ્યો છે માટે તે મુખ્ય (પર) આત્મા હોવો જોઇએ પણ એમ નથી, કેમકે એ આનન્દમય આત્માના સંબન્ધમાં પ્રિયાદિ-અવયવવિશિષ્ટત્વનું અને 'શારીર'ત્વનું શ્રવણ છે જો 'આનન્દમય' આત્મા મુખ્ય આત્મા હોય તો તેને પ્રિયાદિનો સસ્પર્શ ન ઘટે. અને અત્રે તો "तस्य प्रियमेव शिरः (=તેનું પ્રિય એ જ શિર છે)—ઇત્યાદિ શ્રુતિ છે. વળી શારીરત્વનું પણ શ્રવણ થાય છેઃ "*तस्यैष एव शारीर आत्मा यः पूर्वस्य" એટલે "પૂર્વે કહેલા વિજ્ઞાનમય આત્માનો આ જ આત્મા શારીર આત્મા છે." આ એટલે આનન્દમય. અને જે ('શારીર' એટલે) સશરીર છે તેનો અશરીર હોવા છતાં પ્રિયાપ્રિયાદિસ્પર્શ નિવારી શકાય એમ બને નહિ, માટે સંસારી આત્મા જ આનન્દમય આત્મા છે એમ પ્રાપ્ત થતાં, ઉત્તર કે:—

"आनन्दमयोऽभ्यासात्" પર આત્મા જ આનન્દમય હોઇ શકે છે. કેમ? તો કહેવાનું કે 'અભ્યાસ છે માટે." પર આત્મા સમ્બન્ધે જ 'આનન્દ' શબ્દનું અનેકવાર ફરી ફરીને કથન છે. "આનન્દમય"નો પ્રસ્તાવ કરીને "रसो वै सः" (=એ રસ છે) એમ કહી, કહે છે કે:—रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति" (રસને પ્રાપ્ત કરીને જ

---

* तै० २ । ६

આ આનંદી થાય છે), [1]"को ह्येवान्यात्कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्। एष ह्येवानन्दयाति" (જો આ આકાશ-બ્રહ્મ-આનન્દ ન હોત તો શ્વાસોચ્છ્વાસ પણ કોણ લઈ શકત? આ જ આનન્દ આપે છે) [2]"सैषाऽऽनन्दस्य मीमांसा भवति" (આ આનન્દની મીમાંસા છે), [3]"एतमानन्दमयमात्मानमुपसंक्रामति" (એ આનન્દમય આત્મા પાસે સંક્રમણ કરે છે), [4]"आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन" બ્રહ્મનો આનન્દ જાણનાર કશાથી બ્હીતો નથી) [5]"आनन्दो ब्रह्मेति व्यजानात्" (આનન્દ બ્રહ્મ છે એમ જાણ્યું). શ્રુત્યન્તરમાં પણ [6]"विज्ञानमानन्दं ब्रह्म" (વિજ્ઞાન, આનન્દ એવું બ્રહ્મ) એમ બ્રહ્મ પરત્વે જ આનન્દ શબ્દ જોવામાં આવે છે. આ રીતે આનન્દ શબ્દનું બ્રહ્મ પરત્વે અનેકવાર ફરી ફરીને કથન છે, તેથી આનન્દમય આત્મા તે બ્રહ્મ એમ સમજાય છે.

વળી જે એમ કહ્યું કે અમુખ્ય આત્માના પ્રવાહમાં પડેલો હોવાથી આનન્દમય આત્મા અમુખ્ય આત્મા છે તે પણ (યોગ્ય) દૂષણ નથી. કેમકે આનન્દમય આત્મા સર્વાન્તર છે. મુખ્ય આત્માનો ઉપદેશ કરવા ઇચ્છતા શાસ્ત્રે અનાત્મભૂત અન્નમય શરીર જે અત્યંત મૂઢ પુરુષોને આત્મરૂપે પ્રસિદ્ધ છે તેનો લોકબુદ્ધ્યનુસાર અનુવાદ કરીને, બીબાંઓકવેની અપેક્ષાથી તેથી અન્તર તેથી અન્તર એ પ્રકારે મૂષામાં ઢાળેલા તામ્રની પ્રતિમા માફક, પૂર્વ પૂર્વ ઉત્તર ઉત્તર અનાત્મભૂત પદાર્થને આત્મરૂપે ગ્રહણ કરાવી, પછી સર્વાન્તર મુખ્ય આનન્દમય આત્માનો ઉપદેશ કર્યો છે—એ સારીપેઠે સંગત છે. જેમ અરુન્ધતી (તારા)નું દર્શન કરાવતાં, અનેક અમુખ્ય અરુન્ધતીતારાઓનું દર્શન કરાવ્યા પછી જેનું છેવટે દર્શન કરાવાય છે તે મુખ્ય અરુન્ધતી જ છે, તેમ અત્રે પણ આનન્દમય આત્મા સર્વાન્તર (સૌ કરતાં અંતર) હોવાથી મુખ્ય આત્મા છે. વળી જે એમ કહેશો કે મુખ્ય આત્મા જોડે 'પ્રિય એનું શિર છે' ઇત્યાદિ (અવયવયોગની) કલ્પના ઉપપન્ન થતી નથી, તેના ઉત્તરમાં કહેવાનું કે એ અતીત અને અનન્તર ઉપાધિજન્ય છે, સ્વાભાવિક નથી—એટલે આ દોષ પણ લાગતો નથી. આનન્દમયનું શારીરત્વ, અન્નમયાદિશરીરપરંપરાદ્વારા એનું દર્શન કરાવવામાં આવે છે તેટલા માટે છે. એમ નહિ કે એનું સંસારી-આત્મા માફક સાક્ષાત્ શારીરત્વ છે. તેથી આનંદમય આત્મા તે પર આત્મા જ છે.

[

## સારસંગ્રહ.

"तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तरआत्माऽऽनन्दमयः"—એ શ્રુતિ ઉપર વિચાર.

૧. પૂર્વપક્ષઃ—

અત્રે "आनन्दमय आत्मा" તે પર આત્મા નહિ, કેમકે.

(૧) અમુખ્ય આત્માની કક્ષામાં એનું પરિગણન થયું છે.

---

१ तै० २।७ २ तै० २।८ ३ तै० २।८
४ तै० २।९ ५ तै० ३।६ ६ बृ० ३।९।२८

(૨) પ્રિયાદિ-અવયવસંબન્ધનું પ્રતિપાદન છે—तस्य प्रियमेव शिरः અને પર આત્મામાં તો પ્રિયાદિનો સંસ્પર્શ અનુપપન્ન છે.

(૩) શારીરત્વનું વચન છે. "शारीर आत्मा"—જે પર આત્મામાં ઘટતું નથી.

૨. ઉત્તરપક્ષઃ—

અત્રે 'आनन्दमय આત્મા તે "પર (પરમ) આત્મા" જ.

(૧) કારણ, શ્રુતિમાં પર આત્મા સંબન્ધે 'રસ,' 'આનંદ' ઇત્યાદિ શબ્દો વારંવાર પ્રયોજાય છે. रसो वै सः ઇત્યાદિ

(૨) દોષોદ્ધાર,—(૧) आनन्दमय આત્માને સર્વાન્તર તરીકે મૂક્યો છે જેમ મુખ્ય અરુન્ધતીનો તારો અમુખ્યનો બાધ કરીને ગ્રહાય છે, તેમ અત્રે પણ "અન્નમયાદિ"ના બાધપૂર્વક "આનંદમય"નું પ્રતિપાદન સમજવાનું છે.

(૨) પ્રિયાદિઅવયવસંબન્ધ તો ઉપાધિને લઇને ઘટી શકે છે

(૩) શારીરત્વ પણ સાક્ષાત્ નહિ પણ પરમ્પરાસંબન્ધે લેવાનું છે ]

---

## विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥ १ । १ । १३ ।

**'મય' એ વિકારશબ્દ છે તેથી (આનન્દમય આત્મા તે પર આત્મા) નહિ— એમ ન કહેવું કેમકે ('મય') પ્રાચુર્ય અર્થમાં (પ્રયોજી શકાય) છે.**

અત્રે કહે છે (દૂષણરૂપે) કે "આનન્દમય" આત્મા તે પર આત્મા ન હોઇ શકે કેમ? 'વિકાર-શબ્દ' છે તેથી. 'આનન્દમય' એમ પ્રકૃતિવાચકથી ભિન્ન વિકારવાચક (આનન્દ+મય) શબ્દ દેખાય છે કેમકે 'મય' પ્રત્યય વિકારાર્થક છે. માટે અન્નમયાદિ શબ્દની માફક આનન્દમય શબ્દ વિકારાર્થક જ છે. પરન્તુ આ કહેવું ખોટું છે કેમકે 'મય' પ્રત્યયનો પ્રાચુર્ય અર્થમાં પણ વિધિ છે. "तत्प्रकृतवचने मयट्"[1] એમ પાણિનિનું સૂત્ર છે. દષ્ટાન્ત તરીકે—જેમ, अन्नमयो यज्ञः અન્નપ્રચુર યજ્ઞ 'અન્નમય યજ્ઞ' કહેવાય છે તેમ મનુષ્યત્વથી આરમ્ભી ઉત્તરોત્તર સ્થાને શતગુણ આનન્દ છે એમ કહી, બ્રહ્મ-આનન્દ નિરતિશય છે એમ નિર્ણય કર્યો છે, તેથી બ્રહ્મનું આનન્દપ્રાચુર્ય (સિદ્ધ) છે. માટે પ્રાચુર્ય-અર્થમા 'મય' પ્રત્યય લાગ્યો છે.

[ **સારસંગ્રહ.**

आनन्दमयમાં વિકારાર્થક 'મય' પ્રત્યય છે, માટે आनन्दमय આત્મા તે पर આત્મા નહિ એમ નહિ, કેમકે અત્રે પ્રાચુર્યાર્થક 'મય' પ્રત્યય છે. 'મય' પ્રત્યનો પ્રાચુર્ય અર્થ પાણિનિના સૂત્રથી, તથા તૈત્તિરીયના પ્રયોગથી સિદ્ધ છે. બ્રહ્મ આનન્દપ્રચુર છે એ બ્રહ્મની નિરતિશય-આનન્દતાપ્રતિપાદક શ્રુતિ થકી સિદ્ધ છે ]

---

१ पाणि० ५।४।२१

तद्धेतुव्यपदेशाच्च ॥ १ । १ । १४ ॥

**એના (આનન્દના) કારણરૂપે એનું (પરમાત્માનું) કથન છે માટે.**

પ્રાચુર્ય અર્થમાં '**मय**' પ્રત્યય લાગ્યો છે એનું બીજું કારણ એ કે શ્રુતિ બ્રહ્મનું આનન્દના હેતુ તરીકે પ્રતિપાદન કરે છે "[1] एष ह्येवानन्दयाति" અત્રે છાન્દસ '**आनन्दयाति**'તે લૌકિક પ્રયોગનું '**आनन्दयाति**' (આનન્દ આપે છે) છે. જે અન્યને આનન્દ આપે છે તે પ્રચુરાનન્દ, (આનન્દમય) એમ લોકમાં પ્રસિદ્ધિ છે. જેમ લોકમાં અન્યને ધનિકત્વ અર્પે તે પોતે પ્રચુરધન, (ધનમય) કહેવાય છે તેમ. માટે પ્રાચુર્ય અર્થમાં **मय** પ્રત્યય સંભવે છે, અને તેથી 'આનન્દમય' આત્મા તે પર આત્મા જ છે.

[ 

## સારસંગ્રહ.

'**एषह्येवानन्दयाति**' એ શ્રુતિ બ્રહ્મની આનન્દકારણતા પ્રતિપાદન કરે છે. અને **આનન્દકારણ હોય તે આનન્દમય કહેવાય** એ લોક પ્રસિદ્ધિને અનુસરીને છે. માટે '**आनन्दमय**' આત્મા તે **पर** આત્મા (બ્રહ્મ) જ છે. ]

---

मान्त्रवर्णिकमेव च गीयते ॥ १ । १ । १३ ॥

**અને માન્ત્રવર્ણિકનું જ ગાન છે (માટે આનન્દમય તે પર આત્મા જ છે.)**

'આનન્દમય' આત્મા તે પર આત્મા જ એનું વિશેષ કારણ કે—'**ब्रह्मविदाप्नोति परम्**' (બ્રહ્મવિત્ પરને પામે છે) એમ ઉપક્રમ કરી '**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**'એ મન્ત્રમાં જે પ્રકૃત બ્રહ્મનું 'સત્ય', 'જ્ઞાન' અને 'અનન્ત' એવા વિશેષણથી નિર્ધારણ કરેલું છે, જેમાંથી આકાશાદિક્રમે સ્થાવરજંગમ ભૂતો ઉત્પન્ન થયાં છે, અને જે ભૂતોની ઉત્પત્તિ કરી તેમાં પછીથી પ્રવેશ કરી ગુહામાં સર્વાન્તરરૂપે રહેલું છે, જેના જ્ઞાન માટે 'અન્ય અન્તર આત્મા છે, અન્ય અન્તર આત્મા છે' એમ પ્રક્રમ થયો છે તે માન્ત્રવર્ણિક (મન્ત્રમાં વર્ણવેલા) બ્રહ્મનું અત્રે (બ્રાહ્મણમાં) ગાન છે કે 'અન્ય અન્તર આત્મા આનન્દમય છે'. મંત્ર અને બ્રાહ્મણની એકાર્થતા હોવી યોગ્ય છે, કેમકે એ વિરોધી નથી નહિ તો પ્રકૃતનો–ત્યાગ–અને–અપ્રકૃતના–ઉપાદાનનો પ્રસંગ આવે. વળી જેમ અન્નમયથી અન્ય અન્તર આત્માનું કથન છે તેમ આનન્દમયથી અન્ય અન્તર આત્માનું કથન નથી. 'તે આ ભાર્ગવી વારુણી વિદ્યા' નું અત્રે જ પર્યવસાન છે. માટે 'આનન્દમય' તે પર આત્મા જ છે.

## સારસંગ્રહ.

મન્ત્રનો પ્રકૃત બ્રાહ્મણવાક્ય સાથે સમન્વય કરતાં એ જ સમજાય છે કે **आनन्दमय** તે **पर** આત્મા જ છે. મન્ત્ર અને બ્રાહ્મણનો તો અવિરોધ જ હોવો જોઇએ.

---

१ तै० २ । ७

## नेतरोऽनुपपत्तेः ॥ १ । १ । १६ ॥

**'આનન્દમય આત્મા' તે અન્ય (સંસારી) નહિ, કારણ કે એ અનુપપન્ન છે.**

વળી આટલા માટે આનન્દમય તે પર આત્માજ છે, ઇતર નહિ. ઇતર એટલે ઇશ્વરથી અન્ય સંસારી આત્મા, જીવ જીવનું આનન્દમય શબ્દથી અભિધાન નથી. કેમ? (તો ઉત્તર કે) અનુપપત્તિ છે માટે. આનન્દમયનું પ્રકરણ કરી "[1]सो ऽकामयत बहु स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इदं सर्वमसृजत । यदिदं किंच" (=એણે ઇચ્છા કરી કે હું બહુ થાઉં, ઉત્પન્ન થાઉં. એણે તપ કર્યું, તપ કરીને આ સર્વને સર્જ્યું, આ જે કાંઇ છે તે સર્વને.) આ પ્રમાણે શ્રુતિ છે ત્યાં શરીરાદિની સૃષ્ટિ થના પહેલાં અભિધ્યાન (તપઃશબ્દલક્ષ્ય જ્ઞાન), સૃજ્યમાન વિકારોનો સ્રષ્ટાથી અભેદ અને સર્વવિકારની સૃષ્ટિ—આ પર આત્માથી અન્ય (જીવાત્મા) માં સંભવતાં નથી.

### સારસંગ્રહ.

'આનન્દમય' તે જીવાત્મા નહિ, કારણ કે આનન્દમયનું પ્રકરણ કરીને એના સ્રષ્ટૃત્વનું શ્રવણ છે. "इदं सर्वमसृजत."

---

## भेदव्यपदेशाच्च ॥ १ । १ । १७ ॥

વળી 'આનન્દમય' તે સંસારી આત્મા નહિ, એનું કારણ કે 'આનન્દમય' નો અધિકાર (પ્રકરણ) છે ત્યાં "रसो वै सः रसंह्येवायं लब्ध्वानन्दी भवति"[1] (તે રસ છે. રસને પ્રાપ્ત કરીને આ આનન્દી થાય છે) એ પ્રમાણે જીવ અને 'આનન્દમય' નો ભેદકરીને વ્યપદેશ (કથન) છે. પ્રાપ્ત કરનાર અને પ્રાપ્ત કરવ ની વસ્તુ એક ન હોઇ શકે. અત્રે પૂછશો કે જો પ્રાપ્ત કરનાર અને પ્રાપ્ત કરવાની વસ્તુ એક ન હોઇ શકે તો "आत्मा अन्वेष्टव्यः" (આત્માનું અન્વેષણ કરવું જોઇએ), "आत्मलाभान्नपरं विद्यते" (આત્મલાભથી કાંઇ પણ પર નથી) એ શ્રુતિ-સ્મૃતિનું કેમ? (ઉત્તર) ખરી વાત. તથાપિ, આત્માનો આત્મભાવ ત્યજ્યા વિના જ દેહાદિ અનાત્મપદાર્થમાં તત્ત્વના અજ્ઞાનથી ઉત્પન્ન થએલો આત્મત્વ-નિશ્ચય લૌકિક જોવામાં આવે છે. તેથી દેહાદિભૂત આત્મનો આત્મા, જે અન્વિષ્ટ નથી તેનું અન્વેષણ, જે પ્રાપ્ત નથી તેનું પ્રાપણ, જે શ્રુત નથી તેનું શ્રવણ, જે મત નથી તેનું મનન, જે વિજ્ઞાત નથી તેનું વિજ્ઞાન કરવું જોઇએ. એ રીતનું ભેદકથન ઘટી શકે છે. પરમાર્થમાં તો, "[2]नान्योऽतोऽस्ति द्रष्टा" ઇત્યાદિ વાકયમાં કહ્યું છે તેમ સર્વજ્ઞ પરમેશ્વરથી અન્ય દ્રષ્ટા શ્રોતા (વગેરે) નો નિષેધ છે જ. વળી પરમેશ્વર અવિદ્યાકલ્પિત સશરીર કર્તા ભોકતા જે 'વિજ્ઞાનાત્મા' કહેવાય છે તેથી ભિન્ન છે જેમ (વસ્તુતઃ અભિન્ન) પરમાર્થભૂત માયાવી સૂત્રવડે આકાશમાં ચઢતા ઢાલતલવાર યુકત માયાવીથી ભિન્ન છે તેમ-

---

1 तै० २ । ६ ।  2 तै० २ । ७  3 बृ० ३ । ७ । २७ ॥




# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. એમ એ. એલ એલ બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ. )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિષયો અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

[ પુસ્તક ૧૪. અંક ૪. ] ( માસિક ) [ જાનેવારી. ૧૮૯૮. ]


## ડોલરની કળીને

( મળેલું )

શિખરિણી.

અહો! ન્હાની પાંખે મધુપ તુજ આવે લપટવા
પરંતુ એ ગાઢી મધુર સુરભે મૂર્છિત થત!
નશામાં જાગીને તુજ તરફ કેવા ઉડી રહે!
શકે ના આલિંગી મગજ તરા દૂરે થઇ જતાં.

ભમે ગુંજી ગુંજી, તુજ મુખ નિહાળે સ્મિત ભર્યું;
અહો! કેવું ખીલે! સુરભભર કેવું મહકતું!
ઇશારે જોગીને લહુ કરી દર્શને નયવતું!
હસે સંધ્યા સામે! અખિલ લહરીથી ઝુલી રહ્યું.

અરે! માળીની છે તુજ તરફ દૃષ્ટિ પણ નકી,
પરોવી દેશે એ સુરતિ સહ તને દોરની મહીં!
છતાં એ તારું તો મધુર મુખડું તું હસવશે!
નકી તું જાણે છે સુરભ તુજ આ સાર્થક થશે!

વસંતતિલકા.

તું ક્યારની જરદના જલથી સિંચાશે,
આ મ્હેકની મધુરતા ખમણી કરીને;
વેણી મહીં લટકશે તુજ પાંખડી એ,
હા! પારદર્શક સુંદરી કંઠ પાસે.

રોમાંચમાં અગર તું મકરંદ છાંટી
કયું રહીશ પ્રતિબિંબિત ગાલમાં થૈ;
નિદ્રસ્થ મ્હેકથી કરી પિંડ, પ્રિયસીને
ત્યાં શ્વાસથી પિયુતણા કરમાઇ જાશે.

### શિખરિણી.

અહીં તો કૈં લાંબું તુજ જીવિત છે જો રહી શકે,
અરે કિંતુ તારી સુરભ અનિલોમાં ઉડી જશે;
ફને માળી આવે ત્યમ ત્યમ અહો તું હસી રહે
તને વ્હાલું ના ના જીવિત પણ પ્રીતિ નકી હશે.

તને લાગે મીઠું જરૂર મરીને સાર્થક થવું;
નકી તારૂં હૈયું રસ અનુભવી શોધીજ રહ્યું;
તને મૃત્યુ એ છે મધુર કંઇ સત્કાર મળતાં,
તને ભાવે મૃત્યુ પ્રિયતમ, પ્રિયાની રમતમાં!

પ્રભુ આવી હોશો જરૂર તુજ પૂરીજ કરશે,
વૃથા કાંઇ કોની નવ પ્રેમની ઇચ્છા કદિ બને;
અરે પ્યારી તુને મમ પ્રિયતમાને દઇશ હું,
નહીં સુધી તારે સુરભ મધુરીને લઇશ હું;

કલાપી.

---

## રસમીમાંસા.

( અનુસંધાન પાને ૫૮ થી )

૩૭ ત્યારે આપણે હોમરને એક પ્રશ્ન પૂછવો જોઇએ; અને તે ઔષધ કે કોઇપણ વિદ્યા જે સંબંધી એના કાવ્યોમાં માત્ર પ્રસંગોપાત્ત જ ઉલ્લેખ છે એ વિષે નહિ, તેમજ વળી એણે એસ્ક્લેપિઅસની માફક કોઇપણ રોગીને નીરોગ કર્યા છે કે નહિ, અથવા તે ઉક્ત વિષયમાં પોતાની પાછળ અનુયાયિરૂપ કોઇ સંપ્રદાય મૂક્યો છે કે નહિ—એ વિષે પણ નહિ. આપણે તો એને કેળવણી, યુદ્ધકલા, રાજનીતિ વગેરે જે એના કાવ્યોના મુખ્ય અને ઉમદામાં ઉમદા વિષયો છે એ સંબંધી પૂછવાનું છે, અને તેમ પૂછવાનો તો આપણો હક છે. "ભાઇ હોમર, સદ્ગુણ સંબંધી તમે જે કહોછો તેમાં જો તમે સત્યથી બીજી ભૂમિકા ઉપર હો અને ત્રીજીએ નહિ, એટલે પ્રતિબિંબ બનાવનાર અનુકર્તા નહિ પણ બિંબવિશેષના જ કર્તા હો, તથા કયા ઉપક્રમો મનુષ્યને તેના વ્યષ્ટિ અને સમષ્ટિ જીવનમાં સારા અથવા નઠારા બનાવે છે તેનો વિવેક કરવા આપ સમર્થ હો તો અમને એટલું કહો કે કયું રાજ્ય કદીપણ તમારી મદદ વડે સારી રીતે ચાલ્યું? લૅસિડિમનની સુવ્યવસ્થા લાઇકર્ગસને લીધે છે, અને બીજાં ઘણાં નગર રાજ્યોને પણ એના જેવાથી જ લાભ થયો છે; પણ એમના સારા કાયદા તમે બાંધ્યા

છે, અથવા તો એમનું કાંઇ પણ તમે સુધાર્યું છે એમ કોણ કહે છે? ઇટાલિ અને સિસિલિ ચૅરોન્ડાસનું અભિમાન કરે છે, અને સોલન આપણામાં પ્રખ્યાત થયો છે; પણ કયા નગરને તમારે વિષે અભિમાન ધરવા જેવું છે?" હોય તો એ બતાવે.

શિ૦ મને નથી લાગતું, હોય. હોમરના અનુયાયિએ પોતે પણ હોમરે કાયદા બાંધ્યા છે એવો મિથ્યા હક નથી કરતા.

ગુ૦ વારુ; પણ એ હયાત હતો ત્યારે એનાથી અથવા તો એની સલાહથી અમુક યુદ્ધ વિજયી નીવડ્યું એમ ઇતિહાસમાં જણાવ્યું છે?

શિ૦ ના, નથી.

ગુ૦ વળી જો હોમરે કોઇ જાહેર દેશસેવા બજાવી નથી, તો કહે કે એણે કોઇના ખાનગી માર્ગોપદેશક કે શિક્ષક તરીકે પણ કાંઇ કર્યું છે? અથવા તો પાઇથેગોરાસની માફક કોઇ પણ જીવનપદ્ધતિ પ્રચલિત કરી છે.?

શિ૦ ના જ.

ગુ૦ વળી, શિષ્ય, તું એમ ધારે છે કે જો હોમર ખરેખર મનુષ્ય જાતિને કેળવવા અને સુધારવા શક્તિમાન હોત,—જો એ માત્ર અનુકર્તા જ નહીં, પણ વાસ્તવિકજ્ઞાનથી સંપન્ન હોત, તો એને અનેક અનુયાયિઓની ખોટ રહેત કે એમના માન અને પ્રેમને એ પાત્ર ન થાત? પ્રોટેગોરાસ જેવાઓએ એમના તત્સમયના બન્ધુઓને માત્ર એટલુંજ કહેવું રહેછે કે, ભાઇઓ, જ્યાંસુધી તમે અમને તમારા વિદ્યાસંપાદનના અધિષ્ઠાતા નહિ નીમો ત્યાંસુધી તમે તમારૂં ગૃહ કે રાજ્ય કદી પણ ચલાવી શકવાના નથી. અને આ યુક્તિ એમના ઉપર જનમંડળની પ્રીતિ ઉત્પન્ન કરવામાં એવી તો સબળ નીવડે છે કે એમના સહચરો એમને માથે લઇને ફરે છે એમ કહીએ તોપણ ચાલે. અને હારી કલ્પનામાં પણ આવી શકે છે કે હોમર અને હિસિયડ જો મનુષ્ય જાતિને સદ્ગુણી બનાવી શકવાને સમર્થ હોત તો એમને એમના સમયના જનો વૃથા આડંબરી અને અસંબદ્ધ કવિતાના ઉદ્ગાતાઓ થઇ પડી રહેવા દેત.? શું એ એમને સુવર્ણવત્ અમૂલ્ય માની પોતાની સાથે ન રાખત? અને એમ રહેવા જો તે ના કહેત તો એમના શિષ્યો તેટલી વિદ્યા સંપાદન કરતાં સુધી એમની પાછળ પાછળ ન ભમત.?

શિ૦ હા, એ તો સત્ય છે.

ગુ૦ ત્યારે આ ઉપરથી એમ અનુમાન નથી થતું કે આ 'હોમર' આદિ કવિવ્યક્તિઓ માત્ર અનુકર્તા જ છે; તેઓ સદ્ગુણ વગેરેની પ્રતિકૃતિઓનું જ અનુકરણ કરે છે, પણ સત્યથી તો દૂર જ છે? કવિ, ચિત્રકારની માફક, જો કે વીણા બનાવનારના ધંધા વિષે કેવળ અજ્ઞાત છે છતાં વીણા બનાવનારનું ચિત્ર બનાવશે, અને એ ચિત્ર જે પુરુષો એ વિષયમાં એના જેટલા જ અનભિજ્ઞ છે અને જેમને માત્ર આકૃતિ અને રંગનો જ વિચાર છે તેમને માટે તો સારૂં જ છે.

શિ૦ એમ જ.

ગુ૦ અને એ જ રીતે કવિ પણ પદ વાક્ય વડે અનેક કલાઓને આલેખે છે, જો કે પોતે તો એ કલાઓ સંબંધી માત્ર અનુકરણ કરવા જેટલું જ જ્ઞાન ધરાવે છે. અને બીજા મનુષ્યો જે એના જેટલાજ અજ્ઞાન હોય છે અને માત્ર એના શબ્દો ઉપર જ વિચાર બાંધે છે, તે એમ માની બેસે છે કે યુદ્ધકળા, આયુર્વિદ્યા, કે જે જે વિષય સંબંધી છંદપ્રાસાદિકમાં એ બોલે તે ઉત્તમ જ બોલે છે. સંગીત અને છંદ પ્રાસાદિકમાં એવું મધુર આકર્ષણ રહ્યું છે ! અને મને લાગે છે તેં વારંવાર જોયું હશે કે કવિઓનાં વર્ણનો, એમાંથી સંગીતના સુન્દર રંગો કાઢી લઇ સાદા ગદ્ય રૂપે મૂકવામાં આવે છે ત્યારે તે કેવાં નિર્માલ્ય લાગે છે. !

શિ૦ ખરૂં.

ગુ૦ જેમ કેટલીક આકૃતિઓ વસ્તુતઃ સુન્દર ન હોતાં માત્ર વિકાસદશામાં હોઇ સૌન્દર્યનો આભાસ ધારણ કરે છે તેમજ કવિતાનું પણ છે: (ગદ્યરૂપે કરી જોતાં) એના યૌવનનો (ભ્રાંતિજનક) બહાર ઉડી જાય છે. નહીં. ?

શિ૦ એમ જ.

ગુ૦ વળી બીજું:—પ્રતિકૃતિના કર્તાને—અર્થાત્ અનુકર્તાને, વાસ્તવિક સત્તાનું કાંઇ જ ભાન નથી. એતો માત્ર આભાસ જ જાણે છે. કેમ, ખોટું છે ?

શિ૦ ના.

ગુ૦ ત્યારે હવે અધુરા ખુલાસાથી સંતોષ ન પામતાં એ વસ્તુને સ્પષ્ટ સમજી લઇએ.

શિ૦ ચલાવો.

ગુ૦ ચિત્રકાર એક વીણા કે એક તલવારનું ચિત્ર આલેખે છે?

શિ૦ હા.

ગુ૦ અને એ બનાવે છે સુતાર લુહાર !

શિ૦ હા.

ગુ૦ પણ ચિત્રકારને વીણા કે તલવારના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન નથી. એના આલેખનાર ચિત્રકારને નથી એટલું જ નહીં, પણ એના બનાવનાર સુતાર લુહારને પણ નથી. વીણા એટલે શું એનું ખરૂં જ્ઞાન એના વગાડનારને, અને તલવાર એટલે શું એનું ખરૂં જ્ઞાન એનો ઉપયોગ કરી જાણનાર વીરને જ છે.

શિ૦ ખરેખર.

ગુ૦ અને એજ પ્રમાણે બધી વસ્તુઓનું.

શિ૦ શું ?

ગુ૦ કે પ્રત્યેક વસ્તુ સાથે ત્રણ પ્રકારની કૃતિઓનો સંબંધ છે: (૧) ભોક્તાની (૨) કર્તાની અને (૩) અનુકર્તાની.

શિ૦ હા.

ગુ૦ પ્રત્યેક જડ વા ચેતન પદાર્થરચનાની, અને મનુષ્યની પ્રત્યેક પ્રવૃત્તિની, ઉત્કૃષ્ટતા સુન્દરતા તથા વાસ્તવિકતા પ્રકૃતિએ અને મનુષ્યકર્તાએ જે જે અર્થે એ વસ્તુઓ ઘડેલી છે તે તે અર્થની સાપેક્ષ છે.

શિ૦ ખરૂં.

ગુ૦ ત્યારે (તે તે વસ્તુનો) ભોક્તા, જેને સૌ કરતાં એ વસ્તુનો વિશેષ અનુભવ છે, એ જ એના બનાવનાર (કારીગર) ને એ વસ્તુના ઉપયોગથી જણાતા સારા ખોટા ગુણો બતાવી શકશે. ઉદાહરણ તરીકે, વીણા વગાડનાર જ એના બનાવનારને કહી શકશે કે કઈ વીણા જોઇએ તેવી છે; એજ એને સમજાવશે કે એણે એ કેવી બનાવવી જોઇએ, અને પછી કારીગર તો એ સૂચનાને અનુસરશે, એટલુંજ.

શિ૦ અલબત્ત.

ગુ૦ એકને વસ્તુનું જ્ઞાન ('knowledge'*=અપરોક્ષજ્ઞાન) છે, અને તેથી એ એવિષે પ્રમાણરૂપે બોલી શકે છે; બીજાને એ વિષે માત્ર શ્રદ્ધા ('opinion'*=પરોક્ષજ્ઞાન) જ છે, અને અન્યની આજ્ઞાને અનુવર્તે છે.

શિ૦ સત્ય.

ગુ૦ વીણા તો એક જ છે, પણ એના સારાનરસાપણા માટે બનાવનાર (કર્તા) ને માત્ર યથાર્થ (જ્ઞાન નહિ પણ) શ્રદ્ધા જ પ્રાપ્ત થશે. અને તે પણ એને ભોક્તાની પાસેથી જ વાતચિત કરીને મેળવવી પડશે. અને ભોક્તાને તો એનું જ્ઞાન છે.

શિ૦ ખરૂં.

ગુ૦ પણ અનુકર્તાને આ બેમાંનું એક પણ છે? એનું ચિત્ર સુંદર અને યથાર્થ છે કે નહિ એ વિષે ઉપભોગ કરીને જેમ જ્ઞાન મેળવી શકાય છે તેમ એણે જ્ઞાન મેળવ્યું છે? અને આવા જ્ઞાતાની સાથે સંબંધમાં આવીને તથા એની પાસેથી સૂચના મેળવીને જેમ શ્રદ્ધા, એટલે પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે તે પણ એને છે?

શિ૦ એમાંથી એક પણ નહિ.

ગુ૦ અને જેમ એના અનુકરણના સારાનરસાપણાનું એને જ્ઞાન નથી, તેમ યથાર્થ શ્રદ્ધા પણ નથી.

---

* "Opinion (crude conception, feeling, instinctive conviction) is just as little identical with knowledge as perception of sense. Incorrect opinion falls of itself to the ground, but even correct opinion cannot be maintained as truth proper, for it may be produced by the art of the orator without being legitimately describable as on that account true knowledge. Correct opinion, even if materially true, is formally inadequate, and stands therefore in the middle between knowledge and non-knowledge, and is participant of both."

Schwegler's Hist of Phil.

શિ૦ નથીજ.

ગુ૦ ત્યારે જો, અનુકર્તાને એની કૃતિઓનું કેવું અપૂર્ણ જ્ઞાન!

શિ૦ તદ્દન અજ્ઞાન.

ગુ૦ ત્યારે આટલે સુધી આપણે મળીએ છીએ, કે જે વસ્તુનું અનુકર્તા અનુકરણ કરે છે તેનું તેને જ્ઞાન કહેવા લાયક જ્ઞાન હોતું નથી. અનુકરણ તો એક રમત કે વિનોદ માત્ર છે. અને નાટકકારો તો સર્વથી અધિકમાં અધિક અનુકર્તા છે.

શિ૦ બરાબર.

ગુ૦ ત્યારે કહે—હું તને પ્રતિજ્ઞા આપી પૂછું છું—કે અનુકરણને સત્યથી ત્રણ પેઢી દૂરનાં પદાર્થ સાથેજ સંબંધ છે એમ આપણે સિદ્ધ કર્યું કે નહિ?

શિ૦ હા—કર્યું જ.

ગુ૦ અને કહો—મનુષ્યની કઇ શક્તિ આગળ અનુકરણ રજુ થાય છે.?

શિ૦ એટલે શું.?

ગુ૦ સમજાવું, લક્ષ રાખજે—એક પદાર્થ જે પાસેથી જોતાં મ્હોટો છે તે દૂરથી જોતાં ન્હાનો લાગેછે.?

શિ૦ હા.

ગુ૦ અને એક લાકડી જે જળની બ્હાર સીધી જણાય છે તેજ જળમાં વાંકી જણાય છે; અને આપણી દૃષ્ટિ રંગની બાબતમાં ભ્રાંતિશીલ હોવાને લીધે, અંતર્ગોળ બહિર્ગોળ ભાસે છે. અને આ રીતે દરેક પ્રકારનો ભ્રમ આપણી અંદર પ્રત્યક્ષ થાય છે. અને મનુષ્યના અંતઃકરણની આ એ જ અશક્તિ છે કે જેનો ચિત્રાદિક કલા લાભ લઇ જાદુ જેવી અસર ઉત્પન્ન કરી શકે છે.

શિ૦ ખરૂં.

ગુ૦ અને આ પ્રસંગે, માંપ, સંખ્યા, અને તોલન રૂપી માન( પ્રમાણ )પદ્ધતિ મનુષ્ય બુદ્ધિને ભ્રાંતિમાંથી ઉગારે છે—અને ત્યાંજ એની ખૂબી રહેલી છે; અને પછી માત્ર ભાસમાન એવા અધિકતા, ન્યૂનતા આદિ ધર્મો આપણા ઉપર અસર કરી શકતા નથી, કેમકે સંખ્યા, માંપ, અને તોલરૂપી માન(પ્રમાણ) વડે એમનો બાધ થાય છે.

શિ૦ બરાબર.

અપૂર્ણ.

# કવિતા અને સંગીત*

( ભળેલું. )

આજથી આશરે પન્દર સોળ વર્ષ ઉપર એક સંસ્કૃત ખંડકાવ્યના ગુજરાતી ભાષાન્તર વિશે વિવેચન થતાં તે ઉપરથી ઉત્પન્ન થયેલા વાદવિવાદને પ્રસંગે મુંબાઇના એક માસિક પત્રમાં એક અપૂર્વ ટીકા આવી હતી. બે જણે જૂદાં જૂદાં કરેલાં ભાષાન્તરની સરખામણી કરતાં અમદાવાદના એક માસિકમાં બંનેની સંગીત ક્ષમતાનું તત્ત્વ તપાસવા માટે કહેવામાં આવ્યું હતું કે મધુર સ્વરસંયોગથી બંને શ્લોક ગાઇ જોતાં સ્પષ્ટ જણાશે કે એક શ્લોક રસમય છે તો બીજો રસના તત્ત્વથી વિહીન છે. આ પ્રકારની પરીક્ષાના ઉત્તરમાં મુંબાઇવાળા માસિકમાં કાંઇક અસભ્ય ઉપહાસ સહિત લખવામાં આવ્યું હતું કે—આ કાવ્યનું કવિત્વ પ્રગટ કરવા માટે તબલાં સારંગીનો ખપ પડયો જણાય છે. આ લખનારનો ઉદ્દેશ માત્ર ઉપહાસનો જ હોય તો તો જૂદી વાત છે. પરન્તુ ઉપહાસની સાથે કાંઇક ગંભીરતાનો હક કરનારો મત પણ એ વચનમાં વિવક્ષિત જણાય છે. અને તે ઉપરથી કવિતા અને સંગીત, એ બે વચ્ચેના સૂક્ષ્મ સંબન્ધનું શોચનીય અજ્ઞાન પણ જણાય છે. અને વળી એમ પણ જણાય છે કે જેમ યુરોપ તરફ કવિતા અને સંગીત વચ્ચે લાંબા સમયથી વિચ્છેદ થયો છે તેમ આપણા આ દેશમાં પણ કવિતા અને સંગીત વચ્ચે, ત્હેવા જ પ્રકારનો નહિં પણ કાંઇક અંશે જૂદા પ્રકારનો વિશ્લેષ થયેલો છે; સંબન્ધ જે કાંઇ જણાય છે તે માત્ર નામનો જ છે. કવિતા સર્વ કોઈ વાંચે છે એમ નહિં પણ ગાય છે પણ ખરા, એ ખરું, પરન્તુ એ ગાન અને કાવ્યનું રહસ્ય, એ બેની વચ્ચે જે રસમય અંકોડો છે તે તો આપણા દેશમાં સ્વીકારાયલો જણાતો નથી.

આ રસમય અંકોડો શો છે, તે સવિસ્તર ચર્ચા કરીને તપાસવાનો આજનો મ્હારો પ્રયાસ આરંભ્યો છે. કવિતા અને સંગીત વચ્ચે આરમ્ભકાળથી નિકટ સંબન્ધ હતો ત્હેનાં પ્રમાણ આપણી નિત્યના પરિચયની ભાષામાં અનેકવાર નજરે આવે છે. "કવિ" એ શબ્દની વ્યુત્પત્તિ જ 'कु' ધાતુ ઉપરથી થઇ છે, અને એ ધાતુનો અર્થ 'to sound', 'ધ્વનિ કરવો', 'અવાજ કરવો', અર્થાત્ 'ગાવું', એમ છે. અંગ્રેજીમાં 'a poet sings'; 'કવિ ગાય છે;' એમ વ્યવહાર હજી પણ, કવિતા અને સંગીતનો અત્યન્ત વિયોગ થયા છતાં પણ, ચાલૂ રહેલો છે. 'I sing the Sofa', એ વાક્ય વડે કાઉપર પોતાના એક કાવ્યનો આરંભ કરે છે. "And swan-like singing die", એમ એક કવિએ ઇચ્છાનો ઉદ્‌ગાર કરેલો સુપ્રસિદ્ધ છે. કવિતા અને સંગીત વચ્ચે જીર્ણ સંબન્ધ યુરોપનાં સાહિત્યમાંથી લુપ્ત થવા માટે એક ઉત્તમ અંગ્રેજ સાહિત્યવિવેચક Dr. Shairp નીચે પ્રમાણે ખેદ પ્રદર્શિત કરે છેઃ—†

---

લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.

*આ વિષય ઉપર તા. ૧૪ મી એપ્રિલ સ. ૧૮૯૮ એ જાહેર ભાષણ આપ્યું હતું તે કેટલાક સુધારા વધારા સાથે આ સ્થળે દાખલ કર્યું છે. આ ભાષણમાં જે જે સ્થળે ગીત ગાઇ બતાવવાનો પ્રસંગ આવ્યો છે. તે સ્થળે રા. કૃષ્ણરાવ ભોળાનાથે ગાઇ બતાવ્યાં હતાં.

† "Poetic Interpretation of Nature", P. 20.

"And for poetry to lie, as it does, dead in our printed books, to be read merely by the eye, or, if uttered aloud, to be read as one would a newspaper, is as unnatural, as emptying to it of its meaning, as it is for the lovely wild-flower to be seen dried and colourless within the leaves of a herbarium. Not of all lyrical poetry only, though of it pre-eminently, but of all high poetry, may it be said that it is only then fitly uttered, when it is chanted, not read, and so it is with a chant that most poets have recited their own poetry. As Wordsworth tells us, 'though the accompaniment of a musical instrument be dispensed with, the true poet does not therefore abandon his privilege distinct from that of the mere proseman;'

'He murmurs near the running brooks,
A music sweeter than their own.'

"It is a sad divorce that has long been made between poetry and song. We shall never know the full power of poetry till she has wandered back to her original home, and found there her long severed sister, Music. *Only then, if they could find each other again, and come forth to the world in blended might, should we know the full compass of that marvellous creation* which we call poetry."

અંગ્રેજી સાહિત્યમાં કવિતા તે બહુધા ગેય હોતી જ નથી, ગેય કાવ્ય–songs–નો વિષય જ ભિન્ન હોય છે માટે જ Dr. Shairp ઉપર પ્રમાણે ખેદ કરે છે. આ પ્રકારનો વિચ્છેદ આપણા દેશના સાહિત્યમાં કવિતા અને સંગીત વચ્ચે નથી એ વાત ખરી છે, એથી ઉલટું કવિતા અને સંગીતનો પ્રાચીનકાળથી ચાલતો આવેલો નિત્ય સમ્બન્ધ એટલો ગાઢ થઇ ગયો છે કે હેતુ પરિણામ છેક બીજે છેડે ગયું છે. અર્થાત્ કવિતા તે નિત્ય ગેય હોય જ એ સ્થિતિનું વિપરીત રૂપાન્તર થઇ જેટલું ગેય તે સર્વ કાવ્ય જ એમ અસત્ય સિદ્ધાન્ત થઇ ગયો જણાય છે, સંગીતે કવિતાને ગળી જઇને અપ્રધાન અથવા લુપ્ત કરી દીધી છે. આ ભ્રમ અર્વાચીન સાહિત્યમાં દૃઢ થઇ જવાના શોચનીય પરિણામમાં મુખ્ય એ છે કે કવિત્વ શું તે જ સામાન્ય રીતે અન્ધકારમાં રહે છે, એટલું જ નહિં પણ કવિત્વનો ગન્ધ પણ ન હોય તેવી પદ્યરચના, પદ્ય ગેય હોવાને લીધે કાવ્ય તરીકે ખપે છે અને વખણાય છે. આ સ્થિતિનો એક રમુજી જાતિ અનુભવ મને યાદ આવે છે. જે વખતે હું અંગ્રેજી ચોથા ધોરણમાં હતો ત્હારે અમારા વર્ગને મરહુમ કવિ દલપતરામ પદ્ય રચનાનો અભ્યાસ કરાવતા હતા. કોઇ સામાન્ય વિષય આપી એકાદ દોહરો કે ચોપાઇ કે હેતુ પદ્ય બનાવી લાવવાનું આપતા હતા. એક વખતે સાધારણ ચીની માટીના ખડિયા વિશે "કવિતા" કરી લાવવાનું કહ્યું હતું તે પ્રમાણે મ્હેં મ્હારા મનથી એક અનુપમ કવિત્વવાળો દોહરો રચ્યો હતો—

" ચીન દેશમાં નીપજે ખડિયો નામ પ્રમાણ,
માટી કેરો થાય છે, આવે હિન્દુસ્તાન "

વર્ગના બીજ દોકરાઓની રચના કરતાં પણ આ રચના હું ચઢિયાતી માનતો હતો એટલું જ નહિં, પણ "સુદેવન્ત સાવળિંગા" ની વાર્તાના દોહરા રાગડા તાણીને ગાવાની એક પદ્ધતિ મ્હેં સાંભળી હતી (જેમાં દોહરાનું છેલ્લું ચરણ ગાયા પછી "ભલાજીરે" એ શબ્દ સુર ખેંચી ગાઇને પછી હેનું એ ચોથું ચરણ ફરી ગવાતું હતું) તે પ્રમાણે ગાઇ ગાઇને જે વખત આ આત્મકૃતિ ઉપર હું પ્રફુલ્લ થતો હતો તે વખત હું એમ માનતો હતો કે જગત્‌ના મહા કવિયોની કૃતિયો સાથે આ રચના ટક્કર ઝીલી સકે. તાત્પર્ય કહેવાનું એ છે કે–કવિત્વને નામે શૂન્ય હોય તો પણ પદ્ય થયું એટલે ગેય અને તેમાટે કવિતા, એ મત કવિ અને સંગીતના નિકટ સંબન્ધના ઊંધા પરિણામ રૂપે પ્રચરિત થઇ ગયો છે.

હાવા જ કારણને લીધે ગેય ના હોય ને કાવ્યમાં કવિત્વ હોય જ નહિં હેવો ભ્રમ પણ કાંઇક થઇ ગયેલો છે. આ ભ્રમને લીધે જ અંગ્રેજી સાહિત્યમાં તો કવિતા છે જ નહિં હેવો વિકટ અન્યાયવાળો અભિપ્રાય મ્હારા બાલ્યકાળમાં મ્હારો પોતાનો હતો, એટલું જ નહિં પણ તે સમયે પુખ્ત ઉમ્મરના કેટલાક પુરુષોમાં પણ જોવામાં આવતો.* કવિતા અને સંગીત એ બેની વચ્ચે અવ્યભિચારી સંબન્ધ આપણામાં ચાલતો આવ્યાને લીધે આ પ્રકારની સ્થિતિ થઇ છે. તેથી જેમ અંગ્રેજી સાહિત્યમાં કવિતા અને સંગીતનો એક પ્રકારનો વિશ્લેષ થયો છે તેમ આપણા સાહિત્યમાં બીજે છેડે જઇ બીજા પ્રકારનો વિચ્છેદ થયો છે. હમણાં જ ઉપર કહ્યું તેમ કવિત્વ વિનાની રચનામાં પણ ગેયતાના અસ્તિત્વને લીધે કવિત્વનું અસ્તિત્વ પણ તતઃસિદ્ધ માની લેવામાં આવ્યું છે. અને તેથી કરીને કવિતા અને સંગીત એ બન્ને એક બીજાનો હાથ પકડીને ચાલતાં ચાલતાં, પ્રથમ કવિતા સંગીતની પછવાડી ઘસડાતી ચાલવા લાગી અને અન્તે કવિતાનો હાથ છોડી દઇ હેને પાછળ દૂર દૂર રઝળતી મૂકી સંગીત એકલું જ આગળ રહી ગયું. અંગ્રેજી સાહિત્યમાં કવિતાએ સંગીતને પાછળ મૂકી દીધું તો આપણા સાહિત્યમાં સંગીતે કવિતાને પાછળ મૂકી દીધી. આપણા દેશમાં તો વળી અતિશય આગળ જ ગતિ–વિચિત્ર ગતિ–થઇ ગઇ છે. જેમ અંગ્રેજીમાં કવિતામાં પણ ગદ્યને ઉચિત અગેય વાંચન દાખલ થઇ ગયું છે, તેમ આપણામાં પણ બીજે છેડે જઇ ગદ્યમાં પણ —અરે! આંક ભણવાની રીતિમાં પણ—ગાન ઝીકાવી દીધું છે. શિરસ્તેદાર જબાની વાંચશે તે પણ ગાઇને. વાણીઓ કાગળ વાંચશે તે પણ ગાઇને. કાજીઓ શાકના ભાવ પોકારશે તે પણ ગાઇને. ફારસી આખુન્દજી પણ કિતાબ ગદ્યની પણ વાંચશે તે ઝૂલતા ઝૂલતા ગાઇને જ. મ્હોટા વક્તાઓ ગદ્યભાષણ કરે છે ત્હારે એક રીતનો મધુર સ્વર વાપરે છે તેથી અસર સારી થાય છે, તેમ જ ગદ્ય વાંચવામાં પણ જો ગદ્યમાં રસમય તત્ત્વ હોય તો કાંઇક મધુર સ્વરથી વાંચ્યાથી અસર સારી થાય છે, એ વાત જૂદી જ છે. એ તો પાછું કવિત્વમૂળ ભાવ અને મધુર સ્વરસંયોગ

*. આ પ્રકારનો ભ્રમ થવાનું ફળ કવિતા અને સંગીત વચ્ચેનો સંબન્ધ અન્વય અને વ્યતિરેક બન્ને સ્વરૂપમાં અવ્યભિચારી માની લેવાને લીધે થાય છે. "જ્યહાં જ્યહાં કાવ્યતા ત્યહાં ત્યહાં ગેયતા" એ, ઉપરથી "જ્યહાં જ્યહાં ગેયતા નહિં ત્યહાં ત્યહાં કાવ્યતા નહિં" એમ સર્વદા સત્ય નથી. તેમ જ "જ્યહાં જ્યહાં ગેયતા ત્યહાં ત્યહાં કાવ્યતા," એમ ગેયતા અને કાવ્યતા એ બેને સમાનવિષય માની લેવાને લીધે ઉપરના પારેગ્રાફમાં બતાવેલો ભ્રમ થાય છે.

(સંગીત) એ બે તત્ત્વનો નિકટ સંબન્ધ બતાવનારા બીજાની જ વાત આવી. પણ માટે ગદ્ય વાંચતે રાગડા કાઢવા તે તો હાસ્યજનક જ બનશે.

કવિતા અને સંગીત એ બેની વચ્ચેના સંબન્ધ તથા એ બેના વિષયવિભાગનું ખરું સ્વરૂપ ભૂલી જવાનાં પરિણામમાં વળી એક બીજા પ્રકારની હાસ્યજનકતા નજરે પડે છે. " એ તો કવિ છે કની? હેને તો ગતાં આવડે જ," આમ માનનાર તથા બોલનાર કેટલાક જોવામાં આવ્યા છે. પદ્યના વૃત્ત તથા છંદ ગાઇ સકાય, માટે તે વૃત્ત અને છંદ તેજ સંગીતના વિષયમાં આવી ગયાં હોય નહિં, એમ માની લઇ "શિખરિણી છંદ ગાઓ",—અરે! એથી પણ આગળ વધી "શિખરિણી રાગ ગાઓ"—એમ બોલનારા ઘણા જણ વારંવાર જાણવામાં આવ્યા છે. અલબત, કવિતા તે ગેય હોવી જોઇયે એ ખરું છે, અને કાવ્ય માત્ર વર્તમાનપત્ર વાંચતા હોઇયે તેમ વાંચી જઇયે તો કવિત્વની ખૂબી પ્રગટ ના થાય, એમ ઉપર આપેલા Dr. Sharp ના ઉતારામાં સૂચવ્યું છે તે સમ્પૂર્ણ રીતે સત્ય છે. અને આ રીતે જોતાં "શ્રવ્ય કાવ્ય" અથવા ' કાવ્ય વાચવુ" એ અન્તર્વિરોધિ વચનો છે તો પણ એ ઉપરથી એમ સમઝવાનું નથી કે સંગીત અને કવિતા એ બેના વિષય પણ એક જ છે. કવિતા સંગીત વિના નિસ્તેજ છે એટલુ જ નહિ પણ એ બેનો સંબન્ધ કાંઇક સમવાય સંબન્ધ જેવો છે, વાણી અને અર્થ વચ્ચેના સબન્ધ જેવો છે, કુસુમ અને સુગન્ધના સંબન્ધ જેવો છે, દેહ અને આત્માના સંબન્ધ પ્રમાણે છે. આ સત્ય છે. પરંતુ સર્વ સત્યની પેઠે એ એકદેશિ સત્ય છે. સૂક્ષ્મ અને નિકટ સંબન્ધ હોવા છતાં એ બનેના સ્વરૂપ તથા વિષયમાં મહત્ત્વનો ભેદ છે. તે જો આપણે પ્રથમ સારી રીતે તપાશીને મનમાં દૃઢ રાખી સકીશું તો ઉપર બતાવેલા ભ્રમ ઉઘાડા જણાઇ આવશે, તેનજ કવિતા અને સંગીતનો ખરો સંબન્ધ સમઝી સકાશે.

ઉપર બતાવેલા જૂદા જૂદા પ્રકારના ભ્રમને લીધે એમ બનશે કે "કવિતા અને સંગીત" એ વિશે વળી બોલવુ જ શું? એ બે વચ્ચે સબન્ધ હેવો કહાંથી? આ પ્રકારનો વાંધો લેનારાના મુખ્ય બે વિભાગ થઇ સકશેઃ- (૧). કવિતા અને સંગીતનો સંબન્ધ ન સ્વીકારનારા, અને (૨). એ સંબન્ધ સ્વીકારનારા પરંતુ હેતું ખરું સ્વરૂપ ન જાણનારા. ઉપરની ચર્ચાથી જણાશે કે પ્રથમ વર્ગમાં પાશ્ચાત્ય કવિતાની સ્થિતિના પરિણામમાં એ મત ધારણ કરનારા, તથા આ ચર્ચાને આરમ્ભે નિર્દિષ્ટ કરેલા તબલાસારંગીવાળા ઉપહાસ કરનારા, એ બંને પેટાવર્ગનો સમાવેશ થશે બીજા વર્ગમાં પણ પાશ્ચાત્ય તેમ જ આ દેશના, એમ પેટાભેદ થશે. એ પેટાભેદમા આ દેશનાનો પેટાભેદ તે એ વર્ગ છે કે જેઓ કવિત્વના તત્ત્વ વિનાની પદ્યરચનાને માત્ર ગેયતાના અસ્તિત્વને લીધે કવિતા માને છે. અને પાશ્ચાત્ય કવિતામાં ઉત્તમ કવિત્વની સાથે એક પ્રકારનો સંગીતાંશ હોવાને લીધે કવિતા અને સંગીતનો સંબન્ધ સ્વીકારનારા લોકો પણ, હું આગળ સવિસ્તર ચર્ચાથી જણાવીશ તેમ, એ બેનો ખરો સંબન્ધ શો છે તે વિશે કાંઇક અર્ધાન્ધકારમય દશામાં છે. એ લોકો બીજા વર્ગના પ્રથમ પેટાભેદમાં આવે છે.

આ સર્વે કહેવું તે અતિપૃષ્ટ વૃથારોપ ના જણાય તે માટે સંગીત અને કવિતા એ બેના સ્વરૂપનું પ્રથમ અવલોકન કરવાની જરૂર છે. કવિતા તે શુ, એ વિસ્તીર્ણ વિષય

ઉપર ઊંડી ચર્ચા કરવાની આ સ્થળે જરૂર નથી, તેમ પૂરો પ્રસંગ પણ નથી. માત્ર આજની ચર્ચાને ઉપયોગી થાય તેટલે જ અંશે કવિતાનું લક્ષણ તપાસીશું તો બસ છે. **वाक्यं रसात्मकं काव्यम्**, "રસાત્મક વાક્ય તે કાવ્ય", એમ કાવ્યનું લક્ષણ સાહિત્યદર્પણકાર આપે છે. **रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्** "રમણીય અર્થનો બોધ કરનાર શબ્દ તે કાવ્ય," એમ જગન્નાથ પંડિત પોતાના રસગંગાધર નામના ગ્રન્થમાં કાવ્યનું લક્ષણ બતાવે છે. બંને લક્ષણનું સ્થૂલ તાત્પર્ય બહુ અંશે જૂદું નથી. આ લક્ષણ ઉપરથી ફલિત થતી મુખ્ય બે વાતો ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. એક તો એ કે કવિત્વનું જીવાતુભૂત તત્ત્વ રસ, અર્થાત્ સર્વ પ્રકારના ભાવ વગેરે વિશેષ હૃદયક્ષોભની દશા, અને તે રસ અથવા દશાની રમણીયતામાં છે. અને બીજું, એ રમણીય તત્ત્વનું મૂર્તરૂપ અમુક પ્રકારની શબ્દ રચનામાં આવે છે. આ શબ્દરચના એટલે રવ, sound, નહિં, પરન્તુ મનના વિચારનું પ્રદર્શન કરનાર અર્થવત્ શબ્દ. મતલબ કે કવિતાનાં ઉપાદાન (૧). રસ, અને (૨). શબ્દ, રસ તે અમૂર્ત અંશ અને શબ્દ તે મૂર્ત અંશ, એ બે છે. આ બે વાતો બરોબર યાદ ન રાખવાને લીધે કવિતા અને સંગીત અને તે બે વચ્ચેના સંબન્ધ વિષે અનેકવાર ભ્રમ થાયછે, તેમાંના કેટલાક આગળ ઉપર હું બતાવવાની આશા રાખું છું. (અપૂર્ણ)

---

## અવલોકન.

**એમર્સનના નિબંધોનું ભાષાન્તર***—"સુંદર અને વિદ્યાનંદ" તથા "ચંદા અથવા દુઃખદ વાદળું અને વચ્ચે રૂપેરી દોરો" એ નવલકથાઓના કર્તા તરીકે તથા "કાઠીઆવાડી" ના ઉપનામથી પ્રસિદ્ધ એવા એક પરિચિત ગ્રંથકારને હાથે આ ભાષાન્તર થયું છે. વિષયની પસંદગી માટે તેમજ ભાષાન્તરમાં પડેલા શ્રમ માટે એમને બહુ ધન્યવાદ ઘટે છે. આમ ઉભય ગુણ માટે પ્રકૃત ગ્રંથની સામાન્યરૂપે સ્તુતિ કર્યા છતાં, વિષય પસંદગીને અમે પ્રથમ પદ આપીએ છિએ; અને તે સકારણ છે એમ સહજ વિચારતાં જણાશે.

૧. ચાલતી સદીમાં, જેવામાં યૂરોપ અમેરિકામાં 'સાયન્સ્'ની વૃદ્ધિનો દુરુપયોગ થઇ જડવાદનું અત્યંત પ્રાબલ્ય થઇ પડયું હતું તેવામાં, ચૈતન્યવાદ તરફ જગતને દોરનાર ત્રણ મહાન્ ગદ્યલેખકો દર્શન દે છે. (૧) કાર્લાઇલ્, (૨) રસ્કિન્ અને (૩) એમર્સન્. આ ત્રણમાંથી એમર્સનના વિચાર અત્રત્ય વેદાન્ત વિચારને એટલા બધા મળતા છે કે હાલમાં બહુધા રા. રા. મણિલાલના પ્રયત્નને પરિણામે ગુજરાતી જનમંડળને વેદાન્ત તરફ જે ઉત્કંઠ અભિરુચિ થઇ છે તેનો જ એક વિકાસ "એમર્સનના નિબન્ધોનું ભાષાન્તર" છે એમ કહીએ તો ખોટું નથી. પરમાત્મામાં સકલ જડચિદાત્મક વિશ્વનો અભેદ છે, અને આત્માએ પરમાત્માનો ચૈતન્ય પ્રવાહ સ્વીકારવા તત્પર રહેવું એટલે પરમાત્મા સ્વ-સ્વભાવથી આત્મામાં પ્રકાશી રહેશે અને સમસ્ત આત્માને તેમજ જડ જગતને સ્વ-સ્વરૂપથી રંગી દેશે-

---

* "એમર્સનના નિબંધોનું ભાષાન્તર" બા. કર્તા. કાઠીઆવાડી. પ્રિ. ગર્ણિંગ સ્ટાર પ્રેસ. રાજકોટ. કિંમત ૨-૮-૦

એ એમર્સનના સર્વ સિદ્ધાન્તોનું ધર્મવિચારરૂપી મધ્યબિન્દુ છે, અને એ જોતાં સ્પષ્ટ જ છે કે એમર્સનને એક પાશ્ચાત્ય વેદાન્તી માનવામાં અયથાર્થતા નથી. સિદ્ધાન્તમાં એમર્સન ઘણે ભાગે વેદાન્તી છે તેમ છતાં, વેદાન્ત ઉપર ઉપેક્ષાદૃષ્ટિથી જોનાર મનુષ્યને પણ આકર્ષી શકે એવી એનામાં વિલક્ષણતા છે. એનો આત્મા નિરંતર ઉચ્ચ ચૈતન્યપ્રદેશમાં જ વિહરતો હોવાથી, એના સર્વ સિદ્ધાન્તોમાં, ખરામાં તેમ જ ખોટામાં, એક એવી તો અલૈકિક ભવ્યતા આવી છે કે વાચક એને સ્વાભાવિકરીતે આશ્ચર્ય અને માનપૂર્વક સાંભળે છે. વળી એની ભાષા એટલી સચેત તથા સત્ત્વવાળી છે કે એના સર્વ ધ્વનિ એની અંતરમાં અંતરની ચૈતન્યગુહામાંથી જ નીકળે છે એમ વાંચનારને સહજ નિશ્ચય થઇ જાય છે. પણ એમર્સનના અભ્યાસીએ આ મહાન્ લેખમાંથી જે મુખ્ય ઉપદેશ લેવાનો છે તે એના પ્રકીર્ણ સિદ્ધાન્ત કે શૈલી પરત્વે નથી. એના વિચારો ઘણીવાર અપૂર્ણ જોવામાં આવે છે, અને એની ભાષા પણ રસ્કિનની ભાષા જેવી મનોહર કે પદલાલિત્યવાળી નથી. સર્વ વિષયો અમુક દૃષ્ટિથી વિલોકતાં શીખવું એ જ એમર્સનના અભ્યાસનું મુખ્ય ફળ સમજાય છે, અને આ દૃષ્ટિબિંદુ તે પરમાર્થદર્શી વેદાન્તનું દૃષ્ટિબિંદુ છે એ જોતાં પ્રકૃત પુસ્તકથી ગુજરાતના વેદાન્તસાહિત્યમાં એક ઉત્તમ અને અપૂર્વ ઉમેરો થયો છે એમ કહેવામાં બાધ નથી.

૨. ભાષાન્તરકાર તરફથી આ ભાષાન્તર કરવામાં શ્રમ સારો લેવાયો છે. છતાં, કેટલાક એવા પ્રકારના દોષ રહી ગયા છે કે એ જોતાં આ ઉપક્રમ કરતા પહેલાં ભાષાન્તરકારે સંસ્કૃત અને અંગ્રેજી ઉપર વિશેષ શ્રમ લેવો જોઇતો હતો એમ કહેવું પડે. અમે સારી રીતે જાણીએ છિએ કે ગુજરાતીમાં વિચારના સંકોચને લીધે શબ્દનો પણ સંકોચ છે, અને અમુક શબ્દ મૂકવામાં કેટલો કાળ ગયો હોય છે તથા વિવેક થયો હોય છે એ સર્વનો સરવાળો વાંચનારને છેવટ સુધી અવિદિત જ રહે છે. વળી હજી ગુજરાતમાં પ્રથમ પંક્તિના લેખકોની સંખ્યા પણ એટલી થોડી છે કે ઉચ્ચ સાહિત્ય તરફ દોરનાર પ્રત્યેક વ્યક્તિનો ઉપકાર માનવાની જરૂર રહે છે, અને તેટલા માટે મિ. 'કાશીવાવાલાનો યત્ન ખરેખર પ્રશંસાપાત્ર છે. આ સર્વ વિચાર ધ્યાનમાં લઇ ભાષાન્તરકારને અમે આરંભમાં જ એમના શ્રમ માટે ધન્યવાદ આપ્યો છે. પણ એટલેથી વિરમતાં, અપૂર્ણ સત્ય પ્રદર્શિત થઇ જવાનો ભય રહે છે. માટે એને કેટલીક ખામીઓ પણ દર્શાવીશું, જેમાંની કેટલીક તો અક્ષન્તવ્ય જ ગણ્યા વિના ચાલે એમ નથી.

(૧) સંસ્કૃતના અભ્યાસની ન્યૂનતા દર્શાવનારાં પ્રમાણો સ્થળે સ્થળે નજરે આવશે. ઉદાહરણઃ-સામ્યતા, સાદૃશ્યતા, વિસ્મયતા, અભેદતા[1], દાર્ષ્ટાન્તિક, સિદ્ધાન્તિક ઇત્યાદિ વળી એક સ્થળે લખ્યું છે, 'કાવ્યની સંપૂર્ણતા પ્રાધાન્ય છે', જાણે 'પ્રાધાન્ય' વિશેષણ હોય !

(૨) વળી જ્યાં વિષયના ગાંભીર્યને અનુરૂપ શબ્દો જોઇએ ત્યાં તે મળતા નથી. ઉદાહરણઃ—'મનુષ્યની અંદર આખાનો (!)* આત્મા છે,' 'આવતા જમાનાના જોનારાને એ અજાણ્યું હોય એવું (!)* અનિવાર્ય અને દિવ્ય જણાશે' 'જ્યાં અરિન્ત આકારમાં અને એકના વિવિધતામાં જતાં (!,* રહે છે ત્યાં દુનિયાના ભેદ આગળ આપણે ઉભા રહીએ છીએ. કુદરતમાં સર્વ વસ્તુનાં મૂળીઆં (!)* હોય છે.

* ચિહ્નો અમારાં છે.

(૩) વળી કેટલાંક પદાન્તરો તો એવાં જોવામાં આવે છે કે એને લીધે મૂલનો અર્થ તદ્દન વિલુપ્ત કે વિપરીત જ થઈ જાય છે. ઉદાહરણ : છેલ્લા ઉદાહરણમાં 'અજાણ્યું હોય એવું જણાશે' કહેવામાંથી કાંઇક એવો ધ્વનિ નીકળે છે કે જાણે જાણીતું 'અજાણ્યું' જણાય. 'અજાણ્યું હોય એવું' એ મૂલના* 'Unknown' ને સ્થાને છે. અને "will represest to the future beholders the Unknown, the Inevitable, the Divine, અટલે 'અવિજ્ઞાત, અનિવાર્ય, અને દિવ્ય ચિત્–શક્તિનું સ્વરૂપ થઇ પડશે' એમ તાત્પર્ય છે. 'મનુષ્યના ઇતિહાસમાં એક લીટી લખવાને માટે કારીગરની કલમ કે પીછી કોઇ રાક્ષસી હાથથી પકડાએલી અને તેનાથી દોરાતી હોય એમ જણાય છે.' મૂલના gigantic શબ્દને સ્થાને 'રાક્ષસી' શબ્દ વાપર્યો છે, જેનું અનૌચિત્ય સ્પષ્ટ છે. અત્રે, gigantic એટલે 'રાક્ષસી' નહિ, પણ માત્ર–પ્રબલ–જ. દિવ્ય ચૈતન્યશક્તિને 'રાક્ષસી' કહેવી–એ કેવું અનુચિત! 'પોતાના જ આત્માનું ભાષાન્તર કરવામાં મનુષ્ય એ કુદરતનો વધારે સુંદર વિજય નહિ તો બીજું શું છે?' self–explication એટલે 'ભાષાન્તર' નહિ. 'explication' તત્ત્વવિદ્યામાં ઘણી વાર વપરાય છે અને તેમાં સ્ફુટતાનો અર્થ રહ્યો છે, જે પ્રકૃતમાં બહુ જ ઉપયોગી છે, અને 'ભાષાન્તર' શબ્દમાં તદ્દન અનુક્ત રહે છે. "Shall I now add, that the whole extant product of the plastic arts has herein its highest value, as history" અત્રે 'as history' એટલે 'ઇતિહાસની પેઠે' નહિ પણ 'ઇતિહાસરૂપે'. આ બે અર્થમાં ભેદ ઘણો છે. 'સઘળી ઉત્પત્તિનો છેવટે મૂળ શક્તિ સાથેનો સંબંધ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કળાની સઘળી કારીગરીનાં સામાન્ય લક્ષણોને સ્પષ્ટ કરે છે'. અત્રે 'explains' નો અર્થ 'સ્પષ્ટ કરેછે' માં આવતો નથી. 'explain' નો અસ્તિત્વનો ખુલાસો કરવો, કારણપ્રદર્શનપૂર્વક ખુલાસો કરવો, કારણભૂત થઇ ખુલાસો કરવો એમ અર્થ છે. 'In these comunications, the power to see is not separated from the will to do, but the *insight* proceeds from obedience.' એ વાક્યમાં 'insight' નો અર્થ 'પ્રેરણા' એમ કર્યો છે. પણ વસ્તુતઃ 'પ્રેરણા' ક્રિયા રહિતજ્ઞાનવાચક શબ્દ નથી, જે અત્રે વિવક્ષિત છે--પણ એમાં તો પ્રયોજીત કર્તૃત્વનો અર્થ રહ્યો છે, અને તે પ્રકૃતમાં અનિષ્ટ છે.

૪. કેટલાક સાધારણ શબ્દો તથા વાક્યો અને તેમાં પણ ખાસ કરીને તત્ત્વજ્ઞાનના શબ્દો ભાષાન્તરકારથી સમજાયા હોય એમ લાગતું નથી. ઉદાહરણ–'Self-sufficing and perfect' નો 'જેટલી જોઇએ તેટલી અને સંપૂર્ણ' એમ અર્થ નથી. 'Self-sufficing' તત્ત્વજ્ઞાનનો શબ્દ છે, અને એનો અર્થ 'સ્વપર્યાપ્ત, અન્યનિરપેક્ષ' થાય છે, જે અર્થને જેટલી જોઇયે તેટલી' ની સાથે કાંઇ જ એકતા નથી. 'Subject' અને 'Object' તે 'વસ્તુ અને વિષય' નથી. 'વસ્તુ' તો 'Subject' અને Object' ઉભયનું સંગ્રાહક પદ છે. "No man can quite exclude this element of Necessity", "The beauti-

*"As faras the spiritual character of the period overpowers the artist and finds expression in his work, so far it will retain a certain grandeur and will represent to future beholders the Unknown, the Inevitable, the Divine."

ful rests on the foundations of the necessary" ઇત્યાદિ સ્થળે Necessity, નો 'અગત્યતા,' અર્થ કરવામાં બહુ જ મ્હોટી ભૂલ કરી છે. Necessity, Necessary એ તત્ત્વજ્ઞાનના શબ્દોનો અર્થ આવશ્યક, આવશ્યકતા થાય છે, અને અગત્યતા અને આવશ્યકતા વચ્ચે બહુ મ્હોટો ભેદ છે; એક પ્રયોજનવિષયક છે, બીજો માત્ર નિયતભાવીના અર્થમાં છે. કાર્યકારણભાવનિયમગત આવશ્યકતા એ પ્રકૃત અર્થમાં necessity કહેવાય. પ્રયોજન કે ઉપયોગની આવશ્યકતા જે અગત્યતા કહેવાય છે તે અત્રે અભિપ્રેત નથી. કાર્યકારણભાવના સ્વરૂપ સંબન્ધે તત્ત્વજ્ઞાનનો જે મ્હોટો વિવાદ છે એમાં 'necessary' 'necessity' શબ્દના અર્થ માટે જોવું. "Art" ના નિબન્ધમાં "What is a man but a finer and compacter landscape than the horizon figures–Nature's ecclecticism. ?" એવું વાક્ય છે. એનો અર્થ ભાષાન્તરકારે આ પ્રમાણે કર્યો છે. "કુદરતના વિવેચન–કુદરતની દૃષ્ટિમર્યાદામાં આવેલી–આકૃતિઓ કરતાં પણ વધારે સુંદર અને ને સંક્ષિપ્ત ભૂચિત્ર સિવાય મનુષ્ય બીજું શું છે?" પ્રકૃતમાં "horizon figures" તે 'કુદરતની દૃષ્ટિમર્યાદામાં 'આવેલી આકૃતિઓ' નહિ. 'horizon' તે આપણી 'horizon', કુદરતની નહિ. અને 'Nature's ecclecticism' તે મનુષ્ય પોતે જ. આ બે વાત સ્પષ્ટ ન થવાથી કાંઇક જૂદો જ અને તદ્દન ભ્રાન્તિજનક અર્થ થઇ ગયો છે. "The Poet" ના નિબંધમાં, This genius is the land-scape-garden! Our poets are men of talents who sing, and not the children of music; the argument is secondary, the finish ot the verses is primary. For it is not metres, but a metre-making argument that makes a poem' આ વાક્યોનું તાત્પર્ય જ ભાષાન્તરકારને સમજાયું હશે કે કેમ એ વિષે અમને શંકા રહે છે. એમર્સન કવિ સામાન્યની નહિ પણ કવિવિશેષની વાત કરે છે એ ધ્યાનમાં રહ્યું જણુતું નથી. 'જે પોતે જ ગાય છે એવા બુદ્ધિમાન્ મનુષ્યો તે કવિઓ છે,' એમ ભાષાન્તરકાર મુકે છે. અને મૂળમાં કહેવાનું તાત્પર્ય એવું છે કે આપણા કવિઓ માત્ર અમુક પ્રકારના બુદ્ધિમાન્ પુરુષો છે ખરા, પણ સંગીતના શિશુ નથી. પણ ભાષાન્તકારે ઉદ્દેશ્ય–વિધેયભાવ (Subject અને Predicate નો સંબન્ધ) મૂળનો અર્થ ન સમજી ઉલટાવી નાંખ્યો હોય એમ જણાય છે. (નિશ્ચયપૂર્વક કહેવું કઠિન છે કારણ કે ઉદ્દેશ્યવિધેયભાવનો ક્રમ ગુજરાતીમાં ઉલટાવી શકાય છે ખરો, પરંતુ તે પ્રયોજન વિના નહિ. પણ છેવટની પંક્તિનો અર્થ તો નિઃસંદેહ ખોટો છે. વળી 'હેતુ ગૌણ છે; કાવ્યની સંપૂર્ણતા પ્રાધાન્ય છે. કારણ કે પ્રાસ નહિ, પણ પ્રાસયુક્ત હેતુ એ કાવ્ય છે.' અત્રે 'argument' એટલે 'હેતુ'? મિલ્ટનનું 'Paradise Lost' ઉઘાડી જોતાં પ્રત્યેક સર્ગને આરંભે 'argument' મૂકેલી છે તે ઉપર નજર નાંખતાં 'argument' નો શો અર્થ છે એ સમજાશે. અથવા તો એકાદ ડિક્ષનેરીમાં જોવું, તો જણાશે કે અત્રે argument એટલે તો 'subject matter' (Webster), 'હેતુ' નહિ. 'કાવ્યની સંપૂર્ણતા પ્રાધાન્ય (!) છે' એ વિષે તો ઉપર લખ્યું જ છે.

# વિશ્વરચના.

## ( મળેલું )

( અનુસંધાન ગત અંકથી )

અહંકાર સાત્વિક, રાજસી, અને તામસી હોય છે. એ ત્રણ ગુણ પ્રકૃતિના વિસ્તાર માટે અવશ્યના છે કારણકે તેને લીધે એકની અનેકતા પ્રભવે છે. વિષ્ણુપુરાણમાં કહેલું છે કે પંચ મહાભૂત તામસિક ગુણમાંથી ઉદ્ભવે છે. સ્થૂળ વિશ્વનો પ્રભાવ અહંકારમાંથી થાય છે આકાશ, વાયુ, તેજ, આપ, પૃથ્વી એમ ક્રમે એકએકમાંથી થતાં આવે છે. આ ક્રમનું શું કારણ હોવું જોઇએ તે ઉપર લક્ષ કરીયે. પ્રથમ તેમાં આકાશ કહ્યું છે તેનો ગુણ શબ્દ છે એટલે શબ્દનું મૂળ બંધાય છે. આકાશનો આ એક જ ગુણ છે. ત્યાર પછી વાયુ કહેલ છે. આ વાયુ આપણે જે વાતાવરણમાં જુદાં જુદાં વાયુરૂપના મિશ્રણથી થયેલ વાયુ અનુભવીયે છીયે તે નથી કારણ કે તે તો પરમાણુ બંધાયા પછીની ઉત્પત્તિ છે. પરંતુ એ વાયુ પુરાણ અને ઉપનિષદ્‌માં કહેલ મહાન્ વાયુ જે પરમાત્માનો શ્વાસ છે તે છે. તે ગતિનું મૂળ સુચવે છે અને ગતિ થવાથી જ સ્ફુરણા સંભવે છે. એ પ્રમાણે આકાશને વાયુથી ગતિ પ્રાપ્ત થાય છે એટલે સ્પર્શનો ગુણ વાયુનો છે તે બંધાય છે. આકાશને વાયુથી ગતિ થતાં સ્પર્શ થઇ જે ઘર્ષણ થાય છે તેમાંથી તેજ અથવા અગ્નિ ઉદ્ભવે છે. આકાશને વાયુથી ગતિ થતાં સ્પર્શ થઇ જે ઘર્ષણ થાય છે તેમાંથી તેજ અથવા અગ્નિ ઉદ્ભવે છે. એ અગ્નિ તે વિદ્યુત્ છે. તેના વિના વૃદ્ધિનો સંભવ નથી. આકાશ, વાયુ, અગ્નિ એ ત્રણના સહકાર્ય વડે પરમાણુ બંધાય છે. અને એ પરમાણુ થાય ત્યારે જ આપ અને પૃથ્વીની ઉત્પત્તિ થઇ શકે છે. જેને અદ્યાપિ પર્યંત સૂક્ષ્મ કહેવામાં આવે છે તેનાં એ આપ અને પૃથ્વી પ્રવાહી અને કઠિન રૂપ છે. એ રીતનો ક્રમ છે તે ઉપર વિચાર કરશું તો તત્કાળ જણાશે કે તેમ હોવો જ જોઇયે. એ મનુષ્યની સમજમાં ઉતરે એવી વાત છે. શબ્દ, સ્પર્શ, અને રૂપ એ ત્રણ ગુણો એ ત્રણ ભૂતના છે અને તે શરીરની ત્રણ ઇંદ્રિયો શ્રવણ, ત્વક્ અને ચક્ષુ સાથે સંબંધ ધરાવે છે. અપસ્‌નો ગુણ રસ છે. ભિનાશ વિના રસ સંભવતો નથી. રસને વિશે પ્રથમના ત્રણે ગુણ સમાયેલા હોય છે. છેવટ પૃથ્વી છે તેનો ગુણ ગંધ છે. સ્થૂળમાં ઘ્રાણેન્દ્રિય સર્વથી છેલ્લી પ્રકટ થાય છે એટલે જીવાત્મા પોતાના સ્વરૂપનું અનુસંધાન કરવા પાછા ફરે છે ત્યાં સૂક્ષ્મ ભૂમિકામાં એ ઇંદ્રિય ક્રમમાં પ્રથમ દેખાય છે. મૅડામ બ્લાવાટ્‌સ્કી પણ પોતાના ગ્રંથોમાં એજ ક્રમનું અનુકરણ કરે છે. બ્રહ્મમાંથી આકાશની ઉત્પત્તિ કહે છે અને તેનો ગુણ શબ્દ કહેલ છે. આધુનિક સમયના સ્થૂળવિજ્ઞાનશાસ્ત્રીઓ પણ આકાશ અને વાયુના સંયોગથી અગ્નિ ઉત્પન્ન થાય છે ત્યાં તેની લગભગ આવી જાય છે અને મી. ક્રૂકસ જેવા મહાન્ વિદ્વાને જે તત્વોની ઉત્પત્તિ અને તેનાં મૂળ વિશે લખેલું છે તે વાંચશો તો તેમાં પ્રતિપાદન કરેલાં સિદ્ધાન્તોનું તાત્પર્ય પણ એ જ નિકળશે. મૅડામ બ્લાવાટસ્કીએ "સીક્રેટ ડોકટ્રીન" ના પ્રથમ પુસ્તકમાં મી. ક્રૂકસની કરેલી શોધો માટે બહુ લંબાણથી લખેલું છે. પણ તે સાથે જણાવ્યું છે કે તેમાં હજી કેટલીક બાબતની ખામી છે. આ વાત તેની હયાતીમાં જ સિદ્ધ થઇ આવી છે. કારણ કે જેને મી. ક્રૂકસે અનુમાન કરી

કહેલ તે સિદ્ધાન્તો છે એવું તેણે ઇગ્લાન્ડ દેશના મહાન વિદ્યા શાસ્ત્રીઓની સભા સન્મુખ જણાવ્યું છે. એ વાત તેણે ઇ. સ. ૧૮૯૧ મા એટલે મૅડ.મ્ બ્લાવાટ્સ્કીના મરણ પહેલાં બે મહીના ઉપર કહી હતી. વળી વિશેષ એમ પણ કહેલું હતું કે પહેલાં જે જે અનુમાનો બાંધી માત્ર શોધ કરવામાં તે સહાયભુત થાય એટલા માટે પ્રતિપાદન કરેલાં હતાં તે હાલમાં જોનાં નિશ્ચયસિદ્ધ વાતો છે એમ ચોક્કસ રીતે કહી શકાય છે. મી. ક્રુકમની જે શોધે તેને એક મહાન્ શોધક અને મન્તાની પદવી આપવામાં આવે છે તે કઈ છે એ હવે જોઇએ. તે શોધ એ છે કે પરમાણુ નિરંતર ટકી રહેતું નથી; તેની ઉત્પત્તિ થાય છે; તે આધ નથી; તેનો અંત આવે છે એટલે તેની ઉત્પત્તિ થવી જોઇયે કારણ કે જેનો અંત નથી તેજ સર્વદા સ્થિત રહે છે એ વાત સર્વે દેશનાં તત્ત્વજ્ઞાનશાસ્ત્રમાં માન્ય છે. વળી તે એમ પણ કહે છે કે પરમાણુ દ્વિધા છે એમ માનવું જોઇએ અને તે સૃષ્ટિમાંના કારક અને ધારક એમ ભિન્ન તત્ત્વોનું બનેલું છે તેથી તે તટસ્થ સ્થિતિમાં રહે છે. એ સ્થિતિને લીધે પરમાણુ સર્વદા એક સરખુ રહી શકે છે અને સર્વદા ટકી રહે છે. તે સૃષ્ટિની ઇમારતની રચનામાં ઇટનું કામ સારે છે કારણ કે તેના વડે સર્વ બંધારણ થાય છે. પણ એટલેથી બસ નથી પરમાણુની આગળ વળી મૂળ પદાર્થ રહેલ છે એમ તે કહે છે. આને તે "પ્રોટૈલ" કહે છે. આ શબ્દ પ્રથમ યુરોપના પ્રાચીન મવિદ્યાજ્ઞાની રોજર બેકને વાપરેલો છે. પરમાણુઓનુ બંધારણ કોઇ અન્ય પદાર્થમાંથી થયેલું છે એ દર્શાવવાની આવશ્યકતાને લીધે તેને કોઇ મૂળ પદાર્થનું અસ્તિત્વ સ્થાપિત કરવું પડ્યું અને તેને માટે તેનું "પ્રોટૈલ" નામ પાડ્યુ. આ મહાન્ વિદ્વાનને ત્યાર પછી એ પદાર્થ નિરંતર ગતિમાન છે એ પણ સિદ્ધ છે એમ કહેવું પડ્યુ એટલે વાયુતત્ત્વ—જે મહાન શ્વાસ ઉચ્છ્વાસ સૂચવે છે અને જે આકાશ તત્વને ગતિમાન કરી ઉત્પત્તિ કરવા માટે અવશ્યનું છે—તેનું અસ્તિત્વ માન્ય કરવું પડ્યું આ બેથી હજી કાર્ય પૂરૂં થતું નથી તેથી વિદ્યુતના જેવી કેઇ શક્તિ તે બેને સહાય કરવામાં છે એમ પણ કહેવા લાગ્યો. એ શક્તિ મૂળ પદાર્થથી ભરપૂર આકાશમાં સર્પાકારે વહન કરેછે અને તે વહન કરતાં તેના માર્ગમાં આવતા પદાર્થમાંથી પરમાણુઓ થતાં જાયછે અને તે પરમાણુઓ તે માર્ગના જે જે વળાંકમાં બંધાયછે તે પ્રમાણે તેઓ રસાયણ શાસ્ત્રમાં પાડેલા વર્ગ પ્રમાણે જુદા જુદા વર્ગમાં પૃથક્ પૃથક્ વેહેંચાઇ જતાં જાયછે. વિદ્યુતશક્તિ આવી રીતે વર્તે છે એ ઉપરથી આ નિશ્ચય પોતે કરેલોછે એમ જણાવ્યુ છે. એ શક્તિની ગતિ સર્પાકાર કેમ થાયછે તે સમજવા જેવું છે. ગતિનો સ્વભાવ એક દિશામાં સીધું ગમન કરવાનોછે અને તે પ્રમાણે આ શક્તિ પણ મૂળ પદાર્થમાં પ્રથમ આરંભ કરેછે પણ જેમ જેમ તેનું વહન થાયછે તેમ તેમ તેના બળથી દબાતા પદાર્થમાંની ઉષ્મા ઓછી થઇ અંતર્ગત થવા માંડેછે. ત્યારે તેનો માર્ગ ફરેછે. આપણા હાલના રસાયણિક પ્રયોગોમાં આ વાત સિદ્ધ થયેલી છે જ્યારે કોઇપણ પદાર્થની સ્થિતિમાં વિકાર થાયછે ત્યારે તેમાં સમાયેલી ઉષ્મા-કાંતો છુટી પડે છે અથવા તો તેમાં અંતર્ગત થઇ રહેછે. જેમકે પાણીનું બરફ થાય છે ત્યારે ઉષ્મા અંતર્ગત થઇ જાયછે અને તેનું વાયુરૂપ જ્યારે બનેછે ત્યારે તેમાંથી છુટી પડેછે. તેવી રીતે મૂળ પદાર્થની સ્થિતિ એ શક્તિથી વિકાર પામતી જાયછે ત્યારે તેમાંની ઉષ્મા જેમ જેમ પરમાણુઓ બંધાતાં જાય છે તેમ તેમ અંતર્ગત રહી જાય છે. એવી

રીતે ઊષ્માની સ્થિતિમાં ફેરફાર થવાથી તેની અંદરની શક્તિની ગતિનો માર્ગ બદલાય છે. તે સીધો માર્ગ મુકી તેના માર્ગની દિશા બદલેછે અને પરિણામે સર્પાકાર માર્ગે થાય છે. પ્રાચીન શાસ્ત્રોમાં વિશ્વની રચનાના પાયામાં સર્પ છે અને તે ચિહ્ન સર્વત્ર જોવામાં આવેછે તેનું મૂળ આ શક્તિના વહનનો માર્ગ સૂચવેછે. સૃષ્ટિમાં શક્તિનું અસ્તિત્વ માન્ય કરતાં આધુનિક પદાર્થવિજ્ઞાનશાસ્ત્રિઓને પણ એ વાત સિદ્ધ માનવી પડેલી છે. એટલે તત્ત્વોની ઉત્પત્તિ આ ગતિને લીધે થાયછે. મેડમ બ્લાવાટ્સ્કી આકાશમાં 'ફોહાટ' ગમન કરે છે એમ કહે છે અને એ 'ફોહાટ' સર્વ પ્રકારની શક્તિનું મૂળ છે તથા વિદ્યુત્શક્તિ પણ તેમાંથી ઉદ્ભવેછે એ પણ કહેછે.

હવે નાદ ઉદ્ભવેછે. પદાર્થ ગતિમાન થાય એટલે તેના સંક્રમણથી નાદ થયા વિના રહે નહી. નાદ પદાર્થના સંક્રમણથી પ્રથમ ઉત્પન્ન થાયછે એટલે એ તેનું વિકાર પામેલું રૂપ ગણાયછે. એ ઉપરથી આકાશ જે મહાભૂતોમાં સર્વથી પ્રથમ ગણવામાં આવેછે તેનો ગુણ શબ્દ કહેવામાં આવે છે. એ નાદને વાચ્ પણ કહેછે સુબારાવે આ સંબંધે કહેલું છે કે ફોહાત વાચ્નું મૂળ છે અને જ્યારે એ વાચ વૈખરી થાયછે ત્યારે અખિલ વિશ્વ દૃષ્ટિગોચર થાયછે. જ્યાં પર્યંત શબ્દનો ઉચ્ચાર થતો નથી ત્યાં સુધી તે અંતર્ગત છે. એમ વિશ્વ પણ બ્રહ્મમાં અંતર્ગત રહેલું છે. અને જગત્ સર્વ ભાસેછે તે એ વાચનું વૈખરિરૂપ જ છે. શબ્દનું સામર્થ્ય જેવું બ્રહ્માંડમાં છે તેવું જ પિંડમાં છે. મનુષ્ય માત્ર એ શક્તિ ધરાવે છે, અને તે જે જે શબ્દ ઉચ્ચારે છે તે તેના સ્વભાવ પ્રમાણે રૂપ ઉત્પન્ન કરે છે, રૂપનું સંરક્ષણ કરે છે, અથવા રૂપનો સંહાર કરે છે. એમ તેનામાં ત્રણ પ્રકારનાં લક્ષણ રહેલાં છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ત્રિમૂર્તિ એ જ છે. એકના ત્રણ ભાવ છે. મૂળમાં તો એક જ છે માત્ર તે ભિન્ન ભિન્ન ભાવથી ભાસે છે. પ્રાચીન પરિભાષામાં અર્વાચીન વિચાર દર્શાવીયે તો એટલુંજ કહેવું બસ થશે કે શબ્દબ્રહ્મથી વિશ્વની રચના થાય છે. તેને સાધવાથી યોગીઓ સર્વ શક્તિ પ્રાપ્ત કરે છે. આ મૂળ વાત માન્ય કરાવવા આપણે આધુનિક વિદ્યાશાસ્ત્રાનુસાર કરેલા પ્રયોગોનો આધાર આપશું. કારણકે તેથી સામાન્ય સમજનાં મનુષ્યો જેઓ ગૂઢ વાતને ગ્રહણ કરી શકતા નથી તેઓને સારી રીતે સિદ્ધાન્ત દૃઢ થાય છે. વાસ્તવિકતો એ છે કે એવા પ્રયોગ માત્ર મૂળ વાતનો સ્થૂળ રૂપ છે. અર્વાચીન વિદ્યા કાંઇ પ્રાચીન શાસ્ત્રોથી વિશેષ પ્રતિપાદન કરે છે એમ પણ નથી પરંતુ શાસ્ત્રોમાં માત્ર જે સારભૂત વાત કહેલ છે તેનો આ વિસ્તાર છે અને તેને લીધે સરળતાથી સમજી શકાય છે માટે એવી હકીકત જેમાંથી નિકળી શકે કે શબ્દ—સ્વર રૂપ-માત્રનું મૂળ છે અને તેનો વિકાર થાય છે તેમ રૂપમાં પણ ફેરફાર થાય છે તે જોવી જોઇએ. પ્રથમ એ સંબંધી પ્રયોગ એક અનઘડ રીતે ઢોલ ઉપર ચડેલા ચામડા ઉપર કરવામાં આવ્યા હતા. આપણે સારી રીતે જોઈ શકીયે છીયે કે જ્યારે ઢોલ વગાડવામાં આવે છે ત્યારે એ ચામડું કમ્પિત થાય છે. સારંગી વગાડવાની કમાન લઇ ઢોળની કોર ઉપર ફેરવવામાં આવે તો તેમાંથી સુર ઉદ્ભવે છે. આતો સામાન્ય વાત છે પણ વિશેષ જોવાનું એ છે કે એ સુર નિકળતાં બીજું શું થાય છે. એ જોવા માટે પેલા ચામડા ઉપર ઝીણી રેતી વેરવામાં આવી અને પછી ઢોલની સઘળી કોર ઉપર પેલી સારંગીની

કમાન ઘસવામાં આવી. ચામડાના કમ્પવાથી રેતી ઉપર ઉછળી તે ચામડા ઉપર પડવા લાગી. પરંતુ આમાં ખાસ કરી એટલુજ ધ્યાન આપવા જેવું જણાયું કે તે નીચે પડતી રેતી જેવીરીતે વેરી હતી તેમ નહી પડતાં ભૂમિતિની આકૃતિઓ દોરવામાં આવે છે તેવી રીતે આકૃતિ પાડતી હતી. આવી રીતે જુદા જુદા સુરથી રેતીને ભિન્ન ભિન્ન આકૃતિ પ્રમાણે ગોઠવાઇ પડવું પડતું હતું. એ પણ એક નિયમાનુસાર જ વર્તે છે એમ જોવામાં આવ્યું. એ ઢોલને અમુક સ્થળેથી વગાડવામાં આવે તો ઉપરની સપાટીના ચાર વિભાગ પડે તેવી રીતે રેતી ગોઠવાઇ જાય છે કારણકે એ મુખ્ય સુર છે. પછી જો જુદા જુદા સુર કાઢો તો જુદી જુદી આકૃતિઓ પડે છે. આ ઉપરથી એવું જણાયું છે કે આપણને પ્રથમ દ્દષ્ટિએ જોતાં જે સાદો સુર લાગે છે તે વાસ્તવિક મિશ્રિત સુર છે. માત્ર જેની શ્રવણેંદ્રિય ઉત્કૃષ્ટ કેળવાઇ,હોય તે એક સુરમાં કેટલા બીજા સુર મળેલા છે એ વરતી શકે છે. સ્વરનો યથાર્થ ગુણ તેના સુર સાથે નિકટ સબંધ રાખે છે. આંહી એટલું કહેવું અવશ્યનું છે, યુરોપીઅન વિદ્યા શાસ્ત્રીઓનો આગ્રહ એવો સ્તુત્ય છે કે તેઓને પ્રયોગ કરતાં એક વાત જોવામાં આવી તો પછી એટલાથી સંતોષ પામી બેસી નહી રહેતાં તેની ચોકસી કરવા પાછળ તેઓ તન મન ધનથી મચ્યા રહે છે આ પ્રસંગ માં પણ તેમ જ બનેલું. રેતોની જુદીજુદી આકૃતિઓ તેઓના દ્રષ્ટિએ પડતી જોવામાં આવતાં એટલી ખાત્રી થઇ કે ઉપરથી એક સુર લાગે છે તેમા બીજા ઘણા સમાયેલા છે હવે તેની વિશેષ ખાત્રી માટે રેતી માટે રેતો કરતા કોઇ વધારે સુક્ષ્મ વસ્તુથી પ્રયોગ કરવા એવું તેઓના મનમા આવ્યુ. વળી ઢોલ ઉપરનુ ચામડુ પણ તેવીજ ને બહુ સ્થળ પદાર્થ લાગ્યો એટલે તેને બદલે પણ કોઇ વધારે નાજુક પદાર્થનો ઉપ. કરવા ધાર્યું એ કાર્ય માટે કેટલાંક બારીક હલકા બીયા અને કેટલાક છોડમાં થતી ોયા જેવી રજનો ઉપયોગ કરવા માડયો કેમકે તે સહજ સુરના કમ્પારાથી તત્કાળ આ- નમાં ગોઠવાઇ જાય છે. ત્યારપછી પોલાદના ચીપીયા વાપરવા માંડયા એ ચીપીયા જૂદા જૂદા સુર આપે છે કેટલીક દૃષ્ટિ ગોચર થઇ શકે નહી તેવી આકૃતિઓ સ્પષ્ટ દેખાવા માટે એ આકૃતિનાં પ્રતિબિંબ કાચ ઉપર પડે એવી ગોઠવણ કરી "મેજીકલેન્ટર્ન"ની મદદવડે તેનુ મોટું રૂપ દેખાય અને તેને લીધેજ આકૃતિઓ યથાસ્થિત દેખાતી નહી હતી તે સ્પષ્ટ દેખાય એવી યુક્તિ કરી. આ વ્યવસ્થાથી ઘણા જુદા જુદા સુરથી થતી સુંદર આકૃતિઓ જોવામાં આવી એ ઉપરથી હવે કહી શકાય છે કે જ્યારે ગાયન કરવામાં આવે છે ત્યારે ભિન્નભિન્ન સુર નિકળે છે તેથી સુંદર આકૃતિઓ આકાશમાં અને વાતાવરણમાં પડે જાય છે આવી રીતે અનેક પ્રયોગો કરી એટલુ સિદ્ધ કર્યું કે સુરની આકૃતિ બાંધવાની સત્તા છે અને તેમાં કેટલીક વાત જે આંખ અને કાનને અગોચર હતી તે ગોચર થઇ.

## શ્રદ્ધા અને શંકા.

એક વિદ્વાને કહ્યું છે કે "Doubt is the disease of privileged souls." "શંકા એ આત્માનો રોગ છે, પણ એ રોગ હોવો એ પણ એક અસાધારણ અધિકાર છે." આ વચનમાં શંકાની નિન્દા અને સ્તુતિ ઉભય છે, અને એ સ્પષ્ટ રીતે સમજતાં મોક્ષને અનુકૂલ અને પ્રતિકૂલ શંકાનાં સ્વરૂપો સમજાશે.

"**संशयात्मा विनश्यति**" એમ શ્રીમદ્ભગવદ્ગીતાનું વાક્ય લઇ એને આધારે ઘણીવાર એમ માનવામાં આવે છે કે સંશય,-શંકા-જેવો અનિષ્ટ પદાર્થ આત્મજ્ઞાનના માર્ગમાં બીજો નથી, અને શ્રદ્ધા એ જ પરમપુરુષાર્થ સિદ્ધ કરવાનું મુખ્ય સાધન છે. પરંતુ આ વિષયમાં કેટલોક વિવેક કરવાનો છે, જે ન કરવાથી અન્ધ શ્રદ્ધા કે દુષ્ટ સંશય પરિણામે નીપજે છે.

મનુષ્ય "શ્રદ્ધામય" છે, અને "જેની જેવી શ્રદ્ધા તેવો તે"-એ વાક્ય વિરુદ્ધ કાંઇ પણ કહી શકાય એમ નથી. એ તો સિદ્ધ જ છે કે મનુષ્યને શ્રદ્ધા ન હોય તો એની પ્રવૃત્તિ જ સંભવે નહિ. અમુક પદાર્થ અમુક પ્રકારનો વસ્તુતઃ છે એમ માનીને જ મનુષ્ય સર્વ વ્યવહારમાં ઉતરે છે, અને વ્યવહારશૂન્ય મનુષ્ય ક્ષણવાર પણ ટકી શકતો નથી. 'સાયન્સ' જે શંકાનું ઉત્પત્તિસ્થાન મનાય છે, તે પણ ખરૂં જોતાં કાર્યકારણના મહાનિયમ ઉપર શ્રદ્ધા રાખીને જ પ્રવર્તે છે. અમુક કાર્યકારણનિયમનો જે સ્થળે ભંગ થતો દેખાય છે, ત્યાં 'સાયન્સ' એ નિયમ માટે શંકા ન ધરાવતાં, એ સ્થળવિશેષને ભ્રાન્તિજનક માને છે, અથવા તો ભવિષ્યમાં જૂદો ખુલાસો થશે એમ શ્રદ્ધા રાખે છે; પરંતુ કાલત્રયમાં પણ કાર્યકારણના નિયમને બાધ થાય એમ શંકા ઉદ્ભવતી નથી. વળી જગતની વ્યવસ્થામાં પુણ્યનો જય અને પાપનો ક્ષય એમ નિયમ પણ સર્વદા પ્રતીત થતો નથી. આ નિયમ વ્યક્તિ પરત્વે અનેકવાર ખોટો પડતો જણાય છે એટલું જ નહિ, પણ જનસમષ્ટિમાં પણ કેટલીક સદીઓ અપવાદરૂપ દેખાય છે. છતાં વ્યક્તિની તેમજ સમષ્ટિની સદ્વૃત્તિ અને ઉન્નતિ (Virtue & Civilization) ઉક્ત નિયમપરની શ્રદ્ધા થકી જ સંભવે છે. આ રીતે Uniformity of Nature અને Moral Government એ બે પદાર્થ-જેના ઉપર મનુષ્યના જ્ઞાનનો અને ઉન્નતિસંપાદક સદાચરણનો આધાર છે—એના ઉપરની શ્રદ્ધા એ મોક્ષને અનુકૂલ શ્રદ્ધા છે. અન્ન વિના અત્યન્ત તીવ્ર દુઃખથી પીડિત થયા છતાં પણ ભક્તનો પ્રભુ ઉપરનો પ્રેમ શિથિલ થતો નથી, અને પ્લેગના કારણ સંબંધે અનેક કલ્પનાઓ અસિદ્ધ ઠર્યા છતાં પણ એ નિયમ કાર્યકારણના મહાન નિયમને જ અધીન છે, અને પ્રકૃતિનું રહસ્ય મનુષ્યબાલ આગળ પ્રકાશિત થવા જ નિર્માયું છે-એવો નિશ્ચય આરોગ્ય શાસ્ત્રીઓનો મન્દ થતો નથી.-એ બંને પૂર્વોક્ત શ્રદ્ધાનાં જ ઉદાહરણો-ટેનિસન કહે છે તેમ છે.

"Oh yet we trust that some how good,
Will be the final goal of ill"

પણ ઉપર બતાવેલી, મનુષ્યસ્વરૂપના બન્ધારણના મૂળમાં જ જે શ્રદ્ધા રહી છે તે વિનાની શ્રદ્ધા એ અન્ધ શ્રદ્ધા જ છે, ચેતનની નહિ પણ જડ પદાર્થની શ્રદ્ધા છે. ચેતનની શ્રદ્ધા સકારણ અને વિવેકજન્ય હોય છે, જડ શ્રદ્ધા ગમે તે વસ્તુને, ગમે તે વાક્યને વગર વિચારે વળગે છે.

જેમ અમુક પ્રકારની શ્રદ્ધા મોક્ષને અનુકૂલ છે, તેમ અમુક પ્રકારની શંકા પણ દૈવના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે. વેદાન્તસિદ્ધાન્તનો અનુવાદ કરીને રા. રા. મણિલાલે યોગ્ય જ કહ્યું હતું * કે જગતનુ આદિકારણ અજ્ઞાન છે; તેની સાથે વિશેષમાં એમ પણ ઉમેરી શકાય કે મોક્ષનું આદિકારણ પણ અજ્ઞાન જ છે. ઉભય અવિરોધી સત્ય છે. મોક્ષનું આદિકારણ અજ્ઞાન છે એ નિશ્ચય પ્રત્યેક ધર્મના ઇતિહાસમાં પ્રત્યક્ષ થાય છે. અત્રત્ય ધર્મપ્રવાહ ઉપર દૃષ્ટિ નાંખતા પણ જણાશે કે શંકામાથી જ ધર્મની ભવ્યતા અને વિશુદ્ધિ આવે છે. એક ઋગ્વેદ-મહર્ષિ કહે છે —

को अद्धा वेद क इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टिः
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आबभूव ॥
इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदिवान।
यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदिवा न वेद ॥

(ખરેખર કોણ જાણે કોણ કહે કે આ વિવિધ સૃષ્ટિ ક્યાથી ઉત્પન્ન થઇ અને કેમ ઉત્પન્ન થઇ? દેવો એના વિવિધ સર્જન પછીના છે. એ ક્યાંથી આવી એ કોણ જાણે? ભાઇ, આ વિવિધ સૃષ્ટિ ક્યાથી આવી, અને સ્થિતિમાં છે કે નહિ એ પરમ વ્યોમમા આનો જે અધ્યક્ષ છે તે જાણે અથવા તે પણ ન જાણે.)

અજ્ઞાનમાથી જ્ઞાનમા પ્રવેશ કરવા મનુજહૃદય કેવુ તલસે છે!

આ પ્રમાણે પ્રશ્ન ન થવા દેવો એ આત્માને જડ ગણવા સમાન છે વળી આ શંકાનો ખુલાસો કરવાને બદલે એને બલાત્કારે દાબી મૂકવી એ આત્મામા ક્યરો એકઠો કરવા જેવુ છે. ટેનિસનનુ યોગ્ય કહેવું છે કે—

"There is more faith in honest doubt,
Believe me, than in half the creeds."

પણ આ સશય જો મૂળમા શ્રદ્ધાત્મક ન હોય તો એ અનિષ્ટ છે, કેમકે "પર" વસ્તુમાં શ્રદ્ધા મનુજની ઉન્નતિને આવશ્યક છે. આ શ્રદ્ધાવિરહિત પ્રવૃત્તિ દુષ્ટ થયા વિના રહેતી નથી, કેમકે આ શ્રદ્ધાવિરહિત હોવું એનું નામ જ દુષ્ટતા છે. આ શ્રદ્ધા જ્ઞાનવિષય થઇ છે કે નહિ એ જૂદો પ્રશ્ન છે, અને એના ઉપર ધર્મબુદ્ધિનો આધાર છે, પરતુ આ વિષયમા ઉતરવાનો અત્રે અવકાશ નથી. માટે તાત્પર્ય કે, "અપ્રકાશ, અપ્રવૃત્તિ મોહ" રૂપ તામસી વૃત્તિમા મૂઢ બની પડી રહેનો પુરુષ જ ખરો "સશયાત્મા" છે, અને "को अद्धा वेद कुत आ बभूव" એમ પ્રશ્ન કરનાર જ ખરો દ્રષ્ટા—"ઋષિ"—છે, ઉપનિષદ્ શુ ખોટુ કહે છે કે "જે જાણુ છું (કહે છે) તે જ એને નથી જાણતો, જે નથી જાણતો (કહે છે) તે જ જાણે છે"—અર્થાત્ બ્રહ્મ જ્ઞાનથી પર છે એમ સમજવું એ જ એનું યથાર્થ જ્ઞાન છે, કેમકે પરતા એજ બ્રહ્મનું સ્વરૂપ છે.

"What am I?
An infant crying in the night,
An infant crying for the light
And with no language but a cry." Tennyson.

---

* જુવો સુદર્શન. ૧૮૯૮ સપ્ટેંબર.

# અગસ્ત્ય.

(મળેલું).

૨. મહાભારતમાં કહ્યું છે કે **प्रतीचीं वरुणः पाति**, આ ઉપરથી પશ્ચિમમાંથી વાયુની ઉત્પત્તિ છે, માટે તેને પશ્ચિમનો દેવ કહેલ છે. વરુણને ગ્રીકલોકો ઓરાનોસ્ (*Auranos*) કહે છે. એ પરથી યુરાનસ્ (*Uranus*) છે. "મોડર્ન ટ્રેઝરી ઑફ નોલેજ"માં "ક્લાસિકલ ડિક્ષનેરી" એ નામના કોશમાં યુરાનસ્ શબ્દનો અર્થ આપ્યો છે કે—"*The god of the visible heaven; one of the elder race of* deities in the Greek Mythology" આ ઉપરથી પણ સૂર્ય વાચક જ છે. એક જ સૂર્યની ભિન્ન ભિન્ન શક્તિને લીધે બાર આદિત્યો કહેવાય છે. તેમાંજ પોષક અને શોષક શક્તિઓને ક્રમસર મિત્ર અને વરુણ સંજ્ઞા મળી છે.

૩. **अगस्त्य—अग्** ધાતુ ગતિવાચક તથા **स्त्यै** ધાતુ વિસ્તારવાચક છે. આ ઉપરથી ગતિ અને વિસ્તારરૂપ–વિસ્તૃતગતિરૂપ અગસ્ત્ય શબ્દ છે. સૂર્યની પોષકશક્તિ મિત્ર અને શોષકશક્તિ વરુણ, તેમાં શોષક શક્તિ--વરુણનો તે પુત્ર છે. આવરણમાં રહેલ સ્થૂલ વાયુ અથવા પવન તે અગસ્ત્ય છે. વિસ્તૃતગતિ વાયુનો ધર્મ છે, ને તે શોષક વાયુથી બને છે. ગરમીના દિવસોમાં જલ શોષણ થતાં વર્ષા ઋતુના આરંભમાં મોટાં વાદળાં તથા પવન ગતિમાન થાય છે. આ પવન કે વાદળાં તે અગસ્ત્ય છે, ને તેની ઉત્પત્તિ કરનાર શોષક વરુણ છે, માટે તે તેનો પુત્ર છે. ઘટમાં રહેલ વાયુ અગસ્ત્ય છે. વરુણનું વીર્ય ઘટમાં તથા જલમાં પડયાનું ઉપર કહેલું છે. તે પરથી અગસ્ત્ય કુંભોદ્ભવ કહેવાયો છે તેમજ તે જલનો દેવ છે. તે જ જલને વર્ષાવે છે. હજીપણ અગસ્ત્ય એટલે વાયુ, તથા તે વાયુ પણ શોષક વરુણનો પુત્ર હોઇ ઉષ્ણતામય શોષકવાયુ છે, એમ આગળ તેનાં બીજાં નામોના અર્થ તપાસતાં જોઇશું. હાલ તેનો અર્થ "ઉષ્ણ વાયુ" એટલે "વરાળ" એટલો રાખીશું.

૪. **उर्वशी—उरून्महतोऽपि अश्नुते वशीकरोति । उरु+अश्. उरु** શબ્દ વિસ્તારવાચક, બહુત્વવાચક, ઉત્તમતાવાચક છે. વેદમાં તેનો અર્થ 'વિસ્તૃત અવકાશ' એવો કરેલો છે. એ પરથી તે આકાશવાચક છે. વાયુ આકાશમાં રહે છે, માટે આકાશને તેની માતા ઠરાવી છે અને ઉષ્ણ શોષક આવરણ કે જેથી તે આકાશ આવૃત્ત છે તે તેનો પિતા છે. આકાશરૂપી સ્ત્રી—ઉર્વશી, ઉષ્ણ શોષક આવરણરૂપી પતિ વરુણથી આવૃત્ત–આલિંગન કરાઇ, તેનો પુત્ર સ્થૂલવાયુ–વરાળ તે ઘટાકાશનો વાયુ અગસ્ત્ય છે. એ વાયુ જલને ઉત્પન્ન કરનારો હોવાથી જલનો દેવ છે. જલોત્પત્તિ એકલા અગસ્ત્યથી નહિ, પણ વસિષ્ઠથી પણ છે. ઉપર કહેલું છે કે વરુણનું જે વીર્ય જલમાં પડેલું તેમાંથી વસિષ્ઠ થયેલછે. આમ અગસ્ત્ય અને વસિષ્ઠ બંને વાયુવાચક થતાં પ્રાણવાયુ (oxygen,) તથા ઉદ્દાનવાયુ (hydrogen) એ બેથી જળની ઉત્પત્તિ છે. અગસ્ત્યે સમુદ્રપાન કર્યાની વાત છે, તેપણ શોષણ ક્રિયાના રૂપકરૂપે છે.

૫. **कुंभयोनि** નામનો અર્થ સ્પષ્ટ થઇ ગયો છે, તેમજ—

૬. **कुंभजन्मन्** નો અર્થ પણ સ્પષ્ટ થઇ ગયો છે.

७. घटोद्भव એટલે "ઘડામાંથી ઉત્પન્ન," તથા—

८. कलशयोनि "એટલે પણ ઘડામાથી ઉત્પન્ન" જ છે.

९. वशिष्ट—वसि એટલે શરીરરૂપી ઘર, અને તેમા स्था એટલે વસનાર—પ્રાણવાયુજ વસિષ્ઠ છે.

१०. मैत्रावरुणि—મિત્રાવરુણનો પુત્ર, તેથી.

११. और्वशेय—ઉર્વશીનો પુત્ર, તેથી.

१२. मान्य—માનવા યોગ્ય અથવા અતિ હલકા તોલવાળો.

१३. विन्ध्य—ભરતખંડની મધ્યમાં આ નામનો પર્વત છે, તે ઉત્તર અને દક્ષિણ દેશને જૂદા પાડે છે. તે સાત કુલ પર્વતોમાંનો એક છે. એ સાત કુલ પર્વતો આ પ્રમાણેછેઃ—

महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्षपर्वतः ।
विंध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥

(મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન્, ઋક્ષપર્વત, વિન્ધ્ય અને પારિયાત્ર, એ સાત કુલ પર્વતો છે.). આ સાતે પર્વતો ભરતખંડમાં છે. પરન્તુ અત્ર આપણે તેના આધ્યાત્મિક અર્થ તપાસવાના છે. યોગ વિદ્યામાં કહેલાં શરીરમાનાં સાત ચક્રો, કે જે કુંડલિનીચાલનસમયે સાત વિશ્રામસ્થાન ( Stations ) છે, તે એ સાત પર્વતો છે. મહેન્દ્ર પર્વત મેરુનુ નામ છે. મેરુ પર્વત છેક ઉત્તરે છે. શરીરનો છેક ઉત્તર ભાગ મસ્તક છે, તેજ મેરુ પર્વત છે. મેરુ શબ્દનો અર્થજ શિખર વાચક છે. આ સાતે પર્વતોનાં સ્થાન શોધવાનો આ પ્રસંગ નથી, પરંતુ મેરુ જેમ મસ્તકના સહસ્ત્ર દલ પદ્મનું નામ છે તેમજ વિન્ધ્ય પર્વત મધ્ય ભાગમા રહી ઉત્તર દક્ષિણ દેશને જૂદા પાડે છે. અન્તઃકરણથી નીચેનો ભાગ દક્ષિણ પ્રદેશછે, તેથી છાતી અને ઉદર વચ્ચે જ્યાં અન્તઃકરણનું અનાહત પદ્મ છે ત્યાંજ વિંધ્ય પર્વત છે. विध् ધાતુનો અર્થ છિદ્રવાચક છે. શરીરમાં મસ્તક સૂર્યનું સ્થાન છે તથા અન્તઃકરણ ચન્દ્રનું સ્થાન છે એ બે સ્થાનો વચ્ચે સૂર્ય ચન્દ્ર પ્રાણનું વહન થયા કરે છે. અન્તઃકરણની નીચે એક પટલ (diaphragm) છે તે ઉદરને છાતીથી જૂદુ પાડે છે. એ પટલમા એક છિદ્ર હોઇ તેમાં થઇને અન્નનલિકા (œsophagus) પસાર થાય છે. એજ વિન્ધ્ય પર્વત છે. તેની વૃદ્ધિ થઇ ફેફસાને દબાણ થાય ત્યારે શ્વાસક્રિયામા અવરોધ આવે છે. શ્વાસક્રિયારૂપ પ્રાણપ્રવાહ અર્થ ચન્દ્રની ગતિ રૂપછે. એ ગતિને અવરોધ આવેછે. ઉપર જે વિન્ધ્યવૃદ્ધિ કહી તે આ પ્રકારની છે. હવે તેને અગસ્ત્યે નિવારી છે અગસ્ત્યનો અર્થ વાયુ કરેલો છે, તેથી પ્રાણ અપાનને નિયમિત કરવા ( regulate) ની ક્રિયારૂપ પ્રાણાયામાદિ યોગ ક્રિયાથી વિન્ધ્યવૃદ્ધિ અટકે છે, ને પ્રાણગતિ ઠીક રીતે ચાલી શકે છે. ઉષ્ણવાયુ અગસ્ત્ય છે, તે ઉત્તરમાથી દક્ષિણમાં જઇને વસેલ છે. જે વાયુ પાચનક્રિયા કરે છે, તે વાયુ હવે અગસ્ત્ય બને છે અને તે ઉદરમાં રહી જઠરાગ્નિને સાચવે છે, એ સમાન વાયુ છે, કેમકે ભાવમિશ્ર પંડિતે કહ્યું છે કેઃ—

आमपक्वाशयचरः समानो वन्हिसंगतः ।
सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि ॥

(આમ અને પક્વાશયમાં ફરનાર સમાન વાયુ અગ્નિ સાથે રહીને અન્નનું પાચન કરે છે અને તેનો શેષભાગ-કૂચો જુદો પાડે છે.) આમ અગસ્ત્ય અત્ર સમાનવાયુરૂપે રહીને જઠરાગ્નિને જાળવે છે. તેથીજ તે જઠરાગ્નિના દેવ પણ કહેવાય છે. અન્નરસનું શોષણ થવું તેને પાચન કહે છે, એથી વરુણનો પુત્ર અગસ્ત્ય શોષક-પાચક-વાયુ હોવાથી શરીરમાંની શોષણક્રિયા (*Absorbent system*) પ્રવર્ત્તે છે. આ ઉપરથી વિંધ્યવૃદ્ધિ અટકાવી, સમુદ્રપાન કર્યું, તથા દૈત્યોને માર્યાની વાત મળી રહે છે.

આ પટલ (diaphragm) તેજ વિન્ધ્ય પર્વત છે, એમ માનવાનાં કારણોમાં તેનું કેટલુંક વર્ણન આપવું ઉચિત ધારું છું. ચેંબર્સ પોતાના એન્સાઇક્લોપીડિયામાં (પુ. ૩ પૃ. ૫૩૮) લખે છે કેઃ—[1]

"It is convex superiorly, and concave inferiorly. When it contracts, its upward convexity approximates to a plane surface, and the cavity of the chest being thus enlarged, air rushes in to fill the partial vacuum, and expands the lungs during the act of *inspiration*. It is thus an inspiratory muscle, and is the sole agent in tranquil inspiration. The enlargement of the thoracic caused by the contraction of the diaphragm, must obviously be associated with a corresponding diminution of the abdominal space. Hence this muscle, by its action on the abdominal viscera, aids in the expulsion of the fœces and urine."

વળી તે લખે છે કે (પૃ. ૫૩૯):[2]—

"Spasmodic action of the diaphragm produces, hiccough and sobbing; and in laughing, the altetnate contractions and relaxations of this muscle occur with increased rapidity. Stoppage

૧ "તેનો ઉપલો ભાગ બાહ્યગોળ અને નીચેનો ભાગ આન્તર્ગોળ છે. તે જ્યારે સંકોચાય છે, ત્યારે તેની ઉપરની બાહ્યગોળ આકૃતિ સીધી સપાટીમાં આવે છે, અને તેથી છાતીમાં પોલાણ વૃદ્ધિ પામે છે તેથી તેમાંના વધેલા પોલાણમાં વાયુ ભરાય છે, અને એ રીતે શ્વાસ અંદર લેતી વેળા ફેફસાં મોટાં થાય છે. આ પ્રમાણે એ સ્નાયુ શ્વાસ લેવાને [illegible]ધી છે. આ પટલના સંકોચ પામવાથી છાતીનો પ્રદેશ મ્હોટો થાય છે ત્યારે સ્વાભાવિક રીતે ઉદરનો પ્રદેશ નાનો થાય છે. આથી કરીને ઉદર પ્રદેશને દબાવવાના કાર્યથી તે (પટલ) મળમૂત્રની પ્રવૃત્તિને સહાય કરે છે."

૨ "આ પટલનો સંકોચ થવાથી હેડકી અને ડુસકાંની પ્રવૃત્તિ થાય છે; અને હસવામાં, આસ્નાયુનો સંકોચ વિકાસ ઘણી ઝડપથી થાય છે. બહારના દબાણથી કે ઝાંતો [illegible]ના આવવાથી, જ્યારે આ પટલની ક્રિયા બન્ધ પડે છે, ત્યારે તે અત્યન્ત ભયંકર છે."

સારસંગ્રહ

'सोऽकामयत' એ શ્રુતિમાં કામયિતૃત્વનું શ્રવણ છે માટે આનુમાનિક પ્રધાન આનન્દમયરૂપે કે કારણરૂપે ગ્રહવાનું નથી. ]

---

## अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥ १ । १ । १९ ॥

### અને આ (પરમાત્મા)માં આ(જીવાત્મા)નો યોગ શાસ્ત્ર પ્રતિપાદન કરે છે.

વળી જે કારણથી પ્રધાન વા જીવ પરત્વે "આનન્દમય" શબ્દનો પ્રયોગ નથી તે એ કે આ "આનન્દમય" પ્રકૃત આત્મામાં પ્રતિબોધ પામેલા આ–જીવ–નો "તદ્યોગ," શાસ્ત્ર પ્રતિપાદન કરે છે. તદાત્મરૂપે યોગ તે "તદ્યોગ" શાસ્ત્ર આ રીતે કથન કરે છેઃ" * यदा ह्येवैष एतस्मिन्नदृश्ये ऽनात्म्ये ऽनिरुक्ते ऽनिलयने ऽभयं प्रतिष्ठां विन्दते। अथ सोऽभयं गतो भवति यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते। अथ तस्य भयं भवति" (=જ્યારે એ એ અદૃશ્ય અનાત્મ્ય અનિરુક્ત અનિલયનમાં અભય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે ત્યારે તે અભય પામે છે. જ્યારે એ એમાં ઉદર અંતર કરે છે ત્યારે તો એને ભય જ થાય છે) અર્થાત્ કહેવાનું કે—જ્યારે આ આનન્દમયમાં અલ્પ પણ અતાદાત્મ્યરૂપ અન્તર જૂએ છે ત્યારે એ સંસારભયથી નિવૃત્તિ પામતો નથી; પણ જ્યારે આ આનન્દમયમાં તાદાત્મ્યે કરીને નિરન્તર પ્રતિષ્ઠિત થાય છે, ત્યારે સંસારભયથી નિવૃત્તિ પામે છે. આ વાત પરમાત્માને લેતાં ઘટે છે; પ્રધાનને લેતાં કે જીવને લેતાં ઘટતી નથી. માટે "આનન્દમય" તે પરમાત્મા છે એમ સિદ્ધ થયું.

સારસંગ્રહ.

આનન્દમયમાં જીવાત્માનો તાદાત્મ્યરૂપ યોગ થાય છે એમ શાસ્ત્ર કહે છે. આ વાત 'આનન્દમય' પરમાત્મા હોય તો જ ઉપપન્ન થાય.

"યોગ" એટલે (શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે) તાદાત્મ્ય, જે વસ્તુતઃ સિદ્ધ છતાં માત્ર જાણવાનું જ છે. "ज्ञानान्मोक्षः"—એ આ રીતે જ ઉપપન્ન થઇ શકે છે. ]

---

### પૂર્વોક્ત શ્રુત્યર્થ ઉપર શ્રી શંકરાચાર્યનો સિદ્ધાન્ત.

પણ આ [illegible] એટે [illegible]

૩ "શ્વાસ બહાર મૂકતી વેળા, स्माद्वा एतस्मादक्षरसमयादन्योऽन्तर જોડાયેલી છે તેનાથી ઉંચો જાય છે, ( मनोमयः", "तस्मादन्योऽन्तर आत्मा પડેલા, ધોવાના પથ્થર જેવી છે."

[1] विज्ञानमयः." એમ જ્યાં વિકાર-અર્થમાં "મય" પ્રત્યયનો પ્રવાહ ચાલી રહ્યો છે, ત્યાં (અન્નમય, પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમયને મૂકી) 'આનન્દમય' ઉપર આવતાં અર્ધજરતીયન્યાયે એકાએક "મય" પ્રત્યયને પ્રાચુર્યાર્થક અને બ્રહ્મવિષયક લેવાનું શું કારણ? કદાચ કોઇ કહેશે કે 'માંત્રવર્ણિક બ્રહ્મનો જ અધિકાર ચાલે છે માટે;' [2] પણ એમ નહિ, કેમ કે ત્યારે તો "અન્નમયાદિ"ને પણ બ્રહ્મત્વનો પ્રસંગ આવે. પણ (આના ઉત્તરમાં) અમે કહેશું:—અન્નમયાદિક બ્રહ્મ ન ગણાય એ તો યોગ્ય જ છે. કારણ કે તેથી તેથી આન્તર આન્તર અન્ય અન્ય આત્માનું કથન છે, અને આનન્દમયથી તો આન્તર અન્ય કોઇ પણ આત્માનું શ્રવણ નથી. માટે 'આનન્દમય' બ્રહ્મ છે (એમ નિશ્ચય થાય છે); અને એમ જો ન માનીએ તો પ્રકૃત-વિષયનો-ત્યાગ-અને-અપ્રકૃત-વિષયનું-ઉપાદાન એવો (વિપરીત) પ્રસંગ આવે. આ ઉપર કહેવાનું કે:—જેમ "અન્નમયાદિ"થી અન્ય આન્તર આત્માનું શ્રવણ નથી, તેમ જો કે આનન્દમયથી અન્ય આત્માનું શ્રવણ નથી તથાપિ 'આનન્દમય' આત્મા તે બ્રહ્મ નથી, કારણ કે આનન્દમયનું પ્રકરણ કરી આ પ્રમાણે શ્રુતિ છે: [3] "तस्य प्रियमेव शिरः। मोदो दक्षिणः पक्षः। प्रमोद उत्तरः पक्षः। आनन्द आत्मा। ब्रह्म पुच्छं प्रतिष्ठा। ("પ્રિય એ જ એનું શિર છે, મોદ દક્ષિણ પક્ષ છે, પ્રમોદ ઉત્તર પક્ષ છે. આનન્દ આત્મા [4] છે, બ્રહ્મ પુચ્છ છે, પ્રતિષ્ઠા છે.") અને એ જ બ્રહ્મને 'પુચ્છ, પ્રતિષ્ઠા' રૂપે વર્ણવ્યું છે, જે બ્રહ્મ 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' એ મન્ત્રવર્ણમાં પ્રકૃત છે. અને એ બ્રહ્મનું વિજ્ઞાન કરાવવા માટે જ "અન્નમય"થી આરંભી "આનન્દમય" પર્યન્ત (ઉભયનો સંમર્દ કરતાં) પંચ કોશ કલ્પ્યા છે. ત્યાં પછી કહો કે પ્રકૃતનો-ત્યાગ-અને અપ્રકૃતનું ઉપાદાનનો-પ્રસંગ ક્યાં રહ્યો? પણ વળી શંકા થશે કે "અન્નમયાદિ"ના આ પુચ્છ પ્રતિષ્ઠા-આદિ અવયવો જે રીતે બતાવ્યા છે તે જ રીતે "આનન્દમય"ના અવયવરૂપે બ્રહ્મ 'પુચ્છ છે, પ્રતિષ્ઠા છે' એમ કહ્યું છે; તો પછી અત્રે બ્રહ્મની સ્વપ્રધાનતા (અન્ય પ્રતિ ગૌણતા નહિ તે) શી રીતે ગ્રહણ થાય? અમે (ઉત્તરમાં) કહીએ છીએ, કે એ પ્રકરણવિષય છે માટે. વળી એ કહેશે કે "આનન્દમય"ના અવયવરૂપે બ્રહ્મ સમજવામાં આવે તોપણ પ્રકરણવિષયતાની હાનિ થતી નથી, કેમકે "આનન્દમય" પોતે બ્રહ્મ જ છે. આના ઉપર કહેવાનું કે બ્રહ્મ "આનન્દમય આત્મા" એમ અવયવી કહેવાય અને તે જ "પુચ્છ, પ્રતિષ્ઠા" એમ અવયવ કહેવાય એ સમીચીન નથી. ત્યારે (આમ પરસ્પર વિરોધી સંભવમાંથી) જો એકનું જ ગ્રહણ કરવાનું છે તો "ब्रह्म पुच्छं प्रतिष्ठा" એ વાક્યમાં જ બ્રહ્મનો નિર્દેશ સ્વીકારવો ઉચિત છે, કેમકે ત્યાં જ બ્રહ્મ-શબ્દનો સંયોગ છે, "आनन्दमय आत्मा" એ વાક્યમાં નથી. વળી "ब्रह्म पुच्छं प्रतिष्ठा" એમ કહીને આ પ્રમાણે કહે છે: [5] "तदप्येष श्लोको भवति। असन्नेव स भवति। असद्ब्रह्मेति वेद चेत्। अस्ति ब्रह्मेति चेद्वेद। सन्तमेनं ततो विदुः (="અને વળી આ શ્લોક છે: તે અસત્ જ થાય છે, જે બ્રહ્મ અસત્ છે-અર્થાત્, નથી-એમ જાણે છે. બ્રહ્મ સત્ છે-અર્થાત્ છે-એમ જે જાણે છે તે તેટલા માટે સત્ છે એમ વિદ્વાનો કહે છે.") આ

---

૧ તૈ० २। ३-४
૨ જુઓ-मान्त्रवर्णिकमेव च गीयते. ब्र० सू० १. १. १६.
૩ તૈ० २। ५
૪ "Trunk" ધ્રૂ. Dr Thibaut.
૫ તૈ० २। ६।

શ્લોકમાં 'આનન્દમય'નું અનુકર્ષણ કર્યા વિના જ બ્રહ્મના ભાવાભાવજ્ઞાનને ( ક્રમે કરી ) ગુણ-દોષરૂપે વર્ણવેલ છે, અને એ ઉપરથી સમજાય છે કે "ब्रह्म पुच्छं प्रतिष्ठा" એ વાક્યમાં બ્રહ્મની સ્વપ્રધાનતા છે. વળી 'આનન્દમય' આત્માવિષે ભાવાભાવની શંકા સંભવતી નથી, કારણકે પ્રિયમોદાદિવિશેષપર ન્ 'આનન્દમય' સર્વલોકપ્રસિદ્ધ છે. વળી કદાચ શંકા થશે કે જો બ્રહ્મ અત્રે સ્વપ્રધાન છે તો 'ब्रह्म पुच्छं प्रतिष्ठा' એમ 'આનન્દમય'ના પુચ્છરૂપે બ્રહ્મનો નિર્દેશ કેમ છે? ઉત્તર કે–આ દોષ ખોટો છે. લૌકિક આનન્દમાનનું બ્રહ્માનન્દ પુચ્છ-વત્ પુચ્છ છે, એકનીડ ( એક મુખ્ય માળો ) છે એમ વિવક્ષા છે, અવયવત્વની વિવક્ષા નથી. "[1] एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति" (="આ આનન્દની એક માત્રા–કલા–ઉપર જ અન્ય ભૂતો જીવે છે") એવી એક બીજી શ્રુતિ છે. વળી:—"આન-ન્દમય", જો બ્રહ્મ હોય તો અને પ્રિયાદિ–અવયવયોગને લીધે સવિશેષ બ્રહ્મનો અંગીકાર કરવો જોઇએ. નિર્વિશેષ બ્રહ્મને વિષે તો બાકીના વાક્યમાં શ્રવણ છે, કેમકે ત્યાં બ્રહ્મને વાક્ અને મનનું અગોચર કહ્યું છે: [2] यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनन्दं ब्रह्मणो विद्वान्नबिभेति कुतश्चन।" (="જ્યાંથી મનસહિત વાણી પ્હોંચ્યા વિના જ પાછી ફરે છે, એ બ્રહ્મનો આનન્દ જે પુરુષ જાણે છે તેને કશાથી ભય નથી.") વળી:—'આનન્દપ્રચુર' એમ કહેતાં દુઃખનું અસ્તિત્વ પણ આવે છે, કારણ કે પ્રાચુર્ય ( પ્રચુર વસ્તુના ) પ્રતિયોગિ (દુઃખ)ની અલ્પતાને અપેક્ષીને જ હોઇ શકે છે. અને એ રીતે ( કિંચિત્ પણ દુઃખનું અસ્તિત્વ કરતા ) "[3] यत्र नान्यत् पश्यति, नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा" (= એ મહાન્–પરમાત્મા–છે જેમાં અન્યને એ જોતો નથી, સાંભળતો નથી, ચિંતનનો નથી") એ પ્રમાણે મહાન્–બ્રહ્મ–માં અન્યના અભાવનું પ્રતિપાદન કરતી શ્રુતિને બાધ આવે. અને વળી પ્રતિશરીર પ્રિયાદિ ( અન્તઃકરણાદિ ધર્મ ) ભિન્ન છે, એટલે "આનન્દમય" પણ (પ્રતિશરીર) ભિન્ન ઠરે છે, અને બ્રહ્મ તો પ્રતિશરીર ભિન્ન નથી, કારણકે "सत्यंज्ञानमनन्त" એવી બ્રહ્મનું આનન્ત્ય(અને તેથી, એકતા) પ્રતિપાદન કરતી શ્રુતિ છે. અને [4]"एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा" (="એક દેવ ભૂતમાત્રમાં ગૂઢ છે, સર્વનો વ્યાપક છે, અને સર્વ ભૂતનો અન્તરાત્મા છે" એવી એક બીજી શ્રુતિ પણ છે. વળી;—"આનન્દમય" નો અભ્યાસ (પુનઃપુન આવૃત્તિ–શ્રવણ) થાય છે એ કહેવું પણ ખોટું છે. ( પ્રત્યયરહિત ) પ્રાતિપદિકનો જ ( માત્ર "આનન્દ" પદનો જ ) અભ્યાસ સર્વત્ર જોવામાં આવે છે. [5] रसो वैस ॥ रसं ह्येवायं लब्ध्वानन्दीभवति को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्" [6]सैषा आनन्दस्य मीमांसा भवति।"आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन। [7] आनन्दो ब्रह्मेति व्यजानात्।" ઇત્યાદિ ( શ્રુતિ જુઓ. ) હવે જો "આનન્દમય" શબ્દની બ્રહ્મવિષયતા સિદ્ધ હોત તો પાછળના "આનન્દ" માત્ર( પદ )વાળા પ્રયોગોમાં "આનન્દમય" ના અભ્યાસની "કલ્પના" કરી લેત, પરન્તુ "આનન્દમય" એ બ્રહ્મ નથી એ વાત 'પ્રિય એનું શિર છે એમ કહ્યું છે' ઇત્યાદિ હેતુવડે અમે બતાવી ગયા છિએ. માટે જેમ બીજી એક શ્રુતિમાં—"विज्ञानमानन्द ब्रह्म" એ શ્રુતિમાં "આનન્દ" એટલા પ્રતિપદિક

---

१ बृ० ४। ३-३२
२ तै० २। ९
३ छा० ७। २४। १.
४ श्वे० ६। ११
५ तै० २। ७-८-९ , ६ तै० २-६
७ बृ० ३। ९। २८

શબ્દનો જ બ્રહ્મવિષયક પ્રયોગ જોવામાં આવે છે તેમ જ "यदेष आकाश आनन्दो न स्यात्" એમ "આનન્દ" માત્રનો બ્રહ્મવિષયક પ્રયોગ છે. 'મય'પ્રત્યયસહિત 'આનન્દ'પદ નો અભ્યાસ નથી. "एतमानन्दमयमात्मानमुपसंक्रामति" (="એ આનન્દમય આત્મા પ્રતિ ઉપસંક્રમણ કર છે) એ શ્રુતિમાં 'મય'પ્રત્યય-સહિત 'આનન્દ' શબ્દનો જે અભ્યાસ જોવામાં આવે છે તે બ્રહ્મવિષયક નથી, કારણકે વિકારરૂપ અન્નમયાદિ અનાત્મા–જે ઉપસંક્રમણના વિષય થઇ શકે છે તે–ના પ્રવાહમાં "આનન્દમય" નો પાઠ છે. આ વિરુદ્ધ શંકા લેવાશે કે–"આનન્દમય" જો આ ઉપસંક્રમણનો વિષય છે તે જો અન્નમયાદિની માફક અબ્રહ્મ હોત તો એના જ્ઞાનીને બ્રહ્મપ્રાપ્તિરૂપ ફલનો નિર્દેશ ન હોત. (પરંતુ આનો ઉત્તર આ પ્રમાણેઃ–) ઉક્ત દોષ ખોટો છે. કેમકે આનન્દમય પ્રતિ ઉપસંક્રમણના નિર્દેશ વડે જ પુચ્છપ્રતિષ્ઠાભૂત બ્રહ્મની પ્રાપ્તિરૂપ ફલનો નિર્દેશ છે, જે "तदप्येष श्लोको भवति" "यतो वाचो निवर्तन्ते" ઇત્યાદિ વિસ્તાર જોતાં સિદ્ધ છે. "सोऽकामयत बहु स्यां प्रजायेय" એ શ્રુતિ જે "આનન્દમય"ના સંનિધાનમાં દર્શાવી તે "ब्रह्म पुच्छं प्रतिष्ठा" એ વાક્યોક્ત બ્રહ્મને વિશેષ સંનિધાનમાં છે, અને તેથી એનો 'બ્રહ્મ' સાથે સંબંધ થતાં, "આનન્દમય"ની બ્રહ્મતાનો બોધ થતો નથી, અને ત્યાર પછીનો ગ્રન્થ પણ ઉપરની શ્રુતિની અપેક્ષા કરે છે માટે "रसो वै सः" એ વાક્ય પણ 'આનન્દમય' સંબન્ધે નથી. વળી શંકા થાય છે કે 'सोऽकामयत' એમ 'सः' પદ વડે થતો પુંલિંગનિર્દેશ બ્રહ્મ(નપુંસકલિંગશબ્દ)માં કેમ ઘટે? પરંતુ આ પણ ખોટો દોષ છે "* तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः એ સ્થળે પુંલિંગ 'આત્મ'શબ્દવડે પણ બ્રહ્મનું પ્રકરણ થયું છે. आनन्दो ब्रह्मेति व्यजानात्" "(આનન્દ બ્રહ્મ છે એમ એણે વિજ્ઞાન કર્યું") એ પ્રમાણે જે 'ભાર્ગવી વારુણી વિદ્યા' છે તેમાં 'મય' પ્રત્યયનું શ્રવણ નથી, તેમ જ પ્રિયશિરસ્ત્વાદિનું પણ શ્રવણ નથી, એટલે "આનન્દ" ("આનન્દમય" નહિ) તે બ્રહ્મ ઘટી શકે છે. અણુમાત્ર પણ વિશેષનો આશ્રય કર્યા વિના સ્વતઃ બ્રહ્મને પ્રિયશિરસ્ત્વાદિ ઘટતાં નથી. અને બ્રહ્મ મનવાણીના પ્રદેશથી અતીત છે એમ શ્રવણ હોવાથી અત્રે શ્રુતિ સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવા ઇચ્છતી નથી એ સિદ્ધ છે. માટે 'અન્નમયાદિ' માં જેમ 'મય' પ્રત્યય વિકાર–અર્થમાં છે, પ્રાચુર્ય–અર્થમાં નથી તેમ અત્રે "આનન્દમય" પરત્વે પણ સમજવું.

સૂત્રોનું વ્યાખ્યાન તો આ રીતે કરવું:—

"ब्रह्म पुच्छं प्रतिष्ठा" એ વાક્યમાં આનન્દમયના અવયવરૂપે બ્રહ્મની વિવક્ષા છે કે સ્વપ્રધાન રૂપે? 'પુચ્છ' શબ્દ જોતાં અવયવરૂપે એમ પ્રાપ્તિ (પૂર્વપક્ષ) થતાં ઉત્તર કે— "आनन्दमयोऽभ्यासात्"-(અર્થાત્)-'आनन्दमय आत्मा' ઇત્યાદિ વાક્યમાં ब्रह्म पुच्छं प्रतिष्ठा એ શબ્દો વડે સ્વપ્રધાન (ગૌણ–અવયવરૂપ–નહિ તેવું) બ્રહ્મનો જ ઉપદેશ થાય છે, કેમકે "अभ्यासात्" અર્થાત્ "असन्नेव स भवति..."એ નિગમનશ્લોકમાં કેવલ બ્રહ્મનો જ અભ્યાસ થાય છે.

"विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात्" અત્રે "વિકારશબ્દ"થી અવયવશબ્દ

* તૈ૦ । ૨ । ૧.

અભિપ્રેત છે. 'पुच्छात्' એમ અવયવશબ્દ છે માટે (અત્રે) બ્રહ્મની સ્વપ્રધાનતા નથી એમ (પૂર્વપક્ષરૂપે) કહ્યું તેનો પરિહાર કહેવો જોઇએ, તે કહેવાય છે. આ દૂષણ નથી: કારણ કે પ્રાચુર્ય વડે પણ અવયવશબ્દ ઉપપન્ન થઇ શકે છે. "પ્રાચુર્ય" કહેતાં પ્રાપાપત્તિ, અવયવપ્રાયવચન એમ અર્થ છે. "અન્નમયાદિના" શિરથી આરંભી પુચ્છ પર્યંત અવયવો જ્યારે કહ્યા ત્યારે "આનન્દમય"ના પણ શિરઆદિ બીજા અવયવો કહીને અવયવપ્રાયાપત્તિને લીધે (પ્રાયશઃ-પ્રાચુર્યેકરીને—અવયવવચન કર્યું છે માટે) "ब्रह्म पुच्छं प्रतिष्ठा" 'બ્રહ્મ પુચ્છ છે, પ્રતિષ્ઠા છે' એમ (અવયવવાચક પદનો પ્રયોગ કરી) કહે છે અવયવની વિવક્ષાથી નહિ અને તેનું કારણકે 'અભ્યાસ છે માટે.' એમ બ્રહ્મનું સ્વપ્રધાનત્વ સિદ્ધ કર્યું છે.

"तद्धेतुव्यपदेशाच्च" "આનન્દમય" સહિત સર્વ વિકાર જાતના કારણ તરીકે બ્રહ્મનો વ્યપદેશ છે. (જુવો) इदं सर्वमसृजत यदिदं 'किंच' (આ સર્વનું સર્જન કર્યું આ જે કાંઇ છે તે-સર્વનું) એમ શ્રુતિ છે. હવે બ્રહ્મ કારણ હોઇ પોતાના વિકારભૂત 'આનન્દમય' નો મુખ્ય વૃત્તિએ કરી અવયવ હોય એ ઘટતું નથી.

બીજાં સૂત્રો પણ યથાસંભવ "ब्रह्म पुच्छ" ઇત્યાદિ પુચ્છવાક્યનિર્દિષ્ટ બ્રહ્મનાં જ ઉપપાદક સમજવાં.

### સારસંગ્રહ.

ब्रह्म पुच्छ प्रतिष्ठेति ब्रह्मशब्दात्प्रतीयते ।
विशुद्धं ब्रह्म, विकृतं त्वानन्दमयशब्दत ॥

"ब्रह्म पुच्छ प्रतिष्ठा" એ વાક્યમાં ब्रह्म શબ્દવડે વિશુદ્ધ બ્રહ્મનું, અને પૂર્વના "आनन्दमय" શબ્દવડે વિકૃત બ્રહ્મનું ગ્રહણ થાય છે-એવો શ્રીમત્ શંકરાચાર્યનો સિદ્ધાન્ત કારિકામુખે વાચસ્પતિમિશ્ર પ્રતિપાદન કરે છે. એ સિદ્ધાન્તનું સમર્થન અત્યારસુધી વેલા શ્રુત્યર્થનો ત્યાગ કરી શંકરાચાર્ય નીચે પ્રમાણે કરે છે:—

"आनन्दमय" આત્મા તે "पर" આત્મા (બ્રહ્મ) નહિ. કારણ—

(૧) अन्नमय, मनोमय, प्राणमय, विज्ञानमय, आनन्दमय એમ એકપ્રવાહગત 'मय' પ્રત્યય પ્રથમ ચારસ્થળે વિકારાર્થક હોઇ, પાંચમામાં સહસા પ્રાચુર્યાર્થક થઇ જાય એ સંભવતું નથી.

(૨) "सत्य ज्ञानमनन्तं ब्रह्म" એ મન્ત્રોક્ત બ્રહ્મનો અધિકાર જેટલો 'आनन्दमय' ને લાગુ પડે છે તેટલો જ 'अन्नमय' આદિને પણ લાગુ પડે છે અને એ જોતાં જો 'अन्नमय' આદિને બ્રહ્મતા નથી. તો 'आनन्दमय' ને શામાટે હોવી જોઇએ?)

(૩) ખરું છે કે 'आनन्दमय'થી અન્ય આન્તર આત્માનું શ્રવણ નથી. પરંતુ એથી "आनन्दमय" તે બ્રહ્મ જ છે એમ સિદ્ધ થઇ જતું નથી. વસ્તુતઃ, બ્રહ્મનું વિજ્ઞાન કરાવવાનીઇચ્છાથી પંચ કોશ બતાવ્યા છે, જેમાં 'आनन्दमय' એક છે.

("आनन्दमय થી અન્ય આન્તર આત્માનું શ્રવણ નથી"-એ ઉક્તિ 'અભ્યુપગમ' વાદરૂપે સમજવાની છે એમ ટીકાકારોનું કહેવું છે. "अभ्युगमवादोयम् । वस्तुतस्तु ततोप्यान्तरो वाक्यगतिपर्वालोचनया अवगम्यत एव"—ब्रह्मविद्याभरणम्; "ब्रह्म

---

* तै०ना ६

णस्त्वान्तरत्वमर्थाद्गम्यत इति न श्रुत्योक्तम् "—ભામતી. અર્થાત્-વસ્તુતઃ, બ્રહ્મ " आनन्दमय " થકી પણ આન્તર છે. અને " आनन्दमय " ની સર્વાન્તરતા છે એ કહેવું ખોટું છે. વળી "आनन्दमयोऽभ्यासात्" એ સૂત્રે ઉપરના વિચારમાં સિદ્ધાન્તભૂત પૂર્વપક્ષરૂપે ભામતી કહે છે:—

" न चास्मादन्यस्यान्तरस्या श्रवणादयमेव सर्वान्तर इति युक्तम् । यदपेक्षं यस्यान्तरत्वं श्रुतं तत्तस्मादेवान्तरं भवति । नहि देवदत्तो बलवानित्युक्ते सर्वान् सिंहशार्दूलादीनपि प्रति बलवान् प्रतीयते अपि तु समानजातीयनरान्तरानपेक्ष्य "—"आनन्दमय" થી અન્ય આન્તર આત્માનું (સ્પષ્ટ) શ્રવણ નથી, પણ તેથી એ સર્વાન્તર છે એમ ફલિત નથી થતું. જુવો કે ' દેવદત્ત બલવાન્ છે ' એમ કહેતાં સિંહ શાર્દૂલ સર્વ કરતાં બલવાન્ છે એમ તાત્પર્ય નથી, પણ એના સજાતીય બીજા નરોથી બલવાન્ છે એટલું જ.)

(૪) " सत्यंज्ञानमनन्तं ब्रह्म " એ મન્ત્રમાં વર્ણવેલા બ્રહ્મનો " ब्रह्म पुच्छं प्रतिष्ठा " એ વાક્યમાં જ નિર્દેશ છે, એટલે ' आनन्दमय ' આત્માને બ્રહ્મ ન માનતા પણ બ્રહ્મરૂપી-પ્રકૃતનો-ત્યાગ-અને-અપ્રકૃતનું-ઉપાદાન-નો દોષ આવતો નથી.

(૫) " ब्रह्म पुच्छं प्रतिष्ठा " ત્યાં નિર્દેશેલું બ્રહ્મ સ્પષ્ટ રીતે અવયવાત્મક હોઇ ગૌણ છે, સ્વપ્રધાન નથી, તો પછી "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" એ મન્ત્રોક્ત બ્રહ્મ તે આ છે એમ કેમ કહેવાય?—આ શંકાનું સમાધાનઃ-" आनन्दमय आत्मा " એટલે અવયવી, અને " ब्रह्म पुच्छं प्रतिष्ठा " એટલે અવયવ-એમ એક જ બ્રહ્મ પરસ્પર વિરુદ્ધ-અવયવ અને અવયવી-હોઇ ન શકે, ત્યારે હવે જો आनन्दमय आत्मा અને ब्रह्म पुच्छं प्रतिष्ठा એ બે વાક્યમાંથી એક સ્થળે જ બ્રહ્મનો નિર્દેશ લેવાનો છે તો જ્યાં સ્પષ્ટ રીતે ब्रह्म શબ્દ છે ત્યાં—ઉત્તર વાક્યમાં—જ એ લેવો ઠીક છે. ત્યાર પછીના " "असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत्" ઇત્યાદિ શ્લોકવાક્યમાં વ્યવહિત પૂર્વોક્ત " आनन्दमय " પદ ન લેતાં અવ્યવહિત પૂર્વોક્ત—' ब्रह्म पुच्छं प्रतिष्ठा ' નું—" બ્રહ્મ " પદ જ લીધું છે. માટે શ્લોકોક્ત ब्रह्म નિર્વિવાદ રીતે સ્વપ્રધાન (મુખ્ય) છે તો ' ब्रह्म पुच्छं प्रतिष्ठा ' એ વાક્યનું બ્રહ્મ પણ તેમ જ હોવું જોઇએ. અને વળી आनन्दमय તો લોકપ્રસિદ્ધ છે, એ જોતાં " असद्ब्रह्मेति वेद चेत् " બ્રહ્મ અસત્ છે એમ જાણે—" ઇત્યાદિ ઉક્તિ પણ " आनन्दमय " પરત્વે ઘટતી નથી. વળી ' ब्रह्म पुच्छं प्रतिष्ठा ' ત્યાં ' पुच्छं ' પદ અવયવવાચક છે એમ સમજવાનું નથી, કારણ કે અત્રે पुच्छ એટલે પુચ્છ જેવું, સર્વાધાર, (લૌકિક આનન્દ માત્રની પણ) ' પ્રતિષ્ઠા ' એમ તાત્પર્ય છે.

(૬) ' आनन्दमय ' ને બ્રહ્મ માનીએ તો તે સવિશેષ બ્રહ્મ છે એમ સમજવું પડશે, કેમકે પ્રિયાદિ-અવયવયોગ સવિશેષમાં જ ઘટે છે. અને સવિશેષ બ્રહ્મ વિવક્ષિત નથી કેમકે અત્રે વાઙ્મનસ-અગોચરત્વની શ્રુતિ છે. निर्गुणप्रकरणेऽस्मिन्

* "पुच्छं प्रतिष्ठा—એ માટે જુવો-तस्माद्भूयांसि पुच्छेनैव प्रतितिष्ठन्ति पुच्छेनैवं प्रतिष्ठायो त्पतन्ति । प्रतिष्ठा हि पुच्छम् "—એમ શ્રુતિ છે. ટીકાકારો ' પુચ્છ, ' પુચ્છ જેવું, એટલે ' સર્વાધાર '. એમ અર્થ કરે છે. વળી, ' પુચ્છ ' જેવું એટલે ' પર, ' જેમ પુચ્છ બાકીના દેહથી પર છે ( કાંઇક અધિષ્ઠાન જેવું પણ છે ) તેમ. એ પ્રમાણે પણ નિર્વિશેષબ્રહ્મવિષયક તાત્પર્ય લઇ શકાય છે.

आनन्दमये सगुणे उपक्रान्ते ब्रह्मपर्यवसानं कर्तुमशक्यम् ( ब्रह्मविद्याभरणम् )

(૭) વળી 'आनन्दमय' એટલે આનન્દપ્રચુર એમ અર્થ કરી બ્રહ્મને आनन्दमय શબ્દ લાગુ પાડવામાં દોષ એ છે કે પ્રાચુર્ય એટલે સામસ્ત્ય નહિ, પણ અધિકતા માટે આનન્દપ્રચુરમાં કાંઇક પણ દુઃખનો ભાગ હોવો જોઇએ, જે 'यत्र नान्यत्पश्यति' ઇત્યાદિ શ્રુત્યુક્ત બ્રહ્મમાં સંભવે નહિ.

(૮) પ્રિય ( આનન્દ ) આદિ પ્રતિશરીર ભિન્ન છે, માટે 'आनन्दमय'ને બ્રહ્મ માનતાં બ્રહ્મમાં ભેદ-અનેકતા પ્રાપ્ત થાય છે, જે શ્રુતિવિરુદ્ધ છે.

(૯) "आनन्दमय"નો અભ્યાસ ( પુનઃ પુન આવૃત્તિ-કથન ) છે એ કહેવું પણ ખોટું છે. કારણ, 'मय' પ્રત્યયરહિત માત્ર પ્રાતિપદિક आनन्द પદનો જ અભ્યાસ જોવામા આવે છે જુવો 'रसो वैसऽयदेष आकाश आनन्दो न स्यात्' ઇત્યાદિ શ્રુતિવાક્ય "एतमानन्दमयमात्मानमुपसङ्क्रामति"એ વાક્યમાં ('मय'-પ્રત્યયયુક્ત ) 'आनन्दमय' પદ જોવામાં આવે છે ખરું, પરંતુ ત્યાં એ બ્રહ્મવિષયક નથી, કિંતુ 'અન્નમયાદિ' વિકારાત્માના પ્રવાહમાં પઠિત હોવાથી વિકારાત્મ-વિષયક અને આનન્દમય-ઉપસંક્રમણના ફલનિર્દેશદ્વારા પુચ્છ-પ્રતિષ્ઠભૂત બ્રહ્મપ્રાપ્તિરૂપ મુખ્ય ફલનો નિર્દેશ છે.

(૧૦) 'सोऽकामयत बहु स्यां प्रजायेय' એ શ્રુતિ आनन्दमयને સંનિહિત છે તે કરતાં ब्रह्म पुच्छ प्रतिष्ठाને અધિક સંનિહિત છે. सः એવો પુલિંગ-નિર્દેશ બ્રહ્મ આત્મા ( પુલિંગ ) રૂપે પ્રકૃત થતાં સંભવી શકે છે.

आनन्दं ब्रह्मणः—બ્રહ્મનો આનન્દ એમ ષષ્ઠી સહિત બ્રહ્મ શબ્દનો પ્રયોગ 'घटस्य स्वरूपम्'—'ઘટનું સ્વરૂપ એ વાક્યમાં જેમ અભેદ સંબન્ધે કરીને છે તેમ સમજવું.

માટે સૂત્રોનું વ્યાખ્યાન આ રીતે કરવું.

(૧) " आनन्दमयो ऽभ्यासात् "—" आनन्दमयआत्मा " ઇત્યાદિ " ब्रह्म पुच्छं प्रतिष्ठाम् " એ વાક્યમાં ब्रह्म શબ્દ વડે સ્વપ્રધાન બ્રહ્મ લેવાનું છે કારણ કે ' अभ्यासात्. ' असन्नेव स भवति ઇત્યાદિમાં કેવલ બ્રહ્મનો જ અભ્યાસ છે. ( બ્રહ્મવિદ્યાભરણ કહે છે કે:—આ રીતે લેતાં સૂત્રમાં आनन्दमय પદ ब्रह्म पुच्छ प्रतिष्ठा ' એ વાક્યની લક્ષણા કરે છેજ એમ સમજવું.

(૨) ' विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् '—

' पुच्छ ' એમ વિકારશબ્દ—અર્થાત્ અવયવશબ્દ છે માટે ब्रह्म पुच्छ , ઇત્યાદિમા ब्रह्म ની સ્વપ્રધાનતા નથી એમ , નહિ. કારણ કે પૂર્વત્ર અવયવપ્રાયવચન હોવાથી, અર્થાત્ પૂર્વત્ર અવયવવચન છે માટે, અત્રે પુચ્છપદ નો પ્રયોગ છે વસ્તુતઃ અવયવવિવક્ષા નથી, પુચ્છ શબ્દ લક્ષણાએકરી આધાર અર્થમાં લેવાનો છે.

(બ્રહ્મવિદ્યાભરણ કહે છે કે अवयव-शब्दात् ન કહેતાં विकार-शब्दात् એમ કહેવામાં સૂત્રકારનો બીજી એક શંકા ઉત્થાપન કરી એનું સમાધાન કરવાનો આશય છે. તે આ પ્રમાણે:—'વિકાર' એટલે દોષ. पुच्छं પદની આધાર અર્થમાં નિષ્પ્રયોજન લક્ષણા લેવામાં આવે છે એ દોષ. એનું સમાધાન




# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. એમ એ. એલ એલ બી.

(આવૃત્તા—' એક અભેદમાર્ગ-પ્રવાસી' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ)

(ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्.

સ્તક ૧૪. અંક ૫. ] ( માસિક ) [ ફેબ્રુઆરી. ૧૮૯૮


## પ્રિયા-વિરહ.*

(ભજન)

(રાગ-ખમાચ-ત્રિતાલ)

મધુવનકી સુહાવન બંસી ગઇ
બંસી ગઇ રે-! પ્યારી ગઇ— મધુ.
શરદ પુનમનો ચંદ ગયો અસ્ત,
રાત અંધારી ઘોર ભઇ—; મધુ. ૧
ઢુંઢત ઢુંઢત ભોર ભયો રી—,
ઠોર ઠોર દૂપોર કી જ્વાલ લગી—; મધુ. ૨
જ્યે બંસી સુખદાયી છસમ હૈ—,
અગમ છલક છલકાઇ ગઇ—; મધુ. ૩
મોર કીશોર શુક સારીક આવે—,
તરૂન તરકો રસ લૂટ ગઇ—; મધુ. ૪
બિખર બાગ ગયો બ્હાર ફૂલનકો—,
શુક સુક અબ લોટ રહે હે મહી—; મધુ. ૫
સો બંસી દીન નાથ હમારી—,
હમો વ્રજ વનિતા કે વિહારી—; મધુ. ૬
પ્યારી પ્યારી પ્રાણ સમાન હે—,

* કાવ્યનું નામ અમે ફેરવ્યું છે તે માટે કવિ ક્ષમા કરશે.—તન્ત્રી.

વો બીન જીયરા જાય રહી–, મધુ ૭
લેકે ફકીરિ ફિર ફિર ઢુઢું–,
અબ તો મિલાવે કુંજવિહારી–, મધુ ૮
બસીકો મધુર રસ તો તુમ જાનો–,
ઔર ન જાને પામર નર નારી–, મધુ ૯
જીવન જીવન કો પ્રિય વોહી–,
વો બીન જીવન નિર્જીવ મહી– મધુ ૧૦
વોહો સનમ બીન જીયરા હમરા–,
તડપ તડપ જીય જાય રહી–, મધુ ૧૧
નાથ કૃપા કર હમકો મિલાવો–,
ગર્જ ગર્જ અરજી એ પુકારી–, મધુ ૧૨

"સહકાર"

## રસમીમાંસા.

[ અનુસધાન પાને ૭૮ થી ]

ગુ૦ અને આ આત્માના પરિ(પ્ર)મિતિસાધક બુદ્ધયશ (Rational Principle) જેને–વિવેક શક્તિ–એવુ નામ પણ આપી શકાય, તેનુ જ કાર્ય હોવુ જોઇએ

શિ૦ એમ જ.

ગુ૦ અને જ્યારે આ બુદ્ધિ પરિ(પ્ર)મિતિ કરીને નિશ્ચય કરી આપે છે કે અમુક પદાર્થો સરખા છે, અથવા અમુક ન્હાના મોટા છે, ત્યારે પરસ્પર વિરોધ * જેવુ ઉત્પન્ન થાય છે?

શિ૦ હા

ગુ૦ પણ આપણે તો માનીએ જ છિએ કે આવો વિરોધ વસ્તુમા સભવે જ નહિ, કેમકે એક જ શક્તિ એક જ પદાર્થના એક કાલાવચ્છેદે કરીને પરસ્પર વિરુદ્ધ મત કેમ બાધી શકે?

શિ૦ બરાબર

ગુ૦ ત્યારે આત્માનો જે અશ પરિ(પ્ર)મિતિથી વિરુદ્ધ મત બાધે છે, તે તદનુસાર મત બાધનાર અશથી ભિન્ન છે?

શિ૦ હા

ગુ૦ અને પરિ(પ્ર)મિતિને અનુસરનાર અશ તે આત્માનો ઉચ્ચ અશ?

શિ૦ એમ જ

ગુ૦ અને તેથી વિરોધી અશ તે એક નીચ અશ?

શિ૦ બેશક

ગુ૦ મ્હારે એજ સિદ્ધ કરવાનુ હેતુ કે ચિત્રાદિના—અનુકરણ સામાન્ય—સત્યથી બહુ

* ઇન્દ્રિય અને બુદ્ધિ વચ્ચે

જ દૂર છે, અને બુદ્ધિથી વિદૂર એવા આત્માના તત્ત્વો સાથે જ મૈત્રી ધરાવે છે, તથા એમનો ઉદ્દેશ પણ અસત્ય અને મલિન છે.

શિ૦ બરાબર.

ગુ૦ ત્યારે અનુકરણકલા નીચ હોઇ, નીચ સાથે લગ્ન કરી, નીચ પ્રજા જ ઉપજાવે છે એમ કહી શકાય.

શિ૦ ખરેખર.

ગુ૦ અને આ માત્ર નેત્રેન્દ્રિય પરત્વે જ ખરૂં છે કે શ્રવણેન્દ્રિય વિષે, અર્થાત્ કાવ્ય વિષે, પણ ખરૂં જ?

શિ૦ કાવ્યનું પણ એમ જ હોવા સંભવ છે.

ગુ૦ માત્ર સામ્ય ઉપરથી જ સંભવની વાત ન કરો. કવિતારૂપ અનુકરણ જે શક્તિ સાથે સંબંધ ધરાવે છે તે શક્તિ ઉચ્ચ છે કે નીચ એ વિષે નિશ્ચય થવો જોઇએ.

શિ૦ નિશ્ચય થાય તો બહુ સારૂં.

ગુ૦ ત્યારે આપણે આ રીતે પ્રશ્ન મૂકીશું:—અનુકરણકલા ઇચ્છા કે અનિચ્છાથી ઉત્પન્ન થતાં મનુષ્યનાં કૃત્યોનું અનુકરણ કરે છે, જે કૃત્યોમાંથી સત્ અસત્ ફલ થાય છે એમ માની મનુષ્યો હર્ષ વિષાદ ભોગવે છે. આ શિવાય કાંઇ છે?—

શિ૦ ના.

ગુ૦ પણ આ વિવિધ પ્રસંગે મનુષ્યની આત્મામાં એકતા ('સમતા') છે કે જેમ નેત્રદષ્ટિ ની બાબતમાં જોયું તેમ અત્રે પણ કલહ અને વિરોધરૂપી અનેકતા (વૈષમ્ય) છે?

શિ૦ આ પ્રશ્નનો તો આપે ઉત્તર કરી જ દીધો છે.

ગુ૦ હા. પણ એમાં એક વાત અધિક ઉમેરવાની છે.

શિ૦ શી?

ગુ૦ કહું—જો. આપણે એટલું તો માનીએ જ છિયે કે એક સત્ પુરુષ ઉપર પુત્ર-મરણ કે એવો જ કોઇ પ્રિયવિયોગ આવી પડશે તો તે અન્યના કરતાં વધારે શાંતિથી અને સમતાને સૂત્રે રહી સહન કરવા યત્ન કરશે, નહિ વારૂ?

શિ૦ ખરી વાત.

ગુ૦ પણ શું એને દુઃખ જ નહિ થાય, કે દુઃખ થયા વિના યદ્યપિ નહિ રહે, તોપણ એ દુઃખનો વેગ ઉતારવા યત્ન કરશે?

શિ૦ આ પાછળ કહ્યું તેજ વધારે સત્ય છે.

ગુ૦ ત્યારે કહે કે, એના દુઃખ સામેના યત્નમાં એ એકલો હશે ત્યારે ફાવવા સંભવ છે કે એના સમાન પુરુષો એને જોતા હશે તે વખતે?

શિ૦ એ બે સ્થિતિમાં બહુ ફેર.

ગુ૦ એ જ્યારે એકલો હશે ત્યારે જે કૃત્યો કરતાં આંચકો નહિ ખાય તેજ કૃત્યો અન્યની સમીપ કરતાં એ લજવાશે. નહિ?

શિ૦ એમ જ.

ગુ૦ એનામાં બે અંશ છે, (૧) 'આત્મા,' અને (૨) "કામ" 'આત્મા'

* કહેતાં જે બુદ્ધિ, વિવેક તે એને શોક ન કવા ઉપદેશે છે, અને 'કામ' કહેતા અનુરાગાદિ 'દોષ'† તે એને ભાગવિકારમાં ઉતારે છે

શિ૦ હા

ગુ૦ પણ જ્યારે મનુષ્ય એક વસ્તુથી આમ પરસ્પર વિરુદ્ધ દિશાએ ખેચાય છે ત્યારે સ્પષ્ટ જ છે કે એનામા બે વિરુદ્ધ તત્ત્વો હોવા જોઇએ

શિ૦ બેશક

ગુ૦ એમાનુ એક તત્ત્વ નિયામક બુદ્ધિને અનુસરવા તત્પર છે

શિ૦ શી રીતે?—જરા સમજાવો

ગુ૦ આ રીતે–બુદ્ધિ કહે છે કે દુખ સમયે સહનશીલતા રાખવી એ ઉત્તમ છે, એવાં સકટો વસ્તુત સારાં છે કે ખોટાં એ કોણ કહી શકે? વળી અસહનતાથી લાભ પણ કાંઈ નથી ઐહિક પદાર્થમાત્ર તુચ્છ છે, અને શોક તો જે પદાર્થ તે સમયે અવશ્ય પ્રાપ્ત કરવા જેવો છે તે જ પદાર્થની પ્રાપ્તિમા અતરાયરૂપ છે

શિ૦ શીરીતે?

ગુ૦ કારણ કે જે થયુ છે તેનો વિચાર કરી, બુદ્ધિ–અનુસાર વ્યવસ્થા કરવી એજ કર્તવ્ય છે જેમ બાળક પડી જાય છે અને પછી જ્યા વાગ્યુ હોય ત્યા હાથ દબાવીને બેસે છે, તથા એ રીતે વૃથા કાલક્ષેપ કરે છે તેમ ન કરતા, ઉપાય તરફ પ્રવર્તવાની આત્માને ટેવ પાડવી જોઇએ

શિ૦ ખરેખર, દુર્દૈવના વિનિપાત વખતે એ જ ઉપાય છે

ગુ૦ એ જ અને મનુષ્યનો ઉચ્ચ અશ આ બુદ્ધિના ઉપદેશને અનુસરવા તૈયાર છે?

શિ૦ હા

ગુ૦ અને બીજો અશ દુખનું સ્મરણ કરી કરીને નિત્ય રુદન કરવા તરફ જ આપણને પ્રેરે છે આ અશને અજ્ઞાન, અને કાતર્યનો અશ કહી શકાય

શિ૦ હા

ગુ૦ અને આ 'દુરાસદ' ઉચ્છૃંખલતા તરફ દોરનાર 'મમ'રૂપ તત્ત્વમાથી અનુકરણ માટે વિવિધ સાધનો મળે છે પરંતુ જ્ઞાન અને શાતિથી પૂર્ણ આત્મા જે હમેશ સમતાના સૂત્રે જ વિહરે છે,–એનુ અનુકરણ કરવુ કઠિન છે પ્રાકૃતજનો એના અનુકરણમા આનન્દ પણ લઇ શકતા નથી કેમકે એની સમતાની વૃત્તિથી તેઓ અનભિજ્ઞ છે.

શિ૦ ખરુ

ગુ૦ અનુકરણ કરનાર કવિ જે લોકપ્રિય થવા માગે છે એ બુદ્ધિવૃત્તિને સતોષી શકતો નથી પણ રાગદ્વેષાદિ દોષથી કલુષિત આત્માનુ જ અનુકરણ કરવુ એને ઠીક પડે છે

શિ૦ બરાબર

---

* एव बुद्धे पर बुद्ध्वा सस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रु महाबाहो कामरूप दुरासदम् ॥ भ० गी०

† न्यायसूत्र

ગુ૦ સારા રાજ્યમાં આવા કવિને પ્રવેશ ન જ હોવો જોઇએ, કેમકે એ બુદ્ધિરૂપ આત્મતત્વનો ક્ષય કરી રાગદ્વેષાદિ કામરૂપ અનાત્મતત્વને જગાડી એનુ પોષણ કરે છે. જેમ કોઇ રાજ્યમાં દુષ્ટને અધિકાર આપી સાધુ પુરુષને નીચા પાડવામાં આવે તેમ આત્મરૂપી રાજ્યમા પણ કવિ એક પ્રકારની દુર્વ્યવસ્થા જ સ્થાપે છે, કેમકે એક જ વસ્તુને એકવાર મોટી અને બીજીવાર ન્હાની કહીને વિવેકનો તેઓ લોપ જ કરી નાંખે છે. ટુકામાં સત્વગુણને સ્થાને એ તમોગુણને સ્થાપે છે.

શિ૦ બરાબર.

ગુ૦ પણ મ્હોટામાં મ્હોટો દોષ હજી હવે બતાવવાનો છે. કવિતામા ઉત્તમોત્તમ પુરુષને પણ હાનિ કરવાની એક અદ્ભુત અને ભયકર શક્તિ છે. અને એવા થોડાક જ સારા માણસો હશે કે જેના ઉપર એની અસર ન હોય.

શિ૦ ખરેખર તમે કહોછો એમ હોય તો તો—

ગુ૦ સાંભળ, અને પછી ન્યાય કરી ફેંસલો આપ હોમર અથવા કોઇ નાટકકારની એકાદ કૃતિમાં જ્યારે કરુણરસનાયક શોકના લાંબા લાંબા ઉદ્ગાર કાઢવા કે રુદન કરવા મચી જાયછે ત્યારે આપણામાંથી સારામાં સારાને પણ અનુકંપા થઇ આવેછે. અને જે કવિ આપણી વૃત્તિઓને સૌથી વધારે સક્ષુબ્ધ કરી આર્દ્ર કરેછે તે કવિનાં આપણે સૌથી વધારે વખાણ કરીએ છીએ

શિ૦ ખરૂં એમજ.

ગુ૦ જ્યારે આપણું પોતાનુ દુઃખ જ શોકકારણ હોયછે, ત્યારે પૂર્વે દર્શાવ્યો તેનાથી ઉલટા જ ગુણ માટે આપણે અભિમાન ધરીએ છિએ બનતાં સુધી શાંતિ અને તિતિક્ષા રાખવા આપણો યત્ન થાયછે આપણા આત્મામા આ પુરુષત્વનો અંશ છે. અને પૂર્વોક્ત કરુણોદ્ગારમાં જેથી આપણને આનંદ આવે છે તે સ્ત્રીત્વનો અંશ છે, એમ હવે સમજાયછે.

શિ૦ બરાબર.

ગુ૦ ત્યારે કહો કે જે કરતાં આપણામાંથી દરેકને પોતાની જાત ઉપર તિરસ્કાર અને લજ્જા ઉત્પન્ન થાયછે, તેજ કાર્ય અન્યમા થતુ જોઇ એને માટે પ્રશંસા કે સાનંદાશ્ચર્ય થાય એ યોગ્ય ખરૂં?

શિ૦ નહિ જ.

ગુ૦ એક દૃષ્ટિબિંદુથી જોતાં તો યોગ્ય જ

શિ૦ શી રીતે ?

ગુ૦ દુઃખને રુદનરૂપે વિસ્તારકાર કરી શાંત કરવાની આપણામાં સ્વાભાવિક ઇચ્છા હોય છે અને આ વૃત્તિ જેનો આપણા પોતાના પ્રસંગમાં આપણે નિરોધ કરીએ છિએ તેની કવિજનો તૃપ્તિ કરીને આનંદ આપે છે. આપણો ઉચ્ચ સ્વભાવ બુદ્ધિ (વિવેક) અને અભ્યાસ વડે જોઇએ તેટલો કેળવાએલો ન હોવાથી, અન્યનું દુઃખ છે એટલે શોક કરવા હરકત નહિ એમ આપણને મનાવી આપણી સમભાવજન્ય શોકવૃત્તિને નિઃશૃંખલ વ્હેવા દેછે. આ રીતે શ્રોતાજનો મિથ્યા માની બેસે છે કે, અન્યના સબંધમાં સ્તુતિ ના કરુણાને પ્રવર્તવા દેવામાં બાધ શો ? અને

વળી એથી આનંદ પણ આવે છે, તો પછી આ આનદ અને આ કાવ્ય શા માટે ખોવાં ? પણ એ લોકો એટલું વિચારતા નથી કે અન્યમાં જે અસદ્‌અંશ છે તે આપણામાં પણ સંક્રાન્ત થઇ જાય છે, અને આ રીતે અન્યનાં દુઃખ જોઇ ઉત્પન્ન થએલી શોકવૃત્તિ આપણામાં દબાવવી મુસ્કેલ થઇ પડે છે.

શિ૦ ખરેખર.

ગુ૦ અને કરુણારસ માટે જે સત્ય છે તે જ હાસ્યરસને માટે પણ સત્ય છે કેટલીક મસ્કરીઓ, જે પ્રસિદ્ધ રીતે કરતાં તમે આચકો ખાઓ છો તેજ હાસ્યરસની નાટ્યભૂમિમાં કે ખાનગીમાં સાંભળી તમને જરા પણ જુગુપ્સા નથી થતી, ઉલટો આનંદ આવે છે. મનુષ્યમાં કરુણરસ જેવી જ હાસ્યરસની પણ એક વૃત્તિ છે અને ઉભયને એક જ નિયમ લાગુ પડે છે.

શિ૦ બરાબર.

ગુ૦ અને એજ પ્રમાણે ક્રોધ, દ્રોહ, પ્રચ્છા દ્વેષ, સુખ દુઃખ આદિ મનોવિકારનું છે. કવિતા એ સર્વ 'દોષ'રૂપ લતાઓનું શોષણ કરવાને બદલે સિંચન અને પોષણ કરે છે. અને એમના દમનથી જ મનુષ્ય જાતિમાં ખરા સુખ અને સદ્‌ગુણની અભિવૃદ્ધિ થાય છે એ ભૂલી જઇ, આત્મા ઉપર તેમનું સામ્રાજ્ય થવા દે છે.

શિ૦ આમાં ના કહેવાય એમ નથી.

ગુ૦ હવે જો હુ તને એક વાત કહું. હોમર ઉપર મને બહુ પ્રેમ છે. વળી હું એમ પણ સ્વીકારવા તૈયાર છું કે સર્વ કવિઓમાં અને નાટક-કારોમાં હોમર અગ્રસ્થાને વિરાજે છે. તથાપિ આ નિશ્ચયમાંથી આપણે ખસવું ન જોઇએ, અને દેવતાઓનાં સ્તોત્રો અને મહાન પુરુષનાં પ્રશંસા-વાક્યો એ બે શિવાય કોઇપણ પ્રકારની કવિતાને આપણા રાજ્યમા પ્રવેશ કરવા દેવી ન જોઇએ. કારણ કે જો આ નિયમનો ભંગ કરી 'મધુરસાર્દ્ર મંજરી' જેવી કવિતાને રાજ્યમાં દાખલ થવા દીધી તો તમારે નક્કી જાણવુ કે ધર્મ અને વિવેકને બદલે હર્ષ વિષાદ આદિ દોષનુ જ સામ્રાજ્ય સ્થપાવ નુ.

શિ૦ ખરૂ કહોછો.

ગુ૦ હોમર અને અન્ય કવિજનોની ક્ષમા માગી એટલું કહેવું પડશે કે કવિતાની મનોહરતા અમે સારી રીતે સમજીએ છીએ, પણ તેટલા માટે 'सत्यान्नास्ति परो धर्मः' એ અમારા મૂળ નિયમનો અમે ભંગ કરી શકીશુ નહી કવિઓ એટલુ સિદ્ધ કરે કે કવિતા જેવી મનોહર છે તેવી જ મનુષ્યજીવનને અને રાજ્યને ઉપયોગી પણ છે; તો પછી આપણા સામાજીક (બાહ્ય) અને આત્મ(આંતર)રાજ્યમાં એને સન્માન આપવા આપણે બહુજ ખુશી છીએ.

[પ્લેટોના "રિપબ્લિકમાંથી", *]

---

* અત્રે 'Republic' નો વિષય પૂરો થાય છે હવે પછી, કેટલોક ભાગ બીજે સ્થળેથી લેવામાં આવશે છેવટે વિવેચન આવશે. મૂળમાં સૉક્રેટિસ અને ગ્લૉકનના સંવાદ રૂપે વિષય આપેલો છે, જો કે ગ્લૉકન શિષ્ય શબ્દને કદી પણ ધારણ કરતો નથી, તથાપિ ગુજરાતીમાં આ ગુરુશિષ્યસંવાદરૂપે જ મૂકવુ ઠીક લાગવાથી તેમ કર્યું છે.

# અવલોકન.

## "વિક્રમોર્વશીયનું ભાષાન્તર"*

મહાકવિ કાલિદાસના આ સાદા, રસમય, અને લોકોત્તરપ્રતિભાપૂર્ણ નાટકનું ગુજરાતીમાં એક ભાષાન્તર આજથી લગભગ ત્રીસ વર્ષ ઉપર રા. રા. રણછોડભાઈ ઉદયરામને હાથે થયું હતું. ત્યાર પછી આ વિષયમાં આ પ્હેલો જ પ્રયત્ન છે. ત્રીસ વર્ષ એ થોડો કાળ નથી, અને એટલામા કાલિદાસ સબંધે આપણને ઘણી ઘણી હકીકત મળી છે, એના કાવ્યોની અને નાટકોની વિધવિધ પ્રતો હાથ લાગી છે જેમાંથી અનેક પાઠો સબંધી વિચાર ઉદ્ભવ્યા છે, તથા વાચકની અભિરુચિ પણ દિનપરદિન બદલાતી આવે છે—એ સર્વ જોતા એક બીજા ભાષાન્તરની જરૂર હતી અને તે જરૂર પૂરી પાડવા રા. કીલાભાઇનો આ યત્ન છે. અને તે કેટલેક દરજ્જે સફલ થયો છે એમ કહેવામાં પણ અડચણ નથી પ્રકૃત ભાષાન્તરનું સ્વરૂપ રા. રણછોડભાઇના ભાષાન્તરના કરતાં કેવલ જૂદા જ પ્રકારનું છે; માત્ર સ્વરૂપ ભિન્ન છે એટલુજ નહિ પણ બંનેનો ઉદ્દેશ પણ એક નથી એમ સહજ સમજાઇ આવે છે. આમ હોવાથી ઉભયને એક કોટિમાં નાંખી સરખામણી કરવી ઉચિત નથી, તથાપિ ઉભયનો પ્રયત્ન એક વિષય ઉપર જ છે તેથી મનને કેટલુંક તારતમ્ય ગ્રહણ થયા વિના રહેતું નહિ રા. રણછોડલાલનું લક્ષ માત્ર કાલિદાસના રસ ઉપરજ છે, અને એ ઉદ્દેશ પાર પાડવા જતાં અર્થને એમણે તદ્દન ગૌણ કરી દીધો છે. આથી લાભ એ થયો છે કે કવિતાનો ચમત્કાર સારો આવ્યો છે, અને ભાષા પણ પ્રસાદવાળી બની છે, પરતુ મૂલની ખૂબી યોગ્ય રીતે પ્રદર્શિત થઇ શકી નથી છંદ સંગીતાદિની યોજના પણ તે વખતની સહૃદયતાને અનુસરીને જ છે. વર્તમાન ભાષાન્તર જૂદા જ માર્ગ ઉપર છે. અત્રે ભાષાન્તરકારનો યત્ન મૂલને વળગી રહી રસ સંપૂર્ણ રીતે પ્રદર્શિત કરવાનો છે અને એ કામ કેટલું કઠિન છે—અને કાલિદાસમાં તો વિશેષે કરીને—એ ધ્યાનમાં રાખવાનું છે. ભાષાન્તર સમશ્લોકી કરીને મૂલનો રસ સંપૂર્ણ રીતે જાળવી રાખવાની વિલક્ષણ શક્તિ ગુજરાતી ભાષાન્તરકર્તાઓમાં રા. રા. કેશવલાલની જ છે પણ એમને બાદ કરીને બોલતાં, રા. રા. કીલાભાઇનો પ્રયત્ન ખોટો નથી. ભાષાન્તરમાં કલેશ કે કઠોરતા કે એવો બીજો કોઇ દોષ જણાતો નથી. પણ એટલું કહેવું જોઇએ કે એકદર વિચાર કરતા અત્રે ગુણના અસ્તિત્વ કરતાં નિર્દોષતા વધારે સ્ફુટરીતે પ્રતીત થાયછે. કાલિદાસના રસતરંગો જોઇએ તેવા ભાષાન્તરમા સંક્રાન્ત થઈ શક્યા નથી એમ અમને લાગે છે. પરંતુ આમ કહેવામાં અમારો આશય રા. કીલાભાઇના ભાષાન્તરને ગુણહીન ગણી નિંદવાનો નથી, અત્રે કેટલાક ગુણ છે ખરા પણ ભાષાન્તર ઉપરથી સંસ્કૃત જાણનારા પુરુષો કાલિદાસના કવિત્વ સબંધે વિચાર બાંધવા જાય તો તેમાં કેવી ભૂલ થવાનો સંભવ છે એટલુજ અમારે બતાવવાનુ છે.

ભાષાન્તરની નીચે એક સવિસ્તર ટીકા આપેલીછે, અને તેથી ગુજરાતી દ્વારા સંસ્કૃતનો અભ્યાસ કરનારને એ ભાગ સારો ઉપયોગી થઇ પડે એમ છે. પરંતુ આ ટીકા, એની ઉપયોગિતા ઘટાડયા વિના પણ, છે તે કરતાં બહુ ટુકી અને હૃદયગ્રાહી કરી શકાત "બાર મુનિઓ,"

---

* વિક્રમોર્વશીયનુ ભાષાન્તર કર્તા. રા. રા. કીલાભાઇ ઘનશ્યામ ભટ્ટ.
ગુજરાતી પ્રેસ—મુબાઇ કિંમત રા ૧–૧૨–૦

"બાર યક્ષો," "બાર રાક્ષસો," "બારનાગ," "બારગંધર્વો" ની ટીપ આપવાને બદલે કાલિદાસનાં ઉપમા, અર્થગૌરવ, પદલાલિત્ય, રસ, પ્રસાદ માધુર્ય આદિ કાવ્યધર્મોનો માત્ર સામાન્ય ઉલ્લેખ કરીને ન વિરમતાં એનાં ઉદાહરણો દર્શાવવા ઉપરે જ વિશેષ ધ્યાન આપ્યું હોત તો ઠીક હતું.

આ ઉપરાંત ભાષાન્તરને આરંભે "મહાકવિ કાલિદાસ" સંબધે એક ઉત્તમ નિબંધ છે, તથા અંતે કઠણ શબ્દનો કોશ છે. નિબંધમાં અનુવાદકર્તાએ કાલિદાસ સંબંધી દરેક પ્રશ્નની ચર્ચા કરી છે, જેમાં દંતકથાથી માંડી દેશની પાકી સ્થિતિ પર્યન્તનો સમાવેશ થાય છે. કાલિદાસના કાલનિર્ણય પરત્વે મળતા બાહ્ય અને આંતર પ્રમાણો અને તે ઉપરથી આજ સુધી થએલા વિદ્વાનોના જૂદા જૂદા વિચારોનો સંગ્રહ પણ સારો કર્યો છે. આ નિબંધ પ્રસિદ્ધ થતાં ગુજરાતીમાં કાલિદાસને લગતી એક મ્હોટી ખોટ પૂરી પડી છે એમ કહેવામાં બાધ નથી. પરંતુ એક બાબત માટે અમને દિલગીરી રહે છે, જે વિષયની ગભીરતા તથા 'શાંકરવેદાંત' ને થતો અન્યાય વિચારતાં અત્રે પ્રદર્શિત કર્યા વિના ચાલશે નહિ. 'કાલિદાસ' અને વેદાન્ત,' 'કાલિદાસ અને સાંખ્ય' ઈત્યાદિ વિષય ઉપર નિબંધકારે જે લખ્યું છે તેમાં જરા પણ ઊંડા ઉતરીને તપાસ કરી જણાતી નથી. પ્રકૃતિ એટલે શું? માયા એટલે શું? પુરુષ એટલે શું? સોપાધિક નિરુપાધિક બ્રહ્મ તે શું? તથા એ સર્વેનો પરસ્પર સંબંધ શો છે?—ઇત્યાદિ પ્રશ્નો સબંધે ઊંડો તત્વવિચાર તો દૂર રહ્યો, પણ આ વિષયમાં સાધારણ જ્ઞાન પણ મેળવ્યું હોત તો અત્રે જેવી ભૂલો રહી ગઈ છે તેવી કદાચ ન રહેત. 'महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः' એ શ્લોક "શાંકર ભાષ્યનો" નથી. "त्वामामनंति प्रकृतिं पुरुषार्थप्रवर्तिनीम् । तद्दर्शिनमुदासीनं त्वामेव पुरुषं विदुः"—"આ શ્લોકમાં કાલિદાસ સાંખ્ય સિદ્ધાન્તની પરિભાષા સ્વીકારે છે, પરંતુ પ્રકૃતિ તથા પુરુષ એ બે ભિન્ન છે એ સિદ્ધાન્તથી જૂદો જ અભિપ્રાય આપે છે." એ શી રીતે ફલિત થયું? અમારે કબૂલ કરવું જોઈએ કે અત્રે રહેલી તર્કપદ્ધતિ તો અમારી બુદ્ધિમાં આરોહ જ કરી શકતી નથી. વળી 'द्रव संघातकाठिनः स्थूलः सूक्ष्मो लघुर्गुरुः। व्यक्तोव्यक्तेतरश्चासि प्राकाम्यं ते विभूतिषु ॥' આ શ્લોકમાં એવું શું છે કે જે શંકરાચાર્યને ગ્રાહ્ય નથી? અથવા તો શાંકર મતમાં એવું નૂતન (પ્રાચીનપ્રમાણવિરહિત) શું છે કે જે અત્ર સમાએલું નથી?

છેવટે એક કોશ છે, જેનું પ્રયોજન અમારા સમજવામાં હજી બરાબર આવી શકતું નથી. 'પ્રતિ-તરફ,' 'પ્રાપ્તિ-લાભ,' 'ભૂ-પૃથ્વી,' 'પ્રદીપ-દીવો,' 'પ્રથમ-પહેલો,' 'પ્રતિક્ષણ-ક્ષણેક્ષણે,' 'બાહ્ય-બહારનો,' 'ભીતિ-બીક,' 'ભિન્નત્વ-તફાવત' 'માધુર્ય-મધુરતા,' ઇત્યાદિ કઠણ (!) શબ્દોના અર્થો વિક્રમોર્વશીયના વાંચનાર માટે છે?

# દુખાન્ત.

અર્થાત્

## ક્લેશની નિવૃતિ.

( મળેલું )*

શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે કે, "सुख त्विदानीं त्रिविधं." સુખ ત્રણ પ્રકારના છે. તેમા આત્મબુદ્ધિના પ્રમાદથી પ્રાપ્ત થતુ સુખ દુ:ખની નિવૃતિનુ કારણ છે. એજ સુખ વળી અનેક પ્રકારના ગણાય છે, પણ વિષયસ્પર્શથી ઉપજતા સુખ દુ:ખયોનિ છે જેઓ વિષયાસક્તિ રહિત છે તેઓજ અક્ષય્ય સુખ પ્રાપ્ત કરી શકે છે.

આપણી આસપાસ અવલોકન કરતા શુ જણાય છે? સર્વત્ર શોક અને ચિંતા. ગામડામાં ફરો કે શહેરોમા, વૃદ્ધ મનુષ્યોને જુઓ કે જુવાનીમા દીવાના બનેલાને જૂઓ કે એક બાળકને, તવંગરને અને ગરીબને, ગાડી ઘોડે ફરનાર તેમજ મજુરી કરનાર, ધંધાર્થી કે વિદ્યાર્થી, સ્ત્રી કે પુરૂષ, જ્યા જુઓ ત્યા, કોઇ ને કોઇ પ્રકારની ચિંતા, કોઇ ને કોઇ પ્રકારનો શોક, કોઇ ને કોઇ દુ:ખની છાપ, એ સર્વની મુખમુદ્રા પર પડેલી જોવામા આવે છે ગામે ગામ રખડો, શહેરે શહેર ફરો. પણ એવા વીરધીર મનુષ્યો કવચિતજ દેખાય છે કે જેઓની મુખમુદ્રાપર ચિંતાના ચીલા ન હોય, જેઓની મુખમુદ્રાપર શોકની છાયા નહિ હોય, જેઓની મુખમુદ્રાપર આંતર શાંતિની ઝમક હોય, જેઓ પ્રશાંત ચિત્તમય હોય, અને જેમની શાંતિનો પ્રકાશ સર્વત્ર પ્રકસતો હોય

'સુધારા' ની વૃદ્ધિ થવા છતા જે શોક, જે દુ:ખ, સર્વત્ર જોવામા આવે છે તેનુ કારણ બહુ ઊંડુ હોવું જોઇએ સર્વ કોઇ એટલુ તો સ્વીકારશે કે આગળ કરતા હાલ સુખનાં સાધનો વધ્યા છે અનેક પ્રકારના જે સુખો આજથી વીસ વર્ષ પર મળી સકતા નહોતાં તે, આજ મળી સકે છે છતા સુખમા વૃદ્ધિ ન થતા મનુષ્ય માત્ર શોકગ્રસ્ત શા માટે જણાય છે? આમ છે એ વાત પણ સર્વના અનુભવની વાત છે જ્યા જાય ત્યા સદા શાંતિ પ્રસરાવનારા મનુષ્યો કવચિતજ દીઠામા આવે છે એ પણ સુપ્રસિદ્ધ જ છે જે દુ:ખ આવુ સામાન્ય છે, અને સાર્વત્રિક છે, તેનુ કારણ પણ બહુ ઊંડુ હોવુ જોઇએ એ કારણ તે મનુષ્ય સ્વભાવનો કાંઇક દોષ જ હોવો જોઇએ જો એમ જ હોય તો, જો એ દુ:ખ આવુ ગભીર છે તો એ દુ:ખ દૂર કરવાનો ઉપાય પણ એવો જ ગભીર હોવો જોઇએ એ મનુષ્યજાતિરૂપે-સમષ્ટિ રૂપે-આપણે એવુ કાંઇક પાપ-દુષ્ટતા-કરેલી હોવી જોઇએ કે જેને પરિણામે આ સ્થિતિ આપણને પ્રાપ્ત થઇ છે, અને જે પાપની છાપ આ શોક અને દુ:ખ રૂપે આપણા પર પડી છે એ શુ છે, તે ન સમજાયાથી જ, આપણને શોકગ્રસ્ત રહેવું પડે છે પણ જો એ ભૂલ સમજાય તો તેને સુધારવાના ઉપાય પણ જડે જ્ઞાનદીપક વડે જ અજ્ઞાનતિમિરનો નાશ થઇ સર્વત્ર શાંતિ પ્રસરી શકે છે

---

* એક સગૃહસ્થ. લખનાર— 'શુભમ્'

પૂર્વે આ જ્ઞાન ઉપનિષદો દ્વારા બોધાયું હતું આસરે પાંચહજાર વર્ષ પર એ જ જ્ઞાન શ્રીમદ્‌ભગવદ્ગીતામાં ગવાયું હતું; ચોવીસ શતક ઉપર એજ બોધ શ્રી ગૌતમ બુદ્ધે આપ્યો હતો; અને ઓગણીસસો વર્ષ પર પણ એજ જ્ઞાનનો ઉપદેશ, ક્રાઈસ્ટ મહાત્માએ, પાશ્ચાત્ય પ્રજાને કીધો હતો. એ જ્ઞાન પ્રાપ્ત કરી, કેટલાક પરમ શાંતિને પામ્યા છે; કેટલાક જેઓ એ જ્ઞાન મેળવવા આગ્રહપૂર્વક પ્રયત્ન કરે છે તેઓને શાંતિના સમુદ્રનો કાંઇક સ્પર્શ થયો છે, અને તેનું અસ્તિત્વ સિદ્ધ થયાથી તેની પ્રાપ્તિ કરવા તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. કેટલાકે વળી, વ્યવહારની ધાંધળમાં, અને તેના યોગે હૃદયમાં થતા દ્વંદ્વ યુદ્ધમાં જ્યારે કાંઈક વિરામ મળે છે ત્યારે, તેવી કોઇ ક્ષણમાં, એ પરમ શાંતિની પ્રભાની કાંઇક ઝાંખી કરી હોય છે, તેથી તેના સાક્ષાત્ દર્શન અનુભવવાની જીજ્ઞાસા તેઓ દૃઢ કરતા જાય છે. અરે! પણ લક્ષાવધિ મુહ્યમાન મનુષ્યોને એવી શાંતિ છે, એટલું પણ ભાન નથી. યદ્યપિ તેઓને એ શાંતિનો સ્વપ્ને પણ ભાસ થતો નથી છતાં, તે તેઓથી બહુ દૂર નથી. જે પુરાણી પ્રજાના અનુભવ સિદ્ધ જ્ઞાનથી શાંતિ મળે છે તેનું દિગ્દર્શન કરાવવાથી કોઇકને પણ લાભ થયા વિના રહેશે નહિ. અને એ જ્ઞાન થવાથી મોહજાલમાંથી છૂટી, દુઃખનો અસહ્ય ભાર દૂર કરવાનુ બની સકશે.

જે બહુ થવાના ઈક્ષિણથી, **એકતામાંથી અનેકતા ઉદ્ભવી, અને આત્માનો પ્રત્યગ્ભાવ ઉત્પન્ન થયો, તેજ દુઃખનું મૂલ કારણ છે.** આવા ઇક્ષણ વિના અનાદ્યંત મહાબીજમાંથી 'બીજપ્રદ પિતા'ના જેવાંજ રૂપો ઉત્પન્ન થાત જ નહિ; ઉત્પન્ન થઇ સૃષ્ટિની સંહારક શક્તિઓના પ્રાબલ્ય સમયે, પ્રલયકાલમાં પણ, પોતાનું સ્વાભિમાન જાળવી રાખી પરિધ વિનાનું મધ્યબિંદુ થઇ રહેવાની શક્તિયુક્ત, અને પુનઃ પોતામાંથી પોતાના જ જેવી ચિચ્છક્તિઓ ઉત્પન્ન કરવા શક્તિવાન થઇ, અનુપદક બ્રહ્મચક્રને પુનઃ ભ્રમણ કરાવવા માંડતાં શક્તિમાત્રનો નિયામક જે 'હંસ' પોતાની યાત્રાર્થે પુનઃ ભ્રમણ કરવા માંડે છે તે ઉત્પન્ન થાત જ નહિ. આવું ઇક્ષિણ થતાં પહેલાં સૃષ્ટિઓ ઉત્પન્ન થાત જ નહિ; અને જ્યાં સુધી દરેક જીવે પોતે પરમાત્મસ્વરૂપ અને સર્વમય થઇ રહેવા રૂપ પરમ પુરુષાર્થ સિદ્ધ કર્યો નથી, ત્યાં સુધી એ જીવિતાશા, અભિનિવેશ, છૂટતો જ નથી. આ વાત બુદ્ધિને અગમ્ય છતાં આત્માને સ્વતઃસિદ્ધ જ છે.

એક પાસાથી જીવ, તેના અભિનિવેશથી, જન્મમરણરૂપી બ્રહ્મચક્રમાં ભ્રમણ કરે છે: અને બીજી પાસાથી તેના હૃદયમાં, આત્માનુસંધાન કરી લેવાની નિગૂઢ સ્ફુરણા સ્ફુરે છે, ગમે તેવી ઊંધી રીતે પણ, મનુષ્ય માત્ર સુખ સાધવા મંથન કરે છે; મનુષ્ય સુખ શોધે છે તે યોગ્ય છે, એ તો સ્પષ્ટ જ છે; સુખની ઇચ્છા સર્વને હોય છે જેઓ દેહને પીડા આપી, દેખીતા સુખનો ભોગ આપી, દુઃખમય જીવન સ્વીકારતા દેખાય છે, તેનું કારણ પણ એજ છે કે તે એમ ધારેછે કે, પરમ સુખ સાધી લેવાનો ટૂંકો માર્ગ એ જ છે.

સહજ પ્રશ્ન થાય છે કે, વિષયાસક્ત મનુષ્ય વિષયાસક્તિના વમળમાં તણાઇને, અને મનોયોગના નંદની ધૂનમાં જે સુખ, એક સરખું, પ્રાપ્ત કરી લે છે તેનુ કારણ શું? આનન્દ આપે એવા, ઇષ્ટ પદાર્થની સાથે ઐક્ય કરી લેવામાં જ, ઇષ્ટપ્રાપ્તિમાં જ, સર્વ સુખ

સપાયલું છે. દારૂડીઆ દારૂપીને, અફીણીઓ અફીણ ખાઇને, કંજુસ દ્રવ્યનો સંગ્રહ કરીને, પ્રેમીજનો પ્રિયાના સમાગમમાં, ચિત્રકાર વિગેરે કલાવાન પુરુષો કોઇ સૌંદર્યના ચિત્રમાંજ, વિચારશીલ પુરુષો કોઈ વિચારમાં જ, અને યોગીઓ યોગાનંદમાં જ પોતપોતાનું ઇષ્ટ સુખ પ્રાપ્ત કરી લે છે. એ સર્વને ઇષ્ટાનુયોગમાં જ એક સરખો આનન્દ થાય છે. એ સર્વને સુખ તો એક સરખું જ થાય છે; તેમાં તો કશો ભેદ છે જ નહિ. જે કાંઇ ભેદ છે તે એ દરેકના ઇષ્ટાર્થમાં જ છે; એ ઇષ્ટાર્થ પરથી જ એ દરેક જીવની સ્થિતિ પણ સમજાય છે

હવે જે વિચાર કરવાનો છે તે વિષયાન્તર જેવો લાગશે, પણ ખરું જોતાં તેમ નથી. એમ લાગવું એ પણ માયા જ છે. જે વિચાર અહીં કરવો પ્રાપ્ત થાય છે તે એ છે કે, અમુક એકજ સૃષ્ટિમાં એક જ આત્મા, અનેક જીવરૂપે, ઉત્તરોત્તર શ્રેષ્ઠ રૂપો-ઉપધિઓમાં રહે છે. આ જીવોનો વિકાસ થવા માટે, એ ઉપાધિઓનું રૂપાન્તર અને અવસ્થાન્તર થયાં જ કરવું જોઇએ. પ્રથમ તો એ દરેક રૂપ જીવના વિકાસનાં સાધન હોય છે; પણ પાછળથી તેઓ બાધક નીવડે છે. જીવ માત્ર સ્વરૂપે શિવ છતાં, બીજાંકુરન્યાયે જ્યારે એ જીવો, જીવદશા પ્રાપ્ત કરી પોતાના જેવા જ બીજા ઉપાધિયુક્ત જીવો સાથે સંબંધમાં આવે છે, ત્યારે તેમની અંતર્ભૂત શક્તિઓનો આવિર્ભાવ થાય છે; તેમ થયા પછી, જે ઉપાધિદ્વારા આ શક્તિઓ આવિર્ભૂત થઇ હતી તે જ ઉપાધિઓ બંધનકર્તા થાય છે. આનું પરિણામ શું? આવા પરસ્પર વિરોધના પરિણામે ક્યાં તો જીવનો નાશ થવો જોઇએ કે ક્યાં તો ઉપાધિનો ભંગ થવો જોઇએ. પણ, જીવ તો સ્વભાવે જ અમર છે, એટલે ઉપાધિનો ભંગ થઇ જીવ તેથી મુક્ત થવો જોઇએ. આ પ્રમાણે ફરી ફરીને રૂપોનો ભંગ થવો, અને દરેક રૂપનો ભંગ થતાં, તેમાંથી ઉત્તરોત્તર વિકાસ પામતા જીવને બીજું રૂપ ધારણ કરવું, એ ક્રમનેજ **વિકાસક્રમ** કહે છે.

જીવનો આ વિકાસ બીજાંકુરન્યાયે થાય છે. વૃક્ષમાં બીજ અદૃશ્ય રહેલું હોય છે, તેમાંથી દૃશ્યરૂપે તે ઉત્પન્ન થાય છે; તે બીજમાંથી અંકુર ફૂટે છે, તેમાંથી કુમળો છોડ ઊગે છે, તેમાંથી જ મ્હોટું ઝાડ થાય છે અને તેમાંથી જ પાછું બીજ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં વિકાસ થાય છે ત્યાં ત્યાં અંતર્ભૂત શક્તિઓ આવિર્ભૂત થાય છે. જે શક્તિઓ અમુક સૃષ્ટિના ઇશ્વરમાં પરાકાષ્ઠાને પામી હોય છે તેજ તે પોતાના સૃષ્ટિરૂપ ક્ષેત્રમાં બીજરૂપે-જીવરૂપે-રોપે છે. જેમ પાણીને પોતાની મૂળ સપાટી સુધી ઉચ્ચ જવાનો ધર્મ સ્વાભાવિક છે, તેમજ જીવ શિવરૂપ થઇ રહેવા સ્વાભાવિક રીતે જ પ્રયત્ન કરે છે. જેમ જુદા જુદા પદાર્થો પરસ્પર આકર્ષાય છે, તેમ જીવ આત્મા પ્રત્યે આકર્ષાય છે. પરમાત્માનું આ આકર્ષણ જીવાત્માપર સર્વદા થયાંજ કરે છે. ગર્ભરૂપે-બીજરૂપે-અંશરૂપે-રહેલો આત્મા, તેના "બીજપ્રદ પિતા" પરમાત્મા પ્રત્યે આકર્ષાય છે. તેથી જ જીવ માત્ર અનેકતામાં એકતા માટે ફાંફાં મારે છે, અને એકત્વ જે તેનું સ્વરૂપ છે તે પ્રાપ્ત કરવા મથે છે. આવા પ્રયત્નને પરિણામે જીવોનો પરસ્પર સંબંધ થાય છે, ઉપાધિઓ એક બીજાના સંબંધમાં આવે છે. અંતરાત્માની પ્રેરણાથી રૂપો પરસ્પર વ્યવહારમાં ચોન્તય છે અને તેમ કરતાં તેઓમાં અનુરાગ કે પ્રતિરાગ ઉત્પન્ન થાય છે. આ બધામાં જે એક આકર્ષણ શક્તિ છે તે આત્માની છે; એ સંબંધમાં **સુખ દુઃખ રૂપ અનેકતા છે તે ઉપાધિને લઇને છે.**

વળી જીવ અને પરમાત્માનો સંયોગ કરવાની પ્રવૃત્તિમાંથી ઉપાધિ ઉપાધિનો યોગ થાય છે. અને તેથી જ જીવને અસંતોષ થાય છે. જુદા જુદા જીવો વચ્ચે જે અંતરાય છે તે આ ઉપાધિ જ છે. ઉપાધિ ઉપાધિનો યોગ થવાથી જીવોની એકતા થતી નથી. જેમ જુદી જુદી નદીઓનાં પાણી એક એકને મળી સકે છે. તેમ જીવો પણ નામરૂપથી મુક્ત થઇ પરસ્પર મળી સકે છે,ઐક્ય અનુભવી સકે છે. પણ જેમ એ નદીઓનાં પાણી એકઠાં વહેવા માંડયાં પહેલાં તેમના દરેકનાનુ કિનારા રૂપ અંતરાયોનો નાશ થયો હોવો જોઇએ તેમ ઉપાધિનું બંધન છૂટયા વિના જીવ જીવનો સંયોગ બની શકતો નથી.

અહીં સુધી જે જે વિચારસૂત્રો આપણે જોયાં તે સર્વને પરસ્પર યોજી લઇ તેમાંથી એક મહાન્ નિયમ ઊપજાવી લઇશું. એ પ્રમાણે ઊપજાવેલા પાશની ગ્રંથિ વડે જીવન સમુદ્રમાં તરીશું, અને ત્યાં જે શોકરૂપ મચ્છ મળશે તેનું શિરચ્છેદન કરીશું.

અમૃતમય જીવ ઉત્પન્ન થવા માટે બહુ થવાના ઇક્ષણની જરૂર છે;

સૃષ્ટિમાં સર્વત્ર સુખ-આનન્દ-ની શોધ માટે જ સર્વ પ્રવૃત્તિ થાય છે;

એક આત્મા અનેક જીવરૂપે, અનેક નામરૂપ દ્વારા, વિકાસે છે;

જીવ માત્ર, જે સ્વરૂપે શિવરૂપ છે તે, પોતાના મૂલ સ્વરૂપની શોધમાં જ છે; એ શોધને પરિણામે ઉપાધિઓનો પરસ્પર વ્યવહાર થાય છે;

આ રૂપો-ઉપાધિઓ-પોતામાં રહેલા શિવાંશ-જીવ-ને બાધકર્તા થાય છે;

અને તેથી એ જીવોનો પ્રત્યગ્ભાવ બન્યો રહે છે.

દુઃખ શોક-નો ઉદ્ભવ કેવી રીતે થાય છે તે હવે સમજાશે. સૌંદર્યની શોધમાં જીવ કોઇ સુંદર વસ્તુના સંબંધમાં આવે છે; તે રૂપના સંયોગમાં સુખ માને છે; પણ તે સુંદર વસ્તુના રૂપનો ભંગ થતાં તે જીવને સર્વત્ર શૂન્યતા ભાસે છે. પ્રેમની શોધમાં, જીવ, કોઈ પ્રિય રૂપના સંબંધમાં આવે છે; જ્યારે તે રૂપ નાશ પામે છે ત્યારે તેનું હૃદય શોકગ્રસ્ત થઇ રહે છે. પ્રાપ્ત કરેલી ઇષ્ટ વસ્તુથી સંતોષ થયા પછી તેથી અધિક કે વિશેષ પ્રાપ્તિ કરવા માટે જે તૃષ્ણા થાય છે અને તેને પરિણામે જે દુઃખ થાય છે તેની આગળ ઇષ્ટ વસ્તુ ॥ વિયોગથી જે દુઃખ થાય છે તે કાંઇજ વિસાતમાં નથી. ઇષ્ટપ્રાપ્તિથી થતી તૃપ્તિ, વળી કેટલેક કાળે તે વિષે થતો અસંતોષ, ફરી બીજા કોઇ ઇષ્ટની પ્રાપ્તિને અર્થે પ્રયાસ, તે પ્રયાસને પરિણામે પ્રાપ્તિ, પછી પાછો અસંતોષ, એ પ્રમાણે એક પછી બીજી અને બીજી પછી ત્રીજી એમ મોહપરંપરા ચાલી જ જાય છે. એ મોહજાલ રૂપ તૃપ્તિ અતૃપ્તિનું ચક્ર ભમ્યા જ કરે છે.

સૃષ્ટિમાં ગમે ત્યાં જોશો તો જણાશે કે, **દુઃખ માત્ર અનિત્ય વસ્તુમાં સુખ શોધવાનું પરિણામ છે.** અનિત્ય અને નિરંતર બદલાતા, માટે ક્ષણિક, એવા બાહ્ય પદાર્થની પ્રાપ્તિવડે સુખ મેળવી લેવાનાં મોહપાશથી બંધાઇ ફાંફાં મારતાં અજ્ઞાની મનુષ્ય દુઃખ હોરી લે છે. વિષયજન્ય ભોગ જે નાશવંત છે તે દુઃખયોનિ છે એ વાત સત્ય છે.* માટે જ કહ્યું છે કે, **तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥** આત્મબુદ્ધિના પ્રસાદ-

---

* ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ॥

થી જે સુખ ઉપજે. છે તેજ સાત્વિક સુખ છે. જ્યારે આત્મા આત્માને જ શોધે ત્યારે જ સુખ પ્રાપ્ત થાય છે. બાહ્ય વિષયમાં જે સુખ છે તેથી વિરક્ત એવા જે મનુષ્ય આત્મામાં-પોતાના અંતરમાં જ-સુખ અનુભવે છે, તે બ્રહ્મસમાધિનિષ્ઠ પુરૂષ જ અક્ષય્ય સુખ તેને પામે છે.*

શું અહીં વિષયાસક્તિનો નિષેધ કીધો છે તેથી એમ લાગે છે કે, જીવનનાં સૌંદર્ય અને આનન્દને કાંઇ બાધ આવે છે? એથી શું જીવન ફીકું પડે છે? શું ઝિંદગીની મઝાહ જતી રહે છે? અને કોઇ એકાંત અરણ્યમાં વાસ કરવાનો પ્રાપ્ત થાય છે? પ્રિય વસ્તુમાં જે પ્રિયતાનું સ્થાન છે તે તેનો દેહ નથી, પણ તેમાં રહેલો આત્મા છે. જો પ્રેમ શુદ્ધ હોય તો પ્રિય પદાર્થના દેહનો ભંગ થયા છતાં પણ, તેના આત્માથી જીવથી-વિયોગ થતો નથી; દેહ ભગ થયા પછી પણ, જો પ્રેમ શુદ્ધ હોય તો, પ્રિય આત્મા રૂપી માંણેક જે નવા દેહ રૂપી પેટીમાં પડ્યું હોય ત્યાંથી શોધી લઇ શકાય છે. જ્યારે આવી સ્થિતિ થાય છે ત્યારે દુઃખનું કારણ સમજાય છે; અને અભ્યાસવડે દુઃખનો અંત પણ આવે છે.= કારણ કે **આપણે દેહ નથી, પણ આત્મા છીએ;** અને તેથી આપણને બીજા જીવોના દેહો સાથે કાંઇ સંબંધ નથી. એ દેહ સંબંધમાં પણ આપણે તો માત્ર તેમાં રહેલા જીવ રૂપ આત્માને જ અનુભવવો છે, જ્યાં સુધી સર્વાત્મભાવ સિદ્ધ થાય, ભેદદ્રષ્ટિ દૂર થાય, ત્યાં સુધી મહાદયાલુ કર્મના નિયમાનુસાર, અનેક દેહોનો ભંગ, અનેક ઉપાધિઓનો નાશ, અને તેમની ઉત્પત્તિ થતાં તેમાં રહેલા આત્માની સાથે જ વિશેષ વિશેષ યોગ સાધી, આત્મા-પરમાત્મા-જે આ સર્વ જગતને આવરણ કરીને, ભેદીને રહ્યો છે, જેની પ્રવૃત્તિથી કાર્ય માત્ર થાય તે, તેનો યોગ સાધવો. કેમકે, **एको वशी निष्क्रियाणां बहूनाम् एक बीजं बहुधा यः करोति । तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥** (શ્વે૦ઉ૦ ૧૨-૬-) સર્વ વિક્રિયમાણ વસ્તુઓનો જે એક વશ કરનાર છે, એક બીજમાંથી બહુની ઉત્પત્તિ કરનાર છે તેને પોતાના આત્માને વિષે સ્થિત જે જુએ છે તે ધીર પુરૂષો જ શાશ્વત સુખ અનુભવે બીજા નહિ. અહીં જ દુઃખ માત્રનો અંત આવે છે અને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે.

પરમ શાંતિને ધામે પહોંચવાને માર્ગે જતાં પણ, દુઃખનું કારણ સમજાયાથી અર્ધું દુઃખ દૂર થાય છે. કારણ કે, દુઃખનું કારણ જાણવાથી સમજાય છે કે, દુઃખ પણ સુખનું જ એક કનિષ્ટ રૂપ છે. શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે, " લાગે વિષમ પ્રથમ જે, અંતે અમૃત થાય. " આથી જે શાંતિ થાય તે સર્વદા રહે છે; અને જે દુઃખદાતૃત્વ ઇશ્વરને આરોપાય છે તે જો સત્ય હોય તો એમાં પણ તેની ઉદારતા અને મહત્તા સ્પષ્ટ થાય છે. સોનાને જો આનન્દ અનુભવવાની શક્તિ હોય તો શું તાવણીથી શુદ્ધ થએલું સુવર્ણ પોતાની અશુદ્ધિ ખોવા માટે અસહ્ય તાપમાં તપાયા છતાં આનન્દશે નહિ?

---

* बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् । स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ ५. २१॥-भ०गी.

= अभ्यासाद्रमतेयत्र दुःखान्तं च निगच्छति ॥

જેમ કસરત વિના શરીરની રગો અને ગ્રન્થિઓ મજબુત થતી નથી તેમ દુઃખ અનુભવ્યા વિના મનુષ્યસ્વભાવના માનસિક અને નૈતિક અંશો વીર્યવાન થતા નથી. સૃષ્ટિના અધિભૌતિક પ્રકરણમાં કલહ એજ વિકાસનો ક્રમ છે. કલહ વડેજ વિકાસ સંભવે છે, એથી વીર્યની વૃદ્ધિ થાય છે. અને વીર્યની સંપૂર્ણ પુષ્ટિ થતાં, સપૂર્ણ શાન્તિ થઈ રહે છે.

દુઃખ ન હોય તો દુઃખમાં મહભાગિતાનો અવકાશ જ નથી, ઉર્દ્ધ્વનેજ નહિ. દુઃખ થતાં જ તે દુઃખ શું છે, અને તે શાથી થાય છે; તે વિચારવાનો અવકાશ મળે છે, અને તેની નિવૃત્તિના ઉપાયો યોજવાનું પણ ત્યારે જ બને છે. લાલચમાં સપડાવે દુઃખ ભોગવ્યું હોય તો જ બીજા લાલચમાં સપડાતા હોય તેને મદદ કરી શકાય છે. જેઓ પડીને ચડ્યા છે, તેઓ જ પડેલાને એવી રીતે મદદ કરી શકે છે જેથી પડેલાને ક્ષોભ ન થાય દુઃખના દરેક બીજમાથી સુખનાં વૃક્ષ ઊગાવી શકાય છે. તેમ કરી પોતાનો મોક્ષ સાધી લેવામાં જે કાંઇ મુશીબત વેઠવી પડે છે તેથી કયો વીરધીર ડરશે?

દુઃખના અનુભવ વિના સારા માઠા ધર્મ અધર્મનું જ્ઞાન થતું નથી. એવા જ્ઞાન વિના, સારૂં હોય તે સારૂ છે માટે ગ્રાહ્યછે એવો બુદ્ધિપૂર્વક નિશ્ચય થઇ સકતો નથી; અને દેહાદ્ધ્યાસથી, ઉપાધિપરના–અનાત્માપરના–અનિત્યવસ્તુ પરના–પ્રેમથી, મુક્ત થવાતું નથી; બાહ્ય વિષયની આસક્તિ છુટતી નથી. જેની વિષયવાસના દબાએલી રહેછે, તે મુક્ત નથી. મુક્તનો તેજ કે જેણે પોતાના આસુરી સ્વભાવનો આસુરી અંશ નિર્મૂળ કરી દૈવી સંપદમય બનાવ્યો હોય. એવા મુક્તાત્માજ મુક્તાત્મા કહેવાય. એવા મનુષ્ય વિષયથી વીંટળાયલા રહ્યા છતાં તેથી અસ્પર્શ રહેછે તેમના સત્યનિષ્ઠા દૃઢ રહેછે, સ્વાભાવિક રીતેજ નિયમમાં રહીનેજ, અને દેશકાલનો વિચાર કરીનેજ તેઓ કર્મ ગાત્ર કર્યા જાયછે. આવા મુક્તાત્માના ઉર્દ્ધ્વને માટે હમેશ શું પણ લક્ષાવધિ વર્ષો પણ બસ નથી.

શોકાબ્ધિમાં ગરક થતાં પણ આપણે ભુલવું જોઇતું નથી કે, જે સ્થિતિમાં દુઃખની જરૂર છે તે આપણા વિકાસ ક્રમના નીચલા પગથીઆં છે. અનેક જન્મો ગળી આપણું જે એક જીવન થાયછે તેના પ્રમાણમાં એ કાંઇ જ નથી. એ એનો મુકાબલો થઇ સકતોજ નથી. કારણકે અનંત કાલને એક ક્ષણ સાથે કેમ સરખાવાય? જે સ્થિતિમાં આપણે જન્મ મરણને વશ છીએ તેને મનુષ્ય જાતિની બાલ્ય ચેષ્ટા અને તદનુસાર દુઃખ મય બાલ્યાવસ્થા કહેતાં પણ એનું સ્વરૂપ છે તે કરતાં મ્હોટું થાયછે, અતિશયોક્તિ થાયછે. ખરેખર ક્ષણભંગુર દુઃખો વડે જે નિત્ય પદ પ્રાપ્ત થાયછે, તેની સાથે સરખાવતાં એ દુઃખો કાંઇજ નથી એટલા માટે જ્યારે જ્યારે શોકનું મેઘાડંબર ઘેરાય ત્યારે એની પેલીતરફ જે નિત્ય આકાશ છે તે તરફ દૃષ્ટિ કરો, શોકાબ્ધિના મોજાં જ્યારે અથડાય ત્યારે તેના નિત્યકિનારાપર દૃષ્ટિ કરો. પૃથ્વી અને નરકની ક્લિષ્ટ શક્તિઓ આપણને કચડવા ભલે તૈયાર થાઓ, પણ અંતે તેઓ આપણું શ્રેય જ કરશે, આપણુ કલ્યાણ જ કરશે. કારણકે આપણે સ્વરૂપે અજ, અમર, નિત્ય, અવિકારી, અને અક્ષર છીએ, અને અહીં આપણે જે નિત્ય મેવાના સાધનો સામગ્રી-લેવા આવ્યા છીએ તે મેવામાં જ આપણું સ્વાતંત્ર્ય છે.

# કવિતા અને સંગીત.

(મળેલું)*

(અનુસંધાન ગત અંકથી)

હવે સંગીત ઉપર આવિયે. સંગીતના મુખ્ય બે ભેદ છે:—(૧). તાલસંગીત, અને (૨). ધ્વનિસંગીત.

તાલસંગીતમાં નીચેના પ્રકાર સમાયછે:—

(क) આપણી ગીતકલામાં સ્વીકારવલા સર્વે તાલ,-ત્રિતાલ, ચોતાલ, ઝમ્પા, એકતાલ, વગેરે; તેમ જ પાશ્ચાત્ય ગીતકલાના તાલ.

(ख) છન્દઃશાસ્ત્રમાંના માત્રામેળ છન્દના તાલ, તેમ જ અક્ષરમેળ વૃત્તોના સ્વતઃસિદ્ધ શબ્દનૃત્ય(rhythm)નો તાલ.

(ग). શબ્દનૃત્ય (rhythm),—ગદ્યમાં તેમ જ પદ્યમાં આવતું, અને—

(घ). નૃત્યકલાનું નૃત્ય.

આ તાલસંગીતનું સ્વરૂપ શબ્દરવના અમુક કાલવિભાગના સમાન અથવા સમપ્રમાણ માપ અથવા વજનથી બન્ધાય છે. માટે આ કાલમાન સંગીત ( music of time-measure) ગણીશું. ધ્વનિસંગીતના સ્વરૂપનું બન્ધારણ કાલમાનથી નિરપેક્ષ જ છે, સ્વતન્ત્ર છે; હેની સામગ્રી ફક્ત શબ્દરવ છે. તેથી ધ્વનિસંગીતને રવમાનસંગીત (music of sound) કહીશું.

એ ધ્વનિસંગીતના બે વિભાગ છે:—

(क). વર્ણસંગીત, અને (ख). સ્વરસંગીત.

વર્ણસંગીત એટલે વર્ણાનુપ્રાસ ( અક્ષરસગાઇ ) અથવા પદલાલિત્ય, તથા યમક (rhyme),—જે'ને સામાન્યરીતે પ્રાસ મેળવવા કહેવાય છે તે.

સ્વરસંગીત તે જ music proper, શુદ્ધ સંગીત છે. स, रि, ग, म, प, ध. नि, એ સપ્તસ્વરના ( તથા હેમના પેટાભેદ—કોમલ, તીવ્ર, વગેરેના ) અનુક્રમ, સંખ્યા, વગેરેને લઇને રચનાન્તરથી થતું મધુર સ્વરૂપ તે જ સ્વરસંગીત. આ સંગીત માત્ર સ્વરરૂપી ઉપાદાનથી જ બનેલું છે स, रि, ग, म, प, ध, नि, એમ અક્ષરોથી નામ અપાયાં છે તે માત્ર સગવડને ખાતર જ ( षड्ज, ऋषभ, गान्धार, વગેરે મૂળ નામના આદ્યાક્ષરો લઇને નામ પડાયાં છે ). ફક્ત आ, आ, आ, आ, आ, आ, आ, એમ હાલ સુર ગાઇ બતાવ્યા તેમ માત્ર સ્વરોચ્ચાર કર્યાથી એ સાતે સુરનું સ્વરૂપ પૂરેપૂરૂં બાંધી સકાશે. કાંઇક આ કારણથી જ વ્યાકરણમાં જે વર્ણધ્વનિને સ્વર ( vowel ) હેવું નામ અપાયું છે તે જ નામથી સ્વરસંગીતના સુરની ઓળખાણ અપાઇ હશે. આ સપ્તસુરના માધુર્યનું મૂળ

---

* લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

સ્વરના ધ્વનિ. sound )ના અમુક માપ અથવા વજન ( acoustic quantity ) માં છે. વર્ણસંગીત વર્ણધ્વનિનાં જૂદાં જૂદાં સ્વરૂપ સાથે વ્યવહાર રાખે છે, તો સ્વરસંગીત સ્વરધ્વાનના માપ અથવા વજનને લઇને પ્રવર્તિત કરે છે, કેમકે વર્ણસંગીતનું ઉપાદાન સર્વ વર્ણ—સ્વર તેમજ વ્યઞ્જન—છે, અને સ્વરસંગીતનું ઉપાદાન માત્ર સ્વર ( vowel ) છે, અને તે પણ એ સ્વરના અમુક સુર(note)રૂપ વજન તરીકે જ. આ કારણથી સ્વરસંગીત સંપૂર્ણ અર્થે સ્વમાનસંગીત છે. સ્વરસંગીતનું આ સર્વ સ્વરૂપ હવું ભૂલી જવાય છે હેનું એક રમુજી ઉદાહરણ જાણવામાં આવ્યું છે. " તારો રે દયાળા મ્હને દીન ગણી તારો રે, " એ ગીતની પંક્તિના સુર रि ग रि म ग रि स स रि ग म प ध प म, એમ આવે છે; આ સબન્ધે એક જણે પ્રશ્ન કર્યો કે—'તા' માં પણ रि , 'રે' માં પણ रि, 'ળા' મા પણ रि, એ શું?

વર્ણસંગીતમાં સ્વમાનનો અંશ ખરું જોતાં નથી, સ્વરસંગીતના સ્વમાન જેવો સ્વમાનનો અંશ હેમાં નથી, અને જે છે તે પણ પ્રમાણમાં થોડો. એક વર્ણોચ્ચાર બીજાને અનુકૂળ હોય માટે જ અનુપ્રાસાદિક ઉત્પન્ન થાય. આ આનુકૂલ્ય તે વર્ણોચ્ચારના બન્ધારણમાં છે, અને હેનું મૂળ એ જ કે એ અનુકૂળ વર્ણમાં સ્વનું ( ધ્વનિનું ) સરખું અથવા સજાતીય માપ ( સ્થાનપ્રયત્નાદિકનું ) હોય છે. આટલે અંશે અને આ પ્રકારે વર્ણસંગીતમાં સ્વમાનનું અસ્તિત્વ છે. માટે વર્ણસંગીતને પણ સ્વમાનસંગીતનો પેટાભેદ ગણવો અયથાર્થ નથી. તો પણ જેમ સ્વરસંગીત સંપૂર્ણ અર્થે સ્વમાનસંગીત છે તેમ વર્ણસંગીત નથી જ, અપૂર્ણ અંશે અને નિયન્ત્રિત પ્રકારે જ સ્વમાનસંગીત છે.

કવિતા પોતાના મૂર્ત્ત રૂપમાં-પદ્ય બન્ધારણમાં સંગીતના આ ભેદનો જ, વર્ણસંગીતનો જ, ઉપયોગ કરે છે. અંગ્રેજીમાં પદ્યને સબન્ધે music, musical વગેરે શબ્દો વપરાય છે તે ફક્ત આ અર્થમાં. સંગીતના પેટા વિભાગ ઉપર બતાવેલા છે તે વચ્ચે ગુચવાડો કરી નાખ્યાથી અનેક પ્રકારના ભ્રમ થાય છે. અને હેને જ પરિણામે અંગ્રેજીમાં પદ્યને musical કહેવાની પદ્ધતિમાં તર્કદોષનો ભય પેસે છે. હાવા જ કોઇ ભ્રમથી કવિતા અને સંગીતનો અવાસ્તવિક સંબન્ધ " મકરન્દે " એક સ્થળે કલ્પ્યો જણાય છે.* એ કહેછેઃ—

"કવિતા જેમ પોતાના સંગીતમય અંશ સફળ કરવા સારુ પ્રાસરૂપે પુનરાવૃત્તિનો સ્વીકાર કરે છે તેમ સંગીતના અન્તરમાં પણ કવિત્વ રહેલું હોવાથી તે ઘણીવાર કવિતાના જેવો પ્રાસ§ ગ્રહણ કરે છે." સંગીત પ્રાસનું ગ્રહણ કરે છે એ વચનનો અર્થ જ કાંઇ સંભવતે નથી, એ વાત સંગીતના વિષયવિભાગ ઉપર કર્યા છે તે ઉપરથી જણાશે. એ વચનમાં સંગીતનો અર્થ વર્ણસંગીત લેતાં પ્રાસ તે વર્ણસંગીતનો જ અંશ હોવાને લીધે અર્થહીન પુનરુક્ત ઉત્પન્ન થાય છે. 'સ્વરસંગીત' એમ અર્થ લઇશું તો તો અનર્થ જ થશે, કેમકે સ્વરસંગીતનું ઉપાદાન માત્ર sound ( સ્વ ) નું અમુક વજન છે, હેની સાથે વર્ણસંગીતના કોઇ અંશનો સંબન્ધ જ નથી. વિશેષ ગુચવાડો વળી થવાનું કારણ એ છે કે ઉપરના વાક્યમાં "સંગીતમય અંશ," "સંગીતના અન્તરમાં કવિત્વ," અને

---

* જ્ઞાનસુધા, મે, ૧૮૯૭—" છન્દ અને પ્રાસ, " એ વિષયમાં છેલ્લા પારેગ્રાફનો આરમ્ભ જુવો.

§ પ્રાસ=rhyme ( યમક ).

“ સંગીત પ્રાસ ગ્રહણ કરે છે,” એ ત્રણે વચનમાં સંગીતના જૂદા જૂદા અર્થ કરવા પડે છે. “ સંગીત પ્રાસ ગ્રહણ કરે છે, ” એ વચનમાં સંગીતના બંને અર્થની અર્થહીનતા હમણાં જ ઉપર બતાવી. કવિતામાં સંગીતના અંશ ( સંગીતમય અંશ ) એમ કહેવામાં સંગીતનો અર્થ-વર્ણસંગીત–એમ જ લેવો પડશે. અને વળી સંગીતમાં કવિત્વ અન્તર્ગત રહેલું છે, એમ કહેતાં તો સંગીતનો અર્થ વિશેષે કરીને સ્વરસંગીત, અને છેક ઉતરતે અંશે વર્ણસંગીત તેમ જ તાલ-સંગીત લેવાશે, અને એ વચનનું તાત્પર્ય એટલું જ કે એ ત્રિધા સંગીતમાં એક જાતની ભાવોર્મિ ( emotion ) ઉત્પન્ન કરવાની શક્તિ છે. કવિતાનો અંશ સંગીતમાં બીજી કોઇ રીતે સંભવતો નથી. સંગીતમાં કવિત્વાંશ બન્ધારણમાં નહિં પણ શક્તિમાં છે; અને કવિતામાં જે કાંઈ સંગીતનો અંશ છે ( વર્ણસંગીતનો–સ્વરસંગીતનો નહિં ) તે તો બન્ધારણમાં જ.

એક બીજા પ્રકારનો ભ્રમ સંગીતના વિષયવિભાગ ભૂલી જવાથી પાશ્ચાત્ય વિવેચન-સાહિત્યમાં દીઠામાં આવ્યોછે. “ The Fine Arts and Their Uses ” એ નામના પોતાના પુસ્તકમાં Bellars (બેલાર્સ) લખે છે કે * “ Verse has indeed a beauty and poetry of its own, it is an imperfect kind of music. ”(“પદ્યરચનામાં, અલબત, એક પ્રકારનું પોતાનુ જ સૌન્દર્ય અને કવિત્વ છે, તે એક જાતનું અપૂર્ણ સંગીત છે.”) આ વચન અંગ્રેજી પદ્યરચનનાને સંબન્ધે કહેવામાં આવેલું છે, અને એ પદ્યરચના માત્ર accent (તાલ) ઉપરં આધાર રાખેછે, એ વાત ધ્યાનમાં લેતાં જણાશે કે એ પદ્યરચનામાં જે કંઈ સંગીતનો અંશ હોય તે માત્ર તાલસંગીત જ છે. વખતે આગળ વધીને એમ સ્વીકારિયે કે ‘પદ્યરચના’ એ શબ્દમાં આ ઠેકાણે પદલાલિત્યનો પણ સમાવેશ થયેલો સમજવાનો છે, તોપણ પદ્યરચનાનું સંગીત તે વર્ણસંગીત બનશે, સ્વરસંગીત તો કદી જ નહિં. છતાં ઉપરના વાક્યમાં પદ્યરચના તે સંગીતનો પ્રકાર છે, એ વચનમાં પ્રથમદર્શને સંગીત એટલે સ્વરસંગીત એમ જ ભાસ થાયછે. વાસ્તવિક સ્થિતિ એમ જણાયછે કે એક બાજુ સ્વરસંગીત અને બીજી બાજુ પદ્યરચનામાં આવેલાં તાલસંગીત તથા વર્ણસંગીત, એ બેની વચ્ચેનો ભેદ તથા વિષયવિભાગ ભૂલી જવાથી આ પ્રકારનો ગડબડગોટો થયોછે. “ Imperfect ” (અપૂર્ણ) એ વિશેષણ આવ્યાથી કાંઇક મર્યાદિત સ્વરૂપ આવ્યુંછે એ ખરી વાત છે, તોપણ બેલાર્સના ઉપરના વાક્યમાં સંગીતના વિભાગોની વિષયમર્યાદા સચવાઇ નથી એ તો સ્પષ્ટ જ છે.

કવિતાના મૂર્ત્ત સ્વરૂપ—અર્થાત્ પદ્યમય બન્ધારણ જોડે–સ્વરસંગીતનો કાંઇ પણ સંબન્ધ નથી, એમ ઉપરની ચર્ચાથી જણાશે. પરન્તુ એ તત્ત્વ અચલ સિદ્ધાન્તરૂપ ગણવું ના જોઇએ વર્ણસંગીત અને સ્વરસંગીતની વચ્ચે એક સૂક્ષ્મ અને અપૂર્વ સંબન્ધ છે, અને તે માર્ગે કવિતા અને સ્વરસંગીતનો એક વિલક્ષણ સંબન્ધ સમજાયછે. આ સ્પષ્ટ થવા માટે બેલાર્સના પુસ્તકમાંથી નીચેનો ઉતારો આપવો ઇષ્ટ છે, † જોકે સંગીતના આપણે કરેલા વિભાગ એ લેખકના જાણવામાં ન જ હોય તેથી તે જ પ્રકારના વચનમાં એ આ તત્ત્વ બતાવતો નથી.

“ This example shows, also, how Music is suggested in Poetry. Poetry *presents* music of a certain kind by the aid of which it *represents* other kinds. Coleridge describes one of the sounds heard by the Ancient Mariner during his weird voyage thus:—

* P. 336
† P. P. 309, 310

'Still the sails made on
A pleasant noise till noon,
A noise like of a hidden brook
In the leafy month of June,
That to the sleeping woods all night
Singeth a quiet tune.'

It will be observed that the musical effect here is not due entirely to th scansion of the lines, but also, and perhaps chiefly, to the choice and arrange ment of the vowel sounds. The same process produces very different results i Milton's celebrated line,

'Sonorous metal blowing martial sounds.'

"Nothing can come nearer to the effect of martial music than this, except music itself. Compare with it an exquisite stanza of Spenser's:—

'The joyous birds, shrouded in cheerful shade,
Their notes unto the voice attemper'd sweet;
Th' angelical, soft, trembling voices made
To th' instruments divine respondence meet;
The silver-sounding instruments did meet
With the base murmur of the waters' fall;
The waters' fall with difference discreet,
Now soft, now loud, unto the wind did call;
The gentle warbling wind low answered to all.'

It will be percieved that, with such means as the poet possesses, it is at least possible to strike the key-note of a piece of music, and at any rate in some degree, to suggest its leading features."

ઉપરના ઉતારામાં આપેલાં અંગ્રેજી પદ્યોમાં સ્વર વ્યંજન વગેરેની તેમ જ તાલરચનાની યોજનાને લીધે એક પ્રકારનું હેતું પદલાલિત્ય ઉત્પન્ન થાય છે કે તેથી ઉદ્ભવતા વર્ણસંગીતને આપણી સમીપ ખડું કરવાની સાથે જ કવિ તે જ સગીતના સાધનથી કાંઈક સ્વરસંગીતનો ઊંડો ધ્વનિ ઉત્પન્ન કરે છે. આટલું જ તાત્પર્ય બેલાર્સની ચર્ચામાં છે. ઉપરનાં ઉદાહરણો અંગ્રેજી કવિતામાંથી લીધેલાં હોવાને લીધે કેટલાક શ્રોતાઓને આ તત્ત્વ સ્પષ્ટ સ્વરૂપે ન સમજાય તે માટે ગુજરાતી સાહિત્યમાંથી એકાદ ઉદાહરણ બતાવવું ઉચિત છે. રા. મણિલાલ દ્વિવેદીના "કાન્તા" નામના નાટકમાંનો નીચેનો હરિગીત લઈયે:—

"મન્દ મન્દ સમીર વ્હે નગકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો."

આ બે પંક્તિઓમાં જે અકૃત્રિમ પદલાલિત્ય ગધાયું છે તેથી પ્રગટ થતા વર્ણસંગીત તરફ પવનનું ગાન સાક્ષાત્ કેવું ઉદ્બુદ્ધ થાય છે ને આ વખતે એ પદ્ય ગાઈ બતાવ્યાથી

સ્પષ્ટ થયું હશે એમ આશા છે.*

પરન્તુ આ ઉદાહરણોમાં પણ જણાશે કે બેક્વાર્સે બતાવેલા રસ અને કળાના તત્ત્વનું ફલિત તાત્પર્ય એટલું જ છે કે વર્ણસંગીતની દ્વારા કવિતાનો સ્વરસંગીત સાથેનો આ વિરલ સંબન્ધ છે તે એક તો સાક્ષાત્ નથી (કેમકે વર્ણસંગીતદ્વારા છે), બીજું, તે સંબન્ધ માત્ર સૂચકતાનો છે, સંગીત તે કવિતા ઉપર અમુક પ્રકારનો વ્યાપાર ચલાવે હેવો વિષયવિષયિતાનો સંબન્ધ નથી, અને ત્રીજું, એ સૂચકતા પણ સાક્ષાત્ સ્વરસંગીતની નથી પણ સ્વરસંગીતને સમીપ સમીપ આવતા રવ,—પક્ષી, પાણી, પવન, વગેરેના નાદની મારફત કાંઈક સ્વરસંગીતનો ધ્વનિ કરવાની સૂચક શક્તિ છે: બેક્વાર્સે પોતે જ એક સ્થળે કહે છે કે—પ્રકૃતિમાં જે કાંઈ સંગીત છે તે, જોકે મધુર સ્વરના ઉપાદાનને લીધે સંગીતમય છે તોપણ, પૂર્ણ સંગીત નથી. તે લખે છે*:—

"Music in its entirety is a purely human production. There is scarcely anything in Nature which can be properly called either melody or harmony: Certainly nothing which could ever suggest a sonata or a symphony. Not all

---

* ઉપરનાં અંગ્રેજી તથા ગુજરાતી ઉદાહરણોમાં જે સ્વરસંગીતનું ધ્વનન કરવાની કૃતિ થાયછે તે માત્ર સૂક્ષ્મ અને રસિક પદલાલિત્યથી ઉપજતા વર્ણસંગીત વડે જ, સ્વર સંગીતના કોઇ પણ પ્રકારના અનુકરણ શબ્દોનો ઉપયોગ કરીને નહિં. એ પ્રકારથી સંગીત ખડું કરવું તે ઉપરના પ્રકાર કરતાં કાંઈક ઉતરતી કળાનો વિષય છે. ઉદાહરણ આપ્યાથી સ્પષ્ટતા થશે:—

" તીવ્ર સ્વરે તમતમે તમરાં અસંખ્ય,
ઊંડાં વને ઘુઘવતાં ઘુવડો અશંક,
ને દર્દુરો વિરસ કર્કશ નાદ ગાય,
ને ફૂંફવાટ કરી ઘોર સમીર વાય."

(હૃદયવીણા, પૃ. ૧૬):

" અનિલ ધીરે બહે પગલાં પજે શાન્તિ રમે સહુ,—
ત્યાં ઉછળતી આનન્દ રેલે કોકિલા બોલે કુહૂ!"

(કુસુમમાળા, પૃ. ૬૬).

"'Tis the middle of night by the castle clock."
And the owls have awaken'd the crowing cock
To whit!—Tu-whoo!"

(Coleridge).

આ ઉદાહરણોમાં વપરાયલી કળા માત્ર પ્રકૃતિમાંના સંગીતનું સ્થૂલ પ્રતિબિમ્બ પાડે છે. અને ઉપર જે વર્ણસંગીત વડે સૂચનની કળાનાં ઉદાહરણ છે તેમાં વર્ણસંગીતના સાધનથી સ્વરસંગીતની સૂક્ષ્મ પણ વિશેષ સૌન્દર્યની છાપવાળી છાયા પડે છે. " તીવ્ર સ્વરે" વગેરે વાળા શ્લોકમાં અનુકરણધ્વનિની કળા કાંઈક સૂચનકળાની સાથે ભળી ગયેલી છે, એટલું ખરું:

* " Fine Arts pp 165—166.

the cries of far-off sea-birds, nor carols of feathered songsters; not all the plash of brooklets, nor thunder of mountain torrents; not all the soft chatter of trees, nor sighs of melancholy winds, will ever furnish us with a single bar of music. Yet they are musical." આ સત્ય છે. પક્ષી, જળધોધ અથવા જળપ્રવાહ, પવન, વગેરેના સુસ્વર જોકે મધુર છે તોપણ એ સુસ્વરો વડે સગીતનું કોઈપણ પ્રકારનું નિબદ્ધ અને પૂર્ણ સ્વરૂપ,— આલાપ, તાન, વગેરે સ્વરૂપ—, સિદ્ધ થતું નથી. માટે જ ઉપર આપેલાં કાવ્યનાં ઉદાહરણોમાંનાં પ્રકૃતિનાં ગાનના ધ્વનિ પદલાલિત્યવડે થાય છે તે સ્વરૂપતઃ તેટલેજ અટકવાને લીધે ખરા સ્વરસંગીત સુધી પોતાની સૂચક શક્તિ પ્હોંચાડી સકતા નથી.

પરન્તુ કવિતા અને સંગીત વચ્ચેનો આ સૂચક સંબન્ધ ગમે એટલો સુન્દર હોવા છતાં વિરલ પ્રસંગનો અને આકસ્મિક છે જે સંબન્ધ વિશે આ જ મ્હારે ચર્ચા કરવાની છે તે જૂદાજ પ્રકારનો છે. એ સંબન્ધ કાંઇક નિત્ય જેવો અને કવિતા તેમ જ સંગીત બન્નેના અન્તસ્તત્વને જોડનારો છે. એ સંબન્ધ કવિતાનો માત્ર સ્વરસંગીત સાથે જ છે, એ કહેવાની જરૂર હવે—સગીતના વિષયવિભાગ સવિસ્તર જણાવી ગયા પછી—નહિં રહે. એ સંબન્ધને લીધે જ કવિતાના અર્થનું ઊંડું રહસ્ય વિશેષ જાગૃત અને પ્રદીપ્ત થાય છે; અને

"—કવિત પદો શબરૂપ
તજી જ સજીવ થાય રસરૂપ, "

તે એ સંબન્ધને લીધે. અર્થાત્ કવિતાનાં પદ ગાયાથી જ સજીવ બને. અંગ્રેજી સાહિત્યમાં કવિતા સંગીતથી આ પ્રકારના સંબન્ધથી રહિત છે એ ખરું પરન્તુ તે વિશે પ્રા. શૅર્પનાં વચન ઉપર જ આપણે જોઇ ગયા છિયે.

( અપૂર્ણ. )

---

## વિશ્વરચના

( મળેલું )

( અનુસંધાન ગત અંકથી )

મીસીસ વૉટસ્ હ્યુઝ નામની એક સ્ત્રીએ, વધારે પ્રયોગો કરી એવું સિદ્ધ કર્યું કે સીંગડાં જેવા ભુંગળામાંથી જે સુર કાઢવામાં આવે છે તે તો વૃક્ષ, છોડ, પુષ્પ ઇત્યાદિ જેવી મોટી આકૃતિઓ બાંધી શકે છે. એ મનુષ્યના સુરથી થાય છે. વિશેષ ચોકસી માટે વધારે યુક્તિવાળા પ્રયોગો કરવામાં આવ્યા. એ "પેન્ડ્યુલમ" યાને લોલકને આમન સામન હીંચકતાં સ્પંદ થાય એમ ગોઠવ્યાં અને તેને લીધે અન્યોઅન્ય ગતિ થતી હોય તેમાં ફેરફાર થાય એ ફેરફારથી જે પરિણામ થાય તે જાણવા માટે એક પેનસીલ એવી રીતે ગોઠવી કે તે વડે એક જાડા કાગળ ઉપર તેનું ચિત્ર પડે જાય. આ જ્યારે જોવામાં આવ્યું ત્યારે જણાયું કે જુદી જુદી જાતના શંખલાઓના જેવી આકૃતિ થઇ હતી. તે ઉપરથી એવું સિદ્ધ થયું કે જગત્માં જે અનેક પદાર્થ છે તે સ્વરની ગતિ આમન સામન અથડાતી ચાલે છે તેના પરિણામે થતી આકૃતિ પ્રમાણે તેનું બંધારણ થાય છે. તેજથ

તરંગો જે થાય છે તેના એવી જ રીતે આમન સામન અથડાવવાથી રંગ પ્રભવે છે. છીપમાં જે રંગ બેરંગ જોવામાં આવે છે તે તેની ખડબચડી સપાટીને લીધે તેજના તરંગનો જે ભંગ થાય છે તેનાથી થાય છે. ખનિજ પદાર્થમાં જે પેહેલદાર પાષાણ નિકળે છે તે તપાસો. તેમાં જોશો તો મધ્ય બિંદુમાં થઇ જુદી જુદી બાજુએ ધરી માફક લીટીઓના આધારે તેના પેહેલનો બંધાર થયેલો દેખાશે. અને તેને પૃથક્ કરી જોશો તો ભૂમિતિની આકૃતિ પ્રમાણે તેમાં રચના જોવામાં આવશે. જેવા ખનિજ પદાર્થમાં પહેલદાર પાષાણ થાય છે તેને મળતી રચના ઉદ્ભિજ્જ પદાર્થમાં જોવામાં આવે છે. યથાસ્થિત જોવાથી એવું જણાય છે કે વનસ્પતિ માત્ર તેને આધારે અમુક અમુક આકારમાં બંધાય છે. આ ઉપરથી એવું પણ સૂચન થાય છે કે સૃષ્ટિરચનામાં ખનિજ ઉદ્ભિજ્જ વચ્ચે ભેદ નથી. ઉદ્ભિજ્જ પદાર્થની રચનાનું અવલોકન કરતાં વળી વિશેષ એવું જોવામાં આવે છે કે ઉત્પત્તિકર્ત્તા શક્તિની ગતિનું વહન સર્પાકારે થાય છે તે સ્પષ્ટ થાય છે. કોઈ પણ વૃક્ષની ડાળ લઇ જોશો તો તેની ઝીણી ડાંખળીઓ તથા પાંદડાંની ગોઠવણ સર્પાકાર લીટીમાં જણાશે. કેટલાંક વૃક્ષમાં તેનો વળ બે બાજુથી ચઢતો આવે છે. પણ ધોરણ જોશો તો એકનું એક માલમ પડશે. ગમે તે વૃક્ષ અથવા છોડમાં જોઇશું તો દેખવામાં અનિયમિત વ્યવસ્થા હશે તે બારીકીથી જોતાં ઉપર કહી તેવી સર્પાકાર વળાંકની રચના છે એમ નિશ્ચય થશે. આ ઉપરથી પણ એટલું સિદ્ધ થાય છે કે તે રચનામાં ચોકસ આકૃતિ બંધાય છે. પુષ્પ પત્ર સર્વે એ નિયમાનુસાર થયે જાય છે. દૃષ્ટિ સમીપ જે અવ્યવસ્થા દેખાય છે તે બુદ્ધિથી જોતાં વ્યવસ્થિત હોય છે. મહાન તત્વેવત્તા પ્લેટો કહી ગએલ છે કે ઈશ્વર ભૂમિતિની આકૃતિ પ્રમાણે રચે જાય છે. આ વાત કેમ સાચી નથી એમ કહેવાય? શાસ્ત્રો પણ મુખ્યત્વે કરી એવું કથન કરે છે કે સ્વરથી રૂપ બંધાય છે. અને એ વાતનું આધુનિક વિદ્યાશાસ્ત્રોના શોધથી પ્રતિપાદન થાય છે.

જેમ સ્વર રચે છે તેમ સ્વર સંહાર પણ કરે છે. એકની એક શક્તિ આવાં વિરુદ્ધ પરિણામ લાવે છે એમ કહેવામાં જરા આશ્ચર્ય થાય એવું છે પરંતુ તે સત્ય વાત છે. ધર્મશાસ્ત્રોમાં એવી વાત વાંચવામાં આવે છે ત્યારે લોકોને તે હાસ્યજનક લાગે છે પણ જ્યારે સાંપ્રતકાળની વિદ્યાશાસ્ત્રાનુસારે કરેલી શોધો એ વાતનું સત્ય પ્રતિપાદન કરે છે ત્યારે તે સ્વીકારવી પડે છે. આવી રીતે જો એક બાબત સિદ્ધ લાગે છે તો પછી શાસ્ત્રોમાં બીજી બાબતોમાં જ્યાં એવી વિરુદ્ધતા ભાસતી હોય ત્યાં પણ તેનું કાંઇક એવું સમાધાન થાય એવું હોવું જોઇએ એમ શા માટે માનવું નહી? માટે જ્યારે એવું જોવામાં આવે ત્યારે તેમાં ઉંડા ઉતરી જોવું જોઇએ અને સત્ય વાત શોધી કાઢવી જોઇએ. આમ કરવાથી એટલું નિકળી આવશે કે જે એક બીજાથી વિરુદ્ધ વાત લાગતી હતી તે માત્ર એક જ વસ્તુની ભિન્ન ભિન્ન બાજુએથી જોવાયેલી હતી તેને લીધે હતી. જે ઉત્પત્તિ કર્ત્તા છે તે સંહારકર્ત્તા છે તેનું કારણ જોતા જતાં એવું જણાય છે કે કોમળ સૂર રચે છે, તો જોરદાર સૂર તેનાં તે રજકણોને વિખેરી નાંખી રૂપ તોડી નાંખે છે. સૃષ્ટિમાં કોઈ પૂરે પૂરી નક્કર વસ્તુ છે જ નહી એટલે પ્રત્યેક વસ્તુ જે રજકણની બનેલી છે તેઓની વચ્ચે જે પોળાણ રહે છે તેમાં થઇ સૂર સંચરે છે અને એ રજકણોને જોરથી સંક્રમણ કરાવે છે. આ સંક્રમણ જ્યારે એટલું બધું બળવાન થાય છે કે તે રજકણોને એકત્ર રાખનાર આકર્ષણશક્તિ-

ને નિર્બળ પાડી દે છે ત્યારે તે રજકણો પોતાની મૂળ સ્થિતિમાં રહી શકતાં નથી. તેથી તે વિખેરાઇ જાય છે અને રૂપનો નાશ થાય છે.

ઉપર જે વાત કહેવામાં આવી છે તેનો અનુભવ કરવો હોય તો એક કાચનું ગ્લાસ યાને પ્યાલો લઇ તેમાં અર્ધું પાણી ભરી તે ઉપર સારંગીની કમાન ઘસવી અને જે સૂરથી તેમાનું પાણી ઉછાળા મારે ત્યારે સમજવું કે એ સૂર એ ગ્લાસના રૂપનો મૂળ સૂર છે. પછી પાસે કોઈ વાજીંત્ર રાખી તેવો સૂર તેમાંથી કાઢવો એટલે તે ગ્લાસમાંથી પણ સૂર સાંભળવામાં આવશે અને અંદરના પાણીમાં ખળભળાટ થતો દેખાશે. જેમ જેમ સૂરને જોર દઇ વધારે મોટા સૂર કાઢવામાં આવશે તેમ તેમ ગ્લાસની માંહેના પાણીમાં જે સૂક્ષ્મ તરંગ ઉઠતા હતા તે વધારે વધારે જોરથી ઉછળશે અને તેમાં જોરથી ખળભળાટ થવા લાગશે. સૂરનું પૂર્ણ જોર થંગે એટલે તે તરંગો જોરથી સામન સામન ઉછળી અથડાશે એટલે મૂળ સૂરનો ભંગ થયો જાણવો. અને થોડા વખતમાં એ ગ્લાસના ચુરેચુરા કરી નાંખશે એવી રીતે એક સમયે સૂર જે એ ગ્લાસના રજકણો એકત્ર રાખતો હતો તેમાં ફેરફાર થતાં સૂર વડે જ તે રજકણો છુટાં પડી ગયાં. પ્રોફેસર ટીન્ડૉલ નામના એક મહાન વિદ્યાશાસ્ત્રીએ એક સમયે પ્રયોગ કરતાં એવો જ અનુભવ પ્રાપ્ત કર્યો હતો. તેણે એક કાચની સળીઓ લઇ તેને ધીમે ધીમે ઘસવા માંડ્યો એટલે તેમાંથી કોમળ સૂર નિકળવા લાગ્યો. પણ જ્યારે જોરથી ઘસવા માંડ્યું અને સૂરનું પણ જોર વધ્યું એટલે તે સળીઓ તુટી ગયો. તથા તેના ઘણા કટકે કટકા થયેલા જોવામાં આવ્યા એથી નિશ્ચય થયો કે તેના સૂરથી જ તેનો નાશ થયો હતો. જેમ સૂર વડે રૂપ બંધાય છે અને નાશ પામે છે તેમ તેનું રક્ષણ પણ સૂર વડે જ થાય છે, કેમકે સ્વર વિના કોઇ વસ્તુ તેનું રૂપ રાખી શકતી નથી. એટલે રૂપની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ ત્રણે સ્વરને આધીન છે. એક પક્ષે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે એક પ્રકારના રૂપનો લય તે અન્ય પ્રકારના રૂપની ઉત્પત્તિ છે. સૃષ્ટિમાં કેવળ ક્ષય તો છે જ નહી એક લોકમાં મરણ થાય છે ને બીજા લોકમાં જન્મ થાય છે. આ પ્રસંગે એ કહેવું અવશ્યનું છે કે આપણાં ધર્મશાસ્ત્રોમાં વાક્ અથવા શબ્દ બ્રહ્મને જે એટલી બધી મહત્વતા આપેલી છે તે તેનામાં આટલી બધી શક્તિ રહેલી છે તેને લીધે છે. વેદના મંત્રોના સ્વર આ કારણને લીધે કેટલા ઉપયોગના છે તે સહજ સમજી શકાશે. પાશ્ચાત્ય વિદ્વાનોએ એ મંત્રોનો અભ્યાસ કર્યો છે ખરો પણ તેઓને તેની આ શક્તિની ખબર નથી અને તેને લીધે તેઓ એ મંત્રો મનુષ્ય જાતિની બાલ્યાવસ્થાનું બાળ બાપલું છે એમ ગણે છે. પણ જ્યાં સુધી હિંદુશાસ્ત્રો પ્રચલિત રહેશે ત્યાં સુધી એ શક્તિની અવજ્ઞા થવાની નથી. એ શબ્દની મહત્વતા એટલી બધી કહેવામાં આવેલી છે કે પવિત્ર સ્થળ, યોગ્ય પ્રસંગ, અનુકુળ સમાજ ઇત્યાદિ જોઇને જ તેનો ઉચ્ચાર કરવો એમ કહેલું છે. આ યથાર્થ છે. કારણ કે એ સંયોગોનો અનાદર કરવામાં આવે અને ગમે તેવા સંયોગોમાં તેનું ઉચ્ચારણ થાય તો તે સ્વર એટલો બળવાન છે કે તે મહાન હાનિ કરે. માટે સરખો સૂર રાખવા માટે અત્યંત પવિત્રતાની આવશ્યકતા છે. અને એમ હોય તો જ તે સૂર સૃષ્ટિના મહાન સ્વરના સૂર સાથે એકતાનતા કરી શકે છે. એથી વિરુદ્ધ વર્તન કરવામાં આવે તો બેસૂર થાય છે અને તેને લીધે જે એવી સ્થિતિમાં પોતાને મુકે છે તે પોતાને હાથે કરીને પોતાનો નાશ કરે છે. કારણ કે પવિત્રતા અપવિત્રતા સાથે એકતા કરી શકતી નથી, માટે શુદ્ધ

મન અને શુદ્ધ આચરણ મહાન શબ્દનો વિચાર કરવા માટે અતિ જરૂરની બાત છે. મંત્રોચ્ચાર અને તે સાથેનો પ્રણવ એ એવા પવિત્ર શબ્દો છે કે તેનાથી કોઇપણ પ્રકારની અપવિત્રતા સહન થઇ શકતી નથી. શબ્દબ્રહ્મની ઉત્પત્તિ, સ્થિતિ, લય કરવાની શક્તિ એ ઉચ્ચાર કરતી વેળાની સ્થિતિ ઉપર બહુ આધાર રાખે છે. જો મલિનતા હોય તો પ્રતિકુળ સ્થિતિ થાય છે અને તેને લીધે ઉચ્ચારકર્તા હાનિ પામે છે. આપણા હિંદુ લોકોના સર્વે વ્યવહારમાં ધર્મનો આચાર ઓત પ્રોત છે તેનું વાસ્તવિક કારણ પણ એ જ છે. આપણા વિદ્વાન પૂર્વજો એ શક્તિથી પરિચિત હતા, અને એક સ્ત્રી ગર્ભ ધારણ કરે ત્યારથી આરંભી તેમાં નિવાસ કરનાર જીવ એ શરીરથી મુક્ત થાય અર્થાત્ મરણ પર્યંત જે જે ક્રિયા વેદના મંત્રો સહિત કરવા આજ્ઞા કરેલી છે તેનો, મુખ્ય હેતુ તે જીવનું શ્રેય કરવાનો અને પ્રત્યેક પ્રસંગે તેની નવીન સ્થિતિ થાય તેમાં સહાય કરવાનો છે. ગર્ભની સ્થિતિથી ધર્મના સંસ્કાર યથાસ્થિત થવાથી તે શરીરમાં વસનાર જીવાત્મા ધર્મહીન થઇ શકે નહી અને સર્વદા તેના આયુષ્ય પર્યંત ધર્માચરણ કરવામાં તત્પર રહે છે. ગર્ભાધાનથી આરંભી લગ્ન પર્યંતના જેટલા જેટલા સંસ્કાર નિર્માણ કરેલા છે તેમાં આ સ્વરનું પ્રાધાન્ય છે કેમકે તેવે પ્રસંગે અનુકુળ મંત્રોનો પાઠ કરવા દર્શાવેલું છે. આમ કરવાથી જીવનતત્ત્વ બળવાન થાય છે. પવિત્રતા પણ બળ અર્પે છે એટલે જેનામાં એ સંસ્કાર સંપૂર્ણ થયા હોય છે તેનામાં કોઇપણ બેસૂર સ્વર નથી. એથી કરી કોઇપણ પ્રકારની મલિન અસર તેના પ્રત્યે થઇ શકતી નથી. કદાપિ કોઇ કરવા પ્રયત્ન કરે તોપણ તે સૂર તેની સમીપ પોહોંચતાં જ ત્યાં અટકી પડે છે વા નાશ પામે છે. ઉપનયન સમયે અપાતા મંત્રનો પણ એ જ હેતુ છે. યથાસ્થિત અપાયેલ હોય તો પછી તે પુરુષને જગતમાં કોઇ હાનિ કરવા સમર્થ નથી તેનો ઉચ્ચાર કરવાથી તેના પ્રત્યે કરવા ધારેલી કોઈ ખરાબ અસર તેના સુધી પોહોંચી શકતી નથી. પરતુ મંત્ર આપનાર સ્વરના મૂળ સ્વરૂપનો જ્ઞાતા હોય તો તે બધું બને છે. ત્રિકાળ સંધ્યા અને જપ કાંઇ નિર્થક કાળ વ્યય કરવા માટે નથી. પ્રાતઃકાળમાં ઉઠતાં એટલું કર્મ કરવાથી આખો દિવસ અનુકુળતા રહે, વળી સાયંકાળે કરવાથી રાત્રિ સુખદ થાય ઇત્યાદિ લાભો તેમાં સમાયેલા છે. મંત્રના સ્વર બંધારણ કરવા વાળા છે એ હેતુને અવલંબી અવસાન સમયે પણ તેનું ઉચ્ચારણ પ્રયાણ કરતા જીવને સહાય કરવા માટે છે. શરીરથી જીવ છુટો પડ્યા પછી પણ તેના અન્યલોકમાં પ્રવાસ કરવામાં તે તે લોકનાં શરીરનું છુટવું અને આગળ બધાનું સરળ થાય તે માટે શ્રાદ્ધાદિ ક્રિયા કરી મંત્રો ભણવા અને સ્વરનો ઉચ્ચાર કરવો એ અવશ્યનું દર્શાવેલું છે. સ્વર્ગ પર્યંત એ સ્વર સહાય કરે છે. સ્વર્ગમાં સ્વર સર્વદા ચાલુ રહે છે અને તેમાં મલિનતાનો અંશ છે જ નહી એટલે ત્યાં જીવને સ્વાભાવિક સહાય પ્રાપ્ત થાય છે. આ લોકમાં તે સહાયનો લાભ લે છે અને તેને જ આધીન થઇ પુનર્જન્મનો સમય આવે છે ત્યાં સુધી સંપૂર્ણ શાન્તાનંદમાં કાળ નિર્ગમન કરે છે.

[ ભાગ ૨ લો સમાપ્ત. ]



# અગસ્ત્ય.

## ( મજેલુ. )*

(અનુસંધાન ગત અંકથી)

૧૬. पीताब्धि—અબ્ધિ=સમુદ્રને પીધેલો એવા.

૧૭. समुद्रचुलुक—चुलुक શબ્દનો અર્થ 'કવલ' થાયછે. આખો સમુદ્ર અગસ્ત્યે એક કવલમાં પીધો હતો, માટે એ નામ તેનું પડેલું છે.

૧૮ कालय—આ શબ્દનો અર્થ 'કાળજુ' ( Liver ) થાયછે. આ ગ્રન્થિ પિત્તાશયરૂપ છે. પિત્ત ( bile ) રૂપ જલમાં તે સતાઇ રહીને-અર્થાત્ પિત્તપ્રકોપ પામીને શરીરમાં રોગ ફેલાવતાં ઇન્દ્રિયાદિ દેવોનાં-શારીરિક કામોમાં-અડચણ થતી હતી, તે શોષક અગસ્ત્ય ( absorption ) થી સમુદ્ર પાનથી ટાળી હતી. આમ અર્થ છે. ભાવમિશ્રે અસ્થિયાના ગુણો માટે લખ્યુ છે કે-अगस्ति पित्तकफजित् એટલે પિત્ત-અગ્નિ અને કફ-જળ એ બે ને જીતનાર છે તે તે ઉષ્ણ જયનવાયુ અગસ્ત્ય જ છે.

૧૯. लोपामुद्रा—અગસ્ત્યની આ સ્ત્રી વિદર્ભદેશના રાજાની પુત્રી છે. આને માટે એમ કહેવાય છે કે તેને અગસ્ત્યે પોતે જ બનાવીને વિદર્ભ રાજાને ત્યાં મૂકી હતી. ત્યાં તે ઉછરીને મોટી થઇ ત્યારે અગસ્ત્યને પરણી હતી. એ સ્ત્રીએ તે અગસ્ત્યની પુષ્કળ દ્રવ્ય મેળવે તો તેની સાથે પરણવા ઇચ્છા જણાવી હતી, તેથી અગસ્ત્યે ઇલ્વલ નામના દૈત્ય પાસેથી દ્રવ્ય મેળવ્યું અને તેની સાથે પછી પરણ્યા હતા. આ અગસ્ત્યની શોષક કે પાચક શક્તિ છે.

૨૦ कौशीतकी—કૌશિક કુલમાં થએલી તેથી એ નામ છે. આમાં પણ એક વાત આશ્ચર્ય પમાડનારી છે. कौशिक શબ્દના અર્થો આપ્ટે આપે છે કે—

(૧) વિશ્વામિત્રનું નામ, (૨) ઘુવડ, (૩) કોપમાર, (૪) ચરબી ( Marrow ), (૫) બેઓ ગુગ્ગુલ ( Bdellium ). (૬) શૃંગારરસ, ઇત્યાદિ. આમાંથી 'ચરબી' નો અર્થ લેઇશું તો પિત્તની સાથેનો સંબન્ધ સમજાય છે. તેમ જ વળી આપ્ટેએ આ શબ્દનો એક અર્થ 'ગુપ્તદ્રવ્યને જાણનાર' એવો આપ્યો છે. અગસ્ત્ય પાસેથી કૌશીતકીએ દ્રવ્ય માગ્યું હતું. એ વાતને આ અર્થ મળતો આવે છે. અર્થાત્ આ નામમાં પણ કઇ ગુપ્ત રહસ્ય રહેલું જણાય છે.

૨૧. वरप्रदा—વર આપનારી. પાચનશક્તિ જીવન જાળવે એ વરદાન ઓછું નથી!

૨૨. दृढास्य—અગસ્ત્યની બે શક્તિઓ ઉપર કહી છે, તેમાં એક પોષકશક્તિ અને બીજી શોષકશક્તિ-એ બેને તેના પુત્ર ગણેલા છે.

૨૩. दृढस्यु—ઉપર કહ્યું છે.

૨૪. कुंजर—આ શબ્દનો એક અર્થ 'ગુહા' થાય છે. આ ઉદરરૂપી ગુહા-જઠર પર્વતની ગુહા-માં અગસ્ત્ય મુનિ-જઠરાગ્નિ-સમાન વાયુ રૂહે છે.

[ અપૂર્ણ ]

---

* લખનાર રા. રા. ચમનરાય શિવશંકર. વૈષ્ણવ

## ૩૧૪

## (પૂર્વ દૂષિત-વિષયગત અપરોક્ષતાને અધીન જ્ઞાનગત અપરોક્ષતા છે-એ મતનો અનુવાદ.)

અને અપરોક્ષઅર્થ(વિષય)ગોચર જ્ઞાનને અપરોક્ષત્વ માનીને બ્રહ્મજ્ઞાનને અપરોક્ષતા સંભવે છે, એ મધ્યમાં તૃતીય મત કહ્યું. એ મતમાં નિત્ય-અપરોક્ષબ્રહ્મગોચર અવાંતરવાક્યજન્ય બ્રહ્મજ્ઞાન પણ અપરોક્ષ થવું જોઇએ, એ દૂષણ કહ્યું.

---

## ૩૧૫

## (અદ્વૈતવિદ્યાચાર્યની રીતિએકરી વિષયગતઅને જ્ઞાનગત અપરોક્ષત્વનું પ્રકારાંતરે કથન, અને દૂષિત ઉક્તમતમાં દૂષણાંતરનું કથન.)

અદ્વૈતવિદ્યાચાર્યે અર્થગત અપરોક્ષત્વ અને જ્ઞાનગત અપરોક્ષત્વ પ્રકારાંતરે કહ્યું છે; અને દૂષિત ઉક્તમતમાં દૂષણાંતર કર્યું છે. એટલે કેઃ—(જો) પ્રમાતાથી અભિન્ન અર્થને અપરોક્ષસ્વરૂપ માનીને અપરોક્ષઅર્થગોચર જ્ઞાનને અપરોક્ષત્વ કહે, તો સ્વપ્રકાશ આત્મસુખરૂપ જ્ઞાનમાં અપરોક્ષજ્ઞાનના લક્ષણની અવ્યાપ્તિ થશે. કેમકે, અપરોક્ષ અર્થ છે ગોચર અટલે વિષય જેનો, તે જ્ઞાનને અપરોક્ષ કહે તો, જ્ઞાનનો અને વિષયનો પરસ્પર ભેદસાપેક્ષ વિષયવિષયિભાવસંબંધ છે; તે સ્થાનમાં જ્ઞાનગત અપરોક્ષલક્ષણ થશે. અને સ્વપ્રકાશ સુખનો જ્ઞાનથી અભેદ હોવાથી વિષયવિષયિભાવના અસંભવથી, તેમાં (તે સ્થાનમાં) ઉક્ત લક્ષણ સંભવે નહિ. યદ્યપિ પ્રભાકરમતમાં જ્ઞાનને સ્વપ્રકાશ કહે છે, અને સ્વસ્વરૂપને તથા જ્ઞાતાને તેમ જ જ્ઞેય ઘટાદિઓને જ્ઞાનવિષય કહે છે, જેથી સકલ જ્ઞાન ત્રિપુટીગોચર થાય છે, એ પ્રભાકરનું મત છે, તેના મતમાં અભેદ થતાં પણ (જ્ઞાન અને તેના વિષયનો) વિષયવિષયિભાવ (સંબંધ) નો અંગીકાર છે-જેથી સ્વપ્રકાશજ્ઞાનરૂપ સુખમાં વિષયવિષયિભાવ અસંગત નથી. સ્વ એટલે પોતાનું સ્વરૂપ છે, પ્રકાશ એટલે વિષયી જેનો, તે સ્વપ્રકાશ કહેવાય છે. એ રીતિએકરી, સ્વપ્રકાશ પદના અર્થથી પણ અભેદમાં વિષયવિષયિભાવ સંભવે છે. તથાપિ, પ્રકાશ્ય (અને) પ્રકાશકનો ભેદ અનુભવસિદ્ધ હોવાથી, ભેદ વિના પ્રભાકરનું વિષયવિષયિભાવકથન અસંગત છે. જેથી સ્વપ્રકાશપદનો ઉક્ત અર્થ નથી, કિંતુ, સ્વ એટલે પોતાની સત્તાએ કરી પ્રકાશ એટલે સંશયાદિરહિત્ય જ સ્વપ્રકાશ પદનો અર્થ અદ્વૈતગ્રંથોમાં કહ્યો છે.

---

## ૩૧૬

## (અપરોક્ષના ઉક્તલક્ષણના અસંભવનો અનુવાદ.)

એ રીતિએ કરી સ્વપ્રકાશજ્ઞાનથી અભિન્નસ્વરૂપ સુખમાં વિષયવિષયિભાવના અસંભવથી અપરોક્ષત્વનું ઉક્ત લક્ષણ તેમાં સંભવે નહિ.

૩૧૭

## ( ઉક્ત દોષેકરી રહિત અપરોક્ષનું લક્ષણ. )

જેથી અપરોક્ષનું આ લક્ષણ છે:—સ્વવ્યવહારના અનુકૂલ ચૈતન્યથી અભેદ (એ) અપરોક્ષ વિષયનું લક્ષણ છે. અંતઃકરણ અને સુખાદિ સાક્ષિચૈતન્યમાં અધ્યસ્ત હોવાથી ધર્મસહિત અંતઃકરણનો સાક્ષિચૈતન્યથી અભેદ છે. અને સાક્ષિચૈતન્યથી તેઓનો પ્રકાશ હોવાથી તેઓના વ્યવહારને અનુકૂલ સાક્ષિચૈતન્ય છે. જેથી સ્વ એટલે અંતઃકરણ અને સુખાદિ ( તેઓના ) વ્યવહારને અનુકૂલ જે સાક્ષિચૈતન્ય તેથી અભેદ-રૂપ અપરોક્ષનું લક્ષણ, સુખાદિસહિત અંતઃકરણમાં સંભવે છે. અને ધર્માદિઓનો સાક્ષિચૈતન્યથી અભેદ તો છે; પરંતુ તેઓમાં યોગ્યતાના અભાવથી તેઓના વ્યવહારને અનુકૂલ સાક્ષિચૈતન્ય નથી. જેથી સ્વવ્યવહારાનુકૂલ ચૈતન્યથી ધર્માદિઓનો અભેદ નહિ હોવાથી તેઓમાં અપરોક્ષત્વ નથી. તેમ ઘટાદિગોચરવૃત્તિકાલમાં ઘટાદિઓના અધિષ્ઠાનચૈતન્યનો વૃત્તિઉપહિતચૈતન્યથી અભેદ થાય છે. જેથી ઘટાદિગોચરવૃત્તિકાલમાં ઘટાદિચૈતન્ય ઘટાદિવ્યવહારને અનુકૂલ છે. તેથી અભિન્ન ઘટાદિ અપરોક્ષ કહેવાય છે. ઘટાદિગોચર વૃત્તિના અભાવકાલમાં પણ પોતાના અધિષ્ઠાનચૈતન્યથી ઘટાદિ અભિન્ન છે. પરંતુ તે કાલમાં તેઓના વ્યવહારને અનુકૂલ અધિષ્ઠાનચૈતન્ય નથી. કેમકે, વૃત્તિઉપહિતથી અભિન્ન હોઇને વ્યવહારને અનુકૂલ થાય છે. જેથી ઘટાદિગોચરવૃત્તિના અભાવકાલમાં ઘટાદિઓ અપરોક્ષ નથી. તેમ બ્રહ્મગોચરવૃત્તિઉપહિતસાક્ષિચૈતન્ય જ બ્રહ્મના વ્યવહારમાં અનુકૂલ છે, તેથીકરી અભિન્ન બ્રહ્મને અપરોક્ષતા સંભવે છે. જેમ સ્વ( વિષય )વ્યવહારાનુકૂલ ચૈતન્યથી વિષયનો અભેદ વિષયગત પ્રત્યક્ષત્વનું પ્રયોજક છે, તેમ ઘટાદિવિષયથી ઘટાદિ-વ્યવહારાનુકૂલ ચૈતન્યનો અભેદ, જ્ઞાનગત પ્રત્યક્ષત્વનું પ્રયોજક છે.

૩૧૮

## ( વૃત્તિરૂપ પ્રત્યક્ષજ્ઞાનમાં ઉક્ત અપરોક્ષલક્ષણની અવ્યાપ્તિ. )

યદ્યપિ ચૈતન્યમાં ઘટાદિઓ અધ્યસ્ત છે, અને વિષયાકારવૃત્તિકાલમાં વૃત્તિચૈતન્યથી વિષયચૈતન્યની એકતા હોવાથી સ્વાધિષ્ઠાનવિષયચૈતન્યથી અભિન્ન ઘટાદિઓનો વૃત્તિચૈતન્યથી અભેદ હોતાં પણ વૃત્તિથી અભેદ ઘટાદિઓનો સંભવે નહિ. જેમ રજ્જુમાં કલ્પિત સર્પદંડમાલા( ઇત્યાદિ )નો રજ્જુથી અભેદ હોતાં પણ સર્પદંડમાલા( આદિ )નો પરસ્પર ભેદ જ થાય છે, અભેદ થાય નહિ. અને બ્રહ્મમાં કલ્પિત સકલ દ્વૈતનો બ્રહ્મથી અભેદ હોતાં પણ પરસ્પર અભેદ થાય નહિ, તેમ વૃત્તિચૈતન્યથી તો વૃત્તિનો અને ઘટાદિઓનો અભેદ સંભવે છે, વૃત્તિનો અને ઘટાદિ વિષયનો પરસ્પર અભેદ સંભવે નહિ, જેથી વૃત્તિરૂપ પ્રત્યક્ષજ્ઞાનમાં ઉક્ત લક્ષણની અવ્યાપ્તિ છે.

---

૩૧૯

## ( ઉક્ત અવ્યાપ્તિનો અદ્વૈતવિદ્યાચાર્યની રીતિએ ઉદ્ધાર. )

તથાપિ અદ્વૈતવિદ્યાચાર્યની રીતિએ અપરોક્ષત્વધર્મ ચૈતન્યનો છે, વૃત્તિનો નં જેમ અનુમિતિત્વ, ઇચ્છાત્વ આદિ અંતઃકરણવૃત્તિના ધર્મ છે તેમ અપરોક્ષત્વધર્મ વૃત્તિ

નથી, કિંતુ વિષયાકારવૃત્તિઉપહિતચૈતન્યનો અપરોક્ષત્વ ધર્મ હોવાથી ચૈતન્યના અપરોક્ષત્વનો ઉપાધિ વૃત્તિ છે. જેથી વૃત્તિમાં અપરોક્ષત્વના આરોપથી વૃત્તિજ્ઞાન અપરોક્ષ એમ વ્યવહાર કરે છે. એ રીતિએ વૃત્તિજ્ઞાન લક્ષ્ય ( લક્ષણે જાણવા યોગ્ય ) નથી, જેથી અવ્યાપ્તિની શંકા નથી. જો ( કેવલ ) વૃત્તિજ્ઞાનમાં અપરોક્ષત્વ ધર્મ ઇષ્ટ હોય, અને અપરોક્ષનું લક્ષણ (ત્યાં) ન જાય, તો અવ્યાપ્તિ થાય. વૃત્તિજ્ઞાન લક્ષ્ય નથી, કિંતુ વૃત્તિઉપહિતચૈતન્ય જ લક્ષ્ય છે, જેથી અવ્યાપ્તિની શંકા નથી. ચૈતન્યનો ધર્મ અપરોક્ષત્વ માન્યાથી જ સુખાદિજ્ઞાનમાં અપરોક્ષત્વ સંભવે છે. વૃત્તિનો ધર્મ અપરોક્ષત્વ માને તો, સુખાદિગોચર વૃત્તિના અનંગીકારપક્ષમાં, સાક્ષિરૂપ સુખાદિજ્ઞાનમાં અપરોક્ષત્વ વ્યવહાર ન થવો જોઇએ. જેથી અપરોક્ષત્વધર્મ ચૈતન્યનો છે, વૃત્તિનો નથી.

---

## ૩૨૦
## ( ઉક્ત પક્ષમાં શંકા.

એ પક્ષમાં આ શંકા છે:—સંસારદશામાં પણ જીવનો બ્રહ્મથી અભેદ હોવાથી સર્વ પુરુષોને બ્રહ્મ અપરોક્ષ છે, એવો વ્યવહાર થવો જોઇએ; અને અવાંતરવાક્યજન્ય બ્રહ્મનું જ્ઞાન પણ, અપરોક્ષ થવું જોઇએ. કેમકે અવાંતરવાક્યજન્યવૃત્તિઉપહિતસાક્ષિચૈતન્યનો બ્રહ્મરૂપ વિષયથી અભેદ છે.

---

## ૩૨૧
## ( ઉક્ત શંકાનું સમાધાન. )

તથાપિ આ સમાધાન છે: સ્વવ્યવહારાનુકૂલ ચૈતન્યથી અનાવૃત વિષયનો અભેદ તો અપરોક્ષવિષયનું લક્ષણ છે. અને અનાવૃત વિષયથી સ્વવ્યવહારાનુકૂલ ચૈતન્યનો અભેદ, અપરોક્ષજ્ઞાનનું લક્ષણ છે. સંસારદશામાં આવૃત બ્રહ્મનો સ્વવ્યવહારાનુકૂલ ચૈતન્યનો અભેદ હોતાં પણ અનાવૃત વિષયનો અભેદ હોવાથી બ્રહ્મમાં અપરોક્ષત્વ નથી; તેમ અવાંતરવાક્યજન્ય જ્ઞાનનો પણ આવૃત વિષયથી અભેદ હોવાથી તે જ્ઞાનને અપરોક્ષત્વ નથી. જેથી ઉક્ત શંકા સંભવે નહિ.

---

## (૩૨૨)
## ( ઉક્ત પક્ષમાં અન્ય શંકા )

અન્ય શંકા—ઉક્ત રીતિએ અનાવૃત વિષયના અભેદેકરી અપરોક્ષત્વ માન્યાથી અન્યોન્યાશ્રય દોષ થશે. કેમકે, ( પરોક્ષઅનેઅપરોક્ષ )ઉભયપ્રમાણગોચરજ્ઞાનમાત્રને આવરણનિવર્તકતા માને તો પરોક્ષજ્ઞાનેકરી પણ અજ્ઞાનની નિવૃત્તિ થવી જોઇએ. અને સિદ્ધાંતમાં અસત્ત્વાપાદકઅજ્ઞાનશક્તિનું તિરોધાન વા નાશ તો પરોક્ષજ્ઞાનેકરી થાય છે. અભાનાપાદકશક્તિવિશિષ્ટ અજ્ઞાનનો પરોક્ષજ્ઞાનેકરી નાશ થાય નહિ. અપરોક્ષ જ્ઞાનેકરી જ અજ્ઞાનનો નાશ થાય છે. એ રીતિએ જ્ઞાનના અપરોક્ષત્વની સિદ્ધિને અધીન અજ્ઞાનની નિવૃત્તિ છે. અને અનાવૃત વિષયથી સ્વવ્યવહારાનુકૂલ ચૈતન્યનો અભેદ થતાં, જ્ઞાનનું

અપરોક્ષત્વલક્ષણ કહેવાથી અજ્ઞાનનિવૃત્તિને અધીન જ્ઞાનના અપરોક્ષત્વની સિદ્ધિ કહી જેથી અન્યોન્યાશ્રય દોષ છે.

૩૨૩

## (ઉક્ત શંકાનું સમાધાન)

તેનુ આ સમાધાન છેઃ—યદ્યપિ પૂર્વોક્ત રીતિએ અજ્ઞાનનિવૃત્તિની જ્ઞાનના અપરોક્ષત્વમાં અપેક્ષા છે, તથાપિ અજ્ઞાનની નિવૃત્તિમાં અપરોક્ષત્વની અપેક્ષા નથી. કેમકે જ્ઞાનમાત્રેકરી અજ્ઞાનની નિવૃત્તિ માને તો પરોક્ષ જ્ઞાને કરી પણ અજ્ઞાનની નિવૃત્તિ થવી જોઇએ. એ દોષના પરિહારને સારૂ અપરોક્ષજ્ઞાને કરી અજ્ઞાનનિવૃત્તિ કહી છે, તેમાં અન્યોન્યાશ્રય દોષ થાય છે. જેથી જ્ઞાનમાત્રેકરી અજ્ઞાનની નિવૃત્તિ અને અપરોક્ષજ્ઞાનેકરી અજ્ઞાનના નિવૃત્તિ નથી કહી. કિંતુ પ્રમાણના મહિમાથી જ્યાં વિષયથી જ્ઞાનનો તાદાત્મ્યસંબંધ થાય, તે જ્ઞાનેકરી અજ્ઞાનની નિવૃતિ થાય છે. પ્રમાણમહિમાથી બાહ્યઇંદ્રિયજન્ય ઘટાદિઓનુ જ્ઞાન (ઘટાદિ)વિષયથી તાદાત્મ્યસંબંધવાળુ થાય છે. અને શબ્દજન્ય બ્રહ્મજ્ઞાન પણ મહાવાક્યરૂપ પ્રમાણના મહિમાથી (બ્રહ્મરૂપ) વિષયથી તાદાત્મ્યસંબંધવાળું થાય છે. જેથી ઉક્ત ઉભય(પરોક્ષ–અપરોક્ષ)જ્ઞાનેકરી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. યદ્યપિ સર્વનું ઉપાદાન (કારણ) બ્રહ્મ હોવાથી બ્રહ્મગોચર સકલ જ્ઞાનોનો તાદાત્મ્યસંબંધ છે, જેથી અનુમિતિરૂપ બ્રહ્મજ્ઞાનથી અને અવાંતરવાક્યજન્ય બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી પણ અજ્ઞાનની નિવૃત્તિ થવી જોઇએ. તથાપિ ઉક્ત (પરોક્ષ)જ્ઞાનનો વિષયથી તાદાત્મ્યસંબંધ છે, તે વિષયના મહિમાથી (સામર્થ્યથી) છે, પ્રમાણના મહિમાથી નથી. કેમકે મહાવાક્યથી જીવબ્રહ્મનાઅભેદગોચર જ્ઞાન થાય, તેનો વિષયથી તાદાત્મ્યસંબંધ તો પ્રમાણના મહિમાથી કહે છે. અન્ય જ્ઞાનનો બ્રહ્મથી તાદાત્મ્ય સંબંધ છે તે બ્રહ્મને વ્યાપકના હોવાથી અને સકલની ઉપાદાનતા હોવાથી (બ્રહ્મરૂપ) વિષયના મહિમાથી કહે છે. એ રીતિએ વિલક્ષણપ્રમાણજન્ય વિષયસંબંધી જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એમ કહેવામાં જ્ઞાનમાત્રેકરી અજ્ઞાનની નિવૃત્તિની આપત્તિ નથી; અને જ્ઞાનના અપરોક્ષત્વની અજ્ઞાનનિવૃત્તિમાં અપેક્ષાના અભાવથી અન્યોન્યાશ્રય દોષ પણ નથી. એ રીતિએ સ્વવ્યવહારાનુકૂલ અનાવૃત ચૈતન્યથી વિષયનો અભેદ (એ) અપરોક્ષવિષયનું લક્ષણ છે. ઉક્ત (સ્વવ્યવહારાનુકૂલ) ચૈતન્યનો વિષયથી અભેદ (એ) અપરોક્ષજ્ઞાનનું લક્ષણ છે. જેથી શબ્દજન્ય બ્રહ્મજ્ઞાનવિષયે પણ અપરોક્ષતા સંભવે છે.

૩૨૪

## (શબ્દેકરી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં કહેલા ત્રણ મતમાં પ્રથમ મતની સમીચીનતા.)

એ પ્રકારે શબ્દેકરી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં ત્રણ મત કહ્યા–તેઓમાં આદ્ય મત જ સમીચીન છે. કેમકે, જ્ઞાનગત પરોક્ષત્વ અપરોક્ષત્વ પ્રમાણાધીન છે. અને સાક્ષાત્સાધ્ય(વિશિષ્ટ શબ્દમાં પણ અપરોક્ષજ્ઞાનના જનનની યોગ્યતા છે. એ પ્રથમ મત છે. અને વિષયને અધીન જ જ્ઞાનના અપરોક્ષતાદિ ધર્મો છે, પ્રમાણને અધીન નથી; એ અભિપ્રાય-

થી દ્વિતીય મત અને અદ્વૈતવિદ્યાચાર્યનું તૃતીય મત છે એને માનનારાઓ કેવળ વિષ યને અધીન જ અપરોક્ષત્વ સ્વીકારે ન ને તો, અવતરણે ની પણ પ્રસ્તુત અપરોક્ષત્વ ન થવું જોઈએ જેથી જ્ઞાનના અપરોક્ષત્વમાં પ્રમાણને અધીનતા આવશ્યક જ જોઈએ જેથી પ્રથમ મત જ સમીચીન છે

---

૩૨૫

## ગ્રંથના આરંભમાં ઉક્ત ત્રણ પ્રશ્નોનો અને તેમાંથી બેના આપેલા ઉત્તરનો અનુવાદ )

ગ્રંથના આરંભમાં વૃત્તિનું સ્વરૂપ, કારણ, ફલ, એ ત્રણેનો પ્રશ્ન છે. તેમાં, અંતઃકરણ અને અવિદ્યાના પ્રમાણરૂપ પરિણામ વૃત્તિ કહેવાય છે એમ કહેવાથી વૃત્તિનું સામાન્ય રૂપ કહ્યું તેની અનંતર, યથાર્થત્વ અયથાર્થત્વાદિ ભેદના કથનથી વૃત્તિનું વિશેષરૂપ કહ્યું પ્રમાણનિરૂપણથી વૃત્તિના કારણનું સ્વરૂપ કહ્યું

---

૩૨૬

## ( વૃત્તિના પ્રયોજન સંબંધી તૃતીય પ્રશ્નના ઉત્તરનો આરંભ )

વૃત્તિના પ્રયોજનનો પ્રશ્ન કર્યો હતો, તે વૃત્તિનું પ્રયોજન આ છે—જીવને ( જાગ્રત્ આદિ ) અવસ્થાત્રયનો સંબંધ વૃત્તિએ કરી થાય છે અને પુરુષાર્થ( મોક્ષ )પ્રાપ્તિ પણ વૃત્તિએ કરી થાય છે જેથી સંસારપ્રાપ્તિનો હેતુ વૃત્તિ છે, અને મોક્ષપ્રાપ્તિનો હેતુ (પણ) વૃત્તિ છે કેમકે, અવસ્થાત્રયના સંબંધથી જીવને સંસાર છે

---

૩૨૭

## ( વૃત્તિપ્રયોજનના કથનપ્રસંગમાં જાગ્રત્( અવસ્થા )નું લક્ષણ )

તેમાં ઇન્દ્રિયજન્ય જ્ઞાનની અવસ્થાને જાગ્રત્ અવસ્થા કહે છે અવસ્થા શબ્દ કાલનો વાચક છે યદ્યપિ સુખાદિઓના જ્ઞાનકાલ અને ધ્યાનીના કાલ પણ જાગ્રત્ અવસ્થા કહેવાય છે, અને સુખાદિજ્ઞાન ઇન્દ્રિયજન્ય નથી, તેમ સુખાદિજ્ઞાનકાલમાં અન્યવિષયનું જ્ઞાન પણ ઇન્દ્રિયજન્ય થાય નહિ, તેમ ધ્યાનીના કાલમાં ઇન્દ્રિયજન્ય જ્ઞાન નથી, તથાપિ વક્ષ્યમાણ ( કહેવામાં આવનાર ) સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિઅવસ્થાથી ભિન્ન જે ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો આવાગમન અને ઇન્દ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારનો આધાર કાલ તે જાગ્રત્ અવસ્થા કહેવાય છે સુખાદિના જ્ઞાનકાલમાં અને ધ્યાનીના કાલમાં યદ્યપિ ઇન્દ્રિયજન્યજ્ઞાન નથી, તથાપિ તેના સંસ્કાર છે, અને ઇન્દ્રિયજન્ય જ્ઞાનના સંસ્કાર સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિ અવસ્થામાં પણ છે, જેથી સ્વપ્નાવસ્થા સુષુપ્તિઅવસ્થાથી ભિન્ન પદ ( લક્ષણમાં ) કહ્યા એ રીતિએ જાગ્રત્ અવસ્થા જે વ્યવહાર ઇન્દ્રિયજન્ય જ્ઞાનને અધીન છે તે ઇન્દ્રિયજન્ય જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ છે અંતઃકરણની વૃત્તિનું જાગ્રત્ની એ પ્રયોજન છે

---

૩૨૮

## (કોઇ ગ્રંથકારની રીતિએ આવરણનો અભિભવ વૃત્તિનુ પ્રયોજન છે)

કોઇ તો આવરણનો અભિભવ (એ) વૃત્તિનું પ્રયોજન કહે છે, યદ્યપિ આવરણાભિભવમાં પણ નાના મત છે. જેમ ખદ્યોત(આગીઓકીડો)ના પ્રકાશથી મહાંધકારના એકદેશનો નાશ થાય છે, તેમ અજ્ઞાનના એકદેશનો નાશ આવરણાભિભવ શબ્દનો અર્થ છે, એ સાંપ્રદાયિક મત છે.

---

૩૨૯

## (સમષ્ટિઅજ્ઞાનને જીવનો ઉપાધિતાના પક્ષમાં બ્રહ્મ વા ઇશ્વર વા જીવચૈતન્યના સંબંધથી આવરણના અભિભવનો અસંભવ)

સમષ્ટિઅજ્ઞાન જીવની ઉપાધિ છે, એ પક્ષમાં ઘટાદિ વિષયથી ચૈતન્યનો સદા સંબંધ છે. જેથી ચૈતન્યસંબંધેકરી તો આવરણનો અભિભવ સંભવે નહિ. કેમકે, બ્રહ્મચૈતન્ય તો આવરણનું સાધક છે, વિરોધી નથી. અને ઇશ્વરચૈતન્યેકરી આવરણનો અભિભવ થાય તો 'આ મેં જાણ્યું" એવો વ્યવહાર જીવને ન થવો જોઇએ, કિંતુ 'ઇશ્વરે જાણ્યું' એવો વ્યવહાર થવો જોઇએ. કેમકે ઇશ્વર-જીવનો વ્યાવહારિક ભેદ છે, જેથી ઇશ્વરે અવગત વસ્તુ જીવને અવગત થાય નહિ. જેથી જીવચૈતન્યના સંબંધેકરી આવરણનો અભિભવ કહે તો (સમષ્ટિઅજ્ઞાન જીવની ઉપાધિ છે) એ પક્ષમાં જીવ ચૈતન્યનો ઘટાદિઓથી સદા સંબંધ છે. કેમકે. જીવચૈતન્યનો ઉપાધિ મૂલાજ્ઞાન છે. તેમાં (મૂલાજ્ઞાનમાં) આરોપિત પ્રતિબિંબત્વવિશિષ્ટ ચૈતન્યને જીવ કહે છે. મૂલાજ્ઞાનનો ઘટાદિઓથી સદા સંબંધ હોવાથી જીવચૈતન્યનો સદા સંબંધ છે. જેથી ઘટાદિઓના આવરણનો સદા અભિભવ જોઇએ. જેથી વૃત્તિએ કરી આવરણનો અભિભવ કહે તો, પરોક્ષવૃત્તિએકરી પણ આવરણનો અભિભવ થવો જોઇએ.

---

૩૩૦

## (એ પક્ષમાં અપરોક્ષવૃત્તિએકરી વા અપરોક્ષવૃત્તિવિશિષ્ટ ચૈતન્યેકરી આવરણના અભિભવનો સંભવ.)

જેથી અપરોક્ષ વૃત્તિએ કરી આવરણનો અભિભવ થાય છે. અથવા અપરોક્ષવૃત્તિવિશિષ્ટ ચૈતન્યેકરી આવરણનો અભિભવ થાય છે. જેમ ખદ્યોતના પ્રકાશથી મહાંધકારના એકદેશનો નાશ થાય છે, ખદ્યોતના અભાવકાલમાં મહાંધકારનો ફરી વિસ્તાર થાય છે, તેમ અપરોક્ષવૃત્તિના સંબંધેકરી અથવા અપરોક્ષવૃત્તિવિશિષ્ટ ચૈતન્યના સંબંધેકરી મૂલાજ્ઞાનના અંશનો નાશ થાય છે. વૃત્તિની અભાવદશામાં અજ્ઞાનનું પ્રસરણ થાય છે. એ સંપ્રદાયને અનુસારી મત છે.

---

૩૩૧

## (ઉક્તપક્ષની રીતિએ આવરણનાશરૂપ વૃત્તિના પ્રયોજનનું કથન.)

તેથી અજ્ઞાનના અંશનો નાશ અપરોક્ષ વૃત્તિનું પ્રયોજન છે. અને આવરણાપાદક અજ્ઞાનાંશનો

નાશ પરોક્ષાપરોક્ષ વૃત્તિનું પ્રયોજન છે. એ રીતિએ આવરણનાશ વૃત્તિનું પ્રયોજન છે એ પક્ષ કહ્યો.

---

૩૩૨

## ( દ્વિતીય પક્ષની રીતિએ જીવચૈતન્યથી વિષયના સંબંધરૂપ વૃત્તિના પ્રયોજનનું કથન.

જીવચૈતન્યથી વિષયનો સંબંધ વૃત્તિનું પ્રયોજન છે, એ દ્વિતીય પક્ષ છે તે કહે છેઃ— સમષ્ટિઅજ્ઞાનમાં પ્રતિબિંબ જીવ છે. એ પક્ષમાં જીવચૈતન્યનો ઘટાદિઓથી સર્વદા સંબંધ છે. પરંતુ જીવના સામાન્ય સંબંધેકરી વિષયનો પ્રકાશ થાય નહિ. જેથી વિષયના પ્રકાશના હેતુ જીવથી વિજાતીય સંબંધ વૃત્તિનું પ્રયોજન છે. જીવચૈતન્યનો વિષયથી સંબંધ સર્વદા છે, પરંતુ એ સંબંધ વિષયના પ્રકાશનો હેતુ નથી. વૃત્તિવિશિષ્ટ જીવ(ચૈતન્ય)નો વિષયથી સંબંધ હોય તો વિષયનો પ્રકાશ થાય છે. જેથી પ્રકાશહેતુ સંબંધ વૃત્તિને અધીન છે. તે પ્રકાશહેતુ જીવનો વિષયથી સંબંધ અભિવ્યંજકઅભિવ્યંગ્યભાવ(રૂપ) છે. વિષયમાં અભિવ્યંજકતા છે. જીવચૈતન્યમાં અભિવ્યંગ્યતા છે. જેમાં પ્રતિબિંબ હોય તેને અભિવ્યંજક કહે છે. જેનું પ્રતિબિંબ હોય તે અભિવ્યંગ્ય કહેવાય છે. જેમ, દર્પણમાં મુખનુ પ્રતિબિંબ હોય, તેમાં દર્પણ અભિવ્યંજક છે, મુખ અભિવ્યંગ્ય છે. તેમ ઘટાદિ વિષયોમાં ચૈતન્યનું પ્રતિબિંબ હોય છે, જેથી ઘટાદિ અભિવ્યંજક છે, ચૈતન્ય અભિવ્યંગ્ય છે. એ રીતિએ પ્રતિબિંબગ્રહણરૂપ વ્યંજકતા ઘટાદિવિષયમાં છે. પ્રતિબિંબસમર્પણરૂપ વ્યંગ્યતા ચૈતન્યમાં છે. ઘટાદિઓમાં સ્વભાવથી પ્રતિબિંબગ્રહણનું સામર્થ્ય નથી. કિંતુ સ્વાકારવૃત્તિસંબંધેકરી ચૈતન્ય(ના)પ્રતિબિંબના ગ્રહણયોગ્ય થાય છે. જેમ દર્પણસંબંધ વિના ભિત્તિમાં સૂર્યનું પ્રતિબિંબ હોય નહિ, અને દર્પણસંબંધેકરી હોય છે, જેથી સૂર્યપ્રતિબિંબગ્રહણની યોગ્યતા ભિત્તિમાં દર્પણસંબંધેકરી હોય છે. જેમ દૃષ્ટાંતમાં સૂર્યપ્રભાનો ભિત્તિથી સર્વદા સામાન્ય સંબંધ છે, અને અભિવ્યંજકઅભિવ્યંગ્યભાવસંબંધ દર્પણાધીન છે, તેમ જીવચૈતન્યનો વિષયથી સર્વદા સંબંધ છે, પરતુ વૃત્તિસંબંધેકરી ઘટાદિઓમાં જીવચૈતન્યના પ્રતિબિંબની ગ્રહણયોગ્યતા હોય છે, જેથી જીવચૈતન્યનો ઘટાદિઓથી(સાથે) અભિવ્યંજકઅભિવ્યંગ્યભાવસંબંધ વૃત્તિને અધીન છે. એ રીતિએ જીવચૈતન્યથી ઘટાદિઓના વિલક્ષણ સંબંધનો હેતુ વૃત્તિ છે. જેથી વિષયસંબંધાર્થ વૃત્તિ છે, તે સંબંધથી વિષયનો પ્રકાશ થાય છે. જીવચૈતન્ય વિભુ છે, એ પક્ષમાં વિલક્ષણ સંબંધનું જનક વૃત્તિ છે.

---

૩૩૩

## (અંતઃકરણવિશિષ્ટ ચૈતન્ય જીવ છે, એ પક્ષમાં વિષયસંબંધાર્થ વૃત્તિની અપેક્ષા.)

અંતઃકરણવિશિષ્ટ ચૈતન્ય જીવ છે, એ પક્ષમાં તો વૃત્તિ વિના જીવચૈતન્યથી ઘટાદિઓનો સર્વથા સંબંધ નથી. ઇંદ્રિયવિષયના સંબંધથી અંતઃકરણની વૃત્તિ ઘટાદિદેશમાં જાય ત્યારે જીવચૈતન્યનો ઘટાદિઓથી સંબંધ થાય છે. વૃત્તિના બાહ્ય ગમન વિના અંતર

જીવનો બાહ્ય ઘટાદિઓથી સંબંધ થાય નહિ. એ રીતિએ અંતઃકરણાવચ્છિન્ન પરિચ્છિન્ન જીવ છે, એ પક્ષમાં વિષયસંબંધાર્થ વૃત્તિ છે, એ અર્થ સ્પષ્ટ જ છે.

૩૩૪

## ઉક્ત બે પક્ષોની વિલક્ષણતા

એ રીતિએ અજ્ઞાનોપાધિક જીવ છે એ પક્ષમાં જીવચૈતન્યનો વિષયથી સંબંધ તો સદા છે, અભિવ્યંજકઅભિવ્યગ્યભાવસંબંધ સદા નથી, તેટલા સારૂ વૃત્તિ છે. અને અંતઃકરણાવચ્છિન્ન જીવ છે, એ પક્ષમાં જીવનો વિષયથી સર્વથા સંબંધ નથી, તેટલા સારૂ વૃત્તિ છે. એ રીતિએ વૃત્તિના ફલસંબંધમાં વિલક્ષણતા ગ્રંથકારોએ કહી છે.

---

૩૩૫

## ( મતભેદથી સંબંધમાં વિલક્ષણતાના કથનની અસંગતતા )

પરંતુ મતભેદથી સંબંધમાં વિલક્ષણતાનું કથન અસંગત છે. કારણકે અંતઃકરણ જીવનો ઉપાધિ છે, એ પક્ષમાં પણ અજ્ઞાન તો જીવભાવનો ઉપાધિ અવશ્ય ઈષ્ટ છે. અન્યથા પ્રાજ્ઞ(સુષુપ્તિસ્થ)રૂપ જીવનો અભાવ થાય છે. જેથી જીવભાવનો ઉપાધિ સર્વના મતમાં અજ્ઞાન છે. કર્તૃત્વાદિ અભિમાન અંતઃકરણવિશિષ્ટમાં થાય છે, જેથી અંતઃકરણાવચ્છિન્નને જીવ કહે છે. અને અજ્ઞાનમાં પ્રતિબિંબ જીવ છે, એ પક્ષમાં પણ અજ્ઞાનવિશિષ્ટ પ્રમાતા નથી, કિંતુ અંતઃકરણવિશિષ્ટ જ પ્રમાતા છે. અને જીવચૈતન્યનો તો વિષયથી સંબંધ સર્વદા છે, પરંતુ પ્રમાતૃચૈતન્યનો વિષયથી સંબંધ નથી, અને પ્રમાતૃચૈતન્યના સંબંધે કરી જ વિષયનો પ્રકાશ થાય છે; જીવચૈતન્યના સંબંધેકરી વિષયનો પ્રકાશ થાય નહિ. જેમ બ્રહ્મચૈતન્ય ઈશ્વરચૈતન્યના અજ્ઞાનનું સાધક છે, તેમ અવિદ્યોપાધિક જીવચૈતન્ય છે. તેના સંબંધેકરી વિષયમાં જ્ઞાતતાદિ વ્યવહાર થાય નહિ, અને જીવચૈતન્યને જ્ઞાતતાદિઓનું અભિમાન પણ થાય નહિ. પ્રમાતાના સંબંધેકરી જ વિષયમાં જ્ઞાતતાદિ વ્યવહાર થાય છે, અને વ્યવહારનું અભિમાન પણ પ્રમાતાને થાય છે. તે પ્રમાતા વિષયથી ભિન્ન દેશમાં છે, જેથી પ્રમાતાનો વિષયથી સદા સંબંધ નથી. પ્રમાતાથી વિષયનો સંબંધ વૃત્તિને અધીન છે. એ રીતિએ જીવના ઉપાધિને વ્યાપક માને અથવા પરિછિન્ન માને (એ) ઉભય પક્ષમાં પ્રમાતાથી વિષય સંબંધ વૃત્તિને અધીન સમાન છે. જેમાં વિલક્ષણતાનું કથન કેવલ બુદ્ધિપ્રવીણતાના খ્યાપનને અર્થ છે, અને અપ્રવીણતાનું સાધક છે. પ્રમાતાનો વિષયથી ( વૃત્તિ વિના ) સંબંધ નહિ.

---

૩૩૬

## ( આ ચાર પ્રકારના ચૈતન્યના કથનપૂર્વક ઉક્ત અર્થની સિદ્ધિ )

એટલા સારૂ, પ્રમાતૃચૈતન્ય, પ્રમાણચૈતન્ય, વિષયચૈતન્ય, ફલચૈતન્ય, (એ) ભેદથી ચાર પ્રકારનું ચૈતન્ય કહ્યું છે. જો પ્રમાતાનો વિષયથી સંબંધ હોય તો પ્રમાતૃચૈતન્યથી વિષયચૈતન્યના વિભાગનું કથન અસંગત થશે. અંતઃકરણવિશિષ્ટ ચૈતન્ય પ્રમાતૃચૈતન્ય છે. વૃત્તિ-



Reg. No. B. 196

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઇ ધ્રુવ. એમ. એ.
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—'એક અભેદમાર્ગપ્રવાસી' અહર્નિશ મણિલાલ નભુભાઇ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

---

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૨૪. અંક ૬ ] (માસિક) [ માર્ચ, સને ૧૯૦૯.

વિષયાનુક્રમ. પૃષ્ઠ.



અમદાવાદ
"[illegible]" પ્રીન્ટીંગ પ્રેસ.



# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઇ ધ્રુવ. એમ એ
એલ એલ બી.

( આદ્ય દ્રષ્ટા—'એક અભેદમાર્ગપ્રવાસી' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઈતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

| પુસ્તક ૧૪. અંક ૬ | (માસિક) | [ માર્ચ સને ૧૮૯૯. |
|---|---|---|

૧.

## ગાનવિમાન.

( મળેલું )

ગઝલ.

સખી, એ દૂર માનસનાં મને સપનાં ભાસે!
હવે થાક્યો બની લાચાર પલ્વલના વાસે:

વસ્યો વર્ષો ઘણાં; વર્ષો ઘણાં ધોયાં ગાત્રો;
ન પોપી પ્રાણને હાવાં શકું ઘરકે ઘાસે!

દૃગે દૃગ સ્નેહની તારા સમી ઝાંખું ત્હારી:
નહીં પણ પાંખની શક્તિ હવે મ્હારા શ્વાસે!

રહ્યું કર્તવ્ય પણ ના: જો સલૂણો આકાશે—
તરે કલહંસ ત્હારો નિર્મલે હસતો હાસે!

પ્રિયે, પ્રેરાય જો તવ દિવ્ય ગાનવિમાન હાવાં
અહીં ઊડી શકું પ્હોંચું પછી ક્ષણમાં પાસે!

कान्त.

## ૨.

## સ્વર્ગગીત.

( મળેલું )

" માગો, કે, વ્હાલાંઓ, મળશેઃ
" શોધો, કે, વ્હાલાંઓ, જડશે'
" ઠોકો, કે, વ્હાલાંઓ મારે—
" દ્વારો ઉઘડશે.

" માગે છે તે તે પામે છેઃ
" શોધે છે તે તે થામે છેઃ
" ઠોકે છે તે તે વ્હાલાંને—
" દ્વારો ઉઘડશે. "

कान्त.

---

## ૩.

## શ્રવણ.

"आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः"—"આત્માનું શ્રવણ કરવું, મનન કરવું, નિદિધ્યાસન કરવું " એ શ્રુત્યનુસાર 'શ્રવણ' 'મનન' અને 'નિદિધ્યાસન' એ ત્રણ મોક્ષનાં સાધન મનાય છે, અને એ ત્રણમાં પણ 'શ્રવણ'ને પ્રથમ પદ મળે છે કેમકે એના ઉપર જ મનન અને નિદિધ્યાસનનો આધાર છે. આપણામાંથી ઘણાખરા "પ્રાચીનો" શાસ્ત્રીપુરાણીઓ પાસે 'શ્રવણ' કરે છે, અને એ રીતે આત્માનું કલ્યાણ થશે એમ શ્રદ્ધા રાખે છે, પણ વસ્તુતઃ કેવા શ્રવણથી લાભ છે, કેવું શ્રવણ શાસ્ત્રીય છે એ વિષે બહુ વિચાર કરવામાં આવતો હોય એમ જણાતું નથી.

(૧). કેટલીક વાર, એક ભૂલ તો એ થાય છે કે 'શ્રવણ'નો અર્થગ્રહણ સાથેનો તાત્વિક સંબન્ધ વસ્તુતઃ ધ્યાનમાં લેવાતો જ નથી. 'શ્રવણ' એટલે સાંભળવું, અને સાંભળવું એટલે કાનમાં શબ્દો પડવા દેવા; અને આટલું થતાં શ્રવણ થયું એમ ઘણીવાર કૃતકૃત્યતા માની લેવાય છે પરંતુ નિરુક્ત(વેદાંગ)કાર યાસ્કમુનિનો આ બાબત જૂદો મત છે, અને તે યથાર્થ છે. કેમકે જે સમયે પૂર્વોક્ત 'आत्मा वा अरे श्रोतव्यः' ઇત્યાદિ શ્રુતિનો વિશ્વમાં પ્રકાશ થયો ત્યારે- સંસ્કૃત ભાષા લોકમાં બહુધા પ્રચલિત ભાષા હતી, અને શબ્દનો ઉચ્ચાર થતાં જ સાધારણ મતિના અને યોગ્ય સંસ્કાર પામેલા મનુષ્યને અર્થગ્રહણ પણ થઇ જતું. આમ હોવાથી શબ્દને કર્ણમાં લઇ તેની સાથે અર્થગ્રહણ પણ કરી લેવું તેનું નામ 'શ્રવણ',—એમ 'શ્રવણ' શબ્દનો વાસ્તવિક અને પ્રાચીન શાસ્ત્રસંમત અર્થ છે.

(૨). બીજી એક ભ્રાંતિ એવી ચાલે છે કે શ્રવણ તેમ જ ધાર્મિક સર્વ વ્યવહાર સંસ્કૃત ભાષામાં જ સફલ થઇ શકે ખરી વાત છે કે આપણી ધર્મ-ભાષા સંસ્કૃત છે, અને

ધર્મના વિષયમાં એ ભાષામાં જેવી બોધકતા અને દિવ્યસ્ફુરણ ઉત્પન્ન કરવાની શક્તિ આપણે અનુભવીએ છિએ, તેવી ઘણુંકરી વિદેશીય કે પ્રાકૃત ભાષામાં ભાગ્યે જ અનુભવી શકીએ. પણ આ વાત સંસ્કૃતનો ઉત્તમ અભ્યાસ કરી એ માતૃભાષાવત્* પરિચિત કરી લેવાય ત્યારે જ ખરી છે. તે વિના તો પદાર્થનો માત્ર મગજમાં જ પ્રવેશ થવાનો, હૃદયથી તો એ વિદૂર જ રહેવાના. આપણી પ્રાકૃત ભાષાઓનું, યોગ્ય લક્ષ દઇ એ સમજવામાં આવે તો, આ વિષયમાં સામર્થ્ય થોડું નથી. કબીર, નાનક, સુરદાસ, તુલસીદાસ, તુકારામ, નરસિંહ આદિ મહાન્ જ્ઞાનવીરોના ગ્રન્થો હૃદયને પરમાત્મતત્ત્વની સમીપ લઇ જઇ સાક્ષાત્કાર કરાવવામાં એવા સમર્થ છે કે લોકને સંસ્કૃત તરફ જેવી ઉત્કંઠા થાય છે તેવી જ તે સાથે જો પ્રાકૃત ભાષા તરફ પણ થાય તો તેથી ધર્મપ્રવાહ બલવત્તર થયા વિના રહે નહિ. પ્રાકૃત તરફ વિમુખતા એ આપણી ધર્મસંબંધી અધોગતિનું એક મ્હોટું કારણ છે.† ત્યારે શ્રવણનો આત્મા અર્થગ્રહણ છે, અને અર્થગ્રહણને સ્વતઃ કોઇ ભાષા સાથે સંબન્ધ નથી એટલું સ્મરણમાં રાખી શ્રવણના બે ત્રણ માર્ગ વિચારી જોઇએ.

૧. એક માર્ગ પુરુષવિશેષરૂપ ગુરુમુખેથી શ્રવણ કરવાનો છે. આ માર્ગ યથાર્થ રીતે આચરવાનો વિધિ મુણ્ડકોપનિષદ્‌માં બતાવ્યો છે. "तद्विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्"—એના વિજ્ઞાનાર્થે સમિત્પાણિ થઇ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની જ પાસે જવું એમ શ્રુતિની આજ્ઞા છે. "સમિત્પાણિ" થઇ એટલે હાથમાં સમિધ્ લઇ ગુરુની પાસે જવામાં ગુરુશુશ્રૂષા કરવા ઉપરાંત રહસ્ય એવું છે કે અગ્નિહોત્રનું તત્ત્વ સમજી, તે આચરી, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા જતાં હૃદયના કામ–ક્રોધાદિવિકારરૂપી સમિધ્‌ને બ્રહ્મજ્ઞાનના અગ્નિમાં હોમી દેવા મુમુક્ષુએ સજ્જ રહેવું. ગુરુ પસંદ કરવામાં પણ મુમુક્ષુએ અત્યન્ત વિવેક રાખવાનો છે, અને તે એ કે ગુરુ "શ્રોત્રિય" અને "બ્રહ્મનિષ્ઠ" જોઇએ. "શ્રોત્રિય" કહેતાં શ્રુતિમાં કુશલ. શ્રુતિનો અમુકરીતિએ ઉચ્ચાર કરી જવો એમાં શ્રોત્રિયત્વની પરિસમાપ્તિ થતી નથી; પરિસમાપ્તિ તો શું, પણ આરમ્ભ પણ થતો નથી એમ ખુશીથી કહી શકાય, કેમકે આપણી ભૂમિમાં આજ કાલ ધર્મસંબન્ધે જે વિચારશૂન્યતા પ્રવર્તે છે તે જોતાં એમાં શ્રોત્રિયત્વનો આરંભ થાય છે એમ કહેવું પણ યથાર્થ છતાં જોખમ ભરેલું છે. ત્યારે "શ્રોત્રિય" કોણ ? શ્રુતિ માટે બીજો શબ્દ 'વેદ' છે એટલું વિચારતાં પણ સ્પષ્ટ છે કે 'વેદ' નામ જ્ઞાન જેણે સંપાદન કર્યું હોય તે જ 'શ્રોત્રિય.' પણ જેમ અમુક શબ્દોચ્ચારમાં શ્રોત્રિયત્વ નથી તેમ અમુક શબ્દનો અમુક અર્થ છે એટલું સમજવામાં પણ શ્રોત્રિયત્વ આવી રહેતું નથી. પૂર્વે આ પત્રમાં એક પ્રસંગે બતાવ્યું છે તેમ 'શ્રુતિ' એટલે યોગ્ય કર્ણને વિશ્વતંત્રમાં સંભળાતા 'પર' ના 'ડિંડિમ ઝણકાર'; અને એ ઝણકાર જેણે સમગ્ર આત્મામાં—મગજમાં તેમ જ હૃદયમાં, ઇન્દ્રિયોમાં તેમ જ મનમાં,

---

* આવો પરિચય થતાં, ઉદાહરણ તરીકે, શ્રીમદ્ભગવદ્‌ગીતાના ૧૧ મા અધ્યાયમાં કેવી વિલક્ષણ શક્તિ આવે છે !

† भाषा साखा है सही संस्कृत सो है मूल,
मूल रहत है धूलमें, शाखा में फल फूल।

એ વચનમાં અતિશયોક્તિ છે ખરી, પણ એ સર્વથા સત્યહીન નથી.

વાણીમાં તેમ જ કૃતિમાં—કોઇ કોઇ વખત પણ અનુભવ્યા હોય તે ' શ્રોત્રિય.'

ગુરુ શ્રોત્રિય હોવા ઉપરાંત ' બ્રહ્મનિષ્ઠ ' જોઇએ ' બ્રહ્મનિષ્ઠ ' એટલે શું ? તત્ત્વચિન્તનશાસ્ત્રનો કઠિન માર્ગ બાજુપર મૂકતાં ' બ્રહ્મ ' શબ્દનો અર્થ સમજવા માટે ઉત્તમ સાધન એ શબ્દની વ્યુત્પત્તિ ઉપર લક્ષ દેવું એ છે. ' બ્રહ્મ ' શબ્દ बृह्-बृहंतौ ( વધવું -to grow) એ ઉપરથી થયો છે એમ મનાય છે. અને એ રીતે જોતાં વિશ્વની વૃદ્ધિનો, વિશ્વના વિકાસનો જેથી ખુલાસો થઇ શકે છે, રહસ્ય સમજાય છે એ આંતર તત્ત્વનું નામ ' બ્રહ્મ ' છે. પણ આ બ્રહ્મ તે સવિશેષ બ્રહ્મ જ, એટલે વિશ્વની સાથે અમુક પ્રકારે જોડાઇ એને ચલાવનાર બ્રહ્મ તે જ, એમ કદાચ શાંકરસિદ્ધાન્ત સામે વાંધો લેવામાં આવે. પણ બ્રહ્મ શબ્દની એક બીજી વ્યુત્પત્તિ—જે પૂર્વના જેટલી જ પ્રાચીન છે—તે વિચારતાં નિર્વિશેષ સ્વરૂપ પણ ફલિત થઇ શકે છે. અતિપ્રાચીન સમયથી—ઋક્સંહિતાના સમયથી—बृहत् શબ્દ વિશાળ મ્હોટું અનવચ્છિન્ન એ અર્થમાં વપરાય છે, અને એ શબ્દ ब्रह्म શબ્દનો સહોદર છે તેથી ब्रह्म એટલે અનવચ્છિન્ન વસ્તુતત્ત્વ એમ અર્થ પણ નીકળેછે.

આ રીતે વ્યુત્પત્તિમાંથી નીકળતા અર્થમાં બ્રહ્મનાં સોપાધિક અને નિરુપાધિક ઉભય સ્વરૂપનો સમાવેશ કરી શકાય છે. આ ઉભયરૂપ બ્રહ્મમાં જે નિતાન્ત સ્થિત તે "બ્રહ્મનિષ્ઠ." યદ્યપિ જડચિદાત્મક સમસ્ત વિશ્વ વસ્તુતઃ બ્રહ્મમાં જ સ્થિત છે, તથાપિ જેણે એ પ્રકારની સ્થિતિનો જ્ઞાનપુરઃસર અનુભવ કર્યો છે તે જ વિશેષ અર્થમાં ' બ્રહ્મનિષ્ઠ ' છે.. માત્ર શ્રોત્રિય કહેતાં સંપૂર્ણ ગુરુત્વમાં જે અપૂર્ણતા રહી જાય છે, તે 'બ્રહ્મનિષ્ઠ' પદથી પૂરાયછે. અર્થાત્ પરમાત્મતત્ત્વનું આત્માને વારંવાર શ્રવણ થયા છતાં, પણ બ્રહ્મનિષ્ઠતા એટલે બ્રહ્મમાં, નિતાન્ત સ્થિતિ, આત્મસમર્પણ એનો અભાવ સંભવી શકે છે, અને એનું જ નિવારણ કરવા અત્રે ' બ્રહ્મનિષ્ઠ ' શબ્દનો પ્રયોગ છે. માત્ર ' બ્રહ્મનિષ્ઠ ' કહેતાં સમસ્ત વસ્તુજાત બ્રહ્મનિષ્ઠ છે જ એમ શંકા લેવામાં આવે, તેટલા માટે ' શ્રોત્રિય ' પદ છે. કહેવાનું તાત્પર્ય કે, ' શ્રોત્રિયત્વ 'દ્વારા જ, અર્થાત્ સમગ્ર આત્મામાં પૂર્વે બતાવ્યું તેમ ' પરતત્ત્વના ' ગંભીર ધ્વનિનું શ્રવણ કરીને જ બ્રહ્મનિષ્ઠત્વ પ્રાપ્ત થાયછે, અને ' બ્રહ્મનિષ્ઠત્વ ' થતાં ' नान्योऽतोऽस्ति द्रष्टा, नान्योऽतोऽस्ति श्रोता—એ ( પરમાત્મા ) વિના અન્ય દ્રષ્ટા નથી, શ્રોતા નથી ' એમ નિશ્ચય થઇ આત્મા બ્રહ્મભાવ અનુભવે છે. આ રીતે શ્રવણ કરી જેણે બ્રહ્મભાવ પ્રાપ્ત કર્યો છે એવા ગુરુ પાસેથી જ ઉપદેશ લેવા શાસ્ત્રની આજ્ઞા છે, અન્ય પાસેથી નહિ.

૨. શ્રવણનો એક બીજો પ્રકાર ગ્રન્થમુખે શ્રવણ કરવાનો છે. આપણા ' પ્રાચીનો '-માં પુરુષવિશેષરૂપ ગુરુમુખે પ્રાપ્ત કરેલા શ્રવણને જ ' શ્રવણ ' માનવામાં આવે છે. અને એને જ સંપ્રદાયસિદ્ધ મોક્ષસાધનતાની પદવી ભજે છે. એટલું ખરું છે કે ગુરુદ્વારા પ્રાપ્ત થએલું જ્ઞાન કદાચ વિશેષ પરિપૂત અને બલવાહી હોવા સંભવ છે, કેમકે મનુષ્ય-આત્મામાં એવું સામર્થ્ય રહેલું છે કે આત્મા આત્માની સમીપ આવતાં માત્ર મુખાકૃતિ, દૃષ્ટિ કે વાણીથી એવી વિલક્ષણ અસર ઉત્પન્ન કરી શકે છે કે જે સહસ્રગ્રન્થથી પણ થઇ શકતી નથી. પણ આ વાત અસાધારણ આત્મા પરત્વે જ ખરી છે. હાલના સમયમાં યોગ્ય ગુરુ મળવો કઠિન છે, એમ શોકોદ્ગાર જો કે ઘણીવાર સાંભળવામાં આવે છે, છતાં આગ ખેદ દર્શાવનાર પામર જનોમાંથી જ કેટલાક ગમે તેવા મિથ્યા સંન્યાસી, યોગી કે

શાસ્ત્રીને ગુરુ કરી માને છે તથા એવા પુરુષો પાસે જ વેદાન્તનું અને અન્ય શાસ્ત્રનું રહસ્ય હોય છે એમ અન્ધ શ્રદ્ધા રાખી વૃથા ભ્રાંતિમાં ભમે છે. પણ ખરું જોતાં તો વર્તમાન સમયમાં આવા અલૌકિક પુરુષો મળવા અશક્ય છે એટલું જ નહિ પણ ઇતિહાસમાં પણ આવા જનોનો આવિર્ભાવ વિરલ કાળે અને વિરલ સ્થળે જ દૃષ્ટિગોચર થાય છે. ત્યારે આ જોતાં, આપણે હાલમાં નક્કી કરવાનો પ્રશ્ન એ રહે છે કે—કેવળ સાધારણ વર્ગના પુરુષ પાસેથી પ્રત્યક્ષ ઉપદેશ લેવો એ ઠીક, કે અસાધારણ પુરુષ પાસેથી એના ગ્રન્થોદ્વારા જે પરોક્ષ ઉપદેશ મળે એ ઠીક? આ પ્રશ્નનો એક જ ઉત્તર ઘટે છે. અસાધારણ પુરુષો પોતાના અનુપમ આત્માને પોતાના ગ્રન્થમાં કેવી સારી રીતે સંક્રાન્ત કરી શકે છે એ વાત જો ધ્યાનમાં લેવામાં આવે તો સહજ સમજાય એમ છે કે આ બીજો માર્ગ જ ઉત્તમ છે.

ત્યારે આ દ્વિતીય શ્રવણને માર્ગે શીરીતે પ્રવર્તવું? અત્રે અધિકાર વા સાધનસામગ્રી, વિષય, અને પદ્ધતિ, એ ત્રણ બાબત ઉપર લક્ષ રાખવાનું છે.

તેમાં અધિકાર અને યોગ્ય સાધનસામગ્રીમાં સર્વથી અધિક આવશ્યકતા સત્યપરાયણતાની છે. પ્રત્યેક અભ્યાસમાં, અને વિશેષતઃ ધર્મના અભ્યાસમાં, અભ્યાસીએ અવશ્ય પાળવાનો, તથા વિચારમાં સ્વતઃસિદ્ધ છતાં આચારમાં વારંવાર વીસરાઇ જનો એવો મહાન્ નિયમ તે આ સત્યપરાયણતાનો છે ધર્મનો વિષય દેશકાલાદિ સર્વે ઉપાધિથી પર છે. અમુક સિદ્ધાન્ત પૂર્વનો છે કે પશ્ચિમનો, પ્રાચીન છે કે અર્વાચીન એવો નિષ્કારણ ભેદ દેહાત્મવાદમાંથી જ—એટલે આત્માને અમુક દેશમાં કે અમુક કાલમાં વસતો પિંડ માનવાથીજ ઉદ્ભવેછે. ધર્મના વિષયમાં ભૂત ભવિષ્ય કે વર્ત્તમાન કોઈ પણ કાલ માટે હૃદયને પક્ષપાત થાય, અથવા તો અત્રત્ય અને વિદેશીય વિચારનું સમાન રીતે હૃદય સન્માન ન કરી શકે તો પ્રકૃત વિષયમાં પ્રવેશ કરવાને યોગ્ય અધિકાર પ્રાપ્ત જ થયો નથી એમ માની શકાય. પરમાત્મા સત્યસ્વરૂપ છે, અને સત્ય ઉપર એક નિષ્ઠા રાખવાથી જ પ્રાપ્ત થઇ શકેછે, માટે વિચાર ચલાવતાં પરિણામમાં અનીશ્વરવાદ આવે કે ઇશ્વરવાદ, જડવાદ કે ચૈતન્યવાદ, શંકાવાદ કે શ્રદ્ધાવાદ—એ વિષે પણ પ્રથમથી આગ્રહ ધરવો ન જોઇએ. ટેનિસન કહેછે તેમ શંકા ઘણીવાર શ્રદ્ધા કરતાં પણ ઉચ્ચ અને વસ્તુતઃ શ્રદ્ધારૂપ હોયછે. સત્યપરાયણતા સાથે બીજી આવશ્યકતા જીજ્ઞાસાની છે. આ જીજ્ઞાસા તે માત્ર સાધારણ જાણવાની ઇચ્છા એમ સમજવાનું નથી. પરંતુ ઇચ્છાની સાથે વિષય પ્રતિ હૃદયનો ઉત્કંઠ ભાવ પણ હોવો જોઇએ. અને એ પણ સહજમાં તૃપ્ત થઇ જાય એવો નિર્માલ્ય ન હોવો જોઇએ. શાસ્ત્રમાં કહેછે તેમ અગ્નિથી જ્વલંત કેશવાળો પુરુષ જલાશયમાં જેટલા વેગથી પડવા જાયછે, તેટલા વેગથી વ્યવહારથી પર જે પુરુષાર્થભૂત તત્ત્વ છે તેની શોધમાં પ્રવર્તવું જોઇએ. વળી એ પ્રવૃત્તિ શોખરૂપી જ કે ફિલસૂફોના દંભરૂપી જ ન હોતાં, પરમપુરુષાર્થરૂપે સત્ય શોધી કાઢવાની હોવી જોઇએ. આટલી સામગ્રી સિદ્ધ થયા પછી જ શ્રવણ યોગ્ય સ્વરૂપ ધારણ કરેછે.*

ધર્મનો વિષય વિશાલ છે, અને તદનુરૂપ અસંખ્ય ગ્રન્થોમાં એનું જ્ઞાન આવિર્ભૂત થાયછે, પરંતુ એનો વિષયવિભાગ પાડી અભ્યાસ કરવામાં આવે તો માર્ગ સરલ થઇ શકે એમ છે. વિષયવિભાગ કાંઇક આ રીતે કરી શકાય—

* શ્રવણના દ્વિતીય પ્રકારમાં આના ઉપર ભાર મૂકવાનું કારણ એટલુંજ કે અત્ર ઉપદેષ્ટા પુરુષ ન હોવાથી વિશેષ ભ્રમ થવા સંભવ રહેછે.

(क) તત્ત્વચિન્તન (Philosophy), એટલે પદાર્થના ભાસમાન સ્વરૂપથી પર તત્ત્વભૂત સ્વરૂપ શું છે, અને એ તત્ત્વની દૃષ્ટિએ ભાસમાન સ્વરૂપનો શો ખુલાસો છે–એનો બુદ્ધિદ્વારા વિચાર. આ વિચારની ત્રણ શાખાઓ પડે છે. (૧)સત્–વિષયક (Metaphysics અને Psychology), (૨) કર્તવ્યવિષયક (Ethics), અને (૩) સૌન્દર્યવિષયક (Æsthetics); જેમાંથી પ્રથમ બે પ્રકૃત વિષયમાં સવિશેષ ઉપયોગી છે.

(ख) કવિતા (Poetry) એટલે પૂર્વોક્ત વિષયનું હૃદયદ્વારા સમાલોચન. પ્રકૃતિ અને મનુજ આત્માના વિવિધ સ્વભાવવર્ણનમાં કવિપ્રતિભા જે પર તત્ત્વનું દર્શન કરાવે છે તે.

(ग) બ્રહ્મવિદ્યા તથા વિશેષ અર્થમાં ધર્મ (Theology–Universal and Particular) એટલે જગતના મહાન્ ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓ (તાર્કિકો કે શબ્દાર્થમીમાંસકો નહિ) તેમના પ્રકૃત વિષયમાં આચાર અને વિચારદ્વારા પ્રકટ કરેલાં પરમ સત્ય, તથા એ સત્યના પ્રાદુર્ભાવનાં વિશેષ સ્વરૂપો.

આ ત્રણે વિષયનો સંપૂર્ણ અભ્યાસ એક મનુષ્યજીવનમાં પ્રાપ્ત કરવો અશક્ય છે એતો ખરું જ. તથાપિ ક્રમે ક્રમે શાન્તિથી, દૃઢતાથી અને પદ્ધતિ–અનુસાર ચાલતાં ઘણું સંપાદન થઇ શકે એમ છે. જગતના પ્રથમ વર્ગના મહાત્માઓની એટલે ઉપરનો વિષયવિભાગ લેતાં તત્ત્વચિંતકો, કવિઓ, ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓની સંખ્યા ઘણી નથી, અને ફક્ત તેમના અને તેમના સંબંધી મુખ્ય ગ્રન્થોનો જ અભ્યાસ પ્રકૃત. માર્ગમાં ઘણું સિદ્ધ થઇ શકે છે.

બીજી લક્ષમાં રાખવાની બાબત તે પદ્ધતિ છે. શ્રવણનું પ્રયોજન મનન અને નિદિધ્યાસન છે એ વિચારતાં શ્રવણ કેવી પદ્ધતિથી કરવું જોઇએ એ સમજાય છે. પ્રથમ તો આપણા મહાન્ વિષયમાં મુખ્ય અવાન્તર વિષયો શા શા છે એ વિષે સ્પષ્ટ જ્ઞાન મેળવી લેવું જોઇએ; જેમકે જીવ (अहम्–આત્મા), જગત્ (इदम्–આ) અને ઈશ્વર (तत्–પરમાત્મા) એ રીતે. ત્યાર પછી એ પ્રત્યેક સંબંધી શી શી બાબતનો ખુલાસો કરવાનો છે તેનું ગ્રહણ કરવું જોઇએ; ઉદાહરણ તરીકે, આત્માનું સ્વરૂપ—અમર કે નશ્વર? સ્વતન્ત્ર કે પરતન્ત્ર? કર્તા કે અકર્તા? ઇત્યાદિ. પછી એ ઉપર નીચેની ત્રણ પદ્ધતિઓને અનુસરી અધ્યયન થવું જોઇએ.

(૧) ઐતિહાસિક પદ્ધતિ (Historical Method),—એટલે તત્ત્વચિન્તનનો તથા બ્રહ્મવિદ્યા(ધર્મ)નો પ્રવાહ ભિન્ન ભિન્ન દેશમાં, કાળમાં, અને અવાન્તર વિષય પરત્વે કેવી રીતે પ્રવર્ત્યો છે એ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી, કારણસહિત સમજવા યત્ન કરવો. અર્થાત્—ભરતખંડ, ચીન, ઍસીરિઆ, ચાલ્ડીઆ, પૅલેસ્ટાઇન, ઇજીપ્ટ, રોમ ગ્રીસ ઇત્યાદિ દેશવાર, બુદ્ધ ક્રાઇસ્ટ વ્યાસ શંકર આદિ મહાત્માઓના સમયવાર, તથા જ્ઞાન ભક્તિ કર્મ જડવાદ ચૈતન્યવાદ આદિ અવાંતર વિષયવાર, પ્રકૃત વિષયનું સમગ્ર ઐતિહાસિક સ્વરૂપ ધ્યાનમાં લેવું. વિકાસ (Evolution) પદ્ધતિનો પણ અત્રે સમાવેશ થાય છે.

(૨) તોલન–પદ્ધતિ (Comparative Method) વિવિધ દેશનાં અને વિવિધ કાલનાં વિચારસ્વરૂપો સરખાવી જોવાં, જેમાંથી પછી મનન કરતાં સામાન્ય અને વિશેષ તત્ત્વો તારવી કઢાય.

(૩) નિગમન–પદ્ધતિ (Deductive Method)–એટલે સ્વતંત્ર રીતે વસ્તુના મૂલ સ્વરૂપ

માંથી જ પ્રસ્તુત વિષયમાં સિદ્ધાન્તો ઉપજાવી કાઢવાની પદ્ધતિ, જેને અનુસરતાં તાત્ત્વિક અને આકસ્મિક અંશનો ભેદ પડી શકાય છે. *

• આમ યોગ્ય અધિકાર મેળવી સમસ્ત વિષયોનો ઉપર બતાવેલી પદ્ધતિએ અભ્યાસ કરતાં કરતાં ગન્તવ્ય સ્થાને પ્હોંચાય છે. શ્રી કૃષ્ણ કહે છે તેમ અનેક જન્મના સંસ્કારો થયા પછી જ "પરા ગતિ" પ્રાપ્ત થાય છે. અને આ કાઠિન્યમાં જ એની ભવ્યતા છે. આ વિષયમાં યદ્યપિ છેવટની ફલસિદ્ધિ અત્યન્ત દૂર છે, તથાપિ જેટલો યત્ન થાય તેટલાનું અવાન્તર ફલ તો તત્કાલ થયા વિના રહેતું નથી. માટે અત્રે નિરાશા કે ઉતાવળ કે સહજમાં તૃપ્ત થઇ જવું એ સર્વ સરખી રીતે અસ્થાને છે.

૩. શ્રવણનો ત્રીજો પ્રકાર વિશ્વમુખે શ્રવણ કરવાનો છે. વિશ્વમુખે શ્રવણ–એ જરા વિચિત્ર વિધિ જણાશે ખરો. પણ વસ્તુતઃ સર્વ શ્રવણમાં પ્રાચીનમાં પ્રાચીન અને અર્વાચીનમાં અર્વાચીન શ્રવણ તે આ જ છે. આપણા આદિ મહર્ષિઓથી આરંભી કાઇસ્ટ, બુદ્ધ મહમદ અને છેવટે વર્ડઝ્વર્થ જેવા કવિ પર્યન્ત આ શ્રવણનો અંગીકાર થાય છે. આ શ્રવણનાં બે દ્વાર છેઃ (૧) બાહ્ય—પ્રકૃતિચિત્ર, અને (૨) આન્તર–હૃદયગુહા. પ્રાચીન ગ્રીસમાં હૃદયગુહા કરતાં પ્રકૃતિદ્વારા પરતત્ત્વનું વિશેષ શ્રવણ થયું હતું; ગૌતમ બુદ્ધને હૃદયગુહામાં જ અલૌકિક મહિમા અનુભવાયો હતો, અને પાછળનું બૌદ્ધ તત્ત્વચિન્તન જોતાં તો તે એટલે સુધી કે એ ગુહામાં સંભળાતા ધ્વનિનું નિદાન એ ધ્વનિ અને ગુહા ઉભય કરતાં પર છે એવાત બાજૂપર રાખી એ ગુહાને અને વધારે યોગ્ય રીતે કહીએ તો, એ ધ્વનિને જ પરતત્ત્વને સ્થાને સ્થાપી દીધો. આપણા બ્રાહ્મધર્મમાં બાહ્ય અને આન્તર ઉભય અંશને સમાન સન્માન મળ્યું છે એ વાત પૂર્વે "બ્રાહ્મ ધર્મ" એ નામના લેખમાં સ્પષ્ટ કરી બતાવીછે. અત્રે એટલું જ કહેવું બસ થશે કે "जन्माद्यस्य यतः" અને "शास्त्रयोनित्वात्" એ બે બ્રહ્મસૂત્રનો ગૂઢ આશય આ બે તત્ત્વ સૂચવવાનો જણાય છે. કારણવિચાર અને કર્તવ્યવિચાર એ બેમાં પરમાત્માનું શ્રવણ થાય છે. પણ વિચાર પર્યન્ત ન જતાં માત્ર વર્ડ્ઝવર્થ જેને "wise passiveness" કહે છે તેવી વિશુદ્ધ શાન્તિથી શ્રવણ કરવા તત્પર રહેવાય તોપણ એ શ્રવણ થયા વિના રહે નહિ. પરંતુ આ શ્રવણ લૌકિક શ્રવણેન્દ્રિયથી થઇ શકતું નથી.

> "........it was audible,
> Most audible, then, when the fleshly ear,
> O'ercome by humblest prelude of that strain,
> Forgot her functions, and slept undisturbed."

અલૌકિક સંનિકર્ષ દ્વારા સમગ્ર આત્મા પદાર્થ સાથે એક થઇ પ્રકાશપૂર્ણ થતાં સાક્ષાત્ અને વગર સાધને જ વસ્તુનું ગ્રહણ કરે છે. આ શ્રવણનો તૃતીય પ્રકાર.

આમ ત્રણે પ્રકારનું સારી રીતે અનુશીલન થતાં, "श्रोतव्यः"–પરોક્ત શ્રવણવિધિ સંપૂર્ણ થાય છે.

---

* આ પદ્ધતિ ખરું જોતાં મનનના અંગમાં પડે છે, પણ શ્રવણ અને મનન એવાં ગુંથાએલાં છે કે એને અત્રે મૂકવામાં પણ કાંઇ અડચણ નથી. આ પદ્ધતિના મન્ત્રો જેવા એ શ્રવણ છે.

## ૩

# કવિતા અને સંગીત.

( ગત અંકથી ચાલુ ).

( મળેલુ ) *

આ પ્રકારનો કવિતા અને સંગીતનો સંબન્ધ સમજવા માટે સંગીતના બીજી તરેહના વિભાગ પાડવા પડશે. ઉપરની ચર્ચામાં જે વિભાગ આપણે જોયા તે ઉપાદાન પરત્વે છે. અને હવે પાડવાના વિભાગ પ્રયોગ પરત્વે છે. એ વિભાગ બે છે, (૧) Pure અથવા અલિપ્ત સંગીત અને (૨) Applied અથવા પ્રયોજિત સંગીત. Applied Music તે બેલાર્સે કહેલા Executive Music(અનુવાદિત સંગીત )ના બેઉની સાથે કાંઇક સરૂપતા ધારણ કરતું જણાય છે. પરન્તુ એ બે વચ્ચે પણ પ્રથમ દર્શને સૂક્ષ્મ પણ ખરું જોતાં તાત્ત્વિક ભેદ છે તે આગળ ઉપર જોઇશું. આ વિભાગ તે ગણિતશાસ્ત્રના ત્હેવા જ બે વિભાગના જેવા છે. જેમ Pure Mathematics(શુદ્ધ ગણિત) તે માત્ર ગણિતનાં સ્વતન્ત્ર તત્ત્વો વિશે ચર્ચા કરેછે, અને Applied Mathematics (પ્રયોજિત ગણિત) ખગોળશાસ્ત્ર વગેરેમાં સહાયભૂત થાય છે, તેમ જ અલિપ્તસંગીત માત્ર મધુર સ્વરની ભિન્ન ભિન્ન રચનાને જ જુવેછે, અને પ્રયોજિત સંગીત કવિતાના અર્થની નિષ્પત્તિ કરવામાં સાધનભૂત બને છે. અલિપ્તસંગીતનો વિષય કેવળ મધુર સ્વર છે, બીજા સર્વથી અસંબદ્ધ મધુર સ્વર એ સુસ્વરની નીચે સમાયલા શબ્દાર્થ સાથેના સંબન્ધથી બિલકુલ અસ્પૃષ્ટ મધુર સ્વર. આ વિભાગમાં નીચેનાં અંગનો સમાવેશ થાયછેઃ—

**ક.** આપણા સંગીતમાની જૂદા જૂદા રાગોની સર્વે સરીગમો, તિલાના, વગેરે.

**ખ.** અર્થવાળાં ગીતો, પણ જે'માં ગીતાર્થનું સંગીતદ્વારા પ્રતિપાદન ઇષ્ટ નથી. અથવા ઉદ્દેષ્ટ નથી.—ખરું જોતાં આ વર્ગનાં ગીતો હિન્દુસ્તાનના સંગીતની ખાસ દશાને લીધે ઉત્પન્ન થયાં છે, જે દશામાં અર્થને શબ્દરન કરતાં ગૌણ ગણેલ છે.†

**ગ.** વાદ્યસંગીત—આસંગીતમાં તો, ઉઘાડું જ છે કે, અર્થનો સંબન્ધ તલમાત્ર પણ નથી. પ્રયોજિત સંગીતનો વિષય ગીતાર્થનું મધુરસુરદ્વારા નિરૂપણ કરવું તે છે. સંગીત અને કવિતા એ બેનું લગ્ન પ્રયોજિત સગીત થાય છે. ઉપર હમણાંજ કહ્યું તેમ અવ્યાવહારિક ( ( theoretical ) અર્થાત્ pure ગણિતનો ઉપયોગ ખગોળશાસ્ત્ર અને બીજા વિજ્ઞાનોમાં કરવામાં આવે છે ત્હારે તે Applied ( પ્રયોજિત ) ગણિત કહેવાય છે, તે જ પ્રમાણે ગીતાર્થનું વિવરણ કરવામાં સંગીતનો ઉપયોગ થતાં તે પ્રયોજિતસંગીત બને છે.

---

* લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

† આ દેશના ગવૈયાઓને સાંભળનાર સર્વે મનુષ્યોના અનુભવમાં છે કે જે ગીત એ લોકો ગાય છે ત્હેના અર્થનું સંગીતવડે પ્રદર્શન કરવું તો દૂર જ રહ્યું, પણ અર્થ છે કે નહિં,—અરે ! અર્થવત્ શબ્દ પણ સંભળાય છે કે નહિં'—ત્હેની પરવા રાખ્યા વિના જ માત્ર અવ્યક્ત (inarticulate) વર્ણોચ્ચાર ઉપર સુરરચના, આલાપ, તાન, વગેરે એ લોકો રચે છે. પાશ્ચાત્ય સંગીતકલામાં આ પ્રકારનો દોષ બહુધા નથી; જોકે બેલાર્સ એક સ્થળે આવો જ દોષ પોતાના દેશમાં જોઇને ખેદ બતાવે છેઃ—

આપણી અને યુરોપની ગાયનકળાની વચ્ચે અનેક પ્રકારના ભેદ છે, હેમાં મુખ્યમાં મુખ્ય ભેદ આ જ છે કે ગીતના અર્થને અનુકૂળ ગાયનપ્રકાર પાશ્ચાત્યકળામાં છે તે આપણામાં છે જ નહિં. અમુક રસ અથવા ભાવને અનુકૂળ અમુક રાગ આપણામાં મનાય છે તે વાત આ વિષયમાં ગણનામાં લેવા જેવી નથી; કેમકે એક તો એ અપવાદરૂપ સ્થિતિ ટૂંકા વિસ્તારની છે, અને બીજું, ભાવ અને ગાનનો એ સંબન્ધ પ્રયોજિત સંગીતમાં સમાયલા સંબન્ધથી જૂદાજ પ્રકારનો છે. ભાવ અને રાગ વચ્ચેનો સંબન્ધ માત્ર કાંઈક સ્વૈચ્છિક અને શિથિલ બળના association (સંસ્કાર) નો છે, અને હર્ષ શોક વગેરે ભાવનાં સામાન્ય સ્વરૂપને રાગના સામાન્ય અને વિશાળ સ્વરૂપને જોડનારો છે. પ્રયોજિતસંગીતવાળો સંબન્ધ તેથી જૂદા પ્રકારનો છે. જો કે ઊંડી રીતે તપાસતાં કવિત્વ રહસ્ય અને હેને અનુકૂળ સ્વરરચના વચ્ચે કાંઈક સંસ્કાર સંબન્ધનો અંશ હેમાં આવે છે, તોપણ કવિત્વ-રહસ્ય તે એ પ્રકારના સંગીતનો નિરૂપણ વિષય હોવાને લીધે, એક પ્રકારે પ્રયોજિત સંગીત કાવ્ય-રહસ્યને નવીન મૂર્તિમાં ઉત્પન્ન કરે છે તેથી, કાંઈક કાર્ય કારણ જેવો સંબન્ધ પ્રયોજિત સંગીત અને કવિતા વચ્ચે જણાય છે; તેમ જ અમુક અર્થતત્ત્વ અમુક ગાયનપ્રકાર જોડે સુઘટિત કરવાને લીધે એ સંબન્ધ વિશિષ્ટ અને બંધાયલા સ્વરૂપનો છે. એ સંબન્ધ કાવ્ય અને વિવેચન વચ્ચેના સંબન્ધ જેવો, છતાં ગુણના પ્રમાણમાં અતિશય ચઢિયાતો છે. નાટક અને

"With regard to vocal music, the question is comparatively simple. The words should always furnish the key to the interpretation, and the singing should be adapted to them. This seems self-evident; but it is by no means so obvious as to be always acted upon. Too often, composers set to music silly verses, which can furnish neither themselves nor the singers with any noble thought, nor awaken any deep emotion. Feeble lovemaking, alternately with the feebler sentimental sorrows of unsuccessful attachments, form the staple of current song-literature. It is perfectly hopeless to get anything valuable out of these popular themes; and the practical result is generally, that the music is treated as if it were written independently of the words, and the voice were merely a musical instrument suitable to its performance. This is fostered by the absurd habit of muttering the words, so as to render them unintelligible, which obtains in drawing-rooms; and by the vanity and self-assertion of public singers, who are prouder of an extensive range and great flexibility of voice, than of clearness of perception and earnestness of feeling; and it is also encouraged by a prosaic public, which will always applaud a singer who executes elaborate flourishes with his voice, rather than one who conscientiously tries to bring out the beauties of the music, and to illustrate the poetry of the words—when they have any." ('Fine Arts,' pp. 153—154).

પરન્તુ આ ઉપરથી એમ અનુમાન કરવાનું નથી કે પાશ્ચાત્ય સંગીતકલામાં આપણા દેશ જેવી પરાકાષ્ઠાની દશા છે, કેમકે પ્રયોજિત સંગીત અપૂર્ણરૂપે પણ જો કદી કોઇ સ્થળે છે તો પાશ્ચાત્ય દેશોમાં જ.

અભિનય વચ્ચેનો સંબન્ધ આ સંબન્ધને સમસ્વરૂપ હોઇ ગુણ પ્રમાણમાં પણ વિશેષ પાસે પાસે આવે છે. જેમ વિવેચક કાવ્યની ગૂઢ ખૂબીઓ બતાવે છે, જેમ નટ પાત્રના સ્વરૂપનું તત્ત્વવિવરણ કરે છે, તેમ જ પ્રયોજિત સંગીતનો ગાયક કાવ્યતત્ત્વનું ઊંડું સ્વરૂપ પ્રગટ કરે છે. પરન્તુ જ્યહારે વિવેચકનું સાધન શુષ્ક અને કાંઇક કઠણ બુદ્ધિપરાયણ ચર્ચા છે, અને નટનું સાધન, જો કે ગહન રસમય તોપણ લાલિત્યના અંશથી રહિત, અભિનયકળા છે, ત્યહારે ગાયકનું સાધન કેવળ રસસ્વરૂપ અને લાલિત્યથી ઉભરાતી મધુરસ્વર સામગ્રી અને ત્હેની કલામય રચના છે.*

ગાયકનું આ મહાન કર્તવ્ય—કાવ્યના રહસ્યનું નિરૂપણ કરવાનું કર્તવ્ય—લક્ષમાં રાખ્યાથી અનેક ભેદ ફલિત થાય છે. એક તો એ કે ગીતમાં (કાવ્યગીતમાં) તાન, ઉપજ, વગેરેના તમાશા નિરર્થક આપણી અહિંની પદ્ધતિમાં છે તે વાસ્તવિક રીતે રસમાં ક્ષતિકર છે, અને પાશ્ચાત્ય પદ્ધતિમાં અનિષ્ટ છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે તાન, ઉપજ, વગેરે સંગીતમાં નિરર્થક તમાશા જ છે. એ વસ્તુઓનું યોગ્યસ્થળ અભિરાસંગીત છે, પ્રયોજિત સંગીતમાં એ અસ્થાને આવે છે એટલું જ નહિ પણ ગીતનાં બીજાં રસમય અંગને તેમ જ કાવ્યતત્ત્વને વિરોધી બને છે. તાન, ઉપજ, વગેરેનું અનુકૂળ જન્મગૃહ અભિરાસંગીત છે, અને ત્હેના વિષયમાંથી એ વસ્તુઓને હાંકી કાઢવાનો ઉદ્દેશ જ નથી. એટલું જ નહિં પણ પ્રયોજિત સંગીતમાં પણ એજ સામગ્રી યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય સ્વરૂપમાં વાપરવી ઇષ્ટ હોવાને લીધે, પણ પ્રયોજિત સંગીતના રાજ્યમાંથી પણ સર્વ તાન ઉપજને એકીવારે દેશનિકાલ કરવાની ભલામણ પણ હું કરતો નથી. ગીતનું તત્ત્વ પ્રદર્શિત કરવા માટે જે સ્વરરચના જે તાન ઉપજ વગેરે યોગ્યમાં યોગ્ય, ઉત્તમમાં ઉત્તમ, સમર્થમાં સમર્થ હોય તે જ અન્વેષણથી, અભ્યાસથી, નિશ્ચિત કરી પ્રગટ કરવાં તે જ પ્રયોજિત સંગીતની કલાનું પરિપૂર્ણ રૂપ. નટની અભિનયકલામાં પણ આ તત્ત્વ પરમ ઇષ્ટ છે; જે અભિનય—મુખમુદ્રાનો, શરીર વિન્યાસનો, વાણીના વિકારનો, અભિનય—અમુક પાત્ર સ્વરૂપને સર્વોત્તમ રીતે યોગ્ય અને સમર્થ જણાય તે જ કલાકુશળ નટ ઉપયોગમાં લઈ સકે. (અપૂર્ણ).

---

* કવિતા અને સંગીત વચ્ચેના આ સંબન્ધની કાંઇક આછી આછી ઝાંખી કવિ દલપતરામના "ફાર્બસવિલાસ" માં એક સ્થળે જણાય છે. એ ગ્રન્થના પહેલા આંકમાં નીચે પ્રમાણે સંવાદ મૂક્યો છેઃ—

"શાસ્ત્રી—ઓ ઇશ્વર અગમ ઉત્તમ આપ ઉક્તિ,
જેથી જણાય જનરંજન જોગ્ય જાુક્તી;
ગાવા નથી સરસ રાગ શિખીગળાથી,
સભ્ય પ્રસન્ન કરવા કવિતા કળાથી. ૨
રાગી તણા જ અનુરાગિ રાગ જામે,
કારીગરી શિલ્પિથી શ્રમ પાત્ર પામે;
અભ્યાસથી કવિત ઉત્તમતા ન આવે,
ને તો કૃપાનિધિ, કૃપા કરી તું કરાવે. ૩

સાહેબ—'ગાવા નથી સરસ રાગ શિખી ગળાથી' એ ચરણનો ભાવાર્થ શો છે?
શાસ્ત્રી—હું આ સભાને મારા રાગથી કે સ્વરથી રંજન કરવાને ચહાતો નથી. ગાના-

# ૫
# ગુજરાતી ભાષા.

( મળેલું. )*

"ગુજરાત શાળાપત્ર" માં " હેમચન્દ્રની અપભ્રંશ ભાષા " તથા "વાક્યરચના," તેમ જ " ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ, " એ વિષયોમાં ચર્ચાયલી બાબતો વિશે કેટલાક વિચાર દર્શાવવાની જરૂર જણાય છે; કેમકે એથી કરીને આ મહત્વના વિષયનું વિશેષ મથન થઇ સારું પરિણામ નીપજવાનો સંભવ છે.

૧. સંસ્કૃત નનો પ્રાકૃતમાં ણ અને ત્હેનો પાછો ગુજરાતીમાં ન. (શાળાપત્ર, પુ. ૩૬, અં. ૮ ના પૃષ્ઠ ૨૩૩-૨૩૪, ફુટનોટ )—આ સંબન્ધે શાળાપત્ર સંશય જણાવે છે કે સંસ્કૃત નનો પ્રાકૃતમાં ણ થઇને પાછો ગુજરાતીમાં ન થયો હોય એ સંભવતું નથી. પરંતુ હાવાં રૂપાન્તરમાં અસંભવ કલ્પવાનું કારણ કાંઇ જણાતું નથી. વરરુચિ, ચંડ, અને હેમચાર્ય, આ બાબતમાં ભિન્ન ભિન્ન નિયમો બતાવે છે તેથી કાંઈ બાધ આવતો નથી; ઉલટું એ ઉપરથી એમ માના સનાય કે જુદા જુદા સમયમાં આ વૈયાકરણો થયેલા તેથી તે તે સમયની પ્રાકૃત ભાષા જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરતી આવેલી છે. ભાષા તે લક્ષ્ય છે અને વ્યાકરણ તે લક્ષણ ગ્રન્થ છે, અર્થાત ભાષામાં જે

---

રીઓનો, અને ગાનારાઓના એ ધંધો છે. મારે મારા કરતાં ઘણા સરસ સ્વરથી ગાનારીઓ અહીં ઘણીઓ છે. હું તો કાવ્યકળાથી આ સભાસદોને રંજન કરવા ચાહું છું. એવો ભાવાર્થ છે.

શિવારામ ગાયક—સાહેબ, હું કંઇ બોલવા ચાહુ છું.
સાહેબ—બોલો.
શિવારામ—કવિજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;
સોની ઘાટ ઘડી મરે, રાય સજે શણગાર.
શાસ્ત્રી—જો રક્ત ચંચુ શિખવ્યાં વચનો ઉચારે,
કેનાં વખાણ કરિને કહિયે વધારે;
માધુર્ય તો શુકતણા સ્વર સારનું છે,
ચાતુર્ય તો વચનના રચનારનું છે."

આ ઊતારા ઉપરથી જણાય છે કે કવિતા અને સંગીતકળાના સંબન્ધનું માત્ર ઉપર ઉપરનું સ્વરૂપ જ આ ચર્ચામાં પ્રદર્શિત થયું છે; એટલું જ નહિં પણ ખરા સંબન્ધના ગંભીર સ્વરૂપને વિરોધી કેટલાક વિચાર આ ચર્ચામાં સમાયા છે. ગાનાર તે ફક્ત કવિતાનો ગુણ ચાખે, એટલેથી જ અટકી રહેવામાં પ્રયોજિત સંગીતનો વ્યાપાર અધુરો જ રહે છે, ખરું જોઇયે તો પ્રયોજિત સંગીતનો આરંભ જ થતો નથી. શાસ્ત્રીના છેલા વસન્તતિલકાના ઉત્તરાર્દ્ધમાં તો વળી ગાનના માધુર્યને અને કવિવચનના ચાતુર્યને જાણે કાંઇ પણ લાગતું વળગતું ના હોય, એમ એક બીજાથી અસ્પૃષ્ટ વર્ણવ્યાં છે; બુદ્ધિશક્તિહીન અને ભાવહીન શુકને સંગીતકલાનો પ્રતિનિધિ મૂકવામાં જ પ્રયોજિત ગાનકલામાં સમાયલી ઉત્પાદક શક્તિનો વિનાશ થાય છે.

* લખનાર: રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

જે વાસ્તવિક સ્થિતિ હોય ત્હેનું જ પ્રતિબિમ્બ વ્યાકરણમાં પડવાનું, એ વાત ધ્યાનમાં લેતાં, વધારે સંભવ તો એમ લાગે છે કે તે તે વખતની પ્રાકૃત ભાષામાં ण કાર બોલાતો જ હોવો જોઇયે અને માટે જ વૈયાકરણોએ પોતાના ગ્રન્થમાં તે દર્શાવ્યો. નહિંતો સ્વાભાવિક રીતે લૌકિક ભાષાના એ વ્યાકરણ ગ્રન્થ ઉપર કૃત્રિમતાનો નિરાધાર આરોપ આવશે. ઉપર સૂચવેલી ફુટનોટમાં " લોકો પૂર્વે **जोव्वण** નહિ પણ **जोव्वन** બોલતા હશે, " એમ કહીને શાળાપત્રે અનાદિ न નો ण થવા તરફ પણ સંશય બતાવ્યો છે. પરન્તુ એ ફુટનોટ પૂરી થતાં થતાંમાં એ સંશય છોડી દઇ અનાદિ न નો ण થાય તે વધારે વાસ્તવિક અને લોકભાષાઓને વધારે અનુકૂળ ગણે છે. હાલ પણ વાણિયા લોકોમાં અનાદિ न નો ण કાર અને णकार નો न કાર કરવાનું વળણ છે, તે આ અક્ષરોનો સંબન્ધ સૂચવે છે.

૨. शकार તથા सकार. ( શાળાપત્ર, પુ. ૩૯, અં. ૮ મો, પૃષ્ઠ ૨૩૪, ફુટનોટ )—" ગુજરાતીમાં સસ્કૃતના श, ष ને બદલે કેટલેક ઠેકાણે स થાય છે અને કેટલેક ઠેકાણે श પણ રહે છે. " આ પ્રમાણે શાળાપત્ર કહે છે; પરન્તુ ત્હેમાં આપેલાં ઉદાહરણ તથા ગુજરાતીમાં એ પ્રકારનાં બીજાં ઉદાહરણો તપાસતાં જણાય છે કે ગુજરાતીમાં મૂળ સંસ્કૃત श કાયમ રહ્યો એમ નથી, પણ પ્રાકૃતમાં જે स થયેલો ત્હેનું અમુક ઉત્સર્ગાનુસાર રૂપાન્તર થઇ श બને છે. એ ઉત્સર્ગ મ્હારા જોડણી વિશેના ન્હાના પુસ્તકનાં પૃષ્ઠ ૯-૧૦-૧૧માં બતાવી ચર્ચા કરેલી છે. એ ઉત્સર્ગ એટલો જ છે કે પ્રાકૃત અથવા દેશીમાંના सકારની પછી (અથવા ક્વચિત્ પૂર્વે પણ इ કાર આવતાં सકારનો शकार થાય છે. ઉદાહરણ—

| સંસ્કૃત | પ્રાકૃત. | ગુજરાતી. |
| --- | --- | --- |
| शृगालः | सिआलो | શિયાળ. |
| शीतलम् | सीअलं | શીળું. |
| शीतकालः | सीअआलो | શિયાળો. |

દેશ્ય—छासि=ગુજરાતી-છાશ.

इ કારનું આવું બળ હોવાનું કારણ એ છે કે પોતે તાલવ્ય હોવાથી પોતાની જોડે ગાઢ સંસર્ગમાં આવનાર અનુકૂળ વર્ણને તાલવ્ય બનાવી દે છે. આવિ પ્રવૃત્તિ ચવર્ગના અક્ષરોના બે પ્રકારના ઉચ્ચારોને સબન્ધે પણ જણાઈ આવે છે. વાંચવું, પૂછવું, તજવું, વીંઝવું, વગેરેમાં ચવર્ગના અક્ષરોનો ઉચ્ચાર ચરોતરી અથવા ગામડાના જેવો કાંઇક દંત-તાલવ્ય છે તે इ કારના સંસર્ગથી વાંચીને, પૂછીને, તજીને, વીંઝીને, એ રૂપમાં શુદ્ધ તાલવ્ય અર્થાત્ સુરતી ઉચ્ચાર બને છે. આ ધર્મ ફક્ત इ કારનો છે એમ નથી પણ લઘુ પ્રયત્ન य કાર તેમજ ए કાર અથવા ऍ કારનો પણ છે. ઉદાહરણ—વાંચ્ય, પુછ્ય, તજ્ય, ઇત્યાદિ; તેમ જ વાંચેલું, પૂછેલું, ચૈતર, ઇત્યાદિ. આ ઉપરથી स કારનો श કાર થવાના ઉત્સર્ગના ખરાપણાનું પ્રમાણ મળશે, અને જણાશે કે—" પુર્વે લોકો વૈયાકરણોના બન્ધનમાં ન રહેતાં કોઇ વખત श, ष નો स કરતા હશે, અને કોઈ વખત નહિં પણ કરતા હોય," એ કલ્પના જે શાળાપત્રે કરેલી છે ત્હેને માટે પ્રસંગ જ નથી.

૩. વિભક્તિ અને કારક—'ઘોડો આવ્યો,' ત્હેમાં 'ઘોડો,' એ પ્રથમા વિભક્તિમાં છે, એમ ખરોખર છે, પણ 'ત્હેણે ઘોડો લીધો,' ત્હેમાં 'ઘોડો,' એ દ્વિતીયા છે, એમ

સામાપત્રે પુ. ૩૬, અં. ૧૦, પૃષ્ટ ૨૯૬ મે કહેલું છે, તે મ્હારા મનમાં ઉતરતું નથી. સંસ્કૃત વ્યાકરણના કારક પ્રકરણમાં સામાન્યરીતે માનસશાસ્ત્ર (Psychology) નાં કેટલાંક તત્વ સમાયલાં છે, તે વિચારતાં, તેમજ ગુજરાતીમાં ભૂતકાળનાં રૂપ બહુધા સંસ્કૃત ભૂત કૃદન્ત–ઉપરથી બનેલાં છે, એ ધ્યાનમાં લેતાં એમ જણાય છે કે સકર્મક ક્રિયાપદના ભૂતકાળમાં કર્મત્વ મૂળના ભૂતકૃદન્તના क्त પ્રત્યયથીજ પ્રદર્શિત થઇ ગયેલું હોવાથી ફરીથી કર્મત્વ દેખાડવાને દ્વિતીયાના પ્રત્યયની જરૂર નથી; તેથી 'તેણે ઘોડો લીધો,' હેમાં 'લીધો' માં રહેલા ભૂત કૃદન્ત પ્રત્યયનોજ અર્થ કર્મ છે. માટે 'ઘોડો,' એ દ્વિતીયામાં નથી, પણ પ્રથમામાંજ છે. આથી એમ ન સમજવું કે 'ઘોડો,' તે લેવાની ક્રિયાનું કર્મ મટી જઇ કર્ત્તા બની ગયો; કેમકે 'લીધો' માં રહેલા કર્મત્વનો અન્વય અથવા સામાનાધિકરણ્ય 'ઘોડો,' હેની સાથે જ છે. કર્તૃત્વનો અર્થ તો આ વાક્યમાં 'તેણે' એ શબ્દના તૃતીયાના પ્રત્યયથી બતાવાય છે અને હેનો સંબન્ધ 'તે' એ સર્વનામ સાથે રહે છે; એટલે 'તેણે' એ કર્તરિ તૃતીયા, 'ઘોડો' એ પ્રાતિપદિકાર્થમાં પ્રથમા, અને 'લીધો' એ 'ઘોડો' ની સાથે સમાનાધિકરણ રહી પોતાનામાં અંતર્ગત પ્રત્યયથી કર્મત્વ બતાવે છે.

આ રીતની કારકની વ્યવસ્થા સંસ્કૃત વ્યાકરણમાંથી ગુજરાતી વ્યાકરણમાં યથાઘટિત લાવતાં કોઇ પ્રકારનો બાધ આવે એમ નથી. માત્ર કોઇક વિરલ સ્થળે ગુજરાતી ભાષાની વિલક્ષણ રૂઢિને બળે અપવાદ આવશે, કેમકે:—'મ્હેં છોકરીને મારી,' 'રામે હનુમાનને મોકલ્યો,' 'સીતાએ રાવણને દીઠો (અથવા જોયો),' 'મ્હેં મુકુન્દને રાખ્યો,' વગેરે વાક્યોમાં ને પ્રત્યયાન્ત શબ્દો કર્મ છે અને કર્મત્વ તે તે ક્રિયાપદોમાંના क्त પ્રત્યયથી અભિહિત હોવાને લીધે ને પ્રત્યય આવવાથી એક જાતની પુનરુક્તિ થાય છે જ. આ ઉદાહરણોમાં ને એ ચતુર્થીનો પ્રત્યય પણ ગણી સકાશે નહિં, પણ બાજીનો જ ગણવો પડશે.

(અપૂર્ણ.)

૬

## કર્ત્તવ્ય—એક સુખ.

(મળેલું)*

" ... ... प्रतिष्ठाहम् ... ... ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च" ॥ श्री० भ० गी०

(શાશ્વત—કર્તવ્યરૂપ— ધર્મ અને એકાન્તિક સુખની પ્રતિષ્ઠા એટલે સ્થાન તે હું છું.) ભ० ગી०

" परहित बस जिनके मनमांहीं । तिन कहँ जग दुर्लभ कछु नांहीं " ॥
तुलसीदास.

હાવો કર્તવ્યનો મહિમા છે.

સ્વ કે પર પ્રત્યેની કર્તવ્યભાવના તે એક સખત કામ લેનાર સ્વામિની (mistress) નહીં, પણ આ સંસારની ચિંતાઓ અને ફિકરોથી આપણું સંરક્ષણ કરવા અને આપણને શાંતિના માર્ગમાં દોરવા નિત્ય તત્પર, માયાળુ, અને દાઝ જાણે હેવી માતા છે.

મનુષ્યજાતિથી અલગ થઇ રહેવું એ બહુધા જડ અને સ્વાર્થી જીવન છે એ વાત આપણે 'સુખ એક કર્તવ્ય'ને અંગે જોઇ ગયા. સ્પષ્ટ છે કે આપણું કર્તવ્ય જીવિતને ઉપયોગી અને રસવાળું કરવામાં, અને છતાં એને ચિંતાથી વિમુક્ત રાખવામાં સમાએલું છે.

---

* લખનાર—મિત્ર.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે છવિતને ઉત્સાહથી અને રસથી શી રીતે ભરી શકાય? અને તે છતી ચિંતાને નિવારી શકાય? ઘણા મહાન્ પુરુષોએ આ બાબતમા યત્નમાં પોતાનાં નાવ ખળખે ચઢાવી દીધાં છે. એક વિદ્વાન્ લખે છે: "એન્ટનિએ પ્રેમમાં સુખ શોધ્યું, બ્રૂટસે કીર્તિમાં, સીઝરે રાજ્યમા; પહેલાને અપકીર્તિ પ્રાપ્ત થઇ, બીજાને કંટાળો, છેલ્લાને કૃતઘ્નતા અને પ્રત્યેકને વિનાશ." વળી સમૃદ્ધિમાં પણ એકાન્તતઃ સુખ નથી. સમૃદ્ધિ સાથે ભય, સંતાપ અને લાલચ ઘણીવાર વળગેલાં હોય છે. જો કે તેનો ડહાપણથી વ્યય થાય તો પણ સુખ પ્રાપ્ત થઇ શકે એ ખરું, પણ તેનું સંરક્ષણ કરવાને ચિંતા ઘણી રાખવી પડે છે.

अर्थानामर्जने दुःखमर्जितानां च रक्षणे ।
आये दुःख व्यये दुःखं धिगर्थान् कष्टसंश्रयान् ॥

બૃહદારણ્યક-ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીને કહે છેઃ '**अमृतत्वस्य नाशास्ति वित्तेनेति**'—વિત્તવડે અમૃતત્વની આશા નથી.

ત્યારે જો પ્રેમ, કીર્તિ, રાજ્ય કે વિત્ત પૂર્વોક્ત મહાન્ હેતુ સિદ્ધ કરવામાં અસમર્થ છે, તો એ હેતુ અન્ય કેવી રીતે પાર પડે? માર્કસ્ ઓરેલિઅસ્ કહે છે "એવી કઇ વસ્તુ છે કે જેને આધારે મનુષ્ય પોતાની છવનનૌકા આ સંસારસમુદ્રમાં સફલ રીતે ચલાવી શકે?" એક, એક જ-**તત્વજ્ઞાન.** પણ એ તત્ત્વજ્ઞાન મનુષ્યમાં રહેલા આત્માને અનર્થ અને ક્ષતિથી વિમુક્ત રાખવામાં, સુખ દુઃખથી પર રાખવામાં; નિરુદ્દેશી (પણ તે અપ્રમાણિકપણે કે ઢોંગથી નહિં) કાર્ય કરવામાં; કોઇના કાંઇ કરવા ન કરવાની અપેક્ષા ન રાખવામાં; અને વળી જે જે થાય છે, અને જે જે આપણને પ્રથમથી જ પ્રાપ્ત છે તે ત્યાંથી જ, કે જ્યાંથી પોતે આવ્યો છે ત્યાંથી જ, આવે છે એમ માનવામાં; અને છેવટે મૃત્યુ એ પંચમહાભૂતનું શરીર—જેનાં સર્વ બનેલાં છે,—તેનું વિશીર્ણ થઇ જવું એટલું જ છે એમ સમજી આનંદિત મનથી મૃત્યુની વાટ જોવામાં જ સમાએલું છે." શ્રીમદ્ભગવદ્ગીતાના શબ્દોમાં કહીએ તો જ્ઞાન જેવી બીજી કોઇ પણ પવિત્ર વસ્તુ નથી; સુખ દુઃખ સમાન કરી તેથી પર એટલે નિસ્ત્રૈગુણ્ય થવામાં, કાર્યમાત્રને બ્રહ્મરૂપ પરમ ઉદ્દેશમાં સમાહિત કરવામાં, અને "**वासुदेवः सर्वम्**" એમ સમજીને જગત્‌માં વિચરવામાં, તથા દેહપાતરૂપી મૃત્યુને માત્ર જીર્ણ વસ્ત્રના ત્યાગરૂપ માનવામાં જ્ઞાનની પરમ સીમા છે, એમાં જ "શાશ્વત ધર્મ" છે, એમાં જ "ઐકાન્તિક સુખ" છે. દેહપાતને લોક મૃત્યુ કહે છે. પણ ખરું જોતાં "**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति,**" જે અત્રે સર્વ પદાર્થને એકરૂપ ન સમજતાં નાનારૂપ સમજે છે તે જ પરમ મૃત્યુને વશ છે, તે જ એકથી બીજા, બીજાથી ત્રીજા મૃત્યુઓની પરંપરામાં ગ્રસ્ત છે. ખરેખર મનુષ્યને મૃત્યુનો ભય શામાટે હોવો જોઇએ? યુધિષ્ઠિરને જ્યારે યક્ષે પ્રશ્ન કર્યો કે જગત્‌માં આશ્ચર્યમાં આશ્ચર્ય શું? ત્યારે યુધિષ્ઠિરે યોગ્ય જ ઉત્તર આપ્યો છે કે

अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

પ્રતિદિન અસંખ્ય જીવોને યમને ઘેર જતા જુવે છે, છતાં પાછળ રહેલાને એમ થાય છે કે આપણે તો મરીએ જ કેમ?—આ કરતાં અધિક આશ્ચર્ય શું! સાધારણ રીતે મનુષ્ય-

ને મૃત્યુના વિચારનો ભય રહે છે, પણ મનોવિકારના બળ આગળ તો એની અસર ખરેખર ધારીએ છિએ તે કરતાં ઓછી થાય છે. બેકન કહે છે કે "મનુષ્યનો એક પણ વિકાર હેવો અશક્ત નથી કે જે મૃત્યુના ભયની સ્હામે ઉભો રહી વિજય પ્રાપ્ત ન કરે... વૈર મૃત્યુનો પરાભવ કરે છે, પ્રેમ એની અવગણના કરે છે, માન એની ઇચ્છા કરે છે, શોક એને દોડી વળગે છે." ત્યારે મનોવૃત્તિવડે મૃત્યુના ભયનો પરાભવ કરવો એ જો બની શકે છે, તો ઉચ્ચમનોવૃત્તિ વડે તેમ કરવું એ કર્તવ્ય છે. એમાર ખાયમ કહે છે કેઃ—"ન ધારશો કે મ્હારા આત્માને નિર્દય મૃત્યુના કાળા દ્વારમાંથી જતાં જોવાનો મ્હને ભય લાગતો હોય; સત્ જીવનને મૃત્યુનો ભય નથી, અસત્ જીવન જ આપણામાં એ ભય ઉત્પન્ન કરે છે. એક મહાન્ આત્મા કહે છે.

" विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्मसमः किल "

( વિશુદ્ધ એવો જે હું તેનું મૃત્યુ તો ખરેખર પુત્રજન્મ જેવું છે ).

અન્યને સુખી કરવામાં, જગત્માં શાંતિ અને પ્રેમભાવ વિસ્તારવામાં ઉત્તમ પ્રયાસ કર્યો હોય તો પછી ખરેખર મૃત્યુનો ભય રાખવાનું કાંઇ જ કારણ નથી. વળી જગતની ચિંતા કે જેમાં આપણો આટલો બધો કાળ વ્યતીત થાય છે, અને જે આપણા જીવિતને આટલું બધું કડવું કરી નાંખે છે તેમાંથી વિમુક્ત કરવાને "જ્ઞાનયોગ" અને "કર્મયોગ" જેવું એક પણ સાધન નથી. પોતાથી બને તેટલું સાધન કર્યા પછી મનુષ્યે તે કાર્યના ફલ તરફ આસક્તિ ધરવી ન જોઇએ.

" अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ "

ફલમાં આસક્ત ન થતાં, કર્તવ્ય કર્મ જે કરે છે તે જ ખરો સંન્યાસી છે, તે જ યોગી છે—નહિ, જેણે અગ્નિહોત્રાદિનો ત્યાગ કર્યો છે કે જે કાર્યરહિત આળસુ થઇને પડ્યો રહે છે.

જો કે ઉપર બતાવેલો ઉદ્દેશ સંપૂર્ણ રીતે સિદ્ધ કરવો કઠિન છે, તોપણ તેને માટે કરેલા પ્રયત્નની આપણા ઉપર કાંઇક પણ અસર થયા વિના રહેશે નહિ. ખરું છે કે મનુષ્યથી ઘણું થઇ શકતું નથી, આપણે સમસ્ત જગત્નો ઉદ્ધાર કરી શકીએ, અથવા તો આપણા પોતાના આત્માને પણ એકદમ તારી શકીએ એવા રામ, બુદ્ધ, કે અશોક નથી. પણ પોતાની દૃઢતા ધારીએ તો ઘણે ભાગે ઓછી કરી શકીએ એમ તો છે જ. તમારા વિચારમાંથી શોક, ભય, મોહ, દ્વેષ, અહિત, લોભ, નામર્દાઈ, અમિતાહાર ઇત્યાદિ ભાવ કાઢી નાંખો તો જીવિત ઘણું સુંદર થઇ શકે એમ છે. પરંતુ આ સર્વમાં ઈશ્વરના સાહાય્યની અપેક્ષા છે. એના ઉપર પૂર્ણ ભક્તિ વિના, અને એની જ આજ્ઞાને અધીન થયા વિના "આસુરી સંપદ્"નો જોઇએ તેવો ક્ષય થઇ શકતો નથી. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છેઃ

भयं द्वितीयाभिनिवेशतः स्यादीशादपेतस्य विपर्ययोऽस्मृतिः ।
तन्मायया॑तो बुध आभजेत्तं भक्त्यैकयेशं गुरुदेवतात्मा ॥

(દ્વૈતના અભિનિવેશથી જ ભય સંભવે છે. દ્વૈતની ભ્રાંતિ, અદ્વૈતની અસ્મૃતિ એ ઇશથી જે વિમુખ હોય તેને જ થાય છે, અને એની માયા થકી જ થાય છે. માટે ડાહ્યા માણસે અજ્ઞાનનિરસ્યર્થે એનામાં ગુરુ, દેવ અને આત્મ-બુદ્ધિ રાખી એક ભક્તિથી-એને ભજવો જોઇએ.)

(અપૂર્ણ).

૭

## માયાવાદ.

" If selfishness stands opposed to selfishness, why should my self-seeking not have just as much right as that of others ? Am I not the nearest one to myself ? Have not I therefore the right to make myself, my own wishes and interests, the measure of all things, the criterion of all my actions ? Resting upon the divine will human society is a moral organism *in which all stand for one and one for all.* Take that religious ground away, and society dissolves into a chaos in which every one is against all and allagainst every one. "

**Prof. Pfleiderer.**

નવેંબર ૧૯૯૮ના અંકમાં " દિવ્યપ્રભાત " ને અંગે માયાવાદ સંબંધી આપણે અવકાશને અનુસરી કેટલોક વિચાર કર્યો. એમાં એટલું દિગ્–દર્શન થયું કે:—

૧. (૧) માયાવાદ ખરું જોતાં એક વાદ માત્ર જ નથી, પણ ધાર્મિક અનુભવનું સર્વસ્વ એ વાદને અવલંબીને રહ્યું છે, અને તેથી સ્ફુટ વા ગર્ભિત રીતે સર્વ ધર્મમાં એ વાદનું અસ્તિત્વ છે. ( ૨ ) વળી ન્યાયદષ્ટિથી જોતાં એ વાદ સિદ્ધ કરવાનો એટલે તર્કવૃત્તિનો ધર્મવૃત્તિ સાથે સમન્વય કરી આપવાનો બોજો પણ માત્ર વેદાન્તિઓને શિર નથી, પણ પ્રત્યેક ધાર્મિક જનને શિર છે.

૨. આ વાદને કેટલીક વાર અનુભવવિરોધી કહી નિંદવામાં આવે છે. (૧) પણ વસ્તુતઃ અનુભવવિરોધનો દોષ માયાવાદને બાધ કરી શકતો નથી. પ્રકાશને અંધકારવિરોધી કહેવામાં કાંઇ પણ અનુપપત્તિ હોય તો જ અત્રે અનુપપત્તિ છે; કેમકે અનુભવવિરોધ એ તો માયાનું સ્વરૂપ જ છે, અને અનુભવવિરોધ વિના અધ્યાત્મશાસ્ત્ર તો શું પણ કોઇ પણ શાસ્ત્ર પ્રવર્તી શકતું નથી. વળી અધ્યાત્મવિદ્યામાં અન્ય શાસ્ત્ર કરતાં અનુભવવિરોધની વધારે યોગ્યતા એટલા માટે છે કે અત્રે જે સમ્યગ્દર્શન સાધવાનું છે તે માત્ર બુદ્ધિપ્રદેશનું નથી, પણ સમગ્ર આત્માનું છે, એટલે કે ખગોળવિદ્યાની માફક અત્રે અમુક સિદ્ધાન્ત સિદ્ધ કરીને પરોક્ષ અનુભવથી વિરમવાનું નથી, પણ સમગ્ર આત્મામાં અપરોક્ષ અનુભવ પ્રાપ્ત કરવાનો છે, અને તેટલા માટે અત્રે બાધિત અનુભવનું બાધિતત્વ અત્યંત તીવ્ર થઇ પરાકાષ્ઠાએ પહોંચે છે. આ અનુભવવિરોધ પણ વસ્તુતઃ વિરોધનો આભાસ જ છે, કેમકે આપણે જોઇ ગયા તેમ માયાવાદનું સામાન્ય રીતિએ એમ કહેવું નથી કે આ જગત્ દેખાય છે તે નથી દેખાતું; એનું તો વિશેષતઃ કહેવું છે કે આ જગત્ દેખાય છે તે **બ્રહ્મદર્શન** થતાં નથી દેખાતું. અને એ સિદ્ધાન્ત અનુભવથી નિર્બાધ છે.

૩. આ વાદને ક્વચિત્ અનીશ્વરવાદ ગણવામાં આવે છે. પણ (૧). યથાર્થ રીતે વિચારતાં તો ઈશ્વરનો મહિમા માયાવાદ વિના પ્રકટ જ થઇ શકતો નથી. ઈશ્વર અને તેની સાથે જગત્ કે જગત્ અને જીવ એમ બે વા ત્રણ પદાર્થ માની તત્ત્વવિચાર અટકી શકે ખરો ? પદાર્થની અનેકતા રાખી તેની પાછળ એકતાનું સૂત્ર શોધી લેવું એ જ તત્ત્વચિંતનનો ઉદ્દેશ છે, અને તેથી ઉક્ત બે કે ત્રણ પદાર્થ, જેમાં તમે ઈશ્વરનો અંતર્ભાવ કરોછો તેની પર એવું સત્ત્વ હોવું જોઇએ કે જેથી એ સર્વનો ખુલાસો થઇ શકે, અને જો આ

રીતે ઈશ્વરથી પર જવાય વા પર જવા આકાંક્ષા રહે તો પછી ઈશ્વરનું ઈશ્વરત્વ, એટલે, એનું સર્વસંમત 'પરા કાષ્ઠા' 'પરા ગતિ', 'પરમ અવધિ' 'પરમ નિદાન' ઇત્યાદિ પદોથી નિર્દિષ્ટ ઈશ્વરસ્વરૂપ કયાં રહ્યું? (૨) ભક્તનો આત્મા, જે અત્ર પર્યન્ત પોતાની અને પ્રભુની વચ્ચે જગત્-રૂપી એક અંતરાય અનુભવતો હતો, તે, જગતને બ્રહ્મની માયારૂપે ગ્રહણ કરતાં, બ્રહ્મનું અવ્યવહિત સાંમુખ્ય અનુભવીને આનંદે છે. અત્રે એટલું જ સમજી લેવાનું છે કે જગતનો આવિર્ભાવ માત્ર માયા જ નથી, પણ બ્રહ્મની માયા છે, અને એ બ્રહ્મનો વિકાર કે બહિર્ભૂત કાર્ય નથી, પણ માયા છે. આમ બ્રહ્મ અને માયા એમ ઉભય પદ ઉપર ભાર મૂકી વિચારી જોતાં સ્પષ્ટ થશે કે વેદાન્તીઓ જગતથી પર તત્ત્વ સ્વીકારે છે, અને એ પરતત્ત્વનો જગત્ સાથે, વસ્તુસ્થિતિમાં તેમ જ જ્ઞાનમાં, ખરું જોતાં અવિશ્લેષ્ય અને તાત્ત્વિક સંબન્ધ છે એમ માને છે. અર્થાત્, જગત્થી પર (Transcendent) હોઇ જગત્‌ના અન્તરમાં (Immanent) એ વિરાજમાન છે એમ વેદાન્તસિદ્ધાન્ત છે * પણ આ અન્તરમાં હોવું તે જડની માફક બહિઃસંબન્ધ વડે સંભવતું નથી, માટે બ્રહ્મની સત્તાથી જ જગત્‌ની સત્તા બની રહે છે એમ કહેવું યોગ્ય જણાય છે. જગત્ 'બ્રહ્મસત્તાનિરૂપિતસત્તા'વાળું છે, 'મિથ્યા' છે, બ્રહ્મમાં 'અધ્યસ્ત' છે ઇત્યાદિ વેદાન્તશાસ્ત્રની પરિભાષાનું આ જ તાત્પર્ય છે.

આ રીતે માયાવાદને (૧) તર્કજાળ, (૨) અનુભવવિરોધી કે (૩) અનીશ્વરવાદ માનતાં એ સિદ્ધાન્તને કેવો અન્યાય થાય છે એ આપણે જોયું. આજ એ સંબન્ધી એક બીજો પ્રશ્ન વિચારવાનો છે તે એ કેઃ—

પાપપુણ્યાદિનીતિવ્યવસ્થાનો (૧) વિઘાત કરનાર, અથવા તો (૨) એને નિરાધાર બનાવનાર આ સિદ્ધાન્ત કેમ સ્વીકારી શકાય?—એમ નીતિની તીવ્ર લાગણીવાળા ઘણાક આત્માઓ માયાવાદનું યથાર્થ સ્વરૂપ ન સમજી આક્ષેપ કરે છે. આમાં કેટલું સત્ય છે?

૧. પાપપુણ્યાદિ–નીતિવ્યવસ્થાનો માયાવાદથી વિઘાત થાય છે એ કહેવું તદ્દન ભૂલભરેલું છે. અને એ ભૂલ "ब्रह्म सत्यं जगन्मिथ्या" એ શ્લોકાર્ધના પૂર્વખંડની અવગણના કરવાથી થાય છે. પૂર્વે બતાવ્યા પ્રમાણે માયાવાદ જગત્‌નો માત્ર નિષેધ કરીને અટકતો નથી, પણ વિશેષમાં બ્રહ્મનું અદ્વિતીય અસ્તિત્વ પ્રતિપાદન કરે છે એ વાત ઉપર લક્ષ રાખતાં તુરત સમજાય એમ છે કે માયાવાદથી નીતિવ્યવસ્થાનો ભંગ થતો નથી, પણ તેને બદલે તો એ અત્યન્ત પવિત્ર સ્વરૂપ ધારણ કરે છે. "जगन्मिथ्या" એટલું જ કહેતાં જગત્ સાથે નીતિ પણ ઊડી જાય, સત્-રૂપ તેમ જ કર્તવ્યરૂપ સમસ્ત વસ્તુ 'અપ્રતિષ્ઠ' એટલે આધારરહિત થઇ રહે, અને તત્ત્વવિચારમાં અને કર્તવ્યવિચારમાં શૂન્યવાદનો પ્રસંગ આવે, એ ખરું. પરંતુ 'ब्रह्म सत्यम्' એટલું ઉમેરતાં, નીતિનો વિઘાત ન થતાં સ્વરૂપાન્તર થાય છે–અર્થાત્, નીતિ એક લૌકિક વ્યવસ્થા મટી અલૌકિક પદાર્થ બને છે અને–આવા

---

* "यः सर्वेषु भूतेषु तिष्ठन् स[illegible] ...નુષ્યવ્યક્તિઓની બ્રહ્મમાં એકતા ...भूतानि न विदुः यस्य सर्वाणि भूतानि शर ...શકે. મનુષ્યો પરસ્પર વાત કરી તથા ...स्येष त आत्मान्तर्याम्यमृतः" वाज॰मा॰उ॰ ...હણ કરી તથા સરખાવી શકે છે, અને

વ્યવહારની અધમતાથી મુક્ત થઇ બ્રહ્મની પવિત્રતાથી સિંચાય છે. વળી બીજું:–નીતિની ઐહિક-તાને સ્થાને એની સાર્વત્રિકતા પણ ત્યારે જ સિદ્ધ થાય છે કે જ્યારે એનો આધાર ઇહલોક ઉપર ન રહેતાં સર્વલોક ઉપર, એટલે ઇહ અને પર ઉભય-સંગ્રાહક સર્વરૂપ બ્રહ્મ ઉપર, રહે છે. ટુંકામાં, નીતિનું વ્યાવહારિકત્વ (Empirical સ્વરૂપ) ટાળી એનું પારમાર્થિકત્વ (Transcendental સ્વરૂપ) સ્થાપી આપવું એ શિવાય માયાવાદનો નીતિપરત્વે અન્ય ઉદ્દેશ નથી. સામાન્ય નીતિવ્યવસ્થામાં માયાવાદ ફેર કરે છે તે એટલો જ કે નીતિને સ્વરૂપાન્તર પમાડવામાં જે જે વૃત્તિ અનુકૂલ હોય તેને પણ એ નીતિવ્યવસ્થામાં પ્રવેશ કરાવે છે; એટલે કે, એના સાધ્યને અનુકૂલ સાધનપ્રાપ્તિ એ આવશ્યક ગણે છે. એ સાધનપ્રાપ્તિમાં અત્યાચાર થઇ સાધ્યનું વિસ્મરણ થઇ જાય એ માયાવાદને અન્ય નીતિવાદો જેટલું જ અનિષ્ટ છે.* ઉદાહરણ તરીકે, ઇઅરણ્યવાસ વૈરાગ્ય આદિ સાધનો પરમાત્મચિંતનને અને એ દ્વારા પરમાર્થભૂત નીતિસ્વરૂપને અનુકૂલ અને આવશ્યક છે, અને તેટલે અંશે માયાવાદને એ ગ્રાહ્ય છે. પરંતુ એમાં અત્યાચાર થઇ, સાધ્ય સિદ્ધ કરવાને બદલે સાધનના અનુસરણમાં જ જો સર્વ યત્ન પરિસમાપ્ત થઇ રહે તો હાનિ છે એ વાત પણ એટલી જ ગ્રાહ્ય છે.

માયાવાદને યથાર્થરૂપે સમજી લેતાં એમાં કોઇપણ પ્રકારના અત્યાચારનો સંભવ નથી એ આપણે હમણાં જ જોઇશું. પણ તે પહેલા એટલું કહેવું જોઇએ કે આ અત્યાચારનો પ્રસંગ માયાવાદમાં–એને ખોટી રીતે સમજતાં પણ–જેટલો છે તેટલો ધર્મના પાયા ઉપર ચણાએલી દરેક નીતિ વ્યવસ્થામાં છે. કારણ કે, જ્યાં જ્યાં ધર્મ ત્યાં ત્યાં પરલોક ઉપર

---

* અત્રે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે અમુક પ્રવૃત્તિ સાધ્યપર્યવસાયિની છે કે માત્ર સાધનમાં જ ગ્રસ્ત છે એનો નિર્ણય વ્યક્તિના અનુભવ ઉપરથી કરવાનો નથી, પણ જન-સમષ્ટિમાં અમુક વ્યવસ્થા સાધ્યને અનુકૂલ છે કે પ્રતિકૂલ એ જોવાનું છે. ઉપર બતાવેલો અત્યાચાર બૌદ્ધ ધર્મમાં કેવો સાધારણ થઇ પડ્યો હતો એ સર્વવિદિત છે. અને એ વિચા-રતાં "**सततं कार्यं कर्म समाचर**" એ શ્રીમદ્ભગવદ્ગીતાના ઉપદેશનું ગૌરવ સમજાશે. તે સાથે સન્યાસને સર્વથા અનિષ્ટ માની આશ્રમવ્યવસ્થામાંથી કાઢી જ નાંખવો એ પણ ખોટું છે, અને તેમ કરવા ગીતાનું તાત્પર્ય નથી.

ઇન્હાની ન્હાની બાબતોમાં વૈરાગ્ય આચરવાથી પણ કેવો લાભ થાય છે એ પ્રો૦ જેમ્સ્ વીમાનું દૃષ્ટાન્ત આપીને બહુ સારી રીતે સમજાવે છે. એ કહે છે કે જ્યારે વિકાર-રૂપી પ્રચંડ અગ્નિ પ્રજ્વલે છે ત્યારે વીમાનાં ભરણાં જેવા ન્હાના ન્હાના ત્યાગ પણ આત્મ-સમૃદ્ધિ જાળવી રાખવા બહુ ઉપયોગી થઇ પડે છે.

"Asceticism of this sort is like the insurance which a man pays on his house and goods. The tax does him no good at the time, and possibly may never bring him a return. But if the fire does come, having paid it will be his
ચારિતી salvation from ruin. So with the man who has daily inured himself to ha-
સાથે જગત્ કે જગતું અને જીવ energetic volition, and self-denial in unnecessary
ખરો! પદાર્થની અનેકતા ટાળી તેની ...en everything rocks round him, and
તનો ઉદ્દેશ છે, અને તેથી ઉક્ત બે કે ત્રણ ...inowed like chaff in the blast." Prof. W.
તેની પર એવું સત્ત્વ હોવું જોઇએ કે જેથી J. p. 126.

અભિરુચિ અને તદનુકૂલ વર્તનની ઇષ્ટતા સ્વીકારાય છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો અદ્વૈતસિદ્ધાન્તમાં એ અત્યાચારનો પ્રસંગ જ નથી. આશ્ચર્ય જેવું છે કે જે દોષ વસ્તુતઃ દ્વૈતવાદનો છે તે જ અદ્વૈત સિદ્ધાન્તને આરોપવામાં આવે છે! જુવો કે, પરમાત્મા અને જગતના સંબન્ધ પરત્વે ત્રણ સિદ્ધાન્ત બની શકેઃ (૧) જગત્ અને પરમાત્મા એમ ભિન્ન અને ઉભય સત્ય પદાર્થો છે, (૨) ઇહ–જગત્–થી પર પરમાત્મા એવો પદાર્થ જ નથી, (૩) પરમાત્માથી અતિરિક્ત કાંઇ છે જ નહિ. હવે આ ત્રણનાં સ્વરૂપ ઉપર લક્ષ આપતાં જણાશે કે બીજા અને ત્રીજાને, એટલે અનીશ્વરવાદ અને સર્વાત્મવાદને વસ્તુતઃ પૂર્વોક્ત દૂષણ સ્પર્શ કરી શકતું નથી, અને પહેલાને એટલે સેશ્વર–દ્વૈતવાદને જ ઉક્ત દોષનો પ્રસંગ છે. આ રીતેઃ–અનીશ્વરવાદ એક પ્રકારનો અદ્વૈતવાદ છે કેમકે જ્યાં પર એવું કાંઇ છે જ નહિ, ત્યાં ઇહ અને પર એવું દ્વૈત નથી, અને તેથી એની નીતિવ્યવસ્થા ઇહલોકમાં જ સમાપ્ત થઈ જાય છે. આથી યદ્યપિ એ વ્યવસ્થા ધર્મથી વિચ્છિન્ન હોવાથી નિર્મૂલ રહે છે, તથાપિ એનો અન્ય પદાર્થથી બાધ થતો નથી જ એ સ્પષ્ટ છે. પરંતુ સેશ્વરદ્વૈતવાદીને જગત્ અને ઈશ્વર એવા બે વસ્તુતઃ વિભિન્ન પદાર્થો માન્ય છે, અને તેથી એની ઐહિક (સાંસારિક, વ્યવહારસંબંધી) નીતિવ્યવસ્થા પરલોકના વિચારથી બાધિત થવી જોઇએ. ઈશ્વરની આજ્ઞા છે કે જગતમાં રહી સદાચાર પાળવો' એમ કદાચ ઉત્તર દેવામાં આવશે. પણ ઈશ્વરની આજ્ઞા છે માટે જગતની નીતિ પાળવી એ કલ્પના વધારે યોગ્ય છે કે જગત્ ઈશ્વરથી અતિરિક્ત નથી એમ સમજી લઇ બ્રહ્માનુભવરૂપે જગતની નીતિ આચરવી, એમ કહેવું વધારે સયુક્તિક છે? જગત્ અને બ્રહ્મનો ભેદ એ 'ઇહ' અને 'પર' નો ભેદ છે. અને તેથી ભેદવાદી ભક્તને જગતનો વ્યવહાર ત્યજી ઈશ્વરને અન્યત્ર મેળવવાની ઇચ્છા રહેવાની, અને ઈશ્વર ઉપર એનો ખરો અને ઉત્કટ પ્રેમ હોય તો રહેવી પણ જોઇએ જ. પરંતુ સર્વાત્મબ્રહ્મવાદી અદ્વૈતીને તો જગત્ બ્રહ્મનો અવચ્છેદ કરી શકતું નથી, જગત્ પણ બ્રહ્મરૂપ જ છે, અને તેથી એણે જગત્ ત્યજી બ્રહ્મને એથી બહાર શોધવા જવાનું નથી, પણ જગતમાં જ–જગતના વ્યવહારમાં જ–બ્રહ્મનો અનુભવ કરવાનો છે. આ રીતે એને તો સાંસારિક નીતિવ્યવસ્થા બ્રહ્મભાવથી પ્રકાશિત થાય છે, પુનિત થાય છે, અન્ય પ્રદેશથી એનો લોપ થતો નથી.

૨. પાપપુણ્યાદિ વ્યવસ્થા માયાવાદ–અદ્વૈતસિદ્ધાન્ત–સ્વીકારતાં નિરાધાર થઈ જાય છે એમ કહેવાય છે; અને એ કહેવામાં સ્થૂલ દૃષ્ટિએ જોતાં કાંઈક સત્ય પણ ભાસે છે ખરું. દ્વૈત વિના વ્યવહાર અસંગત છે એ વાત યુક્તિસિદ્ધ મનાય છે એટલું જ નહિ, પણ વેદાન્તગ્રન્થોમાંથી આ વિચારને પુષ્ટિ આપનારાં કેટલાંક વાક્યો–વાક્યાભાસો–ટાંકવામાં આવે તો એમાં આશ્ચર્ય નથી. પણ વાસ્તવિક રીતે જોતાં તો આ કલ્પના વેદાન્તસિદ્ધાન્તને અપૂર્ણ વિલોકવાથી જ ઉત્પન્ન થાય છે, અને આ ભૂલ વેદાન્તના પ્રતિપક્ષીઓ તરફથી જ કરવામાં આવે છે એમ નથી, પણ વેદાન્તીઓમાંના પણ ઘણા–મિથ્યા વેદાન્તીઓ–આવી ભ્રાન્તિમાં પડે છે.

હવે સહજ ઊંડા ઉતરી વિચારતાં જણાશે કે મનુષ્યવ્યક્તિઓની બ્રહ્મમાં એકતા ન હોય તો એમનો પરસ્પર વ્યવહાર જ ન થઈ શકે. મનુષ્યો પરસ્પર વાત કરી તથા સમજી શકે છે, પરસ્પર પોતાના વિચાર બતાવી ગ્રહણ કરી તથા સરખાવી શકે છે, અને

પરસ્પર કર્તવ્ય કરી આત્મતૃપ્તિ મેળવે છે—એ સર્વથી એટલું સૂચિત થાય છે કે મનુષ્ય માત્રમાં કોઇએક એવું એકતાનું તત્ત્વ છે, કે જેને અવલમ્બીને પૂર્વોક્ત સર્વ વ્યવહાર સંભવી શકે છે. પ્રત્યેક વ્યક્તિ સ્વમાં પરિસમાપ્ત હોય તો તેનાથી ભિન્ન બીજી વ્યક્તિ જ સંભવે નહિ, અને પ્રતિવ્યક્તિનું જ્ઞાન માત્ર અવસ્થાવિશેષ જ રહે, અને યથાર્થ જ્ઞાન-સૅત્ય-દૃષ્ટિ-એવો પદાર્થ જ બની શકે નહિ. અને એ જ રીતે સદ્વૃત્તિ પણ પ્રતિવ્યક્તિ ભિન્ન ઠરતા જાય, અને સર્વસામાન્ય સદ્વૃત્તિનું નીતિધોરણ ઘડી શકાય જ નહિ. વ્યક્તિ-સ્વરૂપ સ્વના કરતાં મનુષ્યની અધિકતા છે અને એ અધિકતામાં સર્વની એકતા છે. આ એકતારૂપ અધિકતાને અથવા ઉલટાવીને કહીએ તો અધિકતારૂપ એકતાને વ્યવહારના આચારમાં અનુભવવી એનું નામ જ નીતિ છે. આ એકતાનું બીજ સર્વ ધર્મમાં માન્ય છે. કેટલાક ધર્મવેત્તાઓ મનુષ્યોને ઇશ્વરનાં બાલકો કહે છે, કેટલાક એમને ઇશ્વરના અશરૂપ ગણે છે, અને કેટલાક એમને ઇશ્વરથી અભિન્ન માને છે. પણ સર્વ એટલું તો સ્વીકારે છે જ કે મનુષ્યની કર્તવ્યરૂપ નીતિવ્યવસ્થા એના ઇશ્વરસાથેના સમ્બન્ધમાંથી જ ઉદ્ભવે છે. જેમ એક તરફ ક્રિશ્ચિઍનિટિ નીતિતત્ત્વભૂત મનુષ્યપ્રેમ (ભ્રાતૃભાવ)ને ઇશ્વરપ્રેમ (પિતૃભક્તિ) માંથી ઉપજાવી લેછે, * તેમ બીજી તરફ વેદાન્ત એ જ વાત અન્ય રીતે-વધારે સ્પષ્ટ તત્ત્વજ્ઞાનના શબ્દોમાં-પ્રતિપાદન કરે છે. હવે જો એટલું વિચારીશું કે જીવ-ઇશ વચ્ચે જે પિતાપુત્રભાવ બની શકે તે વિલક્ષણ પ્રકારનો જ હોવો જોઇએ, અને વળી અત્રે જે અંશાંશિભાવ મનાયછે તે પણ જડ પદાર્થના અંશાંશિભાવને બિલકુલ મળતો ન હોઇ શકે, તો સ્પષ્ટ સમજાશે કે એ સર્વ સિદ્ધાન્તનું એક જ તાત્પર્ય છે અથવા હોવું જોઇએ કે જીવ ઇશ્વરથી અભિન્ન છે, અર્થાત્ જીવમાત્રની ઇશ્વરમાં એકતા છે. અને તેથી વેદાન્ત આ વસ્તુ નીચે પ્રમાણે મૂકે છે:—

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म सपद्यते तदा ॥

(જ્યારે એ તે તે ભૂતના પૃથગ્ભાવને "એકસ્થ" વિલોકે છે, અર્થાત્ એક બ્રહ્મરૂપ તત્ત્વમાં એમની એકતા છે એમ સમજે છે, અને એ સર્વનો વિસ્તાર પણ એ એક તત્ત્વભૂત બ્રહ્મમાંથી જ થાય છે એમ જાણે છે, ત્યારે એ બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે.) હજી આ વિષયમાં એક અવાન્તર શંકા સંભવે છે. કેટલાક દ્વૈતવાદીઓ એમ બતાવે છે કે આપણામાં જે કર્તવ્યબુદ્ધિ રહેલી છે એમાં જ પોતાના કરતાં અધિક અને ભિન્ન પરમ પુરુષના અસ્તિત્વનો સ્વીકાર અન્તર્ગત છે. આ પરમ પુરુષ અધિક છે એ નિર્વિવાદ છે. એ માત્ર પુરુષતાહીન તત્ત્વ નથી એ પણ આપણે સ્વીકારીશું, જોકે અત્રે, પુરુષતા તે મનુષ્યની પુરુષતા એમ સમજવાનું નથી. પ્રશ્ન એટલો જ રહે છે કે એ પુરુષ આપણાથી, એટલે જીવાત્માથી, ભિન્ન છે કે કેમ? જો ભિન્ન ન હોય તો કર્તવ્યબુદ્ધિમાં જે આજ્ઞાનું ભાન થાય છે તે ન થાય, કેમકે આજ્ઞામાં સ્વામિભૃત્યનો-સેવ્યસેવકનો-ભેદ રહેલો જ છે-આમ સેશ્વરદ્વૈતવાદીઓનું કહેવું છે. આપણું (અદ્વૈતબ્રહ્મવાદી-

---

* "And this commandment have we from Him, That he who loveth God love his brother also." "This is the love of God that we keep his commandments."

એનું ) એમ કહેવું છે કે પરમાત્મા અને જીવાત્માનો સંબંધ સ્વામિભૃત્યભાવે હોય તો કર્તવ્યસંબન્ધી આજ્ઞા આચરવામાં આનન્દ જ ન આવે. આનન્દ ન આવે એટલું જ નહિ પણ એવી કર્તવ્યતા સિદ્ધ જ ન થાય; *કારણ કે જ્યાં સુધી કર્તવ્યતા આત્માની બહારના તત્ત્વ ઉપર આધાર રાખે ત્યાં સુધી પ્રશ્ન રહેવાનો કે કર્તવ્ય આચરવું એવી ઇશ્વરની આજ્ઞા ભલે હોય, પણ મારે એ શા માટે અનુસરવી ? ઇશ્વરની છે માટે ? ઇશ્વરમાં એવું શું તત્ત્વ રહેલું છે કે જેને લીધે એની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે ? શક્તિ વિશુદ્ધિ આદિધર્મસમોહક ઇશ્વરત્વ ? એથી તો મને ઇશ્વર પ્રતિ ભય કે માન ઉત્પન્ન થાય, પણ તેટલા માટે મારે એની આજ્ઞા અનુસરવી એ શી રીતે ફલિત થયું ? ઇશ્વરની છે માટે અનુસરવી એમાં સ્વતઃસિદ્ધપણું શું છે ? અને સ્વતઃસિદ્ધ હોવું એ તો કર્તવ્યતાનું આવશ્યક સ્વરૂપ છે. અદ્વૈતવેદાન્તીને તો કર્તવ્યઆચરણમાં આત્માનો આત્મલાભ થાય છે. કર્તવ્ય એ માત્ર શોખ કે રુચિનો વિષય નથી પણ અમુક પ્રકારની વિલક્ષણ આજ્ઞા છે એ એક તરફ સિદ્ધ છે; બીજી તરફ એ પણ સિદ્ધ છે કે આ આજ્ઞાને અનુસરવામાં જ આત્માનું ખરું સ્વાતન્ત્ર્ય છે. આમ એક તરફથી સ્વાતન્ત્ર્ય અને બીજી તરફથી આજ્ઞા ( પારતન્ત્ર્ય ) એ બેની સંગતિ ' અભેદ ' ' માયા, ' ' અવિદ્યા ' આદિ દ્વારા સધાય છે.

---

## અગસ્ત્ય.

( મળેલું. ) §

( ગયા અંકથી ચાલુ. )

૨૫. वातापि—વાયુને પી જનાર. ઉદરમાં વાતપ્રકોપ થાય તેને ઉદરમાંનો અગ્નિ દીપ્ત થવાથી હણે છે; તેમ જ અગથિયો પણ વાતહર છે.

૨૬. आतापि—આતપ=ઉષ્ણતા, ગરમી, તેને શાન્ત કરનાર પિત્ત ટાળનાર હોવાથી ગરમીની શાંતિ થાય છે. આના સંબન્ધમાં એક સ્થળે કહ્યું છે કેઃ—

* "A further difficulty is raised by reflection upon the nature of the moral life itself. If, as appears according to the view we are considering, this consists, in obedience to a law which is surely *"given,"* it does not require much insight to see that, however august the authority upon which it rests, this authority itself can only be grounded upon a *force majeure*. In other words, the interest which man takes in it can only be an indirect one, having been made artificially to attach to it by means of threatened punishments and promised rewards. But what is this again but the destruction of morality for whatever else morality may be, it is universally acknowledged by all who reflect upon it to be something more than slavish submission to a superior will on the ground of its superior power." Muirhead's elements of Ethics. pp. 73-83-84.

§ લખનાર.—રા. રા. ચમનરાય શિવશંકર.

आतापिर्भक्षितो येन वातापिश्च महासुरः।
समुद्रःशोषितो येन स मेऽगस्त्यः प्रसीदतु॥

(જેણે આતાપિનું અને મહા અસુર વાતાપિનું પણ ભક્ષણ કર્યું, જેણે સમુદ્રનું શોષણ કર્યું, તે અગસ્ત્ય મારા ઉપર પ્રસન્ન થાઓ!) આવી સ્તુતિ છે.

૨૭. रामचन्द्र—શરીરમાંનો આત્મા (soul). સ્થૂલ શારીરિક–ભૈતિક વિષયો–રૂપી રાવણાદિ અસુરોનો સંહાર કરનાર રામ, તે રોગાદિ અસુરોને દીપનાદિ ગુણોરૂપી અગસ્ત્યાદિની સલાહથી જીતનાર આત્મા જ છે. અર્થાત્ રામને અગસ્ત્યની સહાય વિશેષ કૉમ આવી છે એ પરથી સમજાય છે કે આત્મપોષણ માટે જઠરાગ્નિની સહાયની વિશેષ જરૂર છે. આમ અર્થ છે.

૨૮. वैष्णवास्त्र—વિષ્ણુનું અસ્ત્ર. વિષ્ણુ પોષક છે, તેથી પોષણસાહિત્યરૂપી અસ્ત્ર—પોષણનાં સાધનો.

૨૯. अयोध्या—રામની નગરી. શરીરમાં આત્માનું મુખ્ય સ્થાન. योध्य એટલે 'યુદ્ધ કરવા યોગ્ય', તેને अ વર્ણ નકાર વાચક લાગ્યાથી अयोध्या એટલે યુદ્ધ નહિ કરવા યોગ્ય, એમ અર્થ છે. રામનો શાંતિગુણ બતાવ્યો છે.

૩૦ नहुष—ચન્દ્રનો પુત્ર બુદ્ધ, તેનો પુરૂરવસ્, અને તેનો પુત્ર આયુસનો પુત્ર નહુષ હતો. એક આત્મા જ સ્થૂલ થતે થતે શરીર રૂપ બને છે. એ સ્થૂલતાની સાત સ્થિતિઓ થાય છે. આત્મા એ પ્રથમ વ્યક્તિમાં સ્થૂલતા આવતાં બીજી વ્યક્તિની સ્થિતિ થાય, તેને અહંકાર (ego) કહે છે. તે પણ વિશેષ્ય સ્થૂલ થતાં તૃતીય સ્થિતિ બુદ્ધિની થાય છે. પછી ચોથી સ્થિતિ મનની, પાંચમી ઇન્દ્રિયની, છઠ્ઠી પ્રાણની અને સાતમી સ્થૂલમાંસમય શરીરની છે. આ શરીર આખું 'મનુષ્ય' કહેવાય છે. હવે આપણે ઉપર કહી ગયા છિયે તેમ ચંદ્ર અન્તઃકરણ રૂપ છે, અને અન્તઃકરણમાં અહંકારથી તે મન સુધીની સ્થિતિઓ સમાય છે. ત્યારે ચન્દ્ર ને અત્ર અહંકારને સ્થાને ગણતાં બુદ્ધ બુદ્ધિવાચક બની શકે છે, અને છે જ. એ બુદ્ધનો પુત્ર પુરૂરવસ ઇન્દ્રિયને સ્થાને છે. ઇન્દ્રિયો ભોગ ભોગવવામાં સુખ માને છે. તેમજ મહા કવિ કાલિદાસના વિક્રમોર્વશીયનો નાયક પુરૂરવસ્ પણ ભોગ ભોગવનાર તરીકે મુખ્ય ગણાયો છે. એ પુરૂરવસ્નો પુત્ર આયુસ્ તે પ્રાણને સ્થાને આવે છે. પ્રાણ તત્ત્વ જ આયુષ્યનું માપ છે. તેનો પુત્ર નહુષ સ્થૂલ શરીર બને છે. પ્રાણ પ્રવાહ–શ્વાસ ક્રિયાની ગતિ તેજ અત્ર નહુષ છે. તેને વિષે એક વાત એવી છે કે–ઇન્દ્રે વૃત્રાસુર નામના બ્રાહ્મણનો વધ કર્યો તેથી લાગેલી બ્રહ્મહત્યાના ભયથી ઇન્દ્ર જલમાં સતાઇ રહ્યો હતો. આ પ્રસંગે ઇન્દ્રાસન નહુષને મળ્યું હતું. આ સમયે નહુષ રાજાને ઇન્દ્રાણી ઉપર મોહ ઉત્પન્ન થયો. તેથી ઇન્દ્રાણી પાસે પોતાને સત્વર લઈ જવાને તેણે સપ્તર્ષિને આજ્ઞા કરી, આથી તેને પાલખીમાં બેસારી સપ્તર્ષિ ઇન્દ્રાણી પાસે લેઇ જતા હતા. માર્ગમાં અધીર બની જઇ નહુષે સપ્તર્ષિઓને આજ્ઞા કરીકે—सर्प, सर्प (જલદી ચાલો, જલદી ચાલો) આ પ્રમાણે તેની ઉન્મત્તાઈ જોઇને સપ્તર્ષિમાંના અગસ્ત્યે તેને સર્પ થવાનો શાપ આપ્યો હતો. આથી નહુષ સર્પ બની ગયો હતો, તેને યુધિષ્ઠિર રાજાએ પાછો મુક્ત કર્યો હતો.

આ વાત ઉપરથી સમઝાય છે કે જઠરાગ્નિ મન્દ પડે, તો પ્રાણ પ્રવાહ સીધી ગતિ છોડી વાંકી ચૂંકી ગતિ કરે છે. નહુષે પ્રાણ પ્રવાહનો વેગવધાર્યો તેથી અગ્નિમાંદ્યથતાં પ્રાણુ સર્પ રૂપ બની ગયો, અને તેને યુધિષ્ઠિરે સુધાર્યો. આમ વાત છે. નહુષ કામાસક્તિ વધવાથી પ્રાણપ્રવાહ શિથિલ ચાલે છે, એ વાત અનુભવગમ્ય છે. જેમ કામ વિશેષ વ્યાપે તેમ ચિત્તની ચંચલતાને લીધે પ્રાણની ગતિ ઝડપ ધારણ કરે છે, અને એ ઝડપથી અગ્નિ વિશેષ પ્રજ્વલન પામતાં વહેલો ક્ષીણતા પામે છે અને અગ્નિ ક્ષીણ થાય એટલે અગ્નિમાંદ્ય થાય એટલે પ્રાણગતિ અનિયમિત થઇ જાય છે એ જ અગસ્ત્યનો શાપ છે તેને યુધિષ્ઠિર જ મટાડી શકે છે. યુધિષ્ઠિર ધર્મરાજાનો અવતાર છે, અને ધર્મ યોગાંગ યમ નિયમરૂપ છે યમ નિયમાદિપાળવાથી, અર્થાત કામાસક્તિ આદિનો ત્યાગ કરી દેઇ નિયમો પાળવાથી ચિત્તવૃત્તિની શુદ્ધિ થાય છે, અને ત્યારેજ શરીરમાં અગ્નિ આદિ નિયમિત થાયછે. આમ નહુષ પાછો સર્પ મટે છે. નિયમિત યમાદિ કર્મકાંડો, આ પ્રમાણે, ચિત્તશુદ્ધિ આદિ અર્થેજ છે. ઇન્દ્રિયોનો રાજા જે મન, તેજ ઇન્દ્રરાજા ભોક્તા છે. ( **इन्द्रियं=इन्द्रलिंगमिन्द्रदृष्टमिन्द्रसृष्टमिन्द्रदत्तमितिवा).**

આ પ્રમાણે નહુષ તે શરીર રૂપી છે. **नहुष्** શબ્દનો અર્થ પણ 'મનુષ્ય' થાયછે. મનુષ્યદેહ જ ઇન્દ્રાસન પર્યન્ત સુખ ભોગવે છે.

૩૧. **द्रविड**—દક્ષિણમાં પાંચ ભાગ છે, તે 'પંચદ્રવિડ, કહેવાય છે. (૧). દ્રવિડ, (૨). કર્ણાટ, (૩). ગુર્જર, (૪). મહારાષ્ટ્ર, અને (૫). તૈલંગ. આ પાંચ દેશ દક્ષિણમાં ગણાય છે. શરીરના દક્ષિણ ભાગમાં આ પાંચ પ્રદેશો પાંચ પ્રકારનાં પોલાણોછેઃ (૧) ઉદર (stomach), (૨). આંતરડાં ( rectum ), ( ૩ ) મૂત્રાશય (bladder) તથા (૪-૫). બે મૂત્રપિંડો ( Kidneys). આ સર્વે ભાગોને અગસ્ત્યે વિદ્યાવાન્ બનાવ્યા છે, એટલે કે શુદ્ધ રાખે છે.

૩૨. **डा. काल्डवेल्**--આ પાશ્ચાત્ય પંડિતે અગસ્ત્યના સમયનું નિર્માણ કરેલું છે, એમ પૂર્વે કહેલું છે, પરન્તુ ઉપર પ્રમાણે અર્થો લેતાં આવી ઐતિહાસિક દૃષ્ટિને આપણે ઉપર unscientific (અશાસ્ત્રીય) કહેલી છે, તે હવે સ્પષ્ટ સમઝાય છે, એટલે એ વિષે વિશેષ કહેવાની કશી અગત્ય રહેતી નથી.

૩૩. **पुलस्त्य**—**पुल्** અને **स्त्यै**, એ બને ધાતુઓ વિસ્તાર વાચક છે. તે બ્રહ્માના પુત્ર છે તેથી પણ વિસ્તાર વાચક જ છે. ઉદરનું આખું સમગ્ર પોલાણ—જેમાં ઉપર કહેલ પાંચે દ્રવિડ દેશો આવી જાય છે અને જેને અંગ્રેજીમાં ઍબ્ડોમેન્ (Abdomen) કહે છે, તેજ પુલસ્ત્ય છે. અગસ્ત્ય તેમાં રહે છે માટે તેનો પુત્ર છે.

૩૪. **कर्दम**—આ શબ્દનો એક અર્થ 'માંસ' થાય છે. માંસમય સ્થૂલ શરીરજ કર્દમ છે અને તેજ યજ્ઞકુંડ છે.

૩૫. **हविर्भुवा**—આનો અર્થ 'યજ્ઞભૂમિ' થાય છે. શરીર જ યજ્ઞભૂમિ—ખરેખર તો ઉદર જ—યજ્ઞભૂમિ હોવાથી, તથા તેમાંજ અગસ્ત્યનો વાસ હોવાથી હવિર્ભુવા છે, ને તે માંસમય શરીરની બનેલી છે તેથી કર્દમની પુત્રી છે, અને ઉદરની એ ભૂમિ ઉદરના વિસ્તારરૂપી પુલસ્ત્યની સ્ત્રી છે. આવી રીતે અર્થ ઘટી શકે છે.

૩૬, ૩૭, ૩૮. **इन्द्रबाहु, मयोभुव** અને **महेन्द्र**—આ ત્રણે અગસ્ત્ય અને હવિર્ભુવાના પુત્રો છે. પ્રાણ, અપાન અને સમાન, એમ ત્રણ વાયુરૂપી. અગસ્ત્યને ઉપર

આપણે જૂદે-જૂદે પ્રસંગે કહેલ છે. અર્થાત્ એક અગસ્ત્ય—વાયુ એ ત્રણ રૂપે છે તેથી એ ત્રણ તેના પુત્રો કહેલા છે, અને તે શારીરિક યજ્ઞક્રિયાથી નિયમિત પ્રવર્તે છે.

૩૯.—कैनोपस् (canopus) અગસ્ત્યના તારાનું નામ છે. અગસ્ત્ય જઠરાગ્નિ રૂપ હોતાં શરીરમાંના દોષોને શુદ્ધ કરે છે, તેમ અગસ્ત્ય તારો જે બહાર જગતમાં આકાશને વિષે દેખાય છે તે પણ પિંડની માફક બ્રહ્માણ્ડનો જઠરાગ્નિ જ છે તે બ્રહ્માંડના ઉદરમાં રહે છે, અને નદીઆદિનાં જલને શુદ્ધ કરે છે, એમ મનાય છે. આ શબ્દના સંબન્ધમાં ચેમ્બર્સ એન્સાઇક્લોપીડિયામાં એક વિચિત્ર હકીકત માલમ પડે છે. તેમાં Canopic Vases એમ શબ્દ આપી લખ્યું છે કે—આ નામનાં વાસણો તેઓ વાપરતા અને ક્રમસર ગોઠવી રાખતા હતા. પહેલા વાસણમાં હોજરી ( stomach ) અને મ્હોટાં આંતરડાં રાખતા બીજામાં નાનાં આંતરડાં, ત્રીજામાં ફેફસાં અને અન્તઃકરણ, તથા ચોથામાં યકૃત ( Liver ) અને પિત્તાશય ( gall-bladder ) રાખતા હતા. પછી આ પ્રત્યેક વાસણ ઉપર તેમાહેની વસ્તુઓના અધિષ્ઠાતા દેવતાનાં નામ ચોડતા હતા.

આ હકીકતથી જણાય છે કે એ વાસણો સાથે કંઇક અગસ્ત્યનો સંબન્ધ હોય તેમાં કંઈ ગુપ્ત રહસ્ય હોવું જોઇયે.

૪૦. **अगथियो**—આ પુષ્પવૃક્ષ છે. તેના ગુણો વિષે ઉપર કહેવાઇ ગયું છે. આ વૃક્ષ અગસ્ત્યનું સ્થૂલ શરીર છે, ને તે પાચનાદિમાં જ વપરાય છે. આ ઉપરથી જણાય છે કે ઓષધિઓ પણ કોઇ ઋષિ મુનિઓનાં રૂપ છે, ને તેથી એ ઓષધિના એ અન્તરાત્માના નિયમિત આ વાહન રૂપી કર્મ-પ્રયોગ સાથે તે ઓષધિનો ઉપયોગ કરવાથી તેનું પરિણામ સરલતાથી લાભકારક થવું જોઇયે.

૪૧. **शिव**—ઉપર પ્રમાણે અગસ્ત્ય પરમ કલ્યાણ કરનાર દેવ હોવાથી તે શિવ જ છે, કેમકે **शिव** શબ્દ કલ્યાણ વાચક છે.

અગસ્ત્ય વિન્ધ્યને નમાવીને દક્ષિણમાં ગયા તે પાછા આવ્યા જ નહિ અને પર્વત રાહ જોતો જ રહ્યો, એ ઉપરથી કહેવત ચાલે છે કે—**અગસ્ત્યના વાયદા.**

આ પ્રમાણે એક અગસ્ત્ય સંબન્ધી હકીકત છે. આવા પરમ કલ્યાણ કરનારા જઠરાગ્નિ રૂપ દેવનું સ્તવન કર્તવ્ય છે અને તેથી આપણે તેનું સ્તવન કરી આ વિષયની સમાપ્તિ કરીશું:—

**(શાર્દૂલવિક્રીડિત).**

જે દેવે અટકાવી વિન્ધ્ય ગતિને, વાતાપિને મારિયો,  
જેણે અંજલિમાં સમુદ્ર ગળિયો, પીતાબ્ધિ પોતે થયો;  
કાલેયો જલમાં રહી ભયદ તો દેવો તણા જે હતા—  
તેને સાગર પી જઇ મરણને આધીન જેણે કર્યા.  
વૈદર્ભી પતિ કુંજરે વસી રહી દક્ષિણને પળતા,  
પંચદ્રાવિડને કર્યા અતિ ઘણા વિદ્યા વિષે ભાગતા;  
જેણે સર્પ બનાવિયો નહુષને, પૌલસ્ત્ય જે છે વળી,  
એવા કુંભજ દેવ તો ખુશી થકી પાળો સદા, હે બનિ!



---

અવચ્છિન્ન ચૈતન્ય પ્રમાણચૈતન્ય છે. ઘટાદિઅવચ્છિન્નચૈતન્ય વિષયચૈતન્ય છે. અને વૃત્તિએકરી ઘટાદિઓમાં ચૈતન્યનું પ્રતિબિંબ થાય, તેને ફલચૈતન્ય કહે છે. અને કોઇ આમ કહે છેઃ—ઘટાવચ્છિન્નચૈતન્ય જ અજ્ઞાત હોય, ત્યારે વિષયચૈતન્ય કહેવાય છે. અને (તે) જ્ઞાત થાય ત્યારે ઘટાવચ્છિન્નચૈતન્યને જ ફલચૈતન્ય કહે છે. તેને પ્રમેયચૈતન્ય (પણ) કહે છે. પરંતુ વિદ્યારણ્યસ્વામીએ અને વાર્તિકકારે પ્રમાણવૃત્તિથી ઉત્તરકાલમાં જે, ઘટાદિઓમાં, ચૈતન્યનો આભાસ થાય, તેને ફલચૈતન્ય કહ્યું છે. એ રીતિએ પ્રમાતૃચૈતન્ય પરિચ્છિન્ન છે, અને તેના સંબંધથી જ વિષયનો પ્રકાશ થાય છે. જીવચૈતન્યને વિભુ માને તોપણ પ્રમાતાથી વિષયનો સંબંધ વૃત્તિકૃત છે. જેથી ઉભય મતમાં વિષયસંબંધમાં વિલક્ષણતા નથી.

---

૩૩૭

## (જાગ્રત્‌માં થવાવાળી વૃત્તિના અનુવાદ પૂર્વક સ્વપ્નાવસ્થાનું લક્ષણ.)

ઉક્ત પ્રયોજનવાળી ઇંદ્રિયજન્ય અંતઃકરણની વૃત્તિ જાગ્રત્ અવસ્થામાં થાય છે. ઇંદ્રિયે કરી અજન્ય જે વિષયગોચર અંતઃકરણની અપરોક્ષવૃત્તિ, તેની અવસ્થાને સ્વપ્નાવસ્થા કહે છે. સ્વપ્નમાં જ્ઞેય અને જ્ઞાન અંતઃકરણનો પરિણામ છે.

---

૩૩૮

## (સુષુપ્તિ–અવસ્થાનું લક્ષણ.)

અને સુખગોચર અવિદ્યાગોચર અજ્ઞાનના સાક્ષાત્પરિણામરૂપ વૃત્તિની અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહે છે. સુષુપ્તિમાં અવિદ્યાની વૃત્તિ સુખગોચર અને અજ્ઞાનગોચર થાય છે. યદ્યપિ અવિદ્યાગોચર વૃત્તિ જાગ્રત્‌માં પણ 'હું નથી જાણતો' એ રીતિએ થાય છે, તથાપિ તે વૃત્તિ અંતઃકરણની છે, અવિદ્યાની નહિ. જેથી સુષુપ્તિ–લક્ષણની જાગ્રત્‌માં અતિવ્યાપ્તિ નથી. તેમ પ્રાતિભાસિક રજતાકારવૃત્તિ જાગ્રત્‌માં અવિદ્યાનો પરિણામ છે, તે અવિદ્યાગોચર નથી. તેમ સુખાકાર વૃત્તિ જાગ્રત્‌માં છે, તે અવિદ્યાનો પરિણામ નથી. એ રીતિએ સુખગોચર અને અવિદ્યાગોચર અવિદ્યાવૃત્તિની અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહે છે.

---

૩૩૯

## (સુષુપ્તિસંબંધી અર્થનું કથન.)

સુષુપ્તિમાં અવિદ્યાની વૃત્તિમાં આરૂઢ સાક્ષી અવિદ્યાને પ્રકાશે છે, અને સ્વરૂપસુખને પ્રકાશે છે. સુષુપ્તિ અવસ્થામાં સુખાકાર અવિદ્યાકાર પરિણામ જે અજ્ઞાનાંશનો થયો છે, તે અજ્ઞાનાંશમાં તે પુરુષનું અંતઃકરણ લીન છે. જાગ્રત્ કાલમાં તે અજ્ઞાનાંશનો પરિણામ અંતઃકરણ થાય છે. જેથી અજ્ઞાનની વૃત્તિએકરી અનુભૂત સુખની જાગ્રત્‌માં સ્મૃતિ થાય છે. (અવિદ્યારૂપ) ઉપાદાનનો અને (અંતઃકરણરૂપ) કાર્યનો ભેદ નહિ હોવાથી અનુભવ સ્મરણને વ્યધિકરણતા (ભિન્નઆશ્રયતા) નથી. એ રીતિએ ત્રણ અવસ્થા છે. મરણનો અને મૂર્છાનો પણ કોઇ સુષુપ્તિમાં અંતર્ભાવ કહે છે, કોઇ પૃથક્ કહે છે.

---

૩૪૦

## (ઉક્ત અવસ્થાભેદને વૃત્તિની અધીનતા.)

આ અવસ્થાભેદ વૃત્તિને અધીન છે. જાગ્રત્ સ્વપ્નમાં તો અંતઃકરણની વૃત્તિ છે. જાગ્રત્‌માં ઇન્દ્રિયજન્ય છે. સ્વપ્નમાં ઇંદ્રિયઅજન્ય છે. સુષુપ્તિમાં અજ્ઞાનની વૃત્તિ છે.

### ૩૪૧
## ( વૃત્તિના પ્રયોજનનું કથન. )

અવસ્થાનું અભિમાન જ બંધ છે. અભિમાન જ ભ્રમજ્ઞાનને કહે છે. તે પણ વૃત્તિવિશેષ છે. જેથી વૃત્તિકૃત બંધ જ સંસાર છે. અને વેદાંતવાક્યે કરી 'હું બ્રહ્મ છું' એવી અંતઃકરણની વૃત્તિ થાય તેથી પ્રપંચસહિત અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તે જ મોક્ષ છે. જેથી વૃત્તિનું સંસારદશામાં તો વ્યવહારસિદ્ધિ (એ) પ્રયોજન છે, અને પરમપ્રયોજન મોક્ષ છે.

---

### ૩૪૨
## ( કલ્પિતની નિવૃત્તિને અધિષ્ઠાનરૂપતાપૂર્વક મોક્ષમાં દ્વૈતાપત્તિદોષના કથનની અયુક્તતા. )

કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ થાય છે. જેથી સંસારનિવૃત્તિ મોક્ષ છે. એમ કહેવાથી બ્રહ્મરૂપ મોક્ષ છે, એ સિદ્ધ થાય છે. જેથી કલ્પિતની નિવૃત્તિને કલ્પિતનો ધ્વંસ માનીને મોક્ષમાં દ્વૈતાપત્તિદોષનું કથન અજ્ઞાનથી પ્રયુક્ત છે.

---

### ૩૪૩
## અધિષ્ઠાનરૂપ કલ્પિતની નિવૃત્તિ છે એ પક્ષમાં (ન્યાયમકરંદ–ઉક્ત દૂષણ.)

ન્યાયમકરંદકારે (આનંદબોધેન્દ્રસરસ્વતીએ) કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ નથી માની, અને દ્વૈતાપત્તિનું પણ સમાધાન કર્યું છે, પરંતુ તેઓનો લેખ અનુભવને અનુસાર નથી. કારણ કે આમ તેઓનો લેખ છેઃ—કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ન છે. જો અધિષ્ઠાનરૂપ કહે તો, અધિષ્ઠાન અને કલ્પિતનિવૃત્તિ એકજ પદાર્થ છે, બે પદાર્થ નથી, એમ સિદ્ધ થાય છે. ત્યાં આમ પ્રશ્ન કર્યો છે.—અધિષ્ઠાનમાં અંતર્ભાવ માનીને કલ્પિતનિવૃત્તિનો લોપ ઇષ્ટ છે, અથવા કલ્પિતનિવૃત્તિમાં અંતર્ભાવ માનીને પૃથક્ અધિષ્ઠાનનો લોપ ઇષ્ટ છે? અન્ય પ્રકાર સંભવતો નથી. એકમાં અપરનો અંતર્ભાવજ કહેવો પડવાનો. જો પ્રથમ પક્ષ કહે તો સંભવે નહિ. કારણ કે, સંસારનું અધિષ્ઠાન બ્રહ્મ છે; અને સંસારની નિવૃત્તિ બ્રહ્મથી ભિન્ન ન થાય તો, સંસારનિવૃત્તિના સાધનમાં પ્રવૃત્તિ ન થવી જોઈએ; કારણ કે સંસારનિવૃત્તિ બ્રહ્મથી ભિન્ન તો છે નહિ, અને બ્રહ્મ સિદ્ધ છે. વ્યાપારસાધ્યને સારૂ પ્રવૃત્તિ થાય છે. સ્વભાવસિદ્ધ બ્રહ્મને સારૂ જ્ઞાનસાધન શ્રવણાદિઓમાં પ્રવૃત્તિ સંભવે નહિ, એથી સંસારનિવૃત્તિનો નિત્યસિદ્ધ બ્રહ્મમાં અંતર્ભાવ સંભવે નહિ. અને જો નિવૃત્તિમાં બ્રહ્મનો અંતર્ભાવ કહે તોપણ સંસારભ્રમનો અસંભવ હોવાથી તેના (સંસારભ્રમના) નિવૃત્તિજનક જ્ઞાનનાં સાધન શ્રવણાદિઓમાં પ્રવૃત્તિ ન થવી જોઈએ. કારણ કે સંસારની નિવૃત્તિ તો જ્ઞાનથી ઉત્તરકાલમાં થાય છે. જ્ઞાનથી પ્રથમ કલ્પિતની નિવૃત્તિ થાય નહિ, એ અનુભવસિદ્ધ છે. અને સંસારનિવૃત્તિથી પૃથક્ (જુદું) બ્રહ્મ નથી. એથી જ્ઞાનથી પૂર્વે બ્રહ્મરૂપ અધિષ્ઠાનના અભાવથી સંસારભ્રમ સંભવે નહિ એથી અનુભવસિદ્ધ સંસારનો અભાવ તો કહેવાય નહિ; (સંસારને) સત્ય કહેવો પડવાનો. તેની (સત્ય સંસારની) જ્ઞાનથી નિવૃત્તિ સંભવે નહિ. એથી સંસારનિવૃત્તિમાં બ્રહ્મનો અં-

તર્ભાવ સંભવે નહિ. અને સંસારનિવૃત્તિ જ્ઞાનથી પૂર્વકાલમાં થાય નહિ. ( તે ) જ્ઞાનથી ઉત્તરકાલમાં થવાથી સાદિ છે, અને બ્રહ્મ અનાદિ છે. સાદિ પદાર્થમાં અનાદિ પદાર્થના અંતર્ભાવનું કથન અયુક્ત છે. એ રીતિએ બેનો ( સંસારનિવૃત્તિ અને બ્રહ્મનો ) પરસ્પર અંતર્ભાવ સંભવે નહિ. એથી કલ્પિતનિવૃત્તિ અધિષ્ઠાનરૂપ છે—એ પક્ષ સંભવે નહિ. અને જો આમ કહે (કે):—પરકલ્પિત નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ છે—એ પક્ષ સંભવે નહિ, અને જો આમ કહે (કે):—પરસ્પર અંતર્ભાવ કોઇનો નથી કહેતા, તથાપિ કલ્પિતનિવૃત્તિ અધિષ્ઠાનથી પૃથક્ નથી, અધિષ્ઠાનનો અવસ્થાવિશેષ કલ્પિતનિવૃત્તિ છે. અજ્ઞાત અને જ્ઞાત બે અવસ્થા અધિષ્ઠાનની થાય છે; જ્ઞાનથી પૂર્વે અજ્ઞાતા અવસ્થા છે; અને જ્ઞાનથી ઉત્તર કાલમાં જ્ઞાતા અવસ્થા થાય છે. જ્ઞાત-અધિષ્ઠાનરૂપ કલ્પિતની નિવૃત્તિ છે; જ્ઞાત-અધિષ્ઠાન સાદિ છે. એથી જ્ઞાનસાધન શ્રવણાદિક નિષ્ફલ નથી. અને સંસારનિવૃત્તિ બ્રહ્મથી પૃથક્ નથી.—એ રીતિએ જ્ઞાત-અધિષ્ઠાનરૂપ જ કલ્પિતનિવૃત્તિને માને—એ પણ સંભવે નહિ. કારણ કે, જ્ઞાનના વિષયને જ્ઞાત કહે છે; અજ્ઞાનના વિષયને અજ્ઞાત કહે છે. અજ્ઞાનકૃત આવરણ જ અજ્ઞાનની વિષયતા કહેવાય છે. જ્યારે જ્ઞાનેકરી અજ્ઞાનનો અભાવ થાય, ત્યારે અજ્ઞાત વ્યવહાર થાય નહિ. તેમ વિદેહદશામાં, દેહાદિઓના અભાવથી, જ્ઞાનનો અભાવ થવાથી, જ્ઞાતતાનો અભાવ થાય છે. એથી વિદેહદશામાં અજ્ઞાતઅવસ્થાની પેઠે જ્ઞાતઅવસ્થાનો પણ અભાવ થવાથી, જ્ઞાત—અધિષ્ઠાનરૂપા કલ્પિત નિવૃત્તિનો મોક્ષમાં અભાવ થવો જોઇએ. જો મોક્ષમાં અભાવ માને તો કલ્પિતનિવૃત્તિને અનંતતાનો અભાવ ( થવા ) થી, ઔષધજન્યા રોગનિવૃત્તિની પેઠે, ( અનંતતા ન હોવાથી ) પરમ પુરુષાર્થતાનો અભાવ થવાનો.

૩૪૪

## ( ન્યાયમકરંદકારની રીતિએ અધિષ્ઠાનથી ભિન્ના કલ્પિતની નિવૃત્તિનુ નિરૂપણ. )

એથી કલ્પિતનિવૃત્તિ અધિષ્ઠાનરૂપા નથી, તેથી ભિન્ના છે. અને અધિષ્ઠાનભિન્ના પણ કલ્પિતની નિવૃત્તિ દ્વૈતની સંપાદિકા નથી. કારણકે અધિષ્ઠાનથી ભિન્ન (અન્ય) સત્ય હોય તો દ્વૈત થાય. સત્યથી વિલક્ષણ પદાર્થ દ્વૈતનો હેતુ થાય તો સિદ્ધાંતમાં–સદા અદ્વૈત છે–એ અર્થનો બાધ થશે. એથી સત્ય પદાર્થનો ભેદ જ દ્વૈતનો સાધક છે. કલ્પિત નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ના છે, અને સત્યા નથી, એથી દ્વૈતસિદ્ધિ થાય નહિ.

---

૩૪૫

## ( ન્યાયમકરંદકારની રીતિએ કલ્પિત નિવૃત્તિના સ્વરૂપ નિર્ણય સારૂ અનેક વિકલ્પોનો લેખ. )

કલ્પિતનિવૃત્તિના સ્વરૂપનિર્ણય સારૂ આ રીતિએ વિકલ્પ લખ્યા છે:—અધિષ્ઠાનથી ભિન્ના કલ્પિતની નિવૃત્તિ સદ્રૂપા છે, વા અસદ્રૂપા છે, વા સદસદ્રૂપા છે, વા સદસદ્વિલક્ષણા છે? જો સદ્રૂપા કહે તો, વ્યાવહારિક સત્ છે, અથવા પારમાર્થિક સત્ છે? જો વ્યાવહારિક સત્ કહે તો બ્રહ્મજ્ઞાનથી ઉત્તર (કાલમાં) વ્યવહારિકસત્નો સંભવ ન હોવાથી, બ્રહ્મજ્ઞાનથી ઉત્તર (કાલમાં) નિવૃત્તિનો અભાવ જોઇએ. કારણ કે, બ્રહ્મજ્ઞાનથી પ્રથમ જેનો બાધ થાય નહિ, અને બ્રહ્મજ્ઞાનથી ઉપર જેની સત્તાસ્ફૂર્તિ થાય નહિ, એ વ્યવહારિકસત્ કહેવાય છે. એથી કલ્પિતનિવૃત્તિને

જ્ઞાતત્વઉપહિત કહે છે કાર્યમા અસબધી, જે વર્તમાન (પોતે હોય ત્યારે) વ્યાવર્તક, તે **વિશેષણ** કહેવાય છે જેમ, નીલરૂપવાળો ઘટ ઉપજે છે એ સ્થાનમા નીલરૂપ વિશેષણ છે કારણ કે ઉત્પત્તિરૂપ કાર્યથી સબધી છે અને ઘટમા વર્તમાન હોતા પીત (પીળા) ઘટથી વ્યાવર્તક છે અને કાર્યમા અસબધી વર્તમાન વ્યાવર્તક ઉપાધિ કહેવાય છે જેમ, ભેરી (નગારુ) ઉપહિત આકાશમા શબ્દ છે એ સ્થાનમા ભેરી ઉપાધિ છે કારણ કે શબ્દની અધિકરણતામા ભેરીનો સબધ નથી, અને વર્તમાન ભેરી બાહ્યાકાશથી વ્યાવર્તક છે અને કાર્યમા અસબધી વ્યાવર્તક હોય તે **ઉપલક્ષણ** કહેવાય છે ઉપલક્ષણમા વર્તમાનતાની અપેક્ષા નથી અતીત પણ ઉપલક્ષણ હોય છે અને ઉપાધિ તો વિશેષ્યના સર્વ દેશમા હોય છે ઉપલક્ષણ એકદેશમા હોય છે જેમ "કાક (કાગડા) વાળા ગૃહ પ્રતિ જા" એમ કહે તો, જે ઘરમા કાકસયોગ દીઠો છે, તે ઘરથી કાક ચાલ્યો જાય તો પણ ગમન કરે છે અહિ ગૃહનુ કાક ઉપલક્ષણ છે કેમકે (પુરુષના) ગમનરૂપ કાર્યમા (કાક) અસબધી છે, અને ગૃહના એક દેશમા છે તેમ વર્તમાન અને અતીત કાક અન્ય ગૃહથી વ્યાવર્તક છે એ રીતિએ વિશેષણ અને ઉપાધિ તો વર્તમાન (પદાર્થમા રહેનારા) હોય છે, એથી વિશેષ્યના સર્વ દેશમા અને સર્વ કાલમા હોય છે વિશેષ્યના જે દેશમા જે કાલમા ન હોય, તે દેશમા તે કાલમા વિશિષ્ટ વ્યવહાર થાય નહિ, અને ઉપહિત વ્યવહાર પણ થાય નહિ કિંતુ જેના કાલમા જેટલા દેશમા વ્યાવર્તક હોય, તેટલા દેશમા અને કાલમા વિશિષ્ટ વ્યવહાર અને ઉપહિત વ્યવહાર થાય છે (એમ) એ મોક્ષદશામા જ્ઞાતત્વનો સબધ નથી, કિંતુ પૂર્વ જ્ઞાતત્વ થયુ છે, એથી જ્ઞાતત્વવિશિષ્ટ અને જ્ઞાતત્વઉપહિત તો અધિષ્ઠાન નથી અને વ્યાવર્તકમાત્રને ઉપલક્ષણ કહે છે, વર્તમાનમા આગ્રહ નથી એથી વિશેષ્યના એકદેશમા સબધ છતા, અને એક કાલમા સબધ છતા પણ વ્યાવર્તકને ઉપલક્ષણ કહે છે ઇતરપદાર્થથી ભેદ જ્ઞાનને વ્યાવૃત્તિ કહે છે વિશેષણ, ઉપાધિ ઉપલક્ષણ, એ ત્રણે ઇતરથી વ્યાવૃત્તિ કરે છે તેઓમા **વિશેષણ** તો જેટલા દેશ કાલમા પોતે હોય, તે દેશ કાલસ્થ સ્વવિશિષ્ટ વિશેષ્યની વ્યાવૃત્તિ કરે છે જેની વ્યાવૃત્તિ વિશેષણથી થાય તે **વિશિષ્ટ** કહેવાય છે અને જે દેશકાલમા (પોતે) વ્યાવર્તક થાય તે દેશકાલસ્થ વ્યાવર્તનીયની વ્યાવૃત્તિ કરે, પોતે બહિર્ભૂત રહે, તે ઉપાધિ કહેવાય છે જેની વ્યાવૃત્તિ ઉપાધિથી થાય, તે **ઉપહિત** કહેવાય છે અને વ્યાવૃત્તના એકદેશમા કદાચિત્ હોયને વ્યાવૃત્તિ કરે, ઉપાધિની તુલ્ય પોતે બહિર્ભૂત રહે તે **ઉપલક્ષણ** કહેવાય છે જેની વ્યાવૃત્તિ ઉપલક્ષણથી થાય તે **ઉપલક્ષિત** કહેવાય છે એથી આમ નિષ્કર્ષ થયો—વ્યાવર્તક (અને) વ્યાવર્તનીય એ બનેમા વિશિષ્ટ વ્યવહાર થાય છે જેટલા દેશમા વ્યાવર્તક હોય, એટલા દેશમા સ્થિત વ્યાવર્તનીયમાત્રમા ઉપહિત વ્યવહાર થાય છે પરતુ વ્યાવર્તક(ના) સદ્ભાવ કાલમા વ્યાવર્તકને ત્યાગીને ઉપહિત વ્યવહાર થાય છે અને વ્યાવર્તનીયના એકદેશમા કદાચિત્ વ્યાવર્તક હોય, ત્યા વ્યાવર્તનીયમાત્રમા ઉપલક્ષિત વ્યવહાર થાય છે અહિ વ્યાવર્તક(ના) સદ્ભાવની અપેક્ષા નથી

એ રીતિએ વિશેષણાદિકોના ભેદથી આત્મા વિશિષ્ટ પ્રમાતા છે આત્મા ક ણુ ઉપહિત **જીવસાક્ષી** છે અને આત્મા ણુ ઉપલક્ષિત **ઈશ્વરસાક્ષી** છે અહિ પ્રસગ આ છે—મોક્ષદશામા જ્ઞાતત્વના અભાવથી જ્ઞાતત્વવિશિષ્ટ અને જ્ઞાતત્વઉપહિત તો અધિષ્ઠાન સભવે નહિ તથાપિ જ્ઞાતત્વઉપલક્ષિત અધિષ્ઠાન મોક્ષદશામા પણ છે

### ૩૪૯

## અધિષ્ઠાનરૂપા નિવૃત્તિના પક્ષમાં પંચમપ્રકારવાદીની શંકા. )

જે પંચમપ્રકારવાદી આમ શંકા કરેઃ—જેમાં કદાચિત્ જ્ઞાતત્વ હોય, તેમાં જ્ઞાતત્વના અભાવકાલમાં પણ જ્ઞાતત્વોપલક્ષિત માને તો, જ્ઞાતત્વથી પૂર્વકાલમાં પણ ભાવિ જ્ઞાતત્વને માનીને જ્ઞાતત્વોપલક્ષિત કહેવું જોઇએ. જો પૂર્વકાલમાં જ્ઞાતત્વોપલક્ષિત માને તો સંસારકાલમાં પણ જ્ઞાતત્વોપલક્ષિત અધિષ્ઠાનરૂપા સંસારનિવૃત્તિના હોવાથી અનાયાસથી પુરુષાર્થ પ્રાપ્તિ થશે. એથી જ્ઞાતત્વના અભાવકાલમાં જ્ઞાતત્વોપલક્ષિત-અધિષ્ઠાનરૂપા કલ્પિત(ની) નિવૃત્તિ કહેવી યોગ્ય નથી.

---

### ૩૫૦

## ( એ શંકાનું સમાધાન. )

તેનું આ સમાધાન છેઃ—વ્યાવર્તકસંબંધથી ઉત્તરકાલમાં ઉપલક્ષિતવ્યવહાર થાય છે, પૂર્વકાલમાં નથી થતો. જેમ કાકસંબંધથી ઉત્તરકાલમાં કાકોપલક્ષિતવ્યવહાર થાય છે, તેમ જ્ઞાતત્વની ઉત્પત્તિથી પૂર્વે સંસારદશામાં જ્ઞાતત્વોપલક્ષિત અધિષ્ઠાન નથી, કિંતુ ઉત્તરકાલમાં જ્ઞાતત્વના અસદ્ભાવકાલમાં પણ જ્ઞાતત્વોપલક્ષિત અધિષ્ઠાન છે. તેનું સ્વરૂપ જ સંસારનિવૃત્તિ છે.

---

### ૩૫૧

## ( ન્યાય મકરંદથી અન્ય રીતિએ અધિષ્ઠાનથી ભિન્ના કલ્પિતની નિવૃત્તિનું સ્વરૂપ. )

કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ના છે, એ પક્ષમાં આગ્રહ હોય તો પણ ન્યાયમકરંદગ્રંથમાં ઉક્ત રીતિએ અત્યંત અપ્રસિદ્ધ પંચમ પ્રકાર માનવો નિષ્ફલ છે. કેમકે અનિર્વચનીયની નિવૃત્તિ અનિર્વચનીયા છે. નિવૃત્તિ નામ ધ્વંસનું છે. તે ધ્વંસને અનંત અભાવરૂપ માને અને અધિષ્ઠાનથી ભિન્ન માને તો મોક્ષદશામાં દ્વૈત થાય. તે ધ્વંસ અનંત અભાવરૂપ નથી, કિંતુ ક્ષણિક ભાવવિકાર છે. યાસ્કનામક મુનિએ વેદનું અંગ નિરુક્ત કર્યું છે. તેમાં જન્મ, સત્તા, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, (અને) વિનાશ, એ છ ભાવવિકાર કહ્યા છે. ભાવ એટલે અનિર્વચનીય વસ્તુ, તેના વિકાર છે. અવસ્થાવિશેષ છે. અનિર્વચનીયની અવસ્થાવિશેષ હોવાથી જન્માદિઓ નાશપર્યંત અનિર્વચનીય છે. જેમ જન્મ ક્ષણિક છે. કેમકે, આદ્યક્ષણ સંબંધને જન્મ કહે છે, પ્રથમ ક્ષણમાં 'જન્મે છે' (થાય છે) એવો વ્યવહાર થાય છે. દ્વિતીયાદિ ક્ષણમાં 'જન્મ્યો' ( થયો ) એવો વ્યવહાર થાય છે, 'જન્મે છે' ( થાય છે ) એવો વ્યવહાર થાય નહિ. તેમ મુદ્ગર આદિઓથી ઘટનો ચૂર્ણાદિભાવ થાય, ત્યારે એક ક્ષણમાં 'ઘટો નાશ પામે છે' એવો વ્યવહાર થાય છે. દ્વિતીયાદિક્ષણમાં 'ઘડો નાશ પામ્યો' એવો વ્યવહાર થાય છે; 'નાશ પામે છે' એવો વ્યવહાર થાય નહિ. એથી જન્મ (અને) નાશ ક્ષણિક છે, વર્તમાન જન્મ ઘટનું છે, એ 'ઘડો થાય છે' એ વાક્યથી પ્રતીત થાય

છે, અતીત જન્મ ઘટનું છે, એ 'ઘડો થયો' એ વાક્યથી પ્રતીત થાય છે. જેમ, ઘટનો વર્તમાન નાશ છે એ, 'ઘટ નાશ પામે છે' એ વાક્યથી પ્રતીત થાય છે, અને 'ઘટ નાશ પામ્યો' એ વાક્યથી ઘટનો અતીત નાશ પ્રતીત થાય છે. જો ધ્વંસરૂપ નાશ અનંત હોય તો, નાશમાં અતીતત્વવ્યવહાર થવો ન જોઇએ. એથી નાશ અનંત નથી, કિંતુ ક્ષણિક છે. અને (નાશ) ભાવવિકાર છે, એથી અભાવરૂપ નથી. અને અનુપલબ્ધિનિરૂપણમાં અનંત અભાવ (જે) ધ્વંસ કહ્યો, તે ન્યાયની રીતિએ કહ્યું છે. વેદાંતમતમાં એક અત્યંતાભાવ જ અભાવપદાર્થ છે. એ રીતિએ કલ્પિતની નિવૃત્તિ ક્ષણિક છે અને અનિર્વચનીય છે. જેમ વિદ્વાનનાં અનિર્વચનીય શરીરાદિ જ્ઞાનથી ઉત્તર (કાલમાં) પણ પ્રારબ્ધબલથી કિંચિત્ કાલ રહે છે, (અને) દ્વૈતનાં સાધક (થતાં) નથી; તેમ જ્ઞાનથી ઉત્તરકાલ કલ્પિતની નિવૃત્તિ એક ક્ષણ રહે છે, એથી (તે કલ્પિતનિવૃત્તિ) દ્વૈતની સાધિકા નથી. એક ક્ષણથી ઉત્તર કલ્પિતનિવૃત્તિનો અત્યંતાભાવ છે, તે બ્રહ્મરૂપ છે.

---

૩૫૨

## ( ઉક્ત મતમાં પુરુષાર્થનું સ્વરૂપ—દુઃખાભાવ વા કેવલ સુખ. )

એ મતમાં, દુઃખનિવૃત્તિ ક્ષણિકભાવ હોવાથી પુરુષાર્થ નથી; કિંતુ દુઃખાભાવ પુરુષાર્થ છે. અથવા દુઃખાભાવ પણ પુરુષાર્થ નથી, કિંતુ કેવલ સુખ જ પુરુષાર્થ છે. કેમકે અનંત દુઃખસહિત ગ્રામ્યધર્માદિકોનું (આહાર નિદ્રાદિકોનું) સુખ છે, તેમાં સ્વભાવથી સકલ જીવોની પ્રવૃત્તિ થાય છે. જો દુઃખાભાવ પણ પુરુષની અભિલાષાનો વિષય હોય તો, સર્વથા દુઃખગ્રસિત સુખમાં પુરુષની અભિલાષા થવી જોઇએ નહિ અને જ્યાં દુઃખાભાવમાં અભિલાષા હોય છે, ત્યાં પણ સ્વરૂપસુખ (ના) અનુભવનું પ્રતિબંધક દુઃખ છે. તેના (સ્વરૂપસુખના) અભાવકાલમાં સ્વરૂપસુખનો પ્રાદુર્ભાવ થાય છે. એથી દુઃખાભાવમાં (પણ) પુરુષની અભિલાષા સ્વરૂપસુખની નિમિત્ત છે. એ રીતિએ મુખ્ય પુરુષાર્થ સુખ છે, દુઃખાભાવ નથી. એથી દુઃખના અત્યંતાભાવને પણ બ્રહ્મરૂપ ન માને અને અનિર્વચનીય માને તો તેનો પણ બાધ સંભવે છે. પરંતુ અનિર્વચનીયનો બાધરૂપ અભાવ તો, અધિષ્ઠાનરૂપ અનુભવસિદ્ધ છે.

**એથી અજ્ઞાનસહિત ભાવ-અભાવ-રૂપ પ્રપંચ અને તેની નિવૃત્તિ, સકલ અનિર્વચનીય છે. તેઓ સર્વનો, અધિષ્ઠાનરૂપ બાધ થઇને (થતાં) નિર્દ્વૈતસ્વરૂપ પરમાનંદરૂપ પરમપુરુષાર્થ મોક્ષ છે.**

ઇતિ જીવેશ્વરસ્વરૂપ-વૃત્તિપ્રયોજન-કલ્પિતનિવૃત્તિ-નિરૂપણ નામ અષ્ટમ પ્રકાશ સમાપ્ત.

### ઇતિ શ્રી નિશ્ચલદાસવિરચિત શ્રી વૃત્તિપ્રભાકરનું

### ગૂર્જરાતી ભાષાંતર

### સંપૂર્ણ.





# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર. આનન્દશંકર
બાપુભાઈ. ધ્રુવ. એમ એ.
એલ એલ. બી

( આદ્ય દષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૭ ]   ( માસિક )   [ એપ્રિલ, ૧૮૯૯


## અદ્ભુત આલોક.

( મનોહર )

### મહીદીપ

હા ! શોં આ પ્રચંડ દ્યુતિ ચક્ષુ આંજી નાખે !
પ્રકટતી ન વ્યોમમાર્ગો, પૃથ્વીપરથી આવે !
સૂર્ય ભૂમિપર પડી ગયો ! શું તેથી ખીજ્યો ? !
ના, નભે તે ઓ રહ્યો' શું ઉદ્ભવ્યો આ બીજો ? !

પામીં જન્મ વસુમતીથીં તેજ નીજ પ્રસારે !
સ્પર્ધા અમરવિની સાથ ગર્વથી કરે એ !
તન્મનાટ આટલો કરી કુદેજ નાચે
રૂપ વિશાલ ધારી ઘુઘવાટ કરી રાચે ! !

ના, ન અન્ય ભાનુ વિશ્વમાં કદાપિ હોયે
એ તો સૂર્યજ્યોતિ ઓગળી પડી ભૂ માંહે !
નહિ, નહીં, એ માત્ર કલ્પના સુગધ બ્હેકે,
પ્રતિબિંબ સૂર્યકિરણના સમુદ્ર ફેંકે

## ગ્રંથાવલોકન.

***શ્રી રામગીતા ભાષાનુવાદ**—" પૂજ્યપાદ મહાશય શ્રીમાજીમહારાજકૃત શ્રી રામગીતાભાષાનુવાદ (ગુજરાતી ભાવાર્થ સહિત)—" એ નામનું બ્રહ્મચારી શ્રીનૃસિંહવર્ગીએ સંશોધેલું અને રા. કહાનજી ધર્મસિંહ—જે આર્યધર્મ ઉપર સારી રુચિ ધરાવેછે અને જે પુસ્તકપ્રસિદ્ધકર્તા તરીકે ગુજરાતમાં સારી ખ્યાતિ પામેલા છે—તેમને હાથે પ્રસિદ્ધ થએલું આ લઘુ પણ અત્યન્ત મનોહર અને મનન કરવાયોગ્ય પુસ્તક છે. હાલ ઘણે ભાગે મનાયછે તેમ ઇ. સ. પૂર્વે આશરે સાતેક સૈકા ઉપર શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (શ્રી કૃષ્ણાર્જુનગીતા ) ગવાઇ, ત્યારપછી જૂદે જૂદે સમયે "ગીતા" એવા નામાન્તવાળા જે અનેક ગ્રંથો રચાયાછે તેમાંનો એક ગ્રંથ આ રામગીતા છે. ગ્રન્થ માત્ર ૬૨ શ્લોકનો છે. ભાષા ઘણી પ્રસાદવાળી છે અને એમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો પણ શાંકરવેદાન્તના સારભૂત છે. વસ્તુનિરૂપણની પદ્ધતિ અર્વાચીન વેદાન્તની છે, પણ અર્વાચીન કહી માટે ખોટી એમ અર્થ કાઢવાનો નથી, કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે પ્રાચીન અને અર્વાચીન વેદાન્તગ્રન્થો વચ્ચે વિષયનિરૂપણપદ્ધતિ આદિ બાબતમાં જે વૈલક્ષણ્ય પ્રતીત થાય છે, તે રામગીતામાં એક અર્વાચીન વેદાન્તગ્રન્થ તરીકે સ્પષ્ટ છે. પ્રથમ અધિકારનો નિર્દેશ કરીને, પછી ભવચક્રમાંથી શી રીતે મુક્ત થવાય ? એ મહા પ્રશ્નથી વિષયનું ઉત્થાન થાય છે. પ્રશ્નના ઉત્તરમાં રામ કહેછે કે અજ્ઞાન એ જ એનું મૂલ કારણ છે, અને અજ્ઞાનનાશ જ્ઞાનથી થાય છે, કર્મથી નહિ—એ સિદ્ધાન્ત ઉપર બહુ ભાર મૂકેછે. આ અલ્પ ગ્રન્થના લગભગ ૨૦-૨૫ શ્લોક આ સિદ્ધાન્ત સ્થાપવામાં જ રોકાએલા છે એ ઉપરથી સમજાશે કે જ્ઞાન અને કર્મ વચ્ચેનો પ્રશ્ન કેવો ભારે થઇ પડયો હતો. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જ્ઞાન-કર્મ અને ભક્તિની એકતા પ્રતિપાદન કર્યા છતાં પ્રસંગવશાત્ કર્મ અને ભક્તિ ઉપર ભાર મૂકાયો છે. અત્રે એથી ઉલટી રીતે જ્ઞાનવિષયક આગ્રહ જોવામાં આવે છે. જ્ઞાન વિદ્વેષીઓને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ઉપદેશ-ખોટીરીતે—અનુકૂલ થઇ પડતો, તેટલા ઉપરથી કદાચ રામગીતા થઇ હોય એ સંભવિત છે. વિષયનિરૂપણ સ્પષ્ટરીતે બહુ જ નિયમાનુસારપદ્ધતિએ ચાલે છે એ જોતાં પણ અર્વાચીનતાની કલ્પના દૃઢ થાય છે.

ગ્રન્થમાં આપેલું ભાષા-વિવેચન સરલ અને ગંભીર વાણીમાં શુદ્ધ વિદ્વત્તાપૂર્વક "શ્રીમાજીમહારાજ" નામે પ્રસિદ્ધ એક વિદુષી બાઇએ કર્યું છે-જે વાત વાચક આગળ લાવતાં અમને ઘણો જ હર્ષ ઉત્પન્ન થાય છે. એ બાઇનો જન્મ કાશીમાં વસનારા વડનગરા નાગર બ્રાહ્મણના એક કુટુંબમાં સંવત્ ૧૮૮૩ના માર્ગશીર્ષ વદિ ૬ ગુરુવારને દિને થયો હતો. એમનું જન્મનું નામ હરિકુંવર હતું, પરંતુ પિતાએ બાલ્યાવસ્થાથી જ પોતા તરફનાં મનવાળાં જોઇ "मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु" એ ભગવદ્વચન સંભળાવી તેમનું નામ મન્મના રાખ્યું હતું. દશ વર્ષ પૂરાં થયે, કાશીમાં વસનારા એક નાગરગૃહસ્થના પુત્રવેરે તેમનું લગ્ન થયું; પરંતુ યુવાવસ્થાનો અંકુર ફૂટતાં જ-પંદર વર્ષની વયે—એ ઉપર વૈધવ્યરૂપ અગ્નિ પડયો અને ત્યાર પછી એમણે પોતાનો બધો કાળ પિતા

* નિર્ણયસાગર પ્રેસ, કિંમત રૂ. ૧-૦-૦

સંપૂર્ણ.

એક જ છે એટલે વિશ્વમાં જે કાંઈ થાય છે તેનો આઘાત મહાન શ્વાસ આકાશમાં ચ- લાયમાન થવાથી થાય છે અને તે ગતિ તદનંતર જે કોઈ ઇંદ્રિયદ્વારા પ્રદર્શિત થાય છે તે ઇંદ્રિયજન્ય તે જ્ઞાન પ્રસિદ્ધ થાય છે. તાત્પર્ય એ આવે છે કે મૂળ એક જ ઇંદ્રિય છે અને તેમાંથી બીજી સર્વ ઇંદ્રિયો પ્રભવે છે આ મૂળ ઇંદ્રિય સ્પર્શેન્દ્રિય છે

શાસ્ત્રોક્ત આકાશનું સ્થૂલતમરૂપ પાશ્ચાત્ય વિદ્યામાં "ઇથર"ના નામથી સુપ્રસિદ્ધ છે અને તેના ગુણ તથા કાર્ય સંબંધી આજકાલ ઘણી શોધો ચાલી રહી છે. આપણું સૂર્યમંડળમાં તે આકાશના એક કનિષ્ઠરૂપ તરીકે વ્યાપ્ત થયેલ છે, અને તેને વાયુ-જે મહાન શ્વાસનું રૂપ છે તે ગતિમાન કરે છે તેથી આગળ કહી ગયા તેમ સ્પર્શનો ગુણ ઉદ્ભવે છે આ શબ્દ-સ્પર્શ ઇત્યાદિ ગુણો "ઇથર"ની ગતિ સૂચવે છે. અર્થાત્ તેની ભિન્ન ભિન્ન પ્રકારની ગતિના તેમ જ તે ગતિનું ભિન્ન ભિન્ન પ્રકારે ગ્રહણ થાય છે તેના પરિણામે તે તે ગુણ પ્રદર્શિત થાય છે. પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે કે શબ્દ પ્રદર્શિત કરવામાં વાયુ ગતિમાન થાય છે. તેજ પ્રદર્શિત થવામાં "ઇથર" માત્ર ગતિમાન થાય છે વિજળી પણ એક પ્રકારની ગતિનું પરિણામ છે. ઉષ્મા પણ તેવી જ રીતે થાય છે આમ સર્વ પ- રિણામ કોઈને કોઈપણ ગતિને લીધે જણાય છે આ વાત તેઓને માન્ય થઈ છે એટલે ગતિની એકતા ગણવામાં તેઓ પૂર્વ દેશોના શાસ્ત્રોની સમીપ આવતા જાય છે. હવે આપણે અગ્નિ અથવા તેજનું વિવેચન કરવામાં એમ કહીએ કે મૂળે જે ગતિના એક પ્રકારને સ્વર કહેલ છે તેની તે ગતિના એક બીજા પ્રકારને તેજ કહેવામાં આવે છે તો તેમાં કાંઈ શંકાનું કારણ રહેશે નહીં, અને એટલી વાત માન્ય કરવામાં આવી એટલે આગળ ચાલી કહીશું કે શબ્દ-સ્વર અને તેજ-વર્ણ સૃષ્ટિમાં આમનસામન અદલ- બદલ થઈ શકે છે આ વાત વર્તમાનકાળમાં પાશ્ચાત્ય વિદ્વાનોએ પ્રયોગોથી સિદ્ધ કરી છે, અને તે દૃષ્ટિગમ્ય છે એ બતાવવામાં આવશે તેજનો પ્રથમ પ્રકાર જેનું અત્રસ્થ વિવે- ચન કરવાનું છે તેને પુરાણશાસ્ત્રોમાં અગમ્ય કહેલું છે તે બ્રહ્મથી પણ પર છે માટે પર- બ્રહ્મ કહેલું છે એ તેજ અવર્ણ છે એટલે તમસ્-અંધકાર કહેવામાં આવે છે આમ કે જ્યાં ધી કાંઈ પણ તેનો ખ્યાલ આવશે એમ ધરાય પણ તે આવવો કઠિણ છે કેમકે જે વિચારથી પણ પર છે અને મનશક્તિને અગમ્ય છે તેનું અવર્ણ વાણી અથવા વિચા- રનો વિષય થઈ શકે નહિ વિચાર અને વાણી વ્યક્તિનું સૂચવન કરે છે અને આ તો અવ્યક્ત છે એટલે અતર્ક્ય છે આમ જાણી તેને તમસ્ કહેલ છે જે અદૃશ્ય અવર્ણ, અ- ગમ્ય કહી શકાય તેજની સ્ફુરણાની પૂર્વની એ સ્થિતિ છે એ તમસ્માંથી તેજ સ્ફુરાયમાન થાય છે, પણ તે અવ્યાકૃત છે તે બ્રહ્મનું પ્રથમ સ્વરૂપ છે કોઈપણ પ્રકારનું રૂપરહિત સર્વવ્યાપિ તેજ બ્રહ્મ કલ્પવામાં આવે છે આવી કલ્પના કરવા સૂચવે છે તેનું કારણ માત્ર એટલું જ છે કે તેજદાયક વસ્તુ રહિત તેજના અસ્તિત્વનો વિચાર આવતો નથી આમાં બ્રહ્મને મુણ્ડકોપનિષદમાં વર્ણવેલ છે,

यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिन् लोका निहिता लोकिनश्च। तदेतदक्षरं ब्रह्म ॥

(મુણ્ડક ૨ નું ખંડ ૨ શ્લોક ૨) તેજની કલ્પના કરવા જતાં પૂર્વે અંધકાર કલ્પાયા વિનારહેતું નથી તેથી અંધકાર પ્રથમ અને ત્યાર પછી તેજ એમ કલ્પાય

છે–આધુનિક પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રો પણ આવી મતલબનું કાંઈક કથન કરે છે. સર્વ પ્રકારના ઉત્સર્ગ માટે ગતિ મૂળમાં છે એવું તેમાં કહે છે. આ ગતિ આગળ આપણે વિશ્વના મહાન શ્વાસોચ્છ્વાસની સમાન ગણવા પાત્ર છે એમ કહેલ છે. મનુષ્ય જ્ઞાનની સીમા પોહોંચે ત્યાં સુધીની શોધ કરતાં તેઓએ એટલું પ્રતિપાદન કર્યું છે કે તેજ પણ અમુક ગતિને પરિણામે ઉદ્ભવે છે, અને જ્યાં ગતિનું સ્તંભન છે ત્યાં તેજ નથી એટલે અંધકાર છે. આપણે એ સ્તંભનને બદલે એવી કલ્પના કરવી છે કે એ ગતિનું સંક્રમણ એટલું બધું ત્વરિત છે કે જેનું જ્ઞાન મનુષ્યની સમજમાં પણ આવવું અશક્ય છે ત્યાં જે તેજ છે તેને અંધકાર કહો તો પણ ભલે કારણ મનુષ્યની સમજથી પર પણ વસ્તુનું અસ્તિત્વ સંભવે છે પણ તેનું જ્ઞાન ઈંદ્રિયજન્ય નથી આવી રીતે વિચારતા તેજની અસંતતા એજ અંધકાર છે; અને ક્રમે ક્રમે જેમ જેમ તેની ગતિ મંદ થતી જાય છે તેમ તેમ તેજનો પ્રભાવ થતો જાય છે. પદાર્થજ્ઞાનનું મત તત્વજ્ઞાનસાથે સરખાવીયે તો હવે તત્કાળ સમજમાં આવી શકશે વિશ્વરચનામાં અવ્યાકૃતમાંથી વ્યાકૃત થવા માટે અગમ્યની મંદગતિ થાય એટલે અંધકારમાંથી પ્રથમ તેજ પ્રભવે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રોના પ્રયોગો ઉપર લક્ષ આપશો તો પણ આ વાત સિદ્ધ થાય છે. તેમાં પણ મૂળ તેજ છે તે પ્રકટ કરતાં પ્રકાશ આપતું નથી પરંતુ તેને પ્રકાશવા માટે અન્ય બહિર્ સાધનની આવશ્યકતા છે તેનું કારણ પણ એવું જ છે. મૂળ તેજમાં ગતિ એટલી ત્વરિત છે કે કોઈ પ્રકારે દૃષ્ટિ તેને યથાર્થ ગ્રહણ કરવા સમર્થ નથી. એ ગતિ મંદ કરીએ તોજ પ્રકાશ દૃષ્ટિગોચર થાય અને તે માટે એ બહિર્ સાધનની આવશ્યકતા રહે છે. આટલું કહ્યા પછી સમજી શકાશે કે વિશ્વરચનાના આરંભમાં મૂળ પ્રકૃતિનો ઉદ્ભવ થતાં પહેલાં અંધકારમાંથી અમૂર્ત તેજ પ્રભવે છે. આ સિદ્ધાન્તમાં પૂર્વના દેશોનાં ધર્મશાસ્ત્રોને સમજાવવા જાણે પાશ્ચાત્ય દેશનાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રોના પ્રયોગો થાય છે એવું ભાસશે; અને તે પ્રયોગો વડે એ ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલું વિશ્વોત્પત્તિનું જ્ઞાન પ્રાપ્ત કરવા તેઓ ગોથાં ખાતા હોય એમ જણાશે.

આ તેજ અથવા પ્રકાશ સ્વપ્રકાશિત અને અમૂર્ત છે અને તેને નિર્ગુણ સૂચવવા માટે તે શીત પ્રકાશ છે એમ પણ કહેવામાં આવે છે તેમાંથી અગ્નિની ઉત્પત્તિ કહેલી છે. જ્યારે અગ્નિ થાય છે ત્યારે તે રૂપવાન અને ગુણવાન થય છે. પ્રકાશની આ વિકૃતિ થતાં પ્રકાશની ન્યૂનતા થાય છે અને તેમાંથી ઊષ્મા પ્રકટે છે ઊષ્મા એ અગ્નિનો ગુણ છે એટલે નિર્ગુણ તેજમાંથી સગુણ અગ્નિ ઉદ્ભવે છે. આ વિશ્વની રચનામાં અવશ્યનું સાધન છે. પણ આંહી એટલું વળી લક્ષમાં રાખવાનું છે કે આ ઉત્પત્તિ એકપાશી નથી. વિશ્વરચનામાં આવી ઉત્પત્તિ સાથે જે તેના વિરોધિ ભાવનું અસ્તિત્વ સ્થાપિત થાયછે. તેથી અગ્નિ સાથે જ જળ પ્રકટ થાય છે. એટલે અગ્નિ એ પુરુષરૂપ છે અને જળ તેનું પ્રકૃતિરૂપ છે. તેજોમય પુરુષ જળરૂપ પ્રકૃતિમાં કાર્ય કરી વિશ્વરચના કરે છે. નારાયણનું ઉદધિમાં શયન અને તેનાં નાભિકમળમાંથી બ્રહ્માનું પ્રકટ થવું એ ચિત્ર જે આપણા શાસ્ત્રકારો આપે છે તે ઉપર કહેલ વર્ણનનો ચિતાર છે. જળ અને અગ્નિના કાર્યમાંથી સૃષ્ટિકર્તા બ્રહ્મા થાયછે

તેથી તે ખરા કર્તા ગણાયછે. તે મહત્ કહેવાય છે. એવી રીતે પુરૂષ પ્રકૃતિ—મહત્ અ-ર્થાત્ શિવ-વિષ્ણુ-બ્રહ્મા એમ ત્રિમૂર્તિ થઈ. બ્રહ્મા સગુણ અગ્નિ રૂપ છે અને વિશ્વના કર્તા થઈ સર્વ રચના કરેછે.

મૅડામ બ્લાવાટસ્કીના લેખ આપણે અવલોકીએ છીએ ત્યારે આવી સંજ્ઞાઓનું સ્પષ્ટી-કરણ બહુ સારી રીતે થાય છે અગ્નિનો પર્યાય શબ્દ તેણે "ઈથર" કહેલો છે. એ "ઈથર" આકાશનું પણ મૂળ રૂપ છે. અગ્નિના બે પ્રકાર છે અને તે બન્ને વચ્ચે જે ભેદ રહેલો છે તે ગુપ્તવિદ્યાના ગ્રંથોમાં દર્શાવેલો છે. પ્રથમ પ્રકારનો અગ્નિ છે તે નિરાકાર અદશ્ય છે એ અગ્નિ સર્વના આત્મા તરીકે તેમાં અંતર્ગત સ્થિત થયેલો છે અને આધ્યાત્મિક રીતે વિચા-રતાં તેની ત્રિપુટી કહેવામાં આવે છે. આ ત્રિપુટીમાંથી વિશ્વ ઉદ્ભવે છે ત્યારે તેની સપ્ત-પુટી થાયછે એ સપ્તપુટતા વિશ્વમાં સર્વત્ર વ્યાપ્ત છે. પ્રથમ જે માત્ર શીત પ્રકાશવાન જ્યોતિ હોય છે તેમાં ઉષ્ણતા પ્રાપ્ત થતાં ઉત્પાદક શક્તિ ઉદ્ભવે છે. આવી દૈવીપ્રકૃતિ છે એ મૂલપ્રકૃતિનું તેજોમય રૂપ છે તે પ્રકટ થાયછે અને ઉત્પન્ન કરેછે. કમળપુષ્પ સૃષ્ટિની ઉત્પત્તિની સંજ્ઞામાં વારંવાર કહેવામાં આવે છે. કારણ કે તેમાં દ્વિધાશક્તિ સમાએલી છે. ઉત્પાદક અને ધારકશક્તિ એક જ સ્થળે સ્થિત થયેલ હોય છે. એ દૈવીપ્રકૃતિમાંથી સ્થૂલ રૂપાન્તર થતાં આપણે વિજળી, લોહચુંબક શક્તિ, ઊષ્મા તેજ ઇત્યાદિ જે શક્તિઓ જોઈએ છીએ તે બને છે. થિઓસોફીના લેખોમાં જેને ફોહાત કહેલ છે તે વિશ્વના મહાનવાયુનો પર્યાય શબ્દ છે અને તે ગતિમાન થવાથી આ શક્તિઓ પેદા થાય છે વિશ્વમાં સર્વ પ્રકા-રની શક્તિનું મૂળ તેમાં સ્થિત થયેલ છે અને તેની શક્તિવડે વિશ્વ બધું રચાય છે અગ્નિ-મુખ સર્પ કહેવામાં આવે છે તે પણ આ ઉત્પાદક શક્તિ છે આગળ મીં ક્રુકસના વિજ-ળીના શોધ વિષે કહેવામાં આવ્યું છે તેમાં આ સર્પની સંજ્ઞા તે શક્તિને કેવી યથાર્થ લાગુ પડે છે તે સંબંધી કહેલું છે વળી એ પણ સમજાવવામાં આવેલું છે કે ઉષ્ણતાની ન્યૂનતા થતી જતાં સર્પાકાર ગતિ તેની મેળે જ થાય છે, અને ક્ષીરસાગરમાં અગ્નિમુખવાળા ના-ગના નિઃશ્વાસથી વ્યક્ત જગત્સૃષ્ટિ રચાય છે. જ્યારે જ્યારે કોઈ ગોળાની આસપાસ સર્પ વિંટાએલ અથવા સર્પ પોતાના મુખમાં પોતાની પુછડી પકડેલી છે એવું ચિત્ર જોવામાં આવે ત્યારે ત્યારે સૃષ્ટિની ઉત્પત્તિની સંજ્ઞા તે છે એમ નિશ્ચય માનવું. આ ગોળાકાર સર્પની સંજ્ઞામાંથી અંડાકૃતિ કલ્પવામાં આવે છે અને તેમાં ઉત્પાદક શક્તિ સ્થિત થયેલી છે એમ માનવામાં આવે છે અટલે જગત્સ્રષ્ટા બ્રહ્માનો નિવાસ તેમાં કહેલો છે, આવી બળવાન શક્તિનું નિવાસસ્થાન છે તેથી તે અંડને હિરણ્યગર્ભ કહેવામાં આવે છે. આ અંડમાંથી બ્રહ્માર નિકળી બ્રહ્મા સૃષ્ટિ રચે છે દેવ તથા દાનવો એકત્ર થઈ ચંદ્રામલ પર્વત કરી વાસુકિ ના-ગનાં નેતાં કરી ક્ષીરસાગરનું મન્થન કરી જે ચૌદ રત્ન કહાડયાનું પુરાણોમાં કહેલ છે તે પણ સૃષ્ટિની રચનાની ક્રિયાનું સાંકેતિક વર્ણન છે. પુરાણોમાં એવી જે જે કથાઓ છે તેનું યથાસ્થિત મનન કરી તેમાં સમાવેશ કરેલ સંજ્ઞાની સ્પષ્ટ સમજ પડે તો આધુનિક કાલમાં જે જે શોધો થાય છે તે તેમાં છે એ જાણવામાં આવે એટલું જ નહિ પણ હજી કેવી કેવી નવી શોધો થઈ શકે તેમ છે તેનું સૂચન પણ થાય. એથી કરી કિયે માર્ગે શોધ કરવામાં પાશ્ચાત્ય વિદ્વાનો સફલ થશે તે વાત પૂર્વના શાસ્ત્રોપરથી નિરૂપણ થઈ શકે.

(અપૂર્ણ)

# પ્રાર્થના.

*(મળેલું.)

ઘણીવાર પ્રશ્ન ઉઠે છે કે, "પ્રાર્થનાનું પ્રયોજન શું?" આ પ્રશ્નનો નિર્ણય કરવાની જરૂર છે; કારણ કે પ્રાર્થનાનો જે અર્થ સામાન્યરીતે પ્રચલિત છે તે ઉપરાંત તેમાં એક બહુ ઊંડો મર્મ રહેલો છે. એનો વિચાર કરતાં પહેલાં, એટલું સૂચવી લેવું જોઇએ કે, અહીં જે વિચાર દર્શાવ્યા છે તે, એ મૂળ લેખકના જ છે એ મન કોઈ અમુક વર્ગ કે મંડલના છે એમ સમજવું નહિ. બ્રહ્મજીજ્ઞાસુ મંડલમાં કેટલાક સુનિયમો ચર્ચાય છે, પણ તે તેના પ્રત્યેક સભ્યે માન્ય રાખવા જ જોઇએ એવો કાંઈ નિયમ નથી. એ નિયમોમાંથી જે જેને રૂચે, તે તેને સ્વીકારે એનો સ્વાભાવિક જ છે કે, દરેક મનુષ્ય એ નિયમો પોતપોતાના અધિકારાનુસાર સમજે છે. એ મંડલના આવા જ એક સભ્યના એવા વિચાર અહીં દર્શાવ્યા છે.

પ્રાર્થનાનો શો ઉપયોગ છે એ વિચાર કરતાં પહેલાં, પ્રાર્થના કેવા કેવા પ્રકારની હોય છે, તે જોઈ લેવું જોઇએ; કારણ કે ચેતનની જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિ તેજ પ્રાર્થના કહેવાય છે. ઘણા લોક અન્ન, વસ્ત્ર, આરોગ્ય, કાર્યમાં વિજય અને એવા જ કોઈ ઐહિક ભોગની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરે છે. એવી બધી પ્રાર્થનાને આપણે **પ્રથમ વર્ગની** પ્રાર્થના કહીશું વળી કેટલાક મનુષ્ય નૈતિક અને માનસિક ઉન્નતિને માટે, આત્મજ્યોતિની પ્રદીપ્તિને માટે, કામ તૃષ્ણાદિનો પરાજય કરવાનું સામર્થ્ય મેળવવા માટે, અથવા આત્મબલ, વીર્ય, જ્ઞાન વિગેરેની વૃદ્ધિને માટે પ્રાર્થના કરે છે. આવી પ્રાર્થનાઓને આપણે **બીજા વર્ગની** પ્રાર્થના કહીશું વળી કેટલાક જે પ્રાર્થના કરે છે, તેમાં યાચક વૃત્તિનો સંપૂર્ણ અભાવ જ હોય છે; માંગવાનું કશુ હોતું જ નથી એવી પ્રાર્થના, પરમ પૂર્ણાત્માનાં ધ્યાન અને માનસિક પૂજનમય હોય છે. એ પ્રાર્થના, આત્માનુસંધાન કરવાના બહુ ઉત્કટહર્ષોલ્લાસમય હોય, યોગીઓના આત્માનન્દમય હોય, સાધુઓના ધ્યાનમય હોય, અને સંતોની ધૂનમય હોય છે. આ ત્રીજા પ્રકારની પ્રાર્થના છે.

હવે એક તાત્વિક સત્ત્વથી લઈ છેક પ્રજાપતિ પર્યંત જીવોની જે ક્રમાનુસાર વ્યવસ્થા છે, તે પણ સમજી લેવી જોઇએ. સૃષ્ટિમાં આવી ગૂઢ યોજના છે, આવી અદૃશ્ય સત્તાઓ છે, એ વાત કલ્પનામાત્ર ન હોઈ, અનુભવસિદ્ધ કરી શકાય એવી છે આ વાત બહુ ધ્યાનમાં રાખવાની છે. આપણી ચર્મચક્ષુને અદૃશ્ય એવા અનેક પ્રકારના સૂક્ષ્મ જીવો આ પૃથ્વીમાં સર્વત્ર ભરેલા છે. ભુવર્લોક આપણી પૃથ્વીમાં ઓતપ્રોત રહેલો છે. એ ભુવર્લોકના સૂક્ષ્મ દ્રવ્યના અનેક પ્રકારના ચેતનવિશિષ્ટ સૂક્ષ્મ ભૂતો આપણી આસપાસ ઉભરાઈ રહ્યા છે એ જીવોમાંના કેટલાક મનુષ્યથી ઊતરતી પંક્તિના છે, કેટલાક મનુષ્યથી શ્રેષ્ઠ છે. એમાંના કેટલાક જીવોપર તો મનુષ્ય દૃઢસંકલ્પદ્વારાજ ક્રિયા કરી શકે છે. વળી કેટલાક એવા પણ હોયછે કે જેઓ મનુષ્યોની વિનતિ તરત સ્વીકારે. આવા જીવો ઉપરાંત વળી એ ભુવર્લોકમાં અને તેથી પર એવા સ્વર્લોકમાં; ત્રણ પ્રકારના

*એક સયોજન-લખનાર પાન્થ

તાત્ત્વિક સત્ત્વોની યોનિઓ પણ છે એ તાત્ત્વિક સત્ત્વોનો સ્વભાવ જ એવો છે કે, મનુષ્યની ભાવનાઓ અને વિચારોની તેમનાપર તરત અસર થાય છે, અને તેથી કરી તેમાંથી રૂપો ઉત્પન્ન થઈ આવે છે આ પ્રમાણે જે રૂપો ઉત્પન્ન થાય છે તેમાં, જે ભાવના કે વિચારને લીધે તેઓ ઉત્પન્ન થયાં હોય છે તે ભાવના કે વિચાર, જીવરૂપે રહેછે આવા પિંડીકૃત ભાવના કે વિચારોરૂપી સત્ત્વોની સર્વ પ્રવૃત્તિ એવી હોય છે કે, તેથી એ ભાવનાઓ અને વિચારો પરિપૂર્ણ થાય, એ પિંડીકૃત સત્ત્વોના જીવનનો ઉદ્દેશ જ એ છે આ પ્રમાણે મનુષ્ય પોતાના સંકલ્પદ્વારા આવા સત્ત્વોનું એક મ્હોટું સૈન્ય સૂક્ષ્મલોકમાં ઊભું કરે છે આ બધા સત્ત્વો પોતાના ઉત્પાદકની આજ્ઞાનુસાર કાર્ય કરવા તત્પર રહે છે વળી નિરાશ્રિતને આશ્રય આપવાનો જેમનો ધર્મ છે, એવા કેટલાક મનુષ્યો અદૃશ્ય સ્વરૂપે રહેતા છે તેઓનું લક્ષ સર્વત્ર હોય છે જો કોઈ નિરાશ્રિત મનુષ્યની યાચનાનો સ્વર તેમને કાને પડે છે, તો તરત તેઓ તેને આશ્રય આપે છે મનુષ્યની કામના પરિપૂર્ણ કરનાર દેવતાઓ છે, એ વાત સિદ્ધ સમજાય છે. એ સર્વથી શ્રેષ્ઠ આત્મા તો સર્વ વ્યાપક જ છે એ આત્મા આખા વિશ્વમાં એક મહાન શક્તિરૂપે રહ્યો છે તેના જ્ઞાનની બહાર કાંઈ જ બનતું નથી એક ચકલી જમીનપર પડે છે, છોકરૂં હસે છે કે રડે છે, પ્રાણી માત્રને જે સુખ દુઃખ થાય છે, અને એ ઉપરાંત જે અનેક ક્રિયાઓ અહોનિશ થયાં કરે છે, તે સર્વનું તેને જ્ઞાન છે તે સર્વવ્યાપક, સર્વકર્તા, પ્રેમસ્વરૂપ આત્મા, જેમાં જાતમાત્રના ઉત્પત્તિ સ્થિતિ ને લય થયા કરે છે, તે આત્મા તો છે જ જેમ કોઈ પણ વિષયના સંબંધમાં આવતાં જ્ઞાનતંતુઓદ્વારા મનુષ્યના મગજપર તે વિષયનો આઘાત થઈ તેનું જ્ઞાન થાય છે, અને ત્યાંથી તેનો પ્રત્યાઘાત થઈ તે વિષય ઇષ્ટ કે અનિષ્ટ હોવાનો નિર્ણય થાય છે, તેમ આખું વિશ્વ જેનો દેહ છે એવા આત્માને પણ, સર્વ ક્રિયાનું જ્ઞાન થઈ, ત્યાંથી પુનઃ ક્રિયા થયા વિના રહેતી નથી *જેમ મનુષ્ય દેહમાં, જ્ઞાનતંતુના પરમાણુઓના સમૂહો અને સ્નાયુઓના તંતુઓ, માત્ર જ્ઞાનવાહક સાધન છે, પણ જેને જ્ઞાન થાય છે તે તો જી[illegible] જ છે, તેમ [illegible] કહેના ચેતનવિશિષ્ટ જીવો, પણ પરમાત્માના કાર્યસાધક સાધનો [illegible] હોય, પણ સર્વનો પ્રભુ ઈશ, નિયંત્રનાર તો પરમાત્મા જ છે ન્હાનામાં ન્હાની કે મ્હોટામાં મ્હોટી કોઈ પણ વસ્તુ એવી નથી કે જે, તેના જ્ઞાનથી બહાર હોય, તેમ જ કોઈ પણ બનાવ એવો નથી કે જે, તેના અણજાણતા થાય તેથી જ તે સર્વવિદ્ કહેવાય છે આત્મા, જે સર્વને આવૃત કર્યા છતાં, સર્વને વિષે રહેલો છે, તેનો વિચાર કરતાં જ આપણી બુદ્ધિ સ્તબ્ધ બની રહે છે સ્વાભાવિક જ છે, કારણ કે જો એક મચ્છર શ્રી શંકરાચાર્યના બુદ્ધિપ્રકાશ કે હૃદયવિસ્તારનો વિચાર કરવા બેસે તો તેની સ્થિતિ કેવી થાય?

( અપૂર્ણ )

---

* જુઓ श्वेताश्वतरोपनिषत्, अ २ श्लो १४ १५ १६ १७



## ચર્ચાપત્ર.

( મળેલું. )

રા. 'સુદર્શન' ના તંત્રીની સેવામાં,

૧૮૯૮ ના માર્ચથી ડીસેમ્બર સુધીના 'જ્ઞાનસુધા' માં આવેલું, 'પ્રેમભક્તિ' નું ગદ્યાત્મક કાવ્ય અથવા કાવ્યરૂપમાં છપાયેલું ગદ્ય, 'વસંતોત્સવ,' આપના વાંચવામાં આવ્યું હશે. જો ના વાંચ્યું હોય તો મેહેરબાની કરીને વાંચશો. વાંચવા લાયક છે. નવીન રીતિનું છે. તેમાં 'રમણીય ચિત્રોનો તથા રસિક પ્રસંગોનો સમાવેશ થયો છે. ચિત્ર નિઃસંશય સુન્દર અને રમ્ય છે.' તે છતાં પણ મ્હને લાગે છે કે આખું ગદ્ય-કાવ્ય હાસ્યાસ્પદ છે. સાધારણ દોષો માટે નહિં; કારણ કે સર્વદોષરહિત કાવ્યો ક્વચિત્ જ મળી આવશે. પણ આ તો આ નવીન રીતિ માટે જ હાસ્યાસ્પદ છે.

'વસંતોત્સવ' એ નામ વાંચતાં જ પ્રત્યેક સહૃદય વાચકનું ચિત્ત એ વિષય વાંચવાને માટે આકર્ષાય એ સ્વાભાવિક છે. તે ઇચ્છાનુસારે મ્હેં મથાળાની નીચે લખેલી એ લીટીઓ વાંચી:—

'આકાશના ઉમ્બર ઓળંગી
કંઈ અવનનું તેજ ઉતરતું હતું.'

આ વાંચતાં જ મ્હને તો થયું કે છાપનારાની ભુલ હશે; ગદ્ય છે ત્હેને પદ્ય પ્રમાણે ઉપર નીચે લીટીઓમાં ભુલથી ગોઠવી દીધું હશે; કારણ કે અહિંના છાપખાનાનો જેમને અનુભવ હશે તે જાણતા હશે કે આવી ભુલ સાધારણ છે; ગદ્ય હોય છે તે પદ્યમાં મૂકે છે, અથવા પદ્ય હોય છે ત્હેને ગદ્યમાં મૂકે છે. કદાચ અક્ષરો ગોઠવતી વખત ગોઠવનારનો 'આત્મા' પણ કોઈકવાર 'ગુંજતો' હશે ત્યારે તે ગદ્યને પદ્યમાં મૂકતો હશે, અને નહિં 'ગુંજતો' હોય ત્યારે પદ્યને ગદ્યમાં મૂકતો હશે ! એમ પણ હોય ! પરંતુ બીજું પાનું ઉઘાડતાં 'પ્રેમભક્તિ' એ પોતાની નવીન રીતિની ભક્તિમાં જ લખેલી 'પ્રસ્તાવના' વાંચવામાં આવી તેથી તથા આવી રીતનું નૂતન ગદ્ય-પદ્ય (?) કે પદ્ય-ગદ્ય, જે કહો તે, 'જ્ઞાનસુધા' માં આવવાનું છે એવી કોઇની સૂચના યાદ આવ્યાથી મ્હારી ભ્રાન્તિ દૂર થઈ, અને છાપખાનાવાળા દોષમુક્ત થયા.

'પ્રસ્તાવના' ધ્યાનપૂર્વક વાંચજો. તેમાં 'પ્રેમભક્તિ' એ પોતાના વિચાર દર્શાવ્યા છે. વિચાર જાણવા યોગ્ય છે. પેહેલી લીટીઓમાં તો યથાર્થ સત્ય છે કે હૃદયનાં 'રસિક તન્તુઓનાં માપ ભાવ સાથે બદલાય છે.' પરંતુ તે પછીનો આખો લેખ દોષપૂર્ણ છે. 'પ્રેમભક્તિ' ના વિચારમાં, 'માપ ભાવ સાથે બદલાય છે' માટે 'બદલાતા આન્દોલનવાળા જ છંદો કવિતાને આવશ્યકના છે.' આવા આન્દોલનવાળા જ છંદો કિયા હશે તે તો 'પ્રેમભક્તિ' જાણે, પણ હું તો ધારૂં છું કે આપણા ભાવ બદલાય છે તેથી જ આપણે કવિતામાં જૂદા જૂદા, છંદ, વૃત્ત, રાગ વગેરેની [illegible]કતા છે; અમુક વૃત્ત શોકભાવને અનુકૂલ છે, અમુક છંદ હર્ષભાવને અનુકૂલ છે, એ સર્વેનો અર્થ જ એ છે કે આપણા

જૂના જૂના ભાવ દર્શાવવાને માટે જૂના જૂના અક્ષરમાપ, માત્રામાપ, તાલમાપવાળા છંદ વગેરેની જરૂર છે જ. હૃદયતન્તુઓનું આન્દોલન જેમ બીજી ભાષાઓમાં ભાવદર્શનનું અનેકમાંનું એક સહાયભૂત છે તેમ ઇંગ્રેજીમા પણ છે, એમાં કાંઈ ઇંગ્રેજી કવિતાની વિશેષતા નથી. જો 'પ્રેમભક્તિ' એમ સમજતા હોય તો એમની ભુલ્ય છે ઇંગ્રેજી ભાષામાં પણ માપ વગર છંદ થતા નથી આ સંબંધે સંસ્કૃત સાહિત્યકારો ઉપર હેમણે વૃથા આક્ષેપ મૂક્યો છે. સંસ્કૃત ભાષાથી અજ્ઞાત જો તે હોય તો હેમનો દોષ ક્ષમાપાત્ર છે. પણ હેમના લેખમા સંસ્કૃત શબ્દો એટલા બધા આવ્યા છે કે એ સાધારણ સંસ્કૃતશબ્દકોષનું જ્ઞાન ધરાવતા હોય એમ અનુમાન થાય છે. 'વધારે તો કાણ જાણે. તો પણ 'પ્રતિભાભરી કલાની નુતનીનતાથી અજાણ્યા સંસ્કૃત સાહિત્યકારો' એ વાક્યથી એટલું તો અનુમાન થઈ સકે છે કે સંસ્કૃતસુધાનુ પાન એ કરી શક્યા નથી. અને મ્હને તો લાગે છે કે એમના એકતરફી જ્ઞાનને લીધે જ આ નવીન રીતિનો ઉદ્ભવ થયો છે. સંસ્કૃત સાહિત્યકારો પ્રતિભાભરી કલાથી અજાણ્યા નહોતા એ તો પ્રત્યેક સંસ્કૃતસરસ્વતીદેવીના સેવકો એક અવાજે કહે છે અને કહેશે. 'પ્રેમભક્તિ' ના કહેવા ઉપરથી એમ લાગે છે કે કવિતાનું શાસ્ત્ર જ ના જોઇયે. જેમ બીજી બધી કલાઓ (Arts) સંબધી શાસ્ત્રો (Science) છે અને જરૂરનાં છે, તેમ કવિતા કલા સંબંધે પણ હોય એમાં કાંઇ આ-ર્ચર્ય નથી શાસ્ત્ર ના હોય તો એ કલાનો નિયમિત વિકાસ થવો સંભવિત નથી. એ જ વિતાના શાસ્ત્રને આધારે, એ જ કવિતાના શાસ્ત્રના બંધનમાં બધાઇને, એ જ કવિતાના ાાસ્ત્રને અનુસરીને, મહાન્ કવિ કાલિદાસે અને તેના જ પ્રતિસ્પર્ધી કવિશિરોમણિ ભ-ભૂતિ, વગેરેએ ઉત્તમોત્તમ કવિતા લખી, પોતાની પ્રતિભાનો સુવાસ જગત્‌માં ફેલાવ્યો, અને પોતાની દિવ્ય કવિત્વશક્તિના તેજથી સહૃદય વાચકોને આંજી નાંખ્યા. "કવિતા ાાસ્ત્રમાં અલંકારનું તેમ જ છંદનું શાસ્ત્ર સમાવ્યું તેથી છન્દના આત્મા આન્દોલનને ઉ-ધિયો વળગી" ! ! આવી રીતે જો ઉપાધિયો વળગી હોત, અલંકાર છંદ વગેરે જો ધિયો ગણાઈ અને લાગી હોત તો આજ સંસ્કૃતસાહિત્યનો આટલો બધો મહિમા ન જ નહિં. 'પ્રેમભક્તિ' ભાઇ તો પોતાના Blank verse ના પ્રેમની ભક્તિમાં હુ લીન થઈ ગયા દેખાય છે. સંસ્કૃતભંડાર તરફ દષ્ટિ પડી હોય એમ લાગતું નથી. વિદાસાદિ કવિયોનાં હૃદયના રસિક તન્તુઓનાં આન્દોલનનાં માપ પણ બદલાયાં હશે, અને તેમના ભાવ પણ બદલાયા હશે; પણ આ સર્વ દર્શાવવાને એમની શક્તિના સ્રોતને ને અલંકારશાસ્ત્ર પણ અટકાવી શક્યું નથી, તેમ છંદ શાસ્ત્ર પણ આડે આવ્યું નથી. હેમણે પોતાના મનોભાવનાં તેમ ઇતર મનુષ્યોના મનોભાવનાં ચિત્ર આપ્યાં છે તેવાં આજ કાણ આપી સકે એમ છે ? એમણે આપેલાં પ્રેમનાં ચિત્ર કયા સહૃદયને આકર્ષી નહિ સકે ! એમના 'આન્દોલન' ને તો ઉપાધિયો વળગી નથી. 'અમુક પ્રકારની અક્ષરરચના' માં જ તેમની સફળતા રહી છે; તેમાં જ તેમની સુંદરતા રહી છે; તેમાં જ તેમની શક્તિ રહી છે, કે એવી 'અક્ષરરચના' કરીને જગત્‌ને દેખાડી આપ્યુ છે કે કવિતાને માટે અસધારણ શક્તિ જોઇયે છિયે. પરંતુ આટલું ધ્યાનમાં રાખવાનું છે કે સાધારણ

શક્તિમાંથી પણ અસાધારણ શક્તિની ઉત્પત્તિ થઇ શકે છે; માત્ર સ્વાભાવિક જ છે એમ નથી. માટે અમારી 'પ્રેમભક્તિ' ને એટલી વિનંતિ છે કે બહુ અધીરા ન થતાં પોતાની ખીલતી, સ્વાભાવિક કવિત્વશક્તિને શાસ્ત્રને આધારે કેળવો અને પછી જુવો કે એ શાસ્ત્ર ઉપાધિ છે કે એ સહાયભૂત થાય છે. હા, આપણે કબૂલ કરીશું કે 'કવિતા નિર્મળ રમણીય હૃદયભાવોનું આલેખન' છે. પણ એટલામાં જ કવિતાની વ્યાખ્યાનો સમાવેશ થતો નથી. વ્યાખ્યા બહુ સંકુચિત હોઈ અવ્યાપ્ત છે. પરંતુ તે વિશે કાંઈ ના લખતાં, આ વ્યાખ્યા આપણા કાર્યપ્રસંગે કબૂલ કરીશું. પણ ધારો કે કોઈ પુરૂષ પોતાની પ્રિયાને અથવા મિત્રને કાગળ લખે છે અને તેમાં પોતાના 'નિર્મળ રમણીય હૃદય ભાવોનું સુંદર આલેખન' ગદ્યમાં કરે તો શું એ પત્ર કવિતા છે એમ કહી સકશો? હું તો નથી ધારતો કે કહી સકાય. અને જો 'સંગીત તથા અક્ષરરચના જેવા છંદના અંશ વધારે પડતા જણાય તો પછી પદ્ય તથા ગદ્યમાં ફેર ક્યાં રહેશે તે સમજાતું નથી. એમ કોઈનું કહેવું નથી કે સંસ્કૃત વૃત્તોમાં જ કવિતા થવી જોઈયે. આપણા ગૂજરાતી કવિયોએ કવિતા કરી છે, અને તે ઘણી ઉત્તમ છે. તે બધી કાંઈ છંદ કે વૃત્તમાં નથી. અનેક રાગમાં પણ છે. પણ એટલું તો ખરૂં છે કે એ સર્વમાં કોઇ પણ જાતનું માપ છે. માપ હીન નથી. ગરબીઓમાં પણ એક પ્રકારનું માપ છે. કાંઇ પણ માપ વગરની કવિતા તો આજે જ દીઠી. કોઇ પણ ભાષામાં આવી અનિયમિત કવિતા હશે એવું જાણવામાં નથી. આપણા પુરાતન વેદમાં પણ સ્વર (accents) નું માપ છે.

Blank verse નું ખરૂં સ્વરૂપ જ 'પ્રેમભક્તિ' સમજી સક્યા નથી એમ લાગે છે. Blank verse નો અર્થ, માપ વગરની, પોતે કરી છે તેવી જાતની, કવિતા એવો જો તે કરતા હોય તો એ યથાર્થ નથી એનું મ્હારૂં ધારવું છે. Blank verse એટલે યમક (rhyme) વગરની કવિતા———ણ માપ, છંદ હોય છે જ. ઘણા ઈંગ્રેજી કવિયોએ આવી જાતની કવિતા લખી છે; મિલ્ટન, વર્ડસ્વર્થ, શેલી, અને ટેનિસન, એ સર્વ Blank verse ના ભક્ત છે. પણ 'પ્રેમ ભક્તિ' ની ભક્તિ તો જૂદી જ છે. હેમના વિચારની Blank verse જો તે ગૂજરાતીમાં દાખલ કરવા માંગતા હશે તો હેમના પ્રયત્ન નિષ્ફળ નીવડવા જ જોઇયે. ઈંગ્રેજી ભાષામાં, ધારો કે આવી જાતની Blank verse હોય, તો પણ ઈંગ્રેજી ભાષાના અને ગૂજરાતીના બંધારણમાં એટલો બધો તફાવત છે કે એક ભાષાની વિશેષતા બીજી ભાષામાં આણી સકાય જ નહિં. ટેનિસને સંગીત કાવ્યો Blank verse માં ઉતાર્યાં પણ એવું કોણ કહે છે કે Blank verse સંગીત કાવ્યો નથી. જેટલે દરજ્જે યમક (rhyme) વાળાં કાવ્યો સંગીત કાવ્યો હોઈ સકે તેટલે જ દરજ્જે Blank verse પણ સંગીત કાવ્યો હોઇ સકે. સંગીતકાવ્યો સંગીત ભર્યા છંદોમાં જ ના હોય તો સંગીત ભર્યા રાગોમાં હોય, અથવા સંગીત ભરી ગરબીઓમાં હોય. જે ગાઇ સકાય નહિં એવા રૂપમાં કોઈ કાવ્ય લખાય તો પછી એને સંગીત કાવ્ય જ કેમ કહેવાય. કવિતા અને સંગીતનો સંબંધ બહુ ગાઢ છે એ રા. નરસિંહરાવ ભોળાનાથે એમના 'કવિતા અને સંગીત' ના વિષયમાં બહુ સારી રીત્યે બતાવ્યું

છે. 'પ્રેમભક્તિ' કહે છે કે 'કવિતા લખી લેતાં આત્મા ગુંજે છે, ગાતો નથી!' પણ સહજ વિચાર કર્યેથી જણાશે કે ગુંજવામાં જ ગાવાની શરૂઆત થાય છે, એ પણ એક જાતનું મંદ અને કલ સંગીત જ છે. તો પછી 'આત્મા ગુંજે છે, ગાતો નથી' એનો અર્થ 'આત્મા અવ્યક્ત ગાય છે' એના શિવાય બીજો થતો નથી.

'પ્રેમ ભક્તિ' ના લખવા પ્રમાણે 'ગદ્ય લેખનમાં ભાવના તેમ જ કલ્પનાનાં ઉડ્ડયન નિરંકુશ હોય છે.' હા, નિરંકુશ હોય છે, પણ હું ધારું છું કે ગદ્ય કરતાં પદ્યમાં કવિની કલ્પના શક્તિ વધારે ઊંચે જાય છે, ગદ્યનો પ્રદેશ ગમે તેટલો નિરંકુશ છે તો પણ કવિની પ્રતિભા તો પદ્યના પ્રદેશમાં યથેચ્છ ઘુમશે. પરંતુ તે કવિતા કેવી હોય છે;–છંદવાળી, માત્રામાપની "ઉપાધિ" વાળી. 'પ્રેમ ભક્તિ' કબૂલ કરે છે કે ગદ્યનું નિરંકુશત્વ રોકવું જોઇયે. કલ્પનાને સુંદરતાના પ્રદેશ તરફ જવા ન દેતાં હેના ઉપર અંકુશ રાખીને તે જ પ્રદેશમાં રાખવાનું કાર્ય એ છંદ (Metre) ને સોંપે છે. ત્યારે પછી પદ્યમાં પણ સ્વચ્છંદી થઇને કવિયો છંદ મૂકી દઇને, કલ્પનાને ગમે તેવા કુછંદમાં દોરી જાય તો હેમને રોકવાનું કાર્ય પણ એ જ છંદ છે, ત્યારે એ સુછંદનો અનાદર શા અર્થે કરવો ? જો છંદ 'સુંદરતાનું સંરક્ષણ' કરે છે તો પછી તેનાથી વિમુખ શા માટે થવું જોઇયે ? Blank verse માં પણ છંદ (Metre) છે એમ આપણે કહ્યું છે; તે Blank verse ઈંગ્રેજીમાં પોતાનું આ કાર્ય કરે છે. ગૂજરાતીમાં પણ છંદ એ કાર્ય કરે છે; અને ગૂજરાતીમાં યમક વગરના છંદ Blank verseનું કાર્ય સારે છે. ત્યારે પછી છંદને કુછંદ કહેવામાં જ એક જાત્યનો કુછંદ રહ્યો છે. છંદના અંકુશમાં રહીને પણ કવિયો પોતાની કલ્પનાનો ઉપયોગ સ્વતંત્ર રીતે કરી સક્યા છે અને કરે છે. ત્યારે પછી છંદ (Metre) ની અવજ્ઞા કરવાને અવકાશ જ નથી. છંદ માત્ર સુંદરતાસંરક્ષક નથી પણ સુંદરતાઉત્પાદક છે. ઉદાહરણ તરીકે એમના 'વસંતોત્સવ' માંની જ નીચેની લીટીઓ

> "આંબાની ઘટામાંથી
> વનદેવીઓએ પુષ્પ વૃષ્ટિ કીધી,
> હેમને વધાવી લીધાં." વગેરે,

અને

> "અને અંતે પેલા
> સ્મિતમય કિનારા જહીં પડ્યા,
> ભર્યા આનંદોએ
> અનુપમ સુખો રૂહે જહિં જડ્યાં," વગેરે

વચ્ચે સુંદરતામાં તફાવત કેટલો બધો છે તે જેમને સંગીતનો કાંઇ પણ અનુભવ છે તે તો સહજ સમજી સકશે, એટલું જ નહિં પણ જેમને સંગીત પ્રિય હોય નહિં તે પણ સમજી સકશે. એ સંગીતક્ષમતાની ખૂબી તો વેદાંતીઓના 'અનિર્વાચ્ય' શબ્દથી જ વર્ણવી સકાય. 'પ્રેમભક્તિ'એ જે પ્રમાણે લખ્યું છે તેમ જ 'અને અંતે પેલા' વગેરે લીટીઓ લખીશું,

"અને પેલા સ્મિતમય
કિનારા જહીં પણ,
આનંદોએ ભર્યા
અનુપમ સુખો જહીં
જયાં રૂહે ત્હાં;

તો સંગીતક્ષમતા જતી રહેવાથી સુંદરતાનો અંશ માત્ર જતો રહે છે.

આ 'વસંતોત્સવ' લેખમાં કિયા તાલ ઉપરથી ચરણો મપાતાં હશે તે સમજી સ-કાતું નથી. લેખક પોતે જ સમજતા હોય તો તે શા પ્રયોજનનું? હું ધારૂં છું કે આ ગદ્ય-પદ્ય 'રાગયુક્ત કે સાદા ગદ્યથી' ભિન્ન નથી. આ ગદ્ય જ છે. માત્ર ચરણો ઉપર નીચે મૂક્યાં છે એટલો જ ફેર છે. કારણ કે એમાં જે કાંઈ કલ્પનાએ કાર્ય કર્યું છે તે સાદા ગદ્યમાં આના કરતાં પણ વધારે સરળતાથી તથા રમણીયતાથી આણી સકાત. રા. ના-રાયણ હેમચંદ્રની ન્હાની પણ સુંદર વાર્તાઓ, માલતી વગેરે, હાવી જ જાતની છે, અને પરતુ સંકલના બરોબર હોવાથી આના કરતાં પણ વધારે ચિત્તરંજક લાગે છે. જો આમાં કાંઈ શબ્દલાલિત્ય, સારી ભાવનાઓ, તથા સૃષ્ટિસૌંદર્યનું છૂટું છૂટું વર્ણન ના હોત તો મ્હને લાગે છે કે 'મ્હારી મઝેદ' માં આવતી કવિતા (?) જેવી આ પણ લાગત. પ-રંતુ આ દશાએ જતા 'પ્રેમભક્તિ' ને એગની કલ્પનાશક્તિએ અટકાવ્યા છે. હાવી રીતે પોતાની સ્ફુરતી કલ્પનાનો ઉપયોગ કર્યા કરતાં આ વિષય ગદ્યમાં જ લખ્યો હોત તો વધારે સુંદર અને મનોહર કરી સકત, કારણ કે બીજી વિશેષતાઓની સાથે 'એફેક્ટ' આવત, અને સંકલના સરળતાથી કરી સકત.

જો કવિતા લખવાના હાવા રસ્તા ઉઘડશે તો નિઃસંશય કવિયોના રાફડા ફાટશે અને આપણા ગૂજરાતને કવિયોની ખોટ નહિં રહે. 'પ્રેમભક્તિ' ની કલ્પનાશક્તિ તો ઉત્કૃષ્ટ પ્રકારની છે, અને તેને જો કેળવશે તો તે વધારે ખીલશે જ. પણ હવે પછી વળી કોઇ કવિતાની નવી જ વ્યાખ્યા આપશે અને કહેશે કે ઉપર નીચે, કવિતાના રૂપમાં લ-ખેલી લીટીઓ તે કવિતા અને એકડે એકના પાડાને પણ કવિતા ગણવાનો હક કરશે, અથવા કોઇ કહેશે કે જેટલું ગાઈને બોલાય તેટલું બધું કવિતા, અને મા, બા બૂ, પા, વગેરે પાઠ છોકરાં ગાઇને બોલે છે માટે તે કવિતા છે એમ કહેશે. મ્હારૂં કહેવું એવું નથી કે છંદ હોય તો જ કવિતા બની સકે. કવિતા તો ગદ્યમાં પણ લખી સકાય. પરંતુ તે પદ્ય કહેવાય નહિં. છંદ, કવિતાની બીજી બધી સામગ્રીમાંની એક છે. એના અભાવને લીધે દોષ આવે છે તે નિઃસંશય છે.

આટલું લખવાની છૂટ મ્હેં લીધી ન હોત; પણ કવિતાની અધોગતિ થતી જોઇ તેથી દીલગીરી થઇ તેથી લખવું પડયું છે. કવિતા જેવી સુંદરી તરફ કોઇ અમર્યાદ વર્તન કરે નહિં, અને એની સુંદરતા નિરંતર વૃદ્ધિ પામે એ પ્રાર્થના છે.

લી. સેવક,
ભ્રમર.

---

# કવિતા અને સંગીત.

( ભાષણ ).*

( અનુસંધાન ગત અંકથી ).

તો આ પ્રમાણે કાવ્યરહસ્યને અનુકૂળ તાન ઉપજ વગેરે શિવાયની બીજી સર્વ તાન ઉપજો, ભલે ગમે એટલી મધુર હોય તો પણ, કાવ્યગીત મધુર નાદવડે નિરૂપણનો વિષય હોય ત્યારે અપ્રસ્તુત છે, એટલું જ નહિં પરંતુ, નિષિદ્ધ પ્રદેશમાં એ રીતે ઊડવાનો અપરાધ કરવાને લીધે, રસિક તત્ત્વનું અપમાન કરનાર બને છે. ગાયકનું કાર્ય કંઠસ્વરની ખૂબીઓ—મધુરતા સાચવીને—બતાવવી, એ છે, તે ખરી વાત, પરંતુ તે બહુધા પ્રયોજિત સંગીત—જે'ને વ્યાપાર પરત્વે નિરૂપક સંગીત કહિયે ત્હેના વિષયની બહાર છે. અને આગળ વધીને એટલું પણ કહી સકાશે કે પ્રયોજિત સંગીતમાં જે કોઈ તાન ઉપજ અર્થની સેવા બજાવે નહિં તે સર્વ અસ્થાને આવે છે અને સાચી રસિક વૃત્તિની અપેક્ષાઓને સક્ષ્મ રીતે વિરોધી બને છે. મધુરતા સચવાય અને જથાનું પ્રમાણ વધી ના જાય ત્હેવી તાન ઉપજ કેટલીકવાર ક્ષતિકર નથી થતી એમ કહિયે તો પ્રયોજિત સંગીત અને અલિપ્ત સંગીત વચ્ચેની વિષયમર્યાદા લુપ્ત કરવા જેવું થાય છે, ક્વચિત્ એમ બને છે ખરું કે ગીતના શબ્દમાંથી એકાદ શબ્દમાનો સ્વર લઈ તાન ઉપજ ઉત્પન્ન કરીને અલિપ્ત મધુરતા પ્રગટ કરવાની કળા અલિપ્ત સંગીતમાંથી પ્રયોજિત સંગીતમાં કાંઈક સ્થિતિને લીધે અને વિશેષ પ્રયોજનને માટે દાખલ થઈ શકે છે, એ પ્રસંગ બહુ વિરલ છે અને ત્હેમાં પણ અમુક ભાવ વિશેષ રીતે આવિર્ભૂત કરવાનો હોય ત્ય્હારે જ અને તે ભાવ બતાવનાર શબ્દ ઉપર જ જૂદી જૂદી તાન ઉપજ રચી સકાય છે, અને તે પણ મધુરતા અને અર્થ રહસ્ય બંનેનું પ્રતિપાદન વિશેષ ખૂબીથી કરાતું હોય તો જ પ્રયોજિતસંગિતમાંથી અલિપ્ત સંગીતમાં આટલું પણ સંચરણ, અથવા વધારે ખરી રીતે કહિયે તો અલિપ્ત સંગીતમાંના અંશનો પ્રયોજિત સંગીતમાં આટલો પ્રવેશ, ક્ષમ્ય થાય અને વળી આ પ્રકારનું એ બે સંગીત વિભાગનું મિશ્રણ સબળ રીતે અને સફળ રીતે સમર્થ મ્હોટા ઉસ્તાદોને હાથે જ થઈ શકવાનું. રસિક વૃત્તિને કેળવ્યા વિના આ બંને સંગીત વિભાગ અન્યોન્ય સમાગમ કરી સકવાની મર્યાદાઓ નિશ્ચિત કરવી કઠણ છે. પરંતુ મૂર્ત ઉદાહરણથી આ સક્ષ્મ ચર્ચા કાંઈક સુગમ થશે.

(૧). " ब्रिजनाथ झुलावुं सारी रैन "[૧]

(૨). " हरिनाम भजनका हेला हैं,
मन करत वृथा अवहेला हैं;
* * * * * * *
क्यों पाप समुद्रमें विवश वहे,
श्री प्रभु पद नौका कर न गहे. "[૨]

---

* લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

૧ રાગ જંગલો-ટપ્પો.   ૨ રાગ ખમાચ જિલ્લો-ત્રિતાલ.

આ બે ગીત આ સ્થળે ગવાયાં ત્હેમાં પ્રથમનામાં ઝુલાવું એ શબ્દના ત્રણે સ્વરો ઉપર જે જે ભિન્ન ભિન્ન તાન ઉપજની સુરરચના થઈ તે વાસ્તવિક રીતે અલિપ્ત સંગીતનો અંશ હોવા છતાં આ સ્થળે નિરૂપક સંગીતમાં આવતાં રસભંગ નથી કરતી, એટલું જ નહિં, પરંતુ રસને ખાસ રીતે પોષક છે. કેમકે ઝુલાવું એ શબ્દનો અર્થ જ આ પ્રસંગને અનુકૂળ છે. ભિન્ન ભિન્ન વિશિષ્ટ સુરનાં જૂદાં જૂદાં પ્રમાણોને એક પ્રકારના આન્દોલનમાં સંક્રમણ કરાવવું એ જ સંગીતનું તત્ત્વ છે, અને ઝુલાવું નો અર્થ તેમ જ ઝુ-લા-વું-એ ત્રણે સ્વરો ઉપર રચેલી તાન ઉપજ બંને એ તત્વને, સુયોગે કરીને, અનુકૂળ તથા સજાતીય છે. તેમ જ બીજા ગીતમાં વહે શબ્દ ઉપર રચેલી તાન ઉપજ પણ અલિપ્ત સંગીતનો વિષય હોવા છતાં અહિં નિરૂપક સંગીતમાં પોષક થવાનું કારણ પણ કાંઈક એ જ પ્રકારનું છે. વહનની ક્રિયા અને મધુર સુરનો એકથી બીજામાં સંક્રમણ કરવાનો વ્યાપાર સમાન રૂપનાં હોવાને લીધે સૌન્દર્યનું પોષણ આ સ્થળે સંગીતની બંને કળાના સમાગમથી થાય છે.

પ્રયોજિત સંગીતની નિરૂપક પ્રવૃત્તિને અચલ નિયમોમાં બાંધી રાખવાનો ઉદ્દેશ આ ચર્ચા ઉપરથી માની લેવો ના જોઇયે. ભિન્ન ભિન્ન કલાવિધાયકની ભિન્ન ભિન્ન અન્તર્દર્શનની શક્તિને અનુસરીને, તેમ જ એક જ વિધાયકની જૂદે જૂદે પ્રસંગે આત્માની અનુપ્રાણિત દશાની ભિન્ન ભિન્ન સ્થિતિમર્યાદાને અનુસરીને, કાવ્યગીતનું નિરૂપણ ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે એ સ્વાભાવિક જ છે. પરન્તુ કહેવાનું તાત્પર્ય એ છે કે રસિક નિરૂપણ જે કાંઈ પ્રકારથી કર્યું તે એક વખતે તો એક જ હોવું જોઇયે, કોઈ પણ નિશ્ચિત નિયમના આધાર વિના નિરૂપણના પ્રકારોનો ફેરફાર કરી જોવાની અજમાયશના આકારમાં એ નિરૂપણ ના થવું *જોઇયે. ઉપર હમણાં બતાવેલી ઝુલાવું અને વહે ઉપરની તાન ઉપજમાં આ પ્રકારનો અજમાયશનો વ્યાપાર બિલકુલ થયો જ નથી, એ સહૃદય શ્રોતાને સમઝાયું જ હશે. આપણા દેશમાં મ્હોટા ઉસ્તાદો તરીકે પ્રસિદ્ધ પામેલા ગવૈયાઓ પણ આ દૃષ્ટિબિન્દુથી ખામીવાળા જણાયા છે. ખરું જોતાં પ્રયોજિત સંગીતની કળા એ લોકોના સમાગમમાં

* બૅાસાંર્ક પણ આ પ્રશ્નને મળતા પ્રશ્નસંબન્ધે નીચે પ્રમાણે કહે છેઃ—

"Further, the utmost licence must obviously be concided to the executant's choice of expression in cases where there are no indications to guide him; and out of all the different readings which we hear given of good music, it is quite impossible to say which was contained in the original thought of the composer. Perhaps he himself would have played the music differently at different times; but it cannot be supposed that more than one side of its emotional structure was felt by him at the time of its composition.

("Fine Arts", p. 158)

પણ હોતી નથી.* એ લોકો માત્ર અલિપ્ત સગીતના ઉસ્તાદો છે, અને ત્હેમાં પણ એ લોકોની તાન ઉપજની કળા અનેક, વાર અલિપ્ત સંગીતની દૃષ્ટિથી પણ રસિકતાને ક્ષતિકર બને છે. હેતું કારણ પણ સૌન્દર્યને અનુકૂળ સુરસામગ્રી અન્તર્દૃષ્ટિથી પણ પ્રથમથી જ નિશ્ચિત કરી રાખવાને બદલે જૂદા જૂદા પ્રકારની રચનાની અજમાયશ કરવાના પ્રયત્નમા જણાય છે. પ્રયોજિત સગીતમાં તો આમ અજમાયશ કરવાની કૃતિ અનિષ્ટ જે છે તે હમણાં જ આપણે જોયું. આ તત્ત્વ બીજી રસિક કલાઓમાં પણ યથાસંભવ પ્રવર્તે છે. અભિનય, કલામાં નટ જે કાંઈ મુખમુદ્રાદિક અભિનયનો ઉપયોગ કરે તે નિશ્ચિત કરેલા અભિનયનો જ, ક્ષણે ક્ષણે અજમાયશમાં બદલાયલા અભિનયનો નહિં જ. તેમજ કવિ પોતાની કવિતા બનાવતાં પહેલાં ભાવમાં, વિચારમાં, રચનામાં, અનેક ફેરફાર કરે તો ભલે, પણ અન્તે કાવ્યને મૂર્તરૂપ આપતાં તો આખરનું ફલિતરૂપ જ આપે અને વાચકને તે જ બતાવાય; પૂર્વના બધા ક્રમ, ન્હેરમન્હેરા બતાવાય જ નહિં. ગાયનકળામાં પણ એ જ પ્રમાણે જોઈ લેવું. જે વિરલ પ્રસગે અપવાદ થઈ સકે છે ત્હેનાં ઉદાહરણ હમણાં જ આપણે જોઈ ગયા, અને ત્હેમાં જોયું કે અર્થના રહસ્યનુ નિરૂપણ જૂદી જૂદી રીતે થતા વિરોધ ન આવે અને રસિકતા વધે, એ ઊંચો ઉદ્દેશ સિદ્ધ થવો જોઇયે. એક જ સુન્દરીનું મુખ એક ક્ષણે એક બાજુથી જોતા એક પ્રકારનું સૌન્દર્ય જણાય, વળી બીજી બાજુ ફેરવતા બીજા પ્રકારનું સૌન્દર્ય જણાય, આમ કાંઈક સૌન્દર્ય મૂર્તિની જૂદી જૂદી છાયાઓ મધુરનાદવડે બતાવી સકાતી હોય ત્હારે જ ઉત્તમ કળા બને ચિત્ર કળાના સ્થિર સ્વરૂપને લીધે એ કળામાં આ પ્રકારના ફેરફાર કરવા અસાધ્ય છે.

આ પ્રમાણે આજનો વિષય કવિતા અને સંગીત એ બે વચ્ચેના સંબન્ધનો છે તેથી જ પ્રયોજિત સગીત ઉપર ખાસ વજન મૂકીને ઉપરની ચર્ચા કરી છે. તે ઉપરથી એમ નથી સમજવાનું કે ગાયન કળાને માત્ર ગીતના અર્થરહસ્ય સાથે જ જોડી રાખવી, કંઠ-સ્વરને અને મધુરનાદ માત્રને લેખામાં જ ન ગણવા. એમ કરિયે તો તો અલિપ્ત સંગીત અને ખાસ કરીને એ સંગીતનુ વાદ્ય સંગીત નિરર્થક જ બની જશે. અલિપ્તસંગીતના બીજા વિભાગની પેઠે વાદ્ય સંગીત પણ આનન્દ ઉપજાવે છે, ઘણે ભાગે હૃદયને સંસ્કારની દ્વારા, કલ્પના ( imagination )ની દ્વારા કવચિત્ જ. મધુર નાદનું પોતામાં જ સમાયલા સૌન્દર્યનું માહાત્મ્ય ઓછું નથી. બેલાર્સ લખે છે.†—" The musician has not only to set forth the facts of composition before him, but also the beauty of sound, its sweetness and its majesty. " આ સર્વ ખરું છે. પણ બેલાર્સના આ વચનનો પૂર્વાપર સંબન્ધ જોતાં તથા એ વચનમાંજ સમા-

---

*, વ્રજ કળા સાથે ગાનારે ગાયેલા ગીતનો ભાવ અભિનયથી બતાવવાનો પ્રચાર આ દેશમાં ( અતિ અરસિક દશાને પામેલો હોવા, છતાં ) છે તે આ વિષયમાં અપ્રસ્તુત છે; કેમકે ભાવ અથવા અર્થનું નિરૂપણ એ લોકો શરીરના, અંગના અભિનયથી કરે છે, અને પ્રયોજિત સંગીતનું નિરૂપણ તો માત્ર મધુર નાદવડે થાય છે.

† " Fine Arts " p. 85

મતો અર્થ તપાસતાં જણાય છે કે અવાજનું સૌન્દર્ય, માધુર્ય, અને ભવ્યતા, પ્રગટ કરવાનું ગાયકનું કર્તવ્ય ગેય પદાર્થના અર્થરહસ્યથી સ્વતન્ત્ર રહીને કરવાનું નથી કહ્યું, પરંતુ હેને અવલમ્બીને જ. અલિપ્ત સંગીતના ઊંચા અને આછા વાતાવરણમાં એકલાને ઊડીને જતાં રહેવાનું નથી, પરંતુ, જેમ આકાશમાં ઉડતો પતંગ બુદ્ધિ અને કલાના ચાતુર્યની જોડે માણસના હાથમાંની દોરીવડે સંકલાયાથી પોતાની સ્વૈચ્છિક ગતિમાં, આન્દોલનમાં, નિયમ અને નિયન્ત્રણને લીધે અપૂર્વ લાલિત્યમય વિલાસ ઉમેરે છે તેમ, ગેય કવિતાના અર્થ સાથે સંબદ્ધ રહીને સંગીત પણ પોતાના વિલાસમાં વિશેષ ચમત્કાર પૂરે છે. અલિપ્ત સંગીત પોતાના જ સ્વરૂપથી આનન્દ આપવાની શક્તિમાં તેમજ વિશેષ રીતે અને ઊંડા પ્રકારે ભાવોદ્દીપન કરવાની શક્તિમાં પોતાનું સાર્થક્ય ધારણ કરે છે. તો પણ ગીતના અર્થ અને કવિત્વનું વિવરણ કરે છે ત્હારે, અર્થાત્ સંગીત અલિપ્ત સ્વરૂપ તજી પ્રયોજિત સ્વરૂપ ધારણ કરે છે ત્હારે, સંગીતકલા એક વિશેષ અને મહાન્ વ્યાપાર કરે છે, એક વધારે ઉન્નત કાર્ય પૂર્ણ કરે છે. આ કારણને લીધે જ સંગીતકલા કવિતાની આ પ્રકારની સેવા કરે છે ત્હેમાં કોઈ પણ રીતે સંગીતકલાને હીણપદ માનવાનું કારણ નથી. જે મધુર નાદની સંજીવની શક્તિ વિના કવિત પદો નિર્જીવ શબવત્ પડી રહેવાનાં, ત્હેને અપૂર્વ પુનર્જીવન આપવાનું કાર્ય તે કાંઈ ન્હાની સૂની વાત નથી; માટે સંગીતકલાના વિધાયકોની પદવી, પ્રયોજિત સંગીતમાં પોતાની શક્તિ પ્રવર્તાવવાથી, ઉતરવાને બદલે અનેક ક્રમ ચડે છે, એ વાત ભૂલી જવી ના જોઇએ. બેલાર્સ આ સંબન્ધમાં લખે છે:×—"Singers need not be too proud to expound the thoughts of others, or desire in preference to appear in the character of animated organs. Whether instrumental music is superior to vocal, may be fairly open to discussion; but when Music does consent to act as the interpreter of words, it is surely not too much to say that no consideraton of any other possible effect should be allowed to interfere with *their due expression and elucidation.*"

(અપૂર્ણ).

---

## ગુજરાતી ભાષા.

(ભજેલું)*

(ગત અંકથી અનુસન્ધાન).

ક. નો પ્રત્યય—(શાળાપત્ર, પુ. ૩૬ અંક ૧૦, પૃષ્ઠ ૨૯૯)—ઘણાક, કેટલાક, ...... કોઈક, બહુએક, થોડાક, ઇત્યાદિમાં આવેલો क, તે અર્થ રહિત क પ્રત્યય છે, એમ

---

× "Fine Arts", pp. 154—155.

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.

શાળાપત્ર ગણે છે, પણ હું ધારૂં છું કે એ શબ્દો 'એક' એ મૂળ સખ્યાવાચક હોઈ હાવે સ્થળે અનિયમિતાર્થ દર્શાવનાર સર્વનામ બન્યાથી બન્યા છે, 'ચાર ઘોડા,' પણ ચાર જ, એમ નિશ્ચિતતા ન હોય અને આશરે ચાર, એમ અર્થ બતાવવો હોય, ત્યારે 'એક' એ સર્વનામ ઉમેરી 'ચારેક ઘોડા,' એમ કહિયે છિયે. પછી આ પ્રકાર સંખ્યાવાચકમાંથી આગળ વધી પરિમાણ વગેરે સંખ્યા ભિન્ન અર્થોના શબ્દોમાં પણ પ્રવર્તવા લાગ્યો અને તેથી કેટલાએક, ઘણાએક, કાંઈએક, કોઇએક—કેટલાક, ઘણાક, કાંઈક, કોઈક, કોક—એમ બોલિયે છિયે. क પ્રત્યય માનતાં 'ચારેક' વગેરે ઉદાહરણોમાં एकार (રે વગેરેમાંનો) શી રીતે આવ્યો ત્હેનો હિસાબ આપવો બાકી રહેશે. હાવા પ્રસંગમાં ગુજરાતીમાં સંધિ ના થાય, એમ †અભિપ્રાય ધારણ કરવાને લીધે, છતાં તે કારણનું સ્પષ્ટ ભાન પોતાને પણ ન થતાં, શાળાપત્રને આ શબ્દોમાં क પ્રત્યય કલ્પવાની જરૂર પડી જણાય છે.

શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૨, પૃષ્ઠ ૩૬૭–૩૬૮ માં अहकं એમ પ્રથમ પુરૂષ એક વચનનું રૂપ કલ્પ્યું છે તે મ્હારી અલ્પ મતિમાં કાંઇક અસંભવિત લાગે છે, પ્રથમ પુરુષના સર્વનામનો અર્થ જ હેવો છે કે હેને અર્થ રહિત કે અર્થયુક્ત क પ્રત્યય સુઘટિત રીતે લાગી શકે નહિ. अहं ઉપરથી हउं એ રૂપ ફલિત કરવા માટે क પ્રત્યયનો કલ્પિત આધાર લેવાની જરૂર જણાતી નથી; કેમકે अह, હેનો ઉચ્ચાર કરી જોતાં, તથા ઈ-કારનું વલણ (મ્હારા જોડણીના પુસ્તકના પૃષ્ઠ ૧૭ થી ૨૨ માં બતાવ્યા પ્રમાણે) આરમ્ભ તરફ જવાનું છે, તે વિચારતા अहंનું બીજું પર્યાયિ હરં થવુ કેવળ સ્વાભાવિક છે અને તે પછી શાળાપત્રે બતાવેલા નિયમ પ્રમાણે हउं થશે.

પ્રસંગવશાત્ એટલું પણ ઉમેરું છું કે—अहं, त्वं, હેમાં मु, તે નાન્યતર પ્રથમા એક વચનનો પ્રત્યય છે, એમ કરેલી કલ્પના પણ મ્હને તો અસંભવિત લાગે છે, હું, તું, એ સર્વનામો જાતિહીન છે. ત્રણે લિંગમાં વપરાય એમ કરી સામાન્ય જાતિ કલ્પવામાં પણ કાંઇક તર્કદોષ આવે છે ફક્ત અન્ત્ય मकार દેખીને જ નપુંસક એકવચનનો પ્રત્યય માની લઇશું તો यूयं, वयं, એ બહુવચનમાં તેમ જ युवां, आवां, એ દ્વિવચનમાં પણ ફક્ત मकारને લીધે ત્હેવીજ કલ્પના કરવી પડશે, અને તેમ કરતા વચન વિરોધનું હસવા જેવું પરિણામ આવશે.

क પ્રત્યયનો વધારેમાં વધારે અદ્ભુત આશ્રય શાળાપત્રે બતાવેલા आश्लेषुकम्, એ ઉદાહરણમાં થયો જણાય છે (શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૦, પૃષ્ઠ ૨૯૯, ફુટનોટ). આ રૂપ હેમચન્દ્રે પોતાના વ્યાકરણના ૮—૨—૧૬૪ મા સૂત્રને અંગે આપ્યું જણાય છે, પરંતુ હેત્વર્થ કૃદન્તને क પ્રત્યય લાગે, હેનો અર્થજ સમઝાતો નથી. હેમચન્દ્રનું આ સૂત્ર स्वार्थे कश्च वा, એમ છે, અને ત્હેનો અર્થ બતાવતાં હેમચન્દ્ર चकारને બળે હેની પૂર્વના જ ૧૬૩મા સૂત્રમાંના ल्ल, उल्ल, એ પ્રત્યયોનો પણ વિકલ્પે સંગ્રહ કરે છે; અને ૧૬૩ મું સૂત્ર સમઝાવતાં કહ્યું છે કે એ પ્રત્યયો નામને લાગે છે. તેથી એમ અનુમાન થઈ શકે છે કે આ क પ્રત્યય પણ નામને જ લગાડવાનો હશે; તેથી હું ધારું છું કે હેમ

† આગળ કલમ ૨૨માંની ચર્ચા જુવો.

વ્યાકરણની જુદી જુદી પ્રતો તપાશીને આ ઠેકાણે आन्ह्रेष्टकम् છે કે आश्लिष्टकम् અથવા હેવો કોઈ બીજો શબ્દ છે, તે સંશોધન કરવાની જરૂર છે. મ્હેં દાખલો આપ્યો છે તે સિદ્ધ હેમચન્દ્રની મુંબાઈમાં સંવેગી શ્રી ચારિત્રપ્રધાનસ્વામીની તરફથી છપાયલી પ્રતમાંથી આપ્યો છે, હેમાં કેટલેક સ્થળે છાપવાની ભૂલ્યો જોવામાં આવેલી છે.

૫. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય નો, ની, નું,—(શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૧, પૃષ્ઠ ૩૩૬, ફુટનોટ ૨ ૭)—હામાં "પાતસાહનિ કરિ સિલામ," એ ઉદાહરણમાં નિ પ્રત્યય પછીનો છે, એમ શાળાપત્ર માને છે, પણ એ નિ પ્રત્યય હું ધારું છું કે ચોથી વિભક્તિનો છે, "પાદશાહને સલામ કરી," એમ તાત્પર્ય લાગે છે. હવે ચોથી વિભક્તિનો ને પ્રત્યય તે મૂળ છઠ્ઠીના નું પ્રત્યયમાં સપ્તમીનો ए પ્રત્યય મળ્યાથી થયો છે કે કેમ, એ પ્રશ્ન ઝીણો છે. "મુકુન્દને હાર આપ્યો," હેમાં તો સમ્પ્રદાનનો અર્થ સ્પષ્ટ છે; તોપણ "મુકુન્દને અર્થે," "મુકુન્દના લાભમાં," અથવા હેવી કોઇ મતલબ હોઈ "મુકુન્દને," એ શબ્દ પછી "અર્થે" કે હેવો કોઈ શબ્દ અધ્યાહૃત હોવો જોઇએ. "મુકુન્દને ચાર હજાર રૂપિયા જોઇશે," અહિં પણ ને પ્રત્યયમાં પછીનો નું + સપ્તમીનો ए પ્રત્યય હોઇ પછી કોઇક વિશેષ અધ્યાહૃત છે જ. "મ્હારે રૂપિયા જોઇશે," એ ઉદાહરણમાં "મ્હારે" એ રૂપ સ્પષ્ટ રીતે છઠ્ઠી+સપ્તમીનું છે, તે જોતાં આ કલ્પના સબળ થશે; પણ ત્હારે "મ્હને રૂપિયા આપો," એ વાક્યમાં "મ્હને" એ ચતુર્થીના રૂપમાં ને પ્રત્યય પછીનો હોય એમ સંભવતું નથી. પછી "મ્હારું" એ પછીના રૂપને બદલે "મ્હનું," એમ કોઇ કાળે પછીનું રૂપ સંભવ્યું હોય તો કોણ જાણે! પણ વળી "મુકુન્દને સોટી મારી," એ વાક્યમાં "મુકુન્દને," એ ચતુર્થીનું રૂપ ગણિયે તો અધ્યાહૃત વિશેષ કલ્પવો મારવાના અર્થને લીધે કઠણ પડે છે. કલ્પી ન સકાય એમ ઉક નથી. "મુકુન્દને વીંછી કરડ્યો," "મુકુન્દને વાઘે ખાધો," વગેરે ઉદાહરણોમાં ને પ્રત્યય દ્વિતીયાનો ગણતાં હેનું મૂળ પછીના નું+સપ્તમીના ए માં કલ્પવું કે કેમ, એ વિચારવા જેવું છે હું ધારું છું કે એ પ્રમાણે જ મૂળ હશે અને ચતુર્થીના ને પ્રત્યયમાં એ વિશેષ પ્રગટ રહી દ્વિતીયાનો પ્રત્યય બનતાં એ મૂળ સ્વરૂપ વધારે ઘસાઈ ગયું હશે.

૬. શાળાપત્ર, પુ. ૩૭, અં. ૨, પૃ. ૪૫ મેં સ્થળદર્શક ક્રિયા વિશેષણો જહિં, તહિં, કહિં, વગેરેનાં રૂપ બતાવતાં જ્યહાં, ત્યહાં, એમ જોડણી શાળાપત્રે યોગ્ય રીતે આપી છે તેજ પ્રમાણે ક્યહાં, એ શબ્દમાં પણ જોડણી પ્રથમ य ને પછી ह એ અનુક્રમે આપી હોત, અને ક્હ્યાં, એમ પ્રથમ ह અને પછી य; હેવી રીતે ના આપી હોત તો સુઘટિત થાત. હું ધારું છું છાપવાની ભૂલ્ય અથવા હસ્તદોષ જ આ માટે જવાબદાર હશે!

૭. વાક્યરચના—(શાળાપત્ર, પુ. ૩૭, અંક ૧ લો, પૃષ્ઠ ૨૭)—આ વિષયમાં subject અને predicate એ બે અર્થ દર્શાવવા માટે "કર્તૃપક્ષ" અને "વિધાનપક્ષ," એમ નામ પાડેલાં શાળાપત્ર મૂકે છે, પણ subject ને માટે "ઉદ્દેશ્ય" અને predicate ને માટે "વિધેય" એ નામો જૂનાં સંસ્કૃત કાળથી પરિભાષામાં સ્વીકારાયલાં છે જ, તે દાખલ કર્યાં હોય તો વધારે સારું એમ મ્હારી નમ્ર સૂચના છે. જેને ઉદ્દેશીને–અર્થાત્–જેને વિશે કાંઇપણ વિધિ કરવાનો છે—કહેવાનું છે—તે "ઉદ્દેશ્ય," અને જે વિધિ કરવાનો

છે—જે ક્હેવાનું છે—તે "વિધેય." આમ અર્થ સ્પષ્ટ અને સુઘટિત હોઈ "ઉદ્દેશ્ય," "વિધેય," એ શબ્દો પણ ટૂંકા, સરલ, અને સુશ્લિષ્ટ છે. "કર્તૃપક્ષ" અને "વિધાનપક્ષ," એમ ક્હેવામાં ફક્ત "ઉદ્દેશ્ય" અને "વિધેય," એમ બે જ નહિં, પણ ત્હેના "પક્ષ," અર્થાત્ "અંગો" ( extension ) નો પણ સમાવેશ થાય છે તેથી અતિવ્યાપ્તિ દોષ આવેછે. તેમ જ વાક્ય રચના ( analysis ) માં "કર્તા" ક્રિયા, એમ કર્તૃત્વ જોવાનું નથી, પરંતુ કંઈ વસ્તુ વિશે કશું કહેવામાં આવ્યું છે, તે જોવાનું છે, તેથીજ "ઉદ્દેસ્ય" અને "વિધેય," એ શબ્દો યોગ્ય છે. તે પ્રત્યેકનાં અંગો ( extensions ) ની સાથે મળીને "ઉદ્દેશ્યપક્ષ" અને "વિધેયપક્ષ," એમ થાય છે આ પ્રથમથી જ સ્વીકારાયલા પારિભાષિક શબ્દો વેળાસર દાખલ કરવાને હજી પણ વખત છે, કાંઈ મોડું થઈ ગયું નથી; માટે વિદ્યાર્થીઓના મનમાં કઢંગા પારિભાષિક શબ્દો પરિચિત થઈ જતાં પ્હેલા જ આ શબ્દો પ્રવેશ પામે, એ ઇષ્ટ છે

૮. (શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૦, પૃ. ૩૦૦)—"મરાઠીમાં ઉંને બદલે एं પ્રત્યય છે ત્હેનો ઇતિહાસ જૂદો છે." આટલું કહીને શાળાપત્ર બધ રહે છે, તે ઇતિહાસ બતાવી સકાય એમ છે. હું ધારું છું કર્મસયાન્ત રૂપના છેલ્લા અકંનું અપભ્રંશ અઉંપઇ ગુજરાતીમાં ઉં થયું છે, તેમ એ જ અકંનું મરાઠીમાં આવતાં અયં થઈ (જોડણીના મ્હારા પુસ્તકના પૃષ્ઠ ૩૫—૩૬ મે બતાવેલા નિયમ પ્રમાણે) અયને બદલે અ' થઇ एं થયું જણાય છે. આજ ત્હેનો ઇતિહાસ હશે, એમ લાગે છે.

૯. (શાળાપત્ર, પુ. ૩૬, અ. ૧૦, પૃ. ૩૦૧)—ગુજરાતી રાતું, મરાઠી રાતેં. એમ શાળાપત્ર લખે છે, પરંતુ, હું જો ભૂલતો ન હોઉં તો, લાલના અર્થમાં રાતેં શબ્દ મરાઠીમાં વપરાતો જ નથી [illegible] ઉપરથી ગુજરાતીમાં રાતું થયું છે, ત્હારે સસ્કૃત તામ્ર ઉપરથી મરાઠી તાંબેં [illegible] છે.

"જે અકારાન્ત નામો [illegible] વિના મૂળ સ્વરૂપે રહેલાં છે, ત્હેમનું એક વચન ને બહુવચન ગુજરાતીની [illegible]ઠીમાં પણ એક સરખુ થાય છે, અથવા ત્હેમને બહુવચનમાં एं પ્રત્યય લાગે છે, [illegible]કે, એક વચન वस्त्र, બહુવચન वस्त्रें." આ વાક્યમાં "અથવા" શબ્દથી બનાવેલ [illegible]રૂપ મરાઠી ભાષામાં હોય એમ માનતાં વિચાર પડે છે મ્હારા જાણ્યા પ્રમાણે હેવો [illegible] છે જ નહિં. वस्त्रें, फळें, ઇત્યાદિ एं પ્રત્યયાન્તજ રૂપ મરાઠીમા બહુવચનનાં થાય છે, [illegible]ન वस्त्र, चार फल, એ બરું મરાઠી નહિં કહેવાય. दोन वस्त्रें, चार फळें, એમ જ ખરું. (અપૂર્ણ)

---

## ચમત્કારવાળી કવિતા.

(ભેળેલું ).*

તા. ૧૨ મી ફેબ્રુઆરી સન ૧૮૯૯ ના "ગુજરાતી" ના અંકમાં નીચલી કવિતા છપાએલી છે:—

---

*લખનાર—રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલએલ. બી.

(૧)

ગોવર્ધન કવિ નાયક, ગણાય તે કેમ ન વસુધાધાર;
વાણીથી વરસાવે, જે પોષક નિત્ય નવ સુધાધાર. ૧
કવિતા કરતાં ધનની, જે જન ધારે ન કામના મનથી;
તેવા કવિના મુખમાં, નીતિ વિનાનાં નકામ નામ નથી. ૨
ઉત્તમ વિદ્યાનાં ફળ, ચાખો રસથી ભરેલ આ પકવી;
એવો ઉપદેશ કરે, એને માનો દયાર્દ્ર આપ કવી. ૩
સૌનું હિત ચિન્તવતા, રહે નિરન્તર ધરે ન અપરાધી;
તે સાચા કવિ જગમાં, જણાય બીજા ગણાય અપરાધી. ૪

(૨)

જનમી જન મિથ્યા સુખ, સેવે જે પુણ્ય ની નદી સુકવી;
તેમે પંડિત મંડળ, કદાપિ ન ગણે સ્વચિત્તથી સુકવી. ૫
પ્રાકૃત ગણી અભણ ગણ, ભલે હસો સર્વ નીચ મત્કૃતિને;
પણ રસિકો તો જાણે, કાવ્યકલા સર્વની ચમકૃતિને. ૬

(૩)

અસતકવિ રહે નિત્ય, એકલો કોપયોગમાં;
આનંદ સતકવિ ધરે, એક લોકોપયોગમાં; ૭

ઉપરની કવિતા ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજીની મુંબાઈવાળી વિદ્યાલક્ષ્મી પાઠશાળાના કોઈ શિષ્યે બનાવીછે. અને તેની નીચે એવી જ ચમત્કૃતિવાળી કવિતા કોઈ બીજો બહારનો માણસ બનાવી મોકલશે તો હેને ઉત્તેજન આપવા એક પુસ્તક ભેટ આપવાની ખબર છાપવામાં આવીછે એવી કવિતાઓનો સુકાળ થએથી ગુજરાતી ભાષાની "શબ્દશક્તિ અને અર્થશક્તિની વૃદ્ધિ" થશે એમ એ લેખકનું માનવું છે. વખતે એ બે શક્તિઓની વૃદ્ધિ આવા પ્રકારની કવિતાઓ એટલે શબ્દોની જોડે રમાતા જાદુગરના ખેલથી થાય ખરી, પણ મ્હને એમ લાગે છે કે એવી કાવ્યકળાને ઉત્તેજન મળવાથી કવિત્વશક્તિની વૃદ્ધિ તો ભાગ્યેજ થવાની. શબ્દો જોડે પારસીઓ કહેછે તે પ્રમાણે, આ રીતે "ચેરાં કાઢવાં," એ આપણી પૂર્વ તરફની ઘણીખરી ભાષાઓમાં સાધારણ થઇ ગએલી બાબત છે. સંસ્કૃત અને હેની જોડે સંબંધ રાખતી બીજી ભાષાઓ, જેવી કે, વ્રજ, મરાઠી, ગુજરાતી, વગેરેમાં એ "ચમત્કારો" નજરે પડેછે, એટલું જ નહિ, પણ અરબ્બી, ફારસી અને હેમાંથી ઉતરેલી આવેલી ઉર્દુ ભાષામાં પણ એ જ જાદુએ કવિતાના લેખકો પર પોતાની જાળ વધતી ઓછી પાથરેલી દેખાય છે. દાખલા તરીકે, ઉપરની કવિતાની પહેલી કડીમાં એ કવિનો સઘળો ચમત્કાર, "ન વસુધાધાર" અને "નવ સુધાધાર," એ બે શબ્દોને જુદી જુદી રીતે લખી હેમાંથી જુદો જુદો અર્થ ઉપજાવવામાં સમાયલો

છે ફારસીમાં તથા અરબીમાં એવા અલંકારને "તજનીસ્" કહે છે, અને હેમાં શબ્દોની પૃથક્ પૃથક્ વ્યવસ્થા મુજબ હેના ઘણા પ્રકાર છે વિદ્યાલક્ષ્મી પાઠશાળાના વિદ્યાર્થિએ જે ગોઠવણ કરવામાં પોતાનું જ્ઞાન ખરચ્યું છે, હેવી ગોઠવણને "તજનીસે મુરક્કબ" કહે છે, જેમકે

"પરી દુખ્તરી દાશ્તા કઝ દિલબરી
પરીરા બરુખ કર્દ અઝ દિલ બરી"

એ બેતમાં "દિલબરી," અને "દિલ બરી," એ બે શબ્દોમાં સઘળો ચમત્કાર આવી રહેલો છે. એવી વ્યવસ્થાવાળી લાખી કવિતાઓની હારની હાર વખતો વખત ફારસી સાહિત્યમાં પગે અથડાય છે. અને અલબત્ત જેમ એવી ચમત્કૃતિ વધારે તેમ તે કવિ પોતાને વિશેષ હુશિયાર સમજતો, અને હાલ પણ સમજે છે.

આ ઉપરથી પ્રશ્ન એ ઉઠે છે, કે શુદ્ધ અને જેમ પર્વતમાંથી પાણીનું ઝરણુ વહ્યું આવે છે, તેમ પોતાની મેળે, કુદરતી રીતે સ્ફુરી આવતી કવિતા તે જ ખરી અને ઉત્તેજનને પાત્ર કવિતા, કે આ પ્રમાણે તે કુદરતને એક બાજૂ મૂકી દઈ, મનનો ખરો ઉભરો વિના પ્રયાસે નીકળી આવતો હોય હેને દાબી દઇ, કાવ્યનું ખરું રહસ્ય ન સમજનારાઓના કાનને પ્રિય લાગે હેના ઝડ ઝમક અને "શબ્દ શક્તિ" ના ચમત્કાર ઉપજાવાય એવા નિયમોને તાબે થાય—શૃંખલાબદ્ધ થાય—તેવી લીટીઓ તે કવિતાનું ખરું રહસ્ય

"All good poetry, is the spontaneous overflow of powerful feelings." "અધિક શક્તિવાળી મનોવૃત્તિઓનુ આપોઆપ બહાર પડવુ, તે સારી કવિતા," એ શબ્દો કવિ વર્ડ્ઝ્વર્થના છે અને અલબત્ત આપણે સૌ જ જાણીએ છીએ કે અમુક વસ્તુ અથવા સ્થિતિ જોવા કે અનુભવવાથી મનમાં સ્ફુરી આવતો ઉભરો જ તે વસ્તુ કે સ્થિતિનું ખરું ભાન બીજાને કરાવી શકે છે સંસ્કૃત, ફારસી, અરબી, કે અંગ્રેજી, ગમે તે ષાની કવિતા—એટલે તે ભાષાના ઉત્તમ કવિઓની કવિતા, પોતાના વિષયનું ખરું રહસ્ય સમજનારા માણસોની કૃતિનું દૃષ્ટાંત વાંચનાર હશે તો હેને જણાશે કે માત્ર ઉપર જણાવેલી કસોટીમાં જે કવિતા પાર ઉતરેલી હશે, તે જ અમર રહી હશે, અને કવિતા અમર રહેવી, હજારો વરસો સુધી વંચાવી, હેનાવડે હજારો માણસોના હૃદયને શાતા આપવી, ગમત આપવી, રીઝવવા, એ જ એક કવિની ખરી મહેનતનો બદલો છે, અને એ જ હેનો હમેશ સુપીનો ઝગઝગતો ચાંદ છે કાળિદાસ, ભવભૂતિ, હાફિઝ, સાદી, ટેનિસન ને વર્ડ્ઝ્વર્થ, એ સૌ એક જ મંદિરના પૂજારી હતા, અને તે મંદિર તે ઉપર જણાવેલી ખરી કવિતાની કસોટી. યથાસ્થિત રીતે કાવ્ય કોને કહેવું એ વિષે અંગ્રેજી ભાષામાં ઘણું લખાયું છે, પરંતુ તે સઘળાનું તાત્પર્ય ઉપર કહ્યું તે જ છે થોડા વરસપર "બુદ્ધિપ્રકાશ" માં "કવિતા" એ મથાળા તળે, રા રમણભાઈ મહીપતરામે કાવ્યપ્રકાશ, જગન્નાથ પંડિતનાં પુસ્તકો વગેરેમાંથી આધાર કાઢી સાબિત કરી આપ્યું હતું કે સંસ્કૃતમાં પણ કવિતા કોને કહેવી હેનું ધોરણ અંગ્રેજી ધોરણથી જુદું પડતુ નથી.

મતલબ કે જ્યારે સંસ્કૃતમાં એ ધોરણુ રચાયલું, ત્યારે તે વખતના લેખકોએ પોતાના સ્વતઃ સિદ્ધ અનુભવનો આધાર લઇને રચેલું. ત્યાર પછી હજારો વરસે અંગ્રેજીમાં જે ધોરણુ નક્કી થયું તે પણુ તેનું તે જ નીકળ્યું. ફારસી, અરબ્બીમાં પણુ એ વિષયમાં ઉંડા ઉતરી જોતાં, એ જ સ્થિતિ નજરે પડે છે. એટલે કે એ બધા ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ખરી કવિતા કોને કહેવી, ત્હેનું ધોરણું જુદા જુદા દેશોમાં, જુદી જુદી ભાષામાં એક બીજાથી સ્વતંત્ર રહી, તારવી કાઢતાં પણુ એકનું એક જ નીકળી આવે છે. અંગ્રેજીમાં કહેવત છે કે, સત્ય માત્ર એક જ હોય છે, જુઠાણાં ઘણાં હોય છે. "Truth is one, falsehoods are many." અને આ જ સબબને લીધે એક દેશનો કવિ બીજા દેશના કવિની કવિતા, ત્હેની વૃત્તિઓ, ત્હેના વિચારો, સ્હેજ સમજી શકે છે. કારણુ તેઓ સઘળા એક જ માતાના પૂજારી હોયછે. ગટે કાલિદાસના પર એકાએક મોહી પડેલો, ત્હેનું કારણુ પણુ એ ભ્રાતૃભાવ જ, બાકી ક્યાં જર્મન ભાષા ને ક્યાં સંસ્કૃત !

આ ઉપરથી કહેવાનો આશય માત્ર એ જ છે કે, જો કવિતાને ઉત્તેજન આપવાનું જ શુભ પગલું ભરવાનો કોઇનો ઇરાદો હોય તો, તેણે આવી જાતની કવિતાને ઉત્તેજન આપવું જોઇએ. જો સાહિત્યને અને સાહિત્યમાંથી પરિણમતો દેશને-ફાયદો કરવો હોય તો તે, કુદરતી રીતે બની આવતી, વગર બંધને લખાતી, બોધદાયક કવિતાથી કરી શકાશે એવો સંભવ છે. એ કવિતા એકાએક, આપોઆપ, પોતાની મેળે નીકળી આવે છે. ત્હેને માટે, જેવો આ ચમત્કારવાળી કવિતાને માટે પ્રયાસ કરવો પડે છે, તેવો કરવો પડતો નથી. "ચમત્કારવાળી કવિતા" લખવા માટે સૌથી પહેલો તો એ વિચાર કરવો પડે છે, કે કયા વિષય ઉપર થોડી લીટીઓ ચીતરીએ, તો તેમાં જે શબ્દો તથા ત્હેના અર્થોની અદ્ભુત ચમત્કૃતિ બતાવવાની હોય છે, ત્હેનો થોડી મહેનતે ઝાઝો સમાવેશ થઇ જાય. જે વિષય પર લખવું હોય છે તે એક કોરે રહી જાયછે, અને લેખકનું બધું ધ્યાન ત્હેના શબ્દોની ગોઠવણુ કેવા પ્રકારે કરવી તેમાં રોકાઇ જાયછે, અને તે ક્રિયાનું પરિણામ છેવટ એ આવે છે કે કવિતાને બદલે એક કોહેડો બતાવી, પોતે ઝોંઝું થાય છે. આ વિષયને મથાળે લખેલી લીટીઓ, ઉપરની કસોટી પ્રમાણે તપાસી જતાં, કવિતા તો ભાગ્યે જ કહેવાશે, એટલું જ નહિ પણ એ અસંબદ્ધ વિચારોના સમુદાયને ઝડઝમકથી શણુગારી, ત્હેનાવડે કઇ ચીજનું, કયા પુરુષનું વર્ણુન કરવું છે, યા નીતિના નિયમનું ઉચ્ચારણુ કરવું છે, શી બાબતનો બોધ આપવો છે, અથવા છેવટ કઇ રીતે અમને રીઝવવું છે, તે પણુ સમજી શકાતું નથી. છતાં એ શબ્દ અને અર્થશક્તિના નમૂનાઓની સંખ્યા વધારવી, ગુજરાતી ભાષાના શિક્ષકો તથા લેખકોના મગજને નાહકની તસદી આપી, જેમાંથી અંતે પૂંજા કાંઈ જ મળે નહિ તેવા કામમાં પ્રયાસ કરાવી, આપણે પણ સાક્ષર છીએ, અને સાહિત્યને ઉત્તેજન આપીએ છીએ, એવી વડાઇ લેનારાઓ, જો પોતાની ફરજ બરાબર સમજશે, તો આ ન્હાનકડો વિવેક પોતાની મતલબ પાર પાડવામાં તદન જ બંધ નથી ગયો એમ જણાશે.

## રામકૃષ્ણ પરમહંસ–વચનામૃત.

૧. જેમ જૂદા જૂદા લોકો એક જ પદાર્થ–જળ–ને 'વૉટર,' 'વારિ,' 'ઍક્વા,' 'પાણી' આદિ જૂદાં જૂદાં નામોથી વ્યવહરે છે, તેમ એક જ सत्–चित्–आनन्दને 'ગૉડ,' 'અલ્લા,' 'હરિ,' 'બ્રહ્મ,' આદિ જૂદાં જૂદાં નામે લોકો બોલાવે છે.

૨. જેમ એક જ સુવર્ણના કટકકુંડલાદિ અનેક ઘાટ થાય છે, જેમનાં નામરૂપમાં જ ભેદ છે, તેમ એક જ પરમાત્મા ભિન્ન ભિન્ન દેશમાં અને ભિન્ન ભિન્ન કાળમાં જૂદે જૂદે નામે અને જૂદે જૂદે રૂપે ભજાય છે. કોઈ એને પિતા કહે છે, કોઈ માતા કહે છે–પણ સર્વ એકને જ ભજે છે.

૩. મનુષ્ય ઉપધાન( તકીઆ )માફક છે. એકનો રંગ લાલ હોય, બીજાનો ભૂરો હોય, ત્રીજાનો કાળો હોય; પરંતુ સર્વમાં એક જ પદાર્થ–રૂ–હોય છે. તેમ જ મનુષ્યમાં પણ એક ગોરો હોય, એક કાળો હોય; એક સાધુ હોય, એક દુષ્ટ હોય, પરંતુ સર્વમાં એક જ પરમાત્મા વસે છે.

૪. પરમેશ્વર વાઘમાં પણ છે, તથાપિ વાઘ આગળ જઇને ઊભા રહેવું ન જોઇએ. તેમ યદ્યપિ દુષ્ટમાં પણ પરમેશ્વર છે, છતાં દુષ્ટનો સંગ કરવો એ ખોટું છે.

૫. ગુરુએ કહ્યું 'ભૂતમાત્ર પરમાત્મા છે.' શિષ્યે આ વાક્યનું તાત્પર્ય ન સમજતાં એનો સ્થૂલ અર્થ જ ગ્રહણ કર્યો. એક રસ્તે થઇને જતાં એને હાથી સામો મળ્યો. મ્હાવતે "બાજુ! બાજુ!" એમ બૂમ પાડી. શિષ્યે પોતાના મનમાં વિચાર કર્યો–"મ્હારે શા માટે ખસવું? હું પરમાત્મા છું, અને આ હાથી પણ પરમાત્મા છે. પરમાત્માને પરમાત્માનો ભય શો?"–આમ વિચાર કરીને એ તો વચમાં જ ઉભો રહ્યો. હાથીએ એને સૂંઢવતી ઊપાડી બાજુઉપર ફેંક્યો, જેથી એને ઘણું વાગ્યું. પછી ગુરુ પાસે જઈ એણે સર્વ કહ્યો. ગુરુએ કહ્યું "સારૂ. તું પરમાત્મા છે, હાથી પણ પરમાત્મા છે, અને (સર્વ પરમાત્મા છે એટલે) મ્હાવત પણ પરમાત્મા છે મ્હાવતરૂપે પરમાત્માએ તને જવા કહ્યું ત્યારે તેં એનું કહ્યું કેમ ન માન્યું?"

૬. ભગવાન, ભાગવત (ગ્રન્થ), અને ભક્ત સર્વ એકરૂપ છે એમ સમજવું.

૭. ઘણા માણસોએ માત્ર બરફનું નામ સાંભળ્યું હોય છે, પણ બરફ જોયો હોતો નથી. તેમ ઘણા ઉપદેશકોએ પરમેશ્વરના ગુણ–સ્વરૂપ–ની વાત પુસ્તકોમાં વાંચી હોય છે, પણ એનું સાક્ષાત્ દર્શન કર્યું હોતું નથી. અને વળી જેમ ઘણા માણસોએ બરફ જોયો હોય છે, પણ ચાખ્યો હોતો નથી, તેમ ઘણા ઉપદેશકોએ પરમાત્માના પ્રકાશની ઝાંખી કરી હોય છે, પણ એના ખરા તત્ત્વનું ગ્રહણ કર્યું હોતું નથી. હવે જેણે બરફ ચાખ્યો હોય છે તે જ કહી શકે છે કે બરફ કેવો હોય છે, તેમ જેણે પરમાત્માના સહભાવનો સેવક, મિત્ર, પ્રિયતમા કે તન્મય થઈ અનુભવ કર્યો હોય છે તે જ કહી શકે છે કે પરમાત્માના ગુણ–પરમાત્માનું સ્વરૂપ–કેવું હોય છે.

૮. જેમ તેલ વિના દીવો બળતો નથી, તેમ પરમાત્મા વિના મનુષ્ય જીવી શકતો નથી.

[ આગળ ચાલુ. ]

Girijashanker M Bhatt of S

Reg No B. 196.



# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર. આનન્દશંકર
બાપુભાઈ. ધ્રુવ એમ એ
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )
( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૮ ]  ( માસિક )  [ મે, ૧૮૯૯.

## નરહરિકૃત જ્ઞાનરમણી.*

( ગઝેલ. )

(અનુસંધાન ગત વર્ષ પૃ૪—૨૧૯ થી).

મેરા પિયુ મુજ માહિ પ્રકાસી, જ્યૂં દર્પણ માંહી મુખ ભાસી,
પિયુ મુજ માહી મે પિયું માંહી, જ્યૂં કંચન ભૂષણ અંતર નાંહી. ૬૮

જે આપે આપ સબહી ઠોર ભરિયા, ઉને રમણે કેતા રૂપ ધરિયા;
રૂપ વિના રમત નહિ હોઈ, ચ. કે અરૂપ રૂપ ભયા સોઈ. ૬૯

રૂપ ધરી વે કરિસો લટકે, રૂપ ધરી કરે ચટકે મટકે;
ધીર ધીર સાંઈ રમત માંડી, એહી ખેલ એ કબહુ ન છાંડી. ૭૦

* પૂર્વે " સુદર્શન " માં " રવિદાસકૃત જ્ઞાનરમણી " એ મથાળા નીચે આ કાવ્યની ૬૭ કડીઓ છપાઈ છે. તેનું જ અત્રે અનુસંધાન છે. પરંતુ તે સ્થળે " રવિદાસકૃત જ્ઞાનરમણી " એમ " નરહરિકૃત જ્ઞાનરમણી " ને બદલે ભૂલમાં છપાઈ ગયું હતું એમ લેખક તરફથી અમને જણાવવામાં આવ્યું છે

તન્ત્રી.

સબુરી બાતુ સમરથ સોઈ, ઐસા પરમ ચતુર નહિ કોઈ;
જહા જૈસા નહા તૈમા હોવી, હસંત હસે અર રોતે રોવી ૭૧
સબહી કરે ને કછુ અન કરતા, સબહી ધરે ને કછુ નહિ ધરતા,
સબહી માહિ સબહીથી ન્યારા, ઐસા સમર્થ ધણી હમારા ૭૨
પિયુજી પ્રગટ હી ઘર માહી, દુહા ગણી પિયુકું દેખે નાહી,
દુહાગણુ દૂર હી ઢુંઢણુ જાવે, અપણે પિયુ કુ યૂહી ગુમાવે ૭૩
મનકે મતે ચલે જે કોઈ, દુહાગણુ જગમે કહાવે સોઈ,
સુહાગણુ કા જે શબ્દ ઉવેખે, સોઈ દુહાગણુ પિયુ ન દેખે. ૭૪
પિયુંકા બોલ્યા સુણે જે કોઈ, સુહાગણુ જુગમા કહાવે સોઈ,
પિયુ બોલે તમ ચુપ કરી રેહેવે, પિયુ આગે કછુ બાત ન કહેવે ૭૫
જેની ત્મ પિયુકી સુરત રાખે, સો પ્રેમ પિયાલા ભરિ ભરિ ચાખે,
રેહેમ કરી ધણી જીમપર જોવે, સોઈ પલકમા સુહાગણુ હોવે. ૭૬
કછુકા કછૂ કરે પલમાહી, કરતે વાર જુ લાગે નાહી,
સાઇકી ગત સોઈ જાણે, બદા બપુરા કહા બખાણે ૭૭
કરતા હરતા જુગકા ધરતા, અનત બ્રહ્માડ માહે આપે ફીરતા;
જોગી ભોગી આપે ભોગં, ઔષધ રોગી આપ બૈદ રોગ ૭૮
આપે સાહેબ આપે હી બંદા, આપે આપસુ કરે આનદા,
આપ રૂપ ધરી નાચ નચાવે, આપણા લેખ આપસકૂ ભાવે. ૭૯
આપે હી નાચે આપેહી જોવે, આપેહી દેખે આપે હી મોહોવે,
આપહી સુણે આપહી ગાવે, આપહી રીજે આપ રીઝાવે ૮૦
એહો સબ આપે આપહી જાણો, સાચી નિષ્ટા એહો મન આણો,
સકળ સુભાવી પ્રગટયા ઓહી, સમરથ ધણી સબહીમે સોહી ૮૧
ઊંચ નીચ કો નાહી ભાઈ, રહા સબહીમે આપ સમાઈ,
જાણ બૂજ કરી ચુપ કરી રહીયે, કે સબહીકું ઉત્તમ કહિયે ૮૨
દેખો બેદ કતેબ પુરાણું, પૂછો પડિત જાણ સુજાણ;
સબ મતો મળી એહી કહરાયા, એહો ચેતન પુરૂષ નિરંજન રાયા. ૮૩

---

# " भागवतोत्तमः "

## सूत्र.

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

(भागवतम्.)

## ભાષ્ય.

( રાગ ધન્યાશ્રી )

વળિ વળિ કહુંછું ભક્તિવિશેષજી, જે ન દેખે હરિવિના રેપજી,
પેખે સઘળા હરિના વેશજી, ને જન કેહેનો ન કરે ઉવેખજી.

( પૂર્વછાયા )

ઉવેખ ન કરે કોયનો, આતમા વિશ્વમાં રહ્યો;
જેહને શ્રી ભાગવત ગાયે ગીતા, ઉપનિષદે જેને કહ્યો.
ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી માહારો રહ્યો સઘળે, અહનિશ ચિંતન કરે.
ભુવન ત્રણ્યમાં રહ્યો પૂરી, પૂરણ સ્વે પરમાતમા,
ગોને તો પિયુજી નિરંતર પણ ભેદ દેખે આતમાં
માહરો રામ રમેછે સહુ વિષે, એમ હેને હીસે મન;
હરિ કહે હરિ સાંભળે, ને હરિને સોંપે તન.
નિત્ય રામ નારાયણ કેરો દેખે તે અનંત અપાર,
જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નરનાર.
ગદ્ગદ કંઠે ગાને થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ ... બહુ હેત હૃદય, પ્રેમકેર તે પાત્ર.
નવનીત નરખું ... કોમળ, કહ્યુ ન જાયે હેત;
આપમાંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેર ક્ષેત્ર.
ખાતો પીતો બોલતો, દેખે તે સઘળે રામ;
ચોંચ્યું મન રહે તેહનું, શિથળ સંસારી કામ.
જેમ જારે લુબ્ધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ,
અહનિંશ રહે આલોચતી, ભાઈ એહવું મન હરિદાસ.
કહે અખો સહુ કો સુણો, હરિ લક્ષ લાગો ચિંતને,
મનન તેહને માહાવનું, ને સેવે હરિગુર સંતને.

(અખેગીતા)

વાર્તિક.

મનુજ–આત્માના ઊંડામા ઊંડા ભાવો શબ્દમાં પ્રદર્શિત કરી શકાતા નથી. અને જો થોડે અંશે પણ એ કાર્ય સિદ્ધ કરવાનું સામર્થ્ય મનુષ્યવાણીમાં હોય તો તે ' ક્રાન્તદર્શી ' કવિની વાણીમાં જ છે, અન્યત્ર (ગદ્યમાં) નથી માટે ઉપરના પરમ ગંભીર સિદ્ધાન્તનું ભાષ્ય કવિ–અખામુખેથી જ શ્રવણ કરાવી, એ સંબંધી કેટલાક પ્રાસંગિક વિચાર જ અત્રે આરંભીશું.

" જે સર્વ ભૂતમાં ભગવત્–આત્માને જુવે છે. અને ભગવત્–આત્મામાં સર્વ ભૂતને જુવે છે તે ઉત્તમ ભાગવત—એટલે ભગવજ્જન—સમજવો. "—આ રીતનો આપણો ઉપર બતાવેલો વેદાન્તસિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત ઇતરમતના સિદ્ધાન્તો કરતાં ઘણે દરજ્જે ચઢીઆતો છે એમ આપણે માનીએ છીએ, અને એ માનવું યથાર્થ છે. પરંતુ જ્યાં સુધી એ ઉપર સંભવતા કેટલાક આક્ષેપોનું સમાધાન ન થાય ત્યાં સુધી આપણો સિદ્ધાન્ત જ શ્રેષ્ઠ છે એમ માની બેસવું એ સત્યાન્વેષણને ઉચિત નગણાય. માટે એવા કેટલાક આક્ષેપોનો આ સ્થળે વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

૧. પૂર્વોક્ત સિદ્ધાન્ત ઉપર એક પ્રશ્ન તો એ ઉઠેછે કે "જુવેછે"–શબ્દવાચ્ય દૃષ્ટિજ્ઞાન—માં જ "ભાગવતત્વની પરિસમાપ્તિ કરવી એ યોગ્ય છે ? સમ્યગ્–જ્ઞાનને સદાચરણને સ્થાને મૂકી શકાય ખરું ? જ્ઞાન અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે, અને માત્ર જ્ઞાની થઇને વિરમવું અને નિષ્ક્રિય રહી કર્તવ્ય કરવામાં ચૂકવું એ દોષ નથી ?

ભગવજ્જનમાં જ્ઞાન ઉપરાંત કર્મની આવશ્યકતા છે એ સત્ય છે. વળી જ્ઞાન ( અમુક અર્થમાં ) અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે એ પણ નિર્વિવાદ છે. મનુષ્ય સત્–કર્મનું જ્ઞાન મેળવ્યા છતાં અસત્–પથમાં પ્રવૃત્ત થાય છે એ સર્વવિદિત છે, અને એથી એ સૂચવાય છે કે જ્ઞાન અને ક્રિયા એ બે એક પદાર્થ નથી. Video meliora proboque, deteriora sequor," "=I see the better course and yet follow the worse.' "*The spirit is willing, yet the flesh is weak.*"—આદિ વચનો પણ જ્ઞાન અને ક્રિયા વચ્ચે વારંવાર થતા વિરોધની જ સાક્ષી પૂરેછે. પરંતુ શ્લોકની માફક જે વિદ્વાનો જ્ઞાનમાં કર્તવ્ય–કરણની, 'ભાગવતત્વ' આદિ ભાવનાઓની, સમાપ્તિ કરે છે તેમનું તાત્પર્ય ક્રિયાવિરહિતજ્ઞાન–વિષયક હોય એમ લાગતું નથી. સોક્રેટિસે જ્ઞાન અને સદાચરણને એક માન્યાં હતાં એમ કહેવાય છે. પણ ખરું જોતાં એ પ્રતિપાદનની મતલબ એવી હશે કે કેમ એ શંકાસ્પદ છે.[1] સ્પિનોઝા—જે સોક્રેટિસ પછી

૧ સદાચરણને જ્ઞાનરૂપે ઉપદેશવામાં સોક્રેટિસનું કદાચ એમ તાત્પર્ય હોય કે સદાચરણમાં ભ્રાન્તિ થવાનું મૂલ અજ્ઞાન છે અને તેથી જ્ઞાન સંપાદન થતાં, મનુષ્યસ્વભાવની સ્વાભાવિક અદુષ્ટતાને લઈ, અથવા સદાચરણમાં જ સુખ સમાયલું છે અને સર્વ સુખાર્થે જ યત્ન કરે છે માટે, જ્ઞાનમાંથી સદાચરણ ફલિત થવામાં વિલંબ થવાનો ભય નથી. અથવા તો એક બીજો ખુલાસો એમ થઇ શકે કે એના સમયમાં કેટલાક વિદ્વાનો સદાચરણ અનિયત અને યાદૃચ્છિક માનતા હતા તેમ નહિ પણ સર્વ મનુષ્યો એકરૂપે ગ્રહણ કરી શકે એવું, અર્થાત્ જ્ઞાનવિષય, છે એમ દર્શાવવાનો હેતુ હોય. આ સાથે એ પણ જોવાનું

`જ્ઞાન અને સદાચરણની *એકતા પ્રતિપાદન કરનાર વિદ્વાનોમાં મુખ્ય છે—તેના ગ્રન્થો જોતાં તો આ વિષયમાં બિલકુલ સંદેહ રહેતો નથી. એ જ્ઞાનના "adequate" ( પૂર્ણ ) અને "inadequate" (અપૂર્ણ) એમ વિભાગ પાડે છે, અને માત્રવિચારાત્મક જ્ઞાનને એ 'અપૂર્ણ' જ્ઞાન કહે છે.[2] વેદાન્તશાસ્ત્ર આ બે પ્રકારનાં જ્ઞાનને "પરોક્ષ" અને "અપરોક્ષ" એવાં વિશેષણથી વ્યવહરેછે. જ્ઞાન અને ક્રિયાને સર્વથા વિભિન્ન ન ગણતાં, એમને એક ચૈતન્યવ્યાપારના અવાન્તર ભેદ માનવામાં લાભ એ છે કે ચૈતન્યની શક્તિઓ એક એકથી સર્વથા અસંબદ્ધ નથી પણ એક એકમાં અનુસ્યૂત છે અને સર્વની આત્મામાં અખંડતા છે એ માનસ-શાસ્ત્ર ( Psychology ) ના સિદ્ધાન્ત સાથે સંગતિ રહેછે.

'જ્ઞાન' શબ્દના અર્થમાં ક્રિયાનો સમાવેશ કરવા સાથે હૃદયના ભાવ ( પ્રેમ ) નો પણ સમાવેશ કરવાનો છે. અર્થાત્, પ્રકૃત શ્લોકમાં '**પશ્યતિ=જુવે છે**' પદ વડે જે દૃષ્ટિ વિવક્ષિત છે તેમાં મન–હૃદય–અને–ક્રિયાશક્તિસાધ્ય જ્ઞાન ભક્તિ અને કર્મ ત્રણે આવી જાયછે. અને આ વ્યાખ્યાનને શ્રીમદ્ભાગવતનું મુખ્ય તાત્પર્ય વિચારતાં પુષ્ટિ મળેછે. આ રીતે મન, હૃદય અને ક્રિયા ત્રણેવડે ભૂતમાત્રમાં જે આત્મસ્વરૂપ ભગવાનનું દર્શન કરે છે **તે જ ખરો—સંપૂર્ણ અર્થમાં—ભાગવત એટલે ભગવજ્જન છે એમ ઉપરના સૂત્રનું તાત્પર્ય છે.**

૨. એક બીજો પ્રશ્ન એ થશે કે જો ભૂતમાત્ર ભગવત્સ્વરૂપ છે તો દુષ્ટ પ્રતિ અનાદર અને તિરસ્કારને અવકાશ ક્યાં રહ્યો ? આ શંકાનું સમાધાન સહજ છે. વેદાન્તમતમાં ભગવત્-સાક્ષાત્કાર સિવાય અન્ય સર્વ ભાવ અનિષ્ટ છે એ ખરું, પરંતુ ભગવત્‌ની સર્વમયતાને લીધે એનો સાક્ષાત્કાર વિશ્વના પ્રત્યેક પદાર્થમાં થવો જોઇએ, અને તેથી દુષ્ટ પ્રતિ તિરસ્કારમાં પણ એ સાક્ષાત્કાર થઈ શકે એ સ્પષ્ટ છે. દુષ્ટ પ્રતિ તિરસ્કારમાં ભગવત્સાક્ષાત્કાર ઉપદેશવાનો હેતુ એવો છે કે ઉક્ત તિરસ્કાર કેવલ તિરસ્કાર-રૂપે વેદાન્તને અનિષ્ટ છે, પરંતુ એ જ ભગવત્-સાક્ષાત્કારરૂપે ઇષ્ટ છે. આ રીતે વેદાન્ત, અમુક ક્રિયા કદાચિત્ ઇષ્ટ છે અને કદાચિત્ અનિષ્ટ છે એમ અનિયમ ન રાખતાં, અમુક

---

છે કે સોક્રેટિસનો ક્રિયારહિતજ્ઞાન ઉપદેશવાનો આશય નહોતો, પણ જ્ઞાનરહિત ક્રિયા અસાર છે એમ પ્રતિપાદન કરવાનો મુખ્ય ઉદ્દેશ હતો.

૧. "The effort to understand is the first and sole basis of virtue." Spinoza.

૨. "The knowledge which is divorced from will is not true knowledge, the will that is divorced from knowledge not really will.", "Knowledge that is inert or inactive is not real knowledge, it does not consist of 'adequate', but only of confused and imperfect ideas." When we see the right without willing it, our seeing is not the same seeing with that of the mind which both sees and wills." Dr. J. Caird on Spinoza.

( કર્તવ્યનું દર્શન થયા છતાં તે તરફ પ્રવૃત્તિ થતી નથી તે દર્શન, અને કર્તવ્યનું દર્શન થઈ તે સાથે તે તરફ પ્રવૃત્તિ પણ થાય છે તે દર્શન—એ બે એક નથી. )

સ્વરૂપે એ ઇષ્ટ છે અને અમુક સ્વરૂપે એ અનિષ્ટ છે એમ અંતર્ગત તાત્ત્વિક નિયમનું પ્રતિપાદન કરે છે વળી અત્રે સમજવાની એક બીજી બાબત એ છે, કે હૃદયના અનિષ્ટ ભાવોમાં ભગવત્-સાક્ષાત્કારનું માત્ર આરોપણ કરવાથી એ ઇષ્ટ બને છે એમ વેદાન્તનું માનવું નથી અર્થાત્ ઉક્ત સાક્ષાત્કારની બુદ્ધિ રાખી ગમે તે પાપ કરવામા આવે તે અપાપ થઈ જાય છે એમ નથી. પરમાત્મા સત્યસ્વરૂપ હોવાથી આવું અસત્ય આરોપણ ભગવત્-સાક્ષાત્કારરૂપ હોઈ શકતું નથી. પણ તિરસ્કાર જે સ્થૂલદૃષ્ટ્યા હમેશા મલિન ભાવ બને છે તેમાં યોગ્યતાદિ કારણને લઈ જ્યારે અવશ્યકર્તવ્યતા સમજાય છે ત્યારે જ એમાં ભગવત્-સાક્ષાત્કારનો પ્રસંગ આવે છે, અને એવે પ્રસંગે એમાં સદોષતા નથી. આ રીતે વિચારી જોતાં સમજાશે કે વેદાન્તમતમા તિરસ્કારાદિ વૃત્તિને અવકાશ છે અને નથી–ભગવદ્દર્શન રૂપે છે, તિરસ્કારરૂપે નથી

૩. આપણે અનેકવાર જોઈ ગયા છિએ કે સર્વ જીવ જીવરૂપે એક છે એમ વેદાન્તનું કદાપિ કહેવું નથી, કિંતુ સર્વ જીવની પરમાત્મામાં એકતા છે એટલું જ કહેવું છે. તથાપિ એ વાતનું વિસ્મરણ કરી, અદ્વૈતસિદ્ધાન્તને ગમે તેમ કલ્પી એના ઉપર આક્ષેપ કરવામાં આવે છે. અમારૂં એમ કહેવું નથી કે એ આક્ષેપ કરનારાઓને વેદાન્તનું આ-રહસ્ય અજ્ઞાત છે, અજ્ઞાત નહિ જ હોય, અને ન જ હોવું જોઇએ પણ એમની તર્કપદ્ધતિમાં તો ઉપર બતાવેલાં બે વિચારનાં સ્વરૂપો વચ્ચે વિવેક થતો નથી જ. આવો એક આક્ષેપ હમણાં-ગયા 'જ્ઞાનસુધા' ના અંકમા "કર્તવ્યબુદ્ધિ" એ નામના લેખમાં-જોવામા આવ્યો છે. ત્યાં લખે છે કેઃ—

"સ્વ અને પર-પોતે અને બીજા—એ જુદા હોય ત્યારે જ પારકા અર્થે સ્વાર્થત્યાગનો સંભવ રહે છે. સ્વ અને પરના અભેદજ્ઞાનમાં-સ્વ અને પરને એક અભિન્ન માનવામા-સ્વાર્થત્યાગ છે એ મત ભ્રમિત છે. પારકાને પોતાના સરખા ગણવા, પારકાને પોતાના સરખા સુખ તથા માનને પાત્ર માનવા, અને તે માટે તેમને સારું સ્વાર્થનો ત્યાગ કરવો એ કર્તવ્ય છે પણ એ અભેદ નથી. પર-પારકો-છે જ નહિ, સ્વ જે છે તે સિવાય બીજું કંઈ છે જ નહિં, એવો અભેદ હોય તો ત્યાગ સંભવે જ નહિં. કોણ શાનો ત્યાગ કરે? કોણ કોને માટે ત્યાગ કરે? ભેદ હોય તો જ ત્યાગ હોય, તો જ ત્યાગની કિમ્મત હોય. પોતાનું જે હોય, પોતાને જે સુખકર હોય તે બીજા માટે મુકી દેવું, એટલું પોતાનું સુખ ઓછું કરી બીજાના સુખની વૃદ્ધિ કરવી એમાં ઉદારતા છે. એ ઉદારતા અભેદજ્ઞાનમાં—સ્વ તે જ વાસ્તવિકરીતે પર છે, પોતાની પાસેથી જઈ બીજાને મળે એમ બની શકે એવો ભેદ જ નથી એવા જ્ઞાનમાં-હોઈ શકતી નથી એ અભેદજ્ઞાન તે સ્વાર્થત્યાગ નથી, તેમ જ એ અભેદજ્ઞાનથી સ્વાર્થ-ત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતું નથી."

• અત્રે માની લીધો છે એવો અદ્વૈતસિદ્ધાન્ત કયા પ્રતિષ્ઠિત વેદાન્તગ્રંથમાં જોવામાં આવ્યો? તત્-તદ્-વ્યક્તિરૂપે ચૈતન્યનો ભેદ વેદાન્તને અગ્રાહ્ય છે? એક વ્યક્તિએ બીજી વ્યક્તિના સુખ માટે પોતાના સુખનો ત્યાગ કરવો એ વાતને તત્-તદ્-વ્યક્તિની પાછળ એકતાનું તત્ત્વ સ્વીકારવાથી શો બાધ આવે છે? બાધ આવવો નથી એટલું જ નહિ, પણ કર્તવ્યભાવના પરિનિષ્પન્ન થવા માટે એવું તત્ત્વ સ્વીકારવાની જરૂર છે એ વિષે ગયા અં-

ક્રમાં ચોડીક ચર્ચા અમે કરી ગયા છિએ. અને એ ઉપર યોગ્ય આક્ષેપ થશે તો તે વિચારવા અને એ આક્ષેપમાં સત્ય લાગશે તો તે સ્વીકારવા પણ અમે તૈયાર છિએ. હાલમાં તો આ સ્થળે એટલું જ સ્મરણ કરાવવું બસ થશે કે અદ્વૈતવેદાન્તમાં સ્વ અને પર એક પદાર્થ નથી, પણ એમના ભાસમાન ભેદમાં તત્ત્વદૃષ્ટિએ જોતાં જે અભેદનું તત્ત્વ રહેલું છે એ જ સ્પષ્ટ કરી આપવાનો એનો યત્ન છે.

હવે આ મત સ્વાર્થત્યાગને શી રીતે વિરોધી થઈ પડે છે એ સમજાતું નથી. સ્વાર્થાનુસરણ જેટલે અંશે અભેદાનુભવમાં વિરોધી છે તેટલે અંશે એની અનિષ્ટતા અભેદવાદમાં સિદ્ધ છે એ વિષે તો કોઈ શંકા કરી શકે એમ છે જ નહિ. સ્વાર્થત્યાગ-પુરઃસર પરાર્થ માટે પ્રવૃત્ત થવું એ અભેદવાદમાં શી રીતે ઘટી શકે છે એ જુદો પ્રશ્ન છે. એ સંબંધે જ્ઞાનસુધા કહે છે કે "અભેદ હોય તો ત્યાગ સંભવે જ નહિ. કોણ શાનો ત્યાગ કરે? કોણ કોને માટે ત્યાગ કરે?"—ઇત્યાદિ. પણ આ પ્રશ્નનો ઉત્તર કે અભેદબુદ્ધિ હોય ત્યાં ત્યાગબુદ્ધિ સંભવે નહિ એમ અત્ર વિવક્ષિત હોય તો વેદાન્તને ઇષ્ટાપત્તિ છે. કર્તવ્ય કરવામાં ત્યાગબુદ્ધિ જ જોઇએ એમ કાંઈ નથી. એ લેખક પોતે જ આગળ જતાં લખે છે કે "ઈશ્વરપ્રીત્યર્થે જ મનુષ્ય કર્તવ્યપરાયણ થાય છે." હવે ત્યાં અમે એટલું જ પૂછીશું કે અમુક કર્તવ્ય ત્યાગબુદ્ધિવડે ન કરતાં ઈશ્વરને એ પ્રિય છે એવી બુદ્ધિથી જ કરવામાં આવે તો એ લેખકના મતમાં કર્તવ્ય કર્યું ગણાય કે કેમ? અમારૂં તો એવું માનવું છે કે ત્યાગબુદ્ધિથી જ કર્તવ્ય થવું જોઇએ એમ નથી. અલબત્ત ઉન્નત ચારિત્રવાળા પુરુષોને તો પોતે સ્વાર્થત્યાગ કરે છે એવી બુદ્ધિ રહેતી જ નથી, કિંતુ સ્વાર્થત્યાગ કરીને જ એ ફ્લમાં એનો આત્મા ઉલ્લાસે છે વળી, ત્યાગબુદ્ધિમાં જ જો કર્તવ્યનું તત્ત્વ સમાએલું હોય તો સ્વપ્રતિ કોઈ પણ પ્રકારનું કર્તવ્ય સંભવે જ નહિ. કેવલ સ્વાર્થમાં કે કેવલ પરાર્થમાં કર્તવ્ય રહેલું નથી એ સુપ્રસિદ્ધ વાત છે. તો પછી પરાર્થે જ—સ્વાર્થે નહિ પણ પરાર્થે જ—પ્રવૃત્તિ થવી જોઇએ એવો આગ્રહ કરવાને કાંઈ કારણ જણાતું નથી. માટે ત્યાગબુદ્ધિ નહિ પણ ઉન્નત પ્રયાણ કે એવું જ બીજું કોઇક શાસ્ત્રીય તત્ત્વ કર્તવ્યભાવનાનું સારભૂત રહસ્ય માનવું એ યોગ્ય છે.

આ તત્ત્વનો વિરોધી સ્વાર્થ તે જ અનિષ્ટ સ્વાર્થ છે. જ્યાં અભેદ હોય ત્યાં ત્યાગ સંભવે નહિ એમ વિવક્ષિત હોય તો એ કહેવું ખોટું છે. કારણ કે જે અર્થમાં સ્વાર્થ અ-
નિષ્ટ છે એ અર્થમાં સ્વાર્થનો ત્યાગ થવા અદ્વૈતવેદાન્તમાં અવકાશ છે જ. અને પરોક્ષ
અભેદને અપરોક્ષ કરી આપવો એ એનું પ્રયોજન છે. સ્વથી પર બીજું કાંઈ છે જ નહિ
એમ જ્યારે વેદાન્ત કહે છે ત્યારે સ્વ શબ્દનો અર્થ સ્વાર્થ-શબ્દઅંગભૂત સ્વ-શબ્દના અ-
ર્થથી જુદો જ છે. આ બે સ્વ-શબ્દ વચ્ચે એક પાશ્ચાત્ય વિદ્વાને બતાવ્યું છે તેમ, "self"
અને "Self" વચ્ચે જેટલો ભેદ છે તેટલો ભેદ છે. અર્થાત્ સ્વથી પર બીજું કાંઈ છે જ
નહિ એમ જ્યાં કહેવામાં આવે છે ત્યાં સ્વ-શબ્દનો અર્થ ભૂતમાત્રનો સ્વ (આત્મા) એવો
પરમાત્મા છે. અને સ્વાર્થ-શબ્દઅંગભૂત સ્વ-શબ્દનો અર્થ અહંકારાસ્પદ રાગદ્વેષાદ્યવચ્છિન્ન બદ્ધ ચૈતન્ય એટલે જીવાત્મા છે.

[1]વેદાન્ત જે આત્માનંદ ઉપદેશે છે તે સ્વાર્થ, કે પ્રત્યેક સારાં ખોટાં સર્વ કૃત્યમાં થતો આત્માનંદ, નથી; પણ આત્માનું જે વિશુદ્ધ ખરું પરમાત્મભૂત સ્વરૂપ તે સ્વરૂપનો અનુભવ થતાં જે આનંદ થાય છે તે છે. આ આનંદ પરાર્થવિરોધી નથી; કિંતુ પરાર્થઉપપાદક છે.

પરના આત્માને પોતાનો આત્મા સમજી લઈ ત્યાગ કરવાથી કર્તવ્ય–આચરણમાં શી હાનિ આવે છે એ અમારાથી કલ્પી શકાતું નથી. અત્રે પરાર્થ સ્વાર્થનું સ્વરૂપ ધારણ કરે છે એમ સ્વશબ્દનું ઉપરનું વિવેચન ધ્યાનમાં લીધા પછી કહી શકાશે નહિ. કારણ કે વેદાન્ત જ્યારે પરાર્થને સ્વાર્થરૂપે નિરૂપણ કરે છે ત્યારે એનો આશય " Universal Benevolence " (સર્વાર્થ–વૃત્તિ) ને " Enlightened Self-interest " (જ્ઞાનયુક્ત સ્વાર્થ-વૃત્તિ) માં પર્યવસાન પમાડવાનો નથી. પરાર્થનું સ્વાર્થરૂપે નિરૂપણ વેદાન્તમાં જૂદા જ તાત્પર્યનું છે. સ્વ અને પરનો અર્થ પરિણામમાં સ્વાર્થ જ છે એમ જો વેદાન્તનું કહેવું હોત તો જ્ઞાનસુધાએ બનાવેલું દૂષણ લાગૂ પડત. પણ સ્વ અને પર ઉભયનું એ બંનેથી પાર અને અંતરમાં રહેલા ભગવદ્-રૂપી તત્ત્વ સાથે તાદાત્મ્ય છે, અને એ તત્ત્વ સર્વનું આત્મ-(સ્વ) ભૂત તત્ત્વ છે એમ સ્વ અને પરની એકતા પ્રતિપાદન કરવામાં તાત્પર્ય રહેલું છે. આમ વિચારતાં સ્પષ્ટ જ છે કે સર્વનું આત્મભૂત જે અદ્વય પરમાત્મતત્ત્વ છે તેનો સાક્ષાત્કાર સ્વાર્થત્યાગમાં થઈ શકે છે અને તેથી સ્વાર્થત્યાગને અદ્વૈતવેદાન્તમાં અવકાશ સારી રીતે રહે છે.

વળી સ્વાર્થત્યાગ કરી કર્તવ્ય-કરણમાં આનંદવું એ એ લેખક ઇષ્ટ ગણે છે. એ વાતની ઉપપત્તિ પણ પરના આત્માને સ્વના આત્મા સાથે એક કર્યા શિવાય થઈ શકતી નથી. સ્વાર્થત્યાગમાં આત્મતોષ થતો ન હોય તો સ્વાર્થત્યાગથી આનંદ કેમ આવે? પરના આનંદથી પોતાના આત્માને આનંદ ક્યારે થાય? જ્યારે પોતાનો અને પારકાનો આત્મા એક અભિન્ન અનુભવાય ત્યારે. અભિન્ન અનુભવાય એટલે તત્ત્વતઃ અભિન્ન અનુભવાય એમ અર્થ છે. આ તાત્ત્વિક અભેદ આપણા જ્ઞાન નીતિ આદિ સર્વ વ્યવહારના મૂલમાં પ્રતિષ્ઠિત છે. આ અભેદ વિના પદાર્થ પદાર્થની સાથે સબંધ ન ધરાવી શકે, અને જડચિદાત્મક સર્વ જગત્ વિશૃંખલ થઈ જાય. પદાર્થને એક એકથી સર્વથા ભિન્ન માની એમની વચ્ચે સંબંધ માનવો એ અયુક્ત છે. કેમકે પદાર્થ ભિન્ન હોઈ પછી સંબદ્ધ થતા નથી. પણ સ્વભાવથી જ સંબદ્ધ છે અને આપણે કેવલ આપણી ભેદમયી કલ્પના ( abstraction ) વડે જ એમને

---

[1] " There is an obvious distinction between *selfishness* and *self-realization;* between unselfishness and self-extinction. Moral disinterestedness does not mean, even at the highest, the cessation of self-consciousness or self-satisfaction...Even in self-sacrifice for another there is present a reference to self, an idea of an object to be attained in which the agent seeks self-satisfaction. *Without such reference even the purest self-denial is a conception that swims in the air.*" J. Caird

વિખૂટા પાડી ભિન્ન માનીએ છીએ, પણ વસ્તુતઃ ભેદ નથી. આ વાત વેદાન્ત ભેદમા અભેદરૂપે-એટલે વ્યાવહારિક ભેદની પાછળ પારમાર્થિક અભેદરૂપે-પ્રતિપાદન કરે છે.

જ્ઞાનસુધા કહે છે કે ' એ અભેદજ્ઞાનથી સ્વાર્થત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતુ નથી " અમને તો લાગે છે કે જે વખતે આ વાક્ય લખાયું તે વખતે આથી તત્ત્વજ્ઞાનના બીજા કેટલાક શબ્દો ઉપર પણ કેવો વૃથા પ્રહાર થાય છે એ વાત તદ્દન ભૂલાઇ ગઈ છે. ગયા જ્ઞાનસુધામાં " આત્મઘાત " અને " આત્મર્પણ " એ નામે બે ઉત્તમ વિષયો આવ્યા છે, જેની પરિભાષામા સ્વાર્થત્યાગ એ " આત્મર્પણ " મા અને સ્વાર્થાનુસરણ એ " આત્મઘાત " માં આવે છે આ સ્થળે " આત્મ " શબ્દના પ્રયોગથી સ્વાર્થત્યાગની વૃત્તિને ઉત્તેજન મળવામાં કાંઈ બાધ આવે છે? " Higher self " અને " Lower self " અથવા " True self " અને " False self, " અથવા " Rational self " અને " Irrational self " એમ વિભાગ પાડ્યા પછી Higher, true, rational self નો અર્થ (ઇચ્છાનો વિષય) તે સ્વાર્થ, અને Lower, false, irrational self નો અર્થ (ઇચ્છાનો વિષય) તે સ્વાર્થ એમ જુદાજ પ્રતીત થાય છે. વળી બીજું-આ લેખકની તર્કસરણિએ ચઢીએ તો તો પરમા આત્મબુદ્ધિ રાખી પરાર્થપરાયણ થવામા દોષ છે એટલું જ નહિ, પણ પરમાં ભ્રાતૃભાવ રાખી પરાર્થે પ્રવર્તવુ એ પણ ખોટું જ છે પરમાં પરભાવ રાખીને એનું કલ્યાણ કરવા પ્રવૃત્ત થવાય તો જ કર્તવ્ય કર્યું ગણાય! કેમકે ભ્રાતૃભાવ પણ કાંઈક સ્વલક્ષી છે જ. અમે નથી ધારતા કે એ વિદ્વાન્ લેખક આટલે સુધી પણ જવા ખુશી હોય. ત્યારે અત્રે દર્શાવેલા એમના અને આપણા મત વચ્ચે જે ભેદ છે તે ખરું જોતાં સ્વાર્થ અને પરાર્થના વિરોધથી નહિ પણ સર્વાર્થ અને પરાર્થના ભેદથી મપાય છે એમ કહી શકાશે, અને જ્ઞાનસુધાનો પ્રકૃત વિષયમાં સર્વ ભ્રમ ' સ્વ ' શબ્દના બે જૂના જૂના અર્થ વચ્ચે વિવેક ન કરવામાંથી ઉદય પામે છે એ આથી સ્પષ્ટ છે.

આ પ્રમાણે આપણા સૂત્રાર્થ ઉપરના ત્રણ આક્ષેપનો પરિહાર થતાં, નીચેના સિદ્ધાન્તો અબાધ્ય સ્થાપિત થાય છે:—

૧ દૃષ્ટિ-એટલે જ્ઞાન-શબ્દના અર્થમાં જ્ઞાન કર્મ અને ભક્તિ ત્રણેનો સમાવેશ કરવાનો છે.

૨. તિરસ્કાર-હનનાદિ ક્રિયા, જે સાધારણ રીતે જોતાં પાપરૂપ છે, તેમાં પણ કર્તવ્યબુદ્ધિ પ્રાપ્ત થતાં ભગવત્-સાક્ષાત્કાર થાય છે.

૩. સ્વાર્થત્યાગમાં અભેદાનુભવ થઈ શકે છે, અને તેથી કર્તવ્યપરાયણ થવુ એ સૂત્રમા બતાવેલા " તત્ત્વમસિ " આદિ મહાવાક્યાર્થના અનુભવને વિરોધી નથી, કિંતુ અનુરોધી છે—અર્થાત્ ખરા અર્થમાં જ્ઞાન અને કર્મની એકતા છે.

વાંચનારને સહજ લક્ષમાં આવી ગયું હશે કે આ ત્રણ સિદ્ધાન્ત એ જ શ્રીમદ્ ભગવદ્ગીતાના ઉપદેશનો પણ મુખ્ય સાર છે. અને એનું સ્પષ્ટીકરણ કરવા માટે જ આ વાર્તિકમાં અમુક ત્રણ આક્ષેપોનો જ વિચાર કરવા યત્ન કર્યો છે.



---

# કવિતા અને સંગીત.

( મળેલું ).*

( અનુસંધાન ગત અંકથી. )

તેમ જ આ રીતે કવિતાના અર્થરહસ્ય જોડે સંગીતકલાને સાંકળી રાખવામાં કોઈ પણ પ્રકારે અયોગ્ય રીતનું દૃઢ બન્ધન આવતુ નથી. આપણે ઉપર જ ઉદાહરણ સાથે જોઈ ગયા છિયે કે પ્રયોજિત સંગીતમાં પણ સમર્થ કલા વિધાયક રસિકતા સાચવીને સ્વાતન્ત્ર્ય ભોગવી સકે છે. આ વાત અલિપ્તસંગીતને અનુકૂળ તાન ઉપજનો પ્રયોજિત સંગીતમાં ઉપયોગ કરવાને સંબન્ધે તપાશી હતી, પરંતુ પ્રયોજિત સંગીતના પોતાના વિષયમાં પણ ગાયકની પોતાના ઉત્પાદકશક્તિને સબળ રીતે પ્રવર્ત્તાવવાનું સ્વાતન્ત્ર્ય ઓછું નથી. કવિ પોતે કરેલા કાવ્યમાં માત્ર સૌન્દર્યનાં બીજ મૂકે છે, તેહેનો વિકાસ કરાવી સુન્દર માધુર્યની લતાને કુસુમિત અને સ્મિતમય કરવી એ કઠણ કામ ગાયકનું છે. એ ક્રિયા કરવામાં ગાયક પોતાની ઉત્પાદકશક્તિ વાપરે છે, કવિની કલ્પનાશક્તિનાસાથે ગાયકની પણ કલ્પના શક્તિ રચનાનું કામ ચલવે છે, અને જે પરિણામે સૌન્દર્યનું સ્વરૂપ ઉત્પન્ન થાય છે તે કવિ તથા ગાયક બંનેનો બુદ્ધિશક્તિ તથા ભાવોર્મિનું ફળ છે આ સંકીર્ણ સ્થિતિને લીધે ઘણીકવાર એમ બને છે કે મૂળ કવિયે ન ધારેલી રસ નિષ્પત્તિયે ગાયકની કલાથી ઉત્પન્ન થાય છે અને તેહેનો યશ કવિને કેટલે દરજ્જે મળવો યોગ્ય છે તે બાબત નિર્ણય કરવો કઠણ પડે છે. આ ચર્ચા અભિનયકલામાં અને કાંઇક ઉતરતે દરજ્જે વિવેચન શાસ્ત્રમાં યથાસંભવ લાગૂ પડે છે. જેમ ગાયક તેમ નટ અને વિવેચક પણ કલ્પનાની ઉત્પાદકશક્તિનો ઉપયોગ પોતાની કળામાં કરે છે,† અને હમણાં જ જે જે તત્ત્વો ગાયકને સંબન્ધે દર્શાવ્યાં તે એઓને પણ લાગૂ પડે છે. ગાયકની ઉત્પાદકશક્તિ સંબન્ધે બોસાંકના નીચે ઉતારેલા વચનને આધારે જ કાંઇક ઉપરની ચર્ચા કરી છે‡:—" If the latter (Executive Artist)

---

* લખનાર—રા. રા નરસિંહરાવ ભોળાનાથ.

† બોસાંકની નીચેની ચર્ચા સરખાવો:—

" Then, again, the listener is offered the imagination of two men in the music which hears. First, that of the composer in creating, then that of the executant in interpreting. This is, of course, true to a certain extent of all interpretative Art, but in none so notably as in Music. The actor does indeed, give his own view of the character supplied by the dramatist, but he cannot alter the circumstances of the play. The musician has only the indefinite outlines of emotions given him, which he may fill up and colour as he pleases. And different men fill them up in very different ways." ("Fine Arts," p. 180.)

‡" Fine Arts, " pp. 156-159.

were not permitted to express himself in and through the materials given him by his brother artist, then Executive Music would have no place amongst the poetical arts at all. The composer furnishes the germ of the whole. Every effect of which the music is capable is contained potentially in that which he supplies; but the actual development is in great part due to the performer. His imagination is at work as well as the other's, and the result is the product of the intellectual and emotional part of both. How far the composer is to be credited with effects which he did not intend, is a curious and difficult problem." યદ્યપિ વિશેષ રીતે કવિતાને ઉદ્દેશીને આ શબ્દો બેલાર્મે લખ્યા નથી, પરન્તુ પાશ્ચાત્ય સાહિત્યમાં સંગીતને અર્થે જ રચાયલાં પદો, જેને Musical composition ને નામે ઓળખે છે, ત્હેને સંબન્ધે બેલાર્મે આ બધું બોલે છે; તો પણ જે જે વાત સંગીતરચનાર ( composer ) ને વિશે અહિં કહી છે તે સર્વ યથાસંભવ કવિને અને કવિની રચનાને લાગૂ પડે છે. કવિત્વમય ભાવના અનુપ્રાણન વિના સંગીતાર્થે પદરચના પણ બનવી અશક્ય છે, એમ બેલાર્મે પોતે કબૂલ કરે છેઃ— "........What right have we to assume that Handel's music could ever have been composed except under the inspiration of such exalted thoughts!"* સંગીતના આ પાશ્ચાત્ય ભેદોના સ્વરૂપ તથા આપણે તુલના બનાવવાનો આ સ્થળે પ્રસંગ છે. તે ઉપરથી જણાશે કે પાશ્ચાત્ય સંગીતકલામાં પ્રયોજિત સંગીત વ્યવહારમાં તો જોવામાં આવે છે, તથાપિ એ દૃષ્ટિબિન્દુથી સંગીતનો વિષયવિભાગ કરેલો અથવા સ્વીકારાયલો હશે કે કેમ, એ સંદિગ્ધ છે. ત્હારે સંગીતના એ પાશ્ચાત્ય ભેદો તપાસિયે બેલાર્મે સંગીતના બે વિભાગ કર્યા છે. (૧) Executive Music ( અનુવાદિત સંગીત ), અને (૨) *Composed Music* ( વિરચિત સંગીત ). ગીતના સુરની અમુક રચના કોઈ રસિકતાના તત્ત્વને સ્વાભાવિક રીતે અથવા કલાથી, અનુસરીને નિશ્ચિત રૂપમાં ગોઠવવાની કલા તે વિરચિતસંગીત છે. આ વર્ગ પાશ્ચાત્ય સંગીતકલાની વિશેષ સ્થિતિને લીધે ઉત્પન્ન થયેલો છે. ત્હેને પ્રતિરૂપ વર્ગ આપણા દેશમાં નથી, જો કે એ વર્ગનાં ઉપાદાન વિખરાયલી સ્થિતિમાં છે ખરાં. યદ્યપિ વિરચિત થયેલા સંગીતનો ઊંડી રીતે સંબન્ધ ગીતના અર્થરહસ્ય જોડે હોય છે અથવા હોવો જોઇયે, તથાપિ પોતાના સ્વતન્ત્ર સ્વરૂપે કરીને વિરચિતસંગીત કાવ્યાર્થ જોડે અનિવાર્ય રીતે સંબદ્ધ નથી. આ વિરચિતસંગીતનો, કંઠસ્વરથી અથવા વાદ્યવડે, અનુવાદ કરવાની કળા તે અનુવાદિતસંગીત. આ ઉપરથી સહજ જણાશે કે પ્રયોજિતસંગીત (Applied Music) અને અનુવાદિતસંગીત એ બે સર્વાંશે એક વસ્તુ નથી; વાદ્યના સાધનથી પણ અનુવાદિત સંગીત ઉત્પન્ન થઈ સકે છે, પણ પ્રયોજિતસંગીતમાં વાદ્યસંગીત આવી સકે જ નહિં. કંઠસ્વરથી અનુવાદિત થયેલા સંગીતમાં પ્રયોજિતસંગીતની કલાનો ઉપયોગ થઈ સકે એ

*"Fine Arts," p 184.

ખરું, પરંતુ એ કાર્ય સંગીતના અનુવાદક સ્વરૂપને આધારે નહિં પણ પ્રયોજિત સંગીતના નિરૂપક કાર્યને અવલમ્બીને થાય છે. અનુવાદિત સંગીતનો નિરૂપ્ય વિષય કાવ્યરહસ્ય પોતે જ છે. આ સૂક્ષ્મ ભેદની મર્યાદાઓ લુપ્ત કરી નાંખવાથી અનુવાદિત સંગીતના પ્રકરણમાં બેલાર્સ કાંઈક ઘોટાળો કરે છે. ગીતના શબ્દાર્થના નિરૂપણની કૃતિ અનુવાદિત સંગીતને સાક્ષાત્ આરોપીને કેટલીક ચર્ચા એ લેખકે કરી છે, જે ખરું જોતાં પ્રયોજિતસંગીતનો વિષય છે. ખરી વાત એ છે કે વિરચિતસંગીત કવિતાર્થને અનુકૂળ જ રચાયું હોવું જોઈયે, અને તેથી કરીને ત્હેનું અનુવાદન કરનાર સંગીત, સાક્ષાત્ નહિં પણ વિરચિતસંગીતની દ્વારા, કાવ્યાર્થ જોડે કાંઈક નિરૂપણનો સમ્બન્ધ રાખી સકે છે; પરંતુ તે સમયે પ્રયોજિતસંગીતનું સ્વરૂપ એ અનુવાદિતસંગીત ધારણ કરે છે. અનુવાદિત સંગીત અને પ્રયોજિતસંગીતનો આ વિષય અને કાર્ય પરત્વે ભેદ ધ્યાનમાં રાખતાં ઉપર જે જે સ્થળે એ એને એકરૂપ જોતાં ગણીને ચર્ચા થઇ છે તે યથાસંભવ યોગ્ય ફેરફાર કરીને સમઝી લેવાની છે

કવિતા અને સંગીતના સંબન્ધમાં સમાયલા તત્ત્વોનું સ્વરૂપ અત્યાર સુધીની સર્વ ચર્ચા ઉપરથી જણાયું હશે એ સંબન્ધનું ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન હજી સુધી આપણે કર્યું નથી. લાંબા વિસ્તારથી તે કરવું આ પ્રસંગે શક્ય નથી પરંતુ આ દેશ તથા યુરોપખંડ ઉપર ઝડપથી નજર નાંખીને આ પ્રસંગને અનુકૂળ ટુંકું અવલોકન કરી જઇશું. ભરતખંડમાં કવિતા અને સંગીતનો સંબન્ધ પ્રાચીન કાળથી હતો, એમ માનવાને આધાર છે. વૈદિક કાળમાં મન્ત્રોનું ઉચ્ચારણ ગાનસ્વરથીરહિત, શુષ્ક, નહોતું એ વાત उद्गाता ની યજ્ઞમાં પદવી ઉપરથી સહજ અનુમાન કરી સકાય હેવી છે સામવેદના મન્ત્રો વિશેષ કરીને ગેય ગણાતા આવ્યા છે, એ નિર્વિવાદ છે,—પછી એ ગાનના ગુણવિશેષની સારાસારતાનો પ્રશ્ન જૂદો જ છે. વૈદિક સમય પછી લાંબો ગાળો કવિતા અને સંગીતના સં. . . વિનાનો ઓળંગવો પડશે. રામાયણના સમયમાં આ સંબન્ધની કાંઈક ઝાંખી જણાય લવ અને કુશ કને રામ અને બીજા સભાજનોની આગળ વાલ્મીકિયે રામાયણનું ગાન . . . . છે તે હજી પણ આપણી કલ્પના શકિતમાં . . નિત થાય છે પરંતુ કવિતા અને . . ગીતના સંબન્ધનું હાલ આપણે જે સ્વરૂપ તપાસ્યું તે સ્વરૂપ એ પ્રાચીન સમયમાં ભાગ્યે જ હશે, એમ કહેવામાં ભય નથી. મધ્ય કાળમાં આવતાં કાવ્ય નાટકોમાં કવિતાનીસ્થિતિ જોઇયે તો સંગીત જોડે કેટલો સંબન્ધ હશે તે નિશ્ચય કરવું કઠણ પડે છે. એ સાહિત્યમાં ઉપયોગમાં લીધેલી પદ્યરચના-વૃત્તાદિક-ખરેખરી રીતે ગેય નથી. આ વિષય ઉપર-વૃત્તોની ગેયતા ઉપર—વિશેષ ચર્ચા થોડીવાર પછી કરીશું હાલ તો એટલું જ કહેવું બસ છે કે ગેયપદ્ય છેક જયદેવ કવિ સુધી જોવામાં આવતું નથી. એથી આગળ વધીને કહિયે કે સંસ્કૃત સાહિત્યમાં જયદેવ કવિ શિવાય બીજે કહિં પણ ગેય કાવ્ય, નજરે પડતું નથી જયદેવનું "ગીતગોવિન્દ" જેટલું રસમયતા અને પદ્યના માધુર્યમાં અનુપમ છે, તેટલું જ સંગીત ક્ષમતાને માટે અદ્વિતીય છે. એ કાવ્યમાં કવિતા અને સંગીતનો સંબન્ધ ગાઢ રીતે થયો સંભવે છે, પરંતુ આપણે જોયેલા સ્વરૂપમાં એ સંબન્ધ ગીતગોવિન્દના સમયમાં પણ અનુભવમાં આવ્યો હશે કે કેમ તે સંશયનો વિષય છે.

ગુજરાતી સાહિત્યમાં કવિતા સર્વદા ગેય જ મનાતી આવી છે એ ખરું, પરંતુ આપણે જોયેલો સંબન્ધ એ સાહિત્યમાં સ્વીકારાયલો જણાતો નથી. સંગીતક્ષમતામાં અપવાદરૂપ દયારામભાઈનાં અપૂર્વ સંગીત કાવ્યો માત્ર અનુપમ છે; એટલે સુધી કે એ કાવ્યોની સૂક્ષ્મ માધુર્યવાળી ગેયતા હેમાંના અતિ શૃંગારને પણ ક્ષણવાર ક્ષમ્ય બનાવે છે. પરંતુ પ્રયોજિત કાવ્યનાં ઊંડાં તત્ત્વોનો ઉપયોગ આ પદોના ગાનમાં આજ સુધી થયો જણાતો નથી; પણ હેમાં સંગીત શાસ્ત્રનો દોષ છે, એ કાવ્યોનો નહિ. તથાપિ એટલું તો સ્વીકારવું પડશે કે દયારામભાઈથી આરંભીને જ્હાં સુધી હેમનો શિષ્ય સંપ્રદાય ચાલ્યો ત્હાં સુધી હેમની ગરબીઓનું ગાન રસિકતત્ત્વો–સંગીતનાં તત્ત્વો–ને અનુસરીને જ કાંઈક ચાલેલું.

ફારસી સાહિત્યમાં તો કવિતા સર્વદા ગેય સ્વરૂપમાં જ જણાય છે. પરંતુ પ્રયોજિત-સંગીતનાં આપણે જોયેલાં તત્ત્વોને અનુસરીને ગાનકલાનો વિષય એ કાવ્યો કેટલે દરજ્જે બનતાં હશે તે સંશયની વાત છે.

પ્રાચીન ગ્રીસમાં મહાકાવ્યોના ઉદ્‌ગાનમાં સંગીતનો ઉપયોગ થતો હતો. નાટકમાં સંગીત તાત્વિક અંશ તરીકે આવતું હતું. પરિપૂર્ણ સ્વરૂપના નાટકમાં સર્વ પાત્ર ગાતાં હતાં અથવા ગુંજન જેવું અર્દ્ધ ગાન કરતાં હતાં. Encyclopoedia Britanica માંથી જણાય છે કે પ્રાચીન ગ્રીક લોકો સંગીત અને નૃત્યનો કવિતા સાથે સંબન્ધ કેટલેક દરજ્જે સ્વીકારતા હતા. હાયેનિશિયન ઉત્સવ વખતે કવિને જે ઈનામ અપાતું હતું તે ગાયક ગણતાં શિક્ષક તરીકે ગ્રીક ભાષામાં કવિતાની કળાને "બનાવવું" એ અર્થના શબ્દથી ઓળખાણ અપાતાં પૂર્વે લાંબા વખત સુધી "ગાવું" એ અર્થના શબ્દનું નામ અપાયું હતું.

રોમન લોકોમાં પણ જણાય છે કે કવિનું સ્વરૂપ ગાયકરૂપે સ્વીકારાયલું હતું. ટેરેન્સ ( Terence ) નામનો નાટક કર્તા ફોર્મિયો ( Formio ) નામના નાટકની પ્રસ્તાવનામાં કવિયોને ગાયક તરીકે ઉદ્દેશીને લખે છે. ઈ. સ. ના સોળમા સૈકામાં પ્રયોજિત સંગીતનું કાંઈક સ્વરૂપ રોમમાં દેખાવા માંડ્યું જણાય છે. લૅસો ( Lasso ) નામના સંગીત રચનારે પોતાનાં સંગીતોમાં શબ્દાર્થનું સૂચન સંગીતથી કરવાની ગોઠવણ કરી હતી, તેમજ હેનાં સંગીતોને ગાનાર વગાડનારાને એ ગીતોના અર્થ રહસ્યનું સ્વરૂપ એ રીતે પ્રદર્શિત કરતાં શિખવતો હતો. સત્તરમા સૈકાની લગભગ ફ્લોરેન્સના કેટલાક ઉમરાવો તથા ગૃહસ્થોની મંડળી "ફ્લોરેંટાઇન એસોશિયેશન" ને નામે સ્થપાઈ હતી, તેઓ એ પણ કવિતા અને સંગીતનો સંબન્ધ પ્રયોજિત સંગીતમાં જણાય છે તેવો કૃતિમાં ઉપયોગ કરી સ્વીકાર્યો હતો.

છેવટે ઈંગ્લંડમાં હાલના સમયમાં આવતાં જોઇયે છિયે તો જેમ એક પક્ષે કવિતા અને સંગીતનો વિચ્છેદ થયો છે અને હેને પરિણામે શુદ્ધ કાવ્યનો વર્ગ ગેયપદ્યના વર્ગમાંથી તદ્દન બ્હાર રહે છે, તેમ બીજા પક્ષે ગેયપદોમાં કવિતાંશ હોવાં છતાં કવિત્વ અપ્રધાન થઇ પડી માત્ર સંગીત આગળ પડવાને લીધે ગેયપદોનો વર્ગ છૂટો પડી કવિતાથી વેગળો જઇને બેઠો છે. આથી કરીને songs, અને poems, ગીત અને કાવ્યો, હેવા બે સ્વતન્ત્ર વિભાગ થઇ ગયા છે. તે છતાં પણ પ્રયોજિત સંગીત આપણા દેશની માફક નિર્મૂળ લુપ્ત થયેલું

જણાતું નથી. ગીતમાં શબ્દાર્થના રહસ્યને અનુકૂળ સ્વરરચના ઉપયોગમાં આવે છે. church music માં (પ્રાર્થનાસંગીતમાં) વિશેષે કરીને પ્રયોજિત સંગીતની શકિત પ્રવર્તે છે. કાંઈક ઉતરતે દરજ્જે એ સંગીતનું સ્વરૂપ operaમાં (સંગીતનાટકમાં) પ્રગટ થાય છે ખરું. પરંતુ opera નું સ્વરૂપ જ મ્હને ઊંડું તપાસતાં રસિકતત્ત્વોને વિરોધી જણાય છે. નાટકમાં સર્વ અંશ હંમેશાં સંગીતક્ષમ શી રીતે થવા સંભવે, એ પ્રશ્ન સરલ તેમજ સત્ય છે. એક દાક્તના મુસલમાન, કેળવણીનો સંસ્કાર ન પામેલા રાજાએ મુંબાઇમાં એક opera જોઇને વિચાર બતાવ્યો હતો તે ઉપરથી આ તત્ત્વની સરલતા તરત જણાઇ આવશે. એઓએ કહ્યું-“ એ ક્યા? ઇસ નાટકમેં રાજા ભી ગાવે, ઓર ચોબદાર ભી ગાવે, ઓર સબ લોગ ગાવે!” અશિક્ષિત પુરુષની આ શંકામાં ખરું રસિકતાનું તત્ત્વ સમાયું છે એ સ્પષ્ટ છે. પરંતુ અનુકૂળ પ્રસંગોમાં opera માં પ્રયોજિત સંગીત સફળ રીતે પ્રવૃત્તિ કરી શકે છે.

પ્રયોજિત સંગીતનું સ્વરૂપ હેના અસ્થાને ઉપયોગથી લુપ્ત કરી નાખવા માટે બેલાર્સ opera ની ઈટાલિયન શાળાને યોગ્ય ઠપકો આપે છે:—“ Carelessness about definite expression is the evil of the Italian school of opera. Any circumstance of the drama, any sentiment of the characters, is made a pretext for the introduction of an air, or a duet, which is elaborated with the least possible regard to the ideas which it is supposed to convey. An opera is thus reduced to an opportunity of hearing a certain member of singers perform a certain quantity of music, quite independently of the dramatic subject with which it is ostensibly connected. It is against this kind of thing that Richard Wagner and his followers have entered practical protest,"*

(અપૂર્ણ.)

---

## ગુજરાતી ભાષા.

(મળેલું)[1]

(અનુસંધાન ગત અંકથી.)

૧૦. (શાળાપત્ર પુ. ૩૬, અં. ૧૦, પૃ. ૩૦૨)—કાઠિયાવાડમાં સ્ત્રીલિંગ બહુવચનનો પ્રત્યય ઉ છે, એમ કહી “બાયડીઉ”, “ગાયુ”, “ભેંશુ”, એમ શાળાપત્રે ઉદાહરણ આપેલાં છે, પરંતુ મ્હારા જાણ્યા પ્રમાણે તો ઉં, એમ અનુસ્વાર સહિત પ્રત્યય છે, “બાયડીઉં”, “ગાયું” “ભેંશું”. “ઊંચો ગઢ ગિરનાર વાદળિશું વાતું કરે,” એ સુપ્રસિદ્ધ ઉદાહરણમાં પણ “વાતું”, એમ અનુસ્વાર છે. સિન્ધી ભાષામાં પણ સ્ત્રીલિંગ બહુવચનનો પ્રત્યય અનુસ્વાર સહિત ઉં છે. જુંઇ (=સ્ત્રી), જુઇું (બહુવચન). ઘોડી, ઘોડ્યું (બહુવચન).

---

* “Fine Arts,” pp. 184–185.

1. લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

૧૧. डो અને लो પ્રત્યયો—(શાળાપત્ર, પુ. ૩૬, અં, ૧૧, પૃષ્ટ ૩૩૯)—આ પ્રત્યયો લઘુતાવાચક છે, એમ શાળાપત્ર કહેછે, પરંતુ લઘુતા શિવાય બીજા અનેક અર્થો આ પ્રત્યયોના થાયછે; જેમકે:—'એક', 'એકલો'. અહિં લઘુતાનો અર્થ બિલકુલ નથી, પરંતુ અનન્યસહાયઃ,એમ અર્થ બતાવવાનો છે. 'જાંબુ', 'જાંબુડી', 'જાંબુડો'; 'દાડમ' 'દાડમડી'; વગેરે. અહિં તે 'ફળનું ઝાડ', એમ અર્થ છે. 'તાવલો'=તાવથી ભરેલો; 'ભાગલો'—ઉદાહરણ–'મ્હારે ભાગલે તો એકજ રોટલી આવી'; 'દેવ', 'દેવડો' (અહિં તો डो ગુરુતાવાચક છે; લઘુતાવાચકનું ઉદાહરણ શોધ્યું જડે એમ નથી. ડી, ડું, એ પ્રત્યયો લઘુતાવાચક બનેછે, જેમકે 'તાસકડી', 'નાવડું', અને હેમાં કાંઈક ड પ્રત્યયથી અને કાંઈક સ્ત્રીલિંગ તથા નપુંસકલિંગના પ્રત્યયથી લઘુતાનો અર્થ બનેછે). નગીન—નગીનડો(ધિક્કારાર્થ); એકડો, બગડો, તગડો, ઈત્યાદિ; અહિં અંકસંજ્ઞાની આકૃતિનો અર્થ થાયછે: પગ, પગલું (અહિં लुं પ્રત્યયનો અર્થ પરિણામિ ચિન્હ થાયછે). મારવાડી जतरोનો અર્થ जेवडो, जेटलो, એમ પરિણામનો છે, અને जैरोનો અર્થ जेवो, એમ સાદૃશ્યનો છે,

એમ શાળાપત્ર લખેછે, ત્યાં એ શબ્દોમાં રો પ્રત્યય લઘુતાવાચક છે, એમ કહેછે તે સમજી શકાતું નથી. તે જ પ્રમાણે પુસ્તક ૩૬, અંક ૧૨, પૃષ્ઠ ૩૬૯ મે ફુટનોટમાં શાળાપત્ર કહેછે કે ગુજરાતી आपडे અને મરાઠી आपला માં डનો ल લઘુતાવાચક દેખાયછે, તે પણ ધ્યાનમાં ઉતરી શકતું નથી. હેમાં લઘુતાના અર્થનો ગન્ધ પણ નથી જણાતો. વિચારી જોતાં જણાશે કે आपडे એ શબ્દમાં डकार તે ગુજરાતી ભાષામાં એ શબ્દ આવ્યા પછીથી થયેલો णकारનો વિકાર છે. आपणे, એમ બહુધા વપરાય છે. પછી ત્વરા વગેરે કારણથી आपडे, એમ રૂપ ક્વચિત્ થઇ ગયું છે. એટલે णकारમાં તો લઘુતાના અર્થનો સંભવ પણ નથી, તો હેના વિકાર डकारમાં ક્યહાંથીજ આવે?

૧૨. (શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૦, પૃ. ૩૦૧)—મોતી, દહી, આંસુ, એ ઉદાહરણ આપી શાળાપત્ર કહેછે કે હેમાં છેલ્લા સ્વર ઉપર અનુસ્વાર આવતો નથી. આ ઠેકાણે બીજા શબ્દ વિશે જરાક શંકા પડેછે. दहिं, એમ ગુજરાતી ભાષામાં ઉચ્ચારનું શ્રવણ થાય છે, એમ મ્હનેતો લાગેછે; અને એ ઉચ્ચાર પ્રાકૃતમાંથીજ આવેલો છે. સિદ્ધહેમચન્દ્ર, અધ્યાય ૮, પાદ ૩, સૂત્ર ૨૫ જોતાં જણાશે કે 'दहिं' અથવા 'दहिं,' એમ રૂપ પ્રાકૃતમાં છે. उकारान्तમાં પ્રાકૃતમાં અનુસ્વાર હતો, જેમકે સંસ્કૃત मधु, પ્રાકૃત महु, તે ગુજરાતીમાં આવતાં જતો રહેલો છે. 'મોતી' એ શબ્દનું રૂપ જૂદા જ ધોરણ ઉપર છે. સં૦ मौक्तिकम्, પ્રા. मोत्तिअं, અને ગુજરાતીમાં આવતાં છેલ્લો अ કાર જતો રહી માત્રાનું વજન કાયમ રાખવા માટે અન્ય इकार દીર્ઘ થતાં 'મોતી'; એ જ ધોરણ પ્રમાણે घृतम्, घिअं, घी. अमृतम्, अमिअं, अमी. लोहितम्, लोहिअं, लोही.

૧૩. (શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૨, પૃ. ૩૬૭)—'હું બી ગયો,' આમ 'પણ'ના અર્થમાં बी શબ્દ ગુજરાતીમાં વપરાય છે, એમ શાળાપત્ર લખે છે; પરંતુ પારસી ગુજરાતી

* હેમચન્દ્રે તો एकल्लो, नवल्लो, એમ રૂપ આપી, ल्लो, એ પ્રત્યય સ્વાર્થે, એટલે અર્થરહિતજ ગણ્યો છે; પણ ગુજરાતીમાં ઉપર કહેલો અર્થ લાગેછે.

અને તેના સંસ્કારથી લિપ્ત થયેલી ભાષા બોલનારા શિવાય શુદ્ધ ગુજરાતી બોલનારા તે ઘોં શબ્દ વાપરતા જાણ્યા નથી.

૧૪. ( શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૨, પૃ. ૩૬૮)-મરાઠી मीं, એ પ્રથમાનું રૂપ અપભ્રંશની તૃતીયાના એકવચન मई ઉપરથી. શાળાપત્ર કાઢે છે, પરંતુ હામાં વિભક્તિ ભેદનું નડતર મ્હોટું છે. પૃષ્ઠ ૩૬૭ મે શાળાપત્રે જ બતાવેલા अहंના પ્રથમાના એકવચનના રૂપ म्मी ઉપરથી મરાઠી પ્રથમા मीं કેમ ન બન્યું હોય?

૧૫. ( શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૦, પૃ. ૨૯૯) -घोटकः (=ઘોડો), આ શબ્દ સંસ્કૃત છે, એમ શાળાપત્રના માનવામાં હોય એમ જણાય છે શાસ્ત્રી વર્ગમાંથી ઘણા લોકો પણ ભાષાઓનાં સ્વરૂપ અને સંબન્ધનું વિસ્મરણ કરીને એ જ રીતે માને છે, પરંતુ મ્હને યાદ છે કે ડા. ભાણ્ડારકર એ શબ્દને દેશ્ય માને છે. હેનું સ્વરૂપ જ કહી આપે છે કે એ સંસ્કૃત શબ્દ નથી. પાછળના વખતમાં 'ઘોડો' એ દેશ્ય શબ્દને સંસ્કૃત વેશ પહેરાવીને घोटकः એમ બનાવી દીધેલું હોવું જોઇયે. સંસ્કૃત लकुट (ગુ. લાકડુ,) તે પણ હાવી જ જાતનો શબ્દ હોવો જોઇયે. लक्कुडं, એ દેશી નામમાલામા હેમચન્દ્રે દેશ્ય શબ્દ ગણેલો છે અને તે વાજબી લાગે છે.

૧૬. ( શાળાપત્ર, પુ. ૩૬, અં. ૧૧, પૃષ્ઠ ૩૪૦)—અપભ્રંશ किज्जउँ ઉપરથી ગુજરાતી 'કીજિયે' બન્યું હોય એમ કાંઇક શાળાપત્રનો આશય જણાય છે, પરંતુ किज्जउ એ વર્તમાનકાળ પહેલો પુરુષ એકવચનનું રૂપ છે, અને 'કિજિયે,' એ વિધિવાચક દ્વિતીય પુરુષ બહુવચનનું રૂપ છે, માટે એ બેને સરખાવવા માટે સમાન ભૂમિકા નથી, ज्ज એ આદેશ પ્રાકૃતમાં ક્રિયાપદોના જૂદાં જૂદાં કાળ વગેરેના રૂપોમાં આવે છે, તેથી આ ઠેકાણે ભ્રમ થયો હશે એમ જણાય છે. મ્હારી કલ્પના તો એમ છે કે સંસ્કૃત क्रियते (=કરાય છે,) પ્રાકૃત किज्जइ એ ઉપરથી 'કીજે,' એમ ગુજરાતી પ્રાચીનરૂપ થઈ કર્મણિ પ્રયોગના તૃતીય પુરુષ એકવચનના રૂપમાંથી ( માનને ખાતર હેવુ રૂપ વપરાતા ) આજ્ઞા એવા વિધિના રૂપમાં ઉપયોગ થયો હશે, અને બીજા પુરુષના જેવો અર્થ હેમા જણાવાને લીધે પછી 'કીજિયે,' હેમ બહુવચન બન્યું હશે હાલ પણ કવિતામા 'દીજે,' 'લીજે,' 'ભણીજે,' 'ગણીજે,' હેવાં રૂપ કવિ દલપતરામના વખત સુધી વપરાયેલા જોવામાં આવે છે, હેનો પણ ઇતિહાસ એ જ હશે.

૧૭ ( શાળાપત્ર, પુ. ૩૬, અં ૧૨, પૃ ૩૭૦ ) 'કોણ,' 'કાંઇ,'—આ બે શબ્દોની વ્યુત્પત્તિ આ તથા પૃષ્ઠ ૩૬૯ માં શાળાપત્રે બતાવી છે. હેમાં 'કોણ', એ શબ્દની વ્યુત્પત્તિ कोजनः ઉપરથી રેવરંડ ટેલરે આપી છે, તે તો ખોટી જ છે; હેની કૃત્રિમતા સ્વયંપ્રકાશ છે પ્રાકૃતમાં कवण તથા कउण, એ રૂપો શાળાપત્રે બતાવ્યાં છે અને હેનું મૂળ कःपुनः—कोउण, એ રૂપોમાં શાળાપત્રે સોધ્યું છે, એ વધારે સંભવિત લાગે છે, તો પણ એટલું તો કબૂલ કરવું જ જોઇયે કે એ વ્યુત્પત્તિનું સ્વરૂપ છેક સંશયથી મુકત નથી. ઘણાં વર્ષથી આ વ્યુત્પત્તિ વિશેનો સંશય મ્હારા મનમાં ઘોળાયાં કરતો હતો અને હજી બીજી વધારે સભવિત વ્યુત્પત્તિ જડી નથી ત્યહાં સુધી એ સ્વીકારવામાં બાધ જણાતો નથી.

પરંતુ 'કાંઈ' એ શબ્દની વ્યુત્પત્તિ શાળાપત્રે બતાવેલી કાંઇક વાંધા ભરેલી લાગે છે. પ્રાકૃતમાં काइं એ રૂપ किं, એ પ્રશ્નાર્થ સર્વનામનું છે, અને ગુજરાતી 'કાંઇ' તે

પ્રશ્નાર્થ નથી. પણ અનિશ્ચયવાચક છે; તો પ્રશ્નાર્થ ઉપરથી અનિશ્ચયવાચક, એમ અર્થાન્તર થવાનો સંભવ ઘણો થોડો છે.* સંસ્કૃત किं ના મધ્યમાં અર્થરહિત क પ્રત્યય ઉમેરાઈ कर्किं થઇ, તે ઉપરથી 'કાંઈ' થયું હશે, એ કલ્પના, તેમ જ कः માં क ઉમેરાઈ ककः, कको, कयो (નારીજાતિ कयीं, નાન્યતર कयुं ), એ વ્યુત્પત્તિની કલ્પના પણ જેવી કૃત્રિમ ત્હેવી અસંભવિત લાગે છે. સર્વનામને क પ્રત્યય આમ લાગવાનો અસંભવ अहकं સંબન્ધે ઉપર જણાવ્યો છે; તેમ જ कर्किं ઉપરથી નાન્યતરરૂપ બની ચૂક્યું છે, તો कयुं એ રૂપમાટે कको ઉપરના કોઈ નાન્યતર રૂપની અપેક્ષા રહેતી નથી. પછી ભાષાના પ્રવાહની સ્વૈચ્છિક ગતિની વાતો તો જૂદી જ છે. 'કાંઈ' એ શબ્દ તો, હું ધારું છું, કે किमपि એ શબ્દો ઉપરથી થયો હશે, એ વધારે સંભવિત છે;-कोऽपि ઉપરથી 'કોઈ', એમ નરજાતિમાં જેમ બન્યું છે, અને જે શાળાપત્રે આ પ્રસંગમાં બતાવેલું છે, તે જ પ્રમાણે.

૧૮. જેવડું, તેવડું, કેવડું—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૧, પૃ. ૨૦ )—આ શબ્દો यावद्वृद्धं, तावद्वृद्धं, कियद्वृद्धं, એ શબ્દો ઉપરથી શાળાપત્ર ઉપજાવે છે, ત્હેને મુગ્ધાવબોધ ઔક્તિકનો આધાર પણ ત્હેમાં બતાવ્યોછે. પરંતુ જે સ્થળે એ શબ્દો મુગ્ધાવબોધ ઔક્તિકમાં આપ્યા છે, તે પ્રકરણ તપાસતાં મ્હને તો એમ જણાય છે કે 'જેવડું', વગેરે શબ્દોનો ફક્ત અર્થ બતાવવાને यावद्वृद्धं વગેરે વાપર્યા છે, ત્હેના અવયવનું બિમ્બપ્રતિબિમ્બ બનાવવા માટે નહિં. ઘણા શબ્દોની યાદીમાં આ શબ્દો પણ આવેલા છે અને તે યાદીમાંના બીજા શબ્દો સરખાવી જોતાં મ્હારી આ કલ્પના કાંઈક સાધાર બને છે. 'વડું' તે वृद्ध ઉપરથી થયું છે ત્હેમાં શક નહિં, પરંતુ એ સ્વરૂપનો અવયવ 'જેવડું' વગેરે શબ્દોમાં આવ્યાને લીધે वृद्धं ના સંબન્ધની ભ્રાન્તિ થઈ જણાય છે. એ જ યાદીમાંના એક બે શબ્દો લઇએ. उपिलुं—उपरितनम्. हेठिलुं-अधरतनम् , आगिलुं—अग्रेतनम्—આ શબ્દોમાં પ્રાકૃતમાં इलुं અને સંસ્કૃતમાં तनम्, એ સ્હામસ્હામા આવેલા અવયવોનો સંબન્ધ પણ વ્યુત્પત્તિનિયમમાંથી કૃત્રિમ રીતે ઉપજાવી કાઢી સકાશે. નકાર અને લકારનો સંબન્ધ પ્રસિદ્ધ છે અને तनमांનો त લોપ પામતાં બાકી રહેલા अनो લઘુપ્રયત્ન य કાર થઈ સકે, એટલે तनम् ઉપરથી यलम् અને તે ઉપરથી इलुं થયું, એમ વ્યુત્પત્તિ બતાવી સકાય, પરંતુ તેની કૃત્રિમતા ઉઘાડી જ છે. હું તો ધારું છું કે यावत् વગેરે શબ્દોના પ્રથમ અવયવ याव વગેરે ઉપરથી जेव વગેરે રૂપ થઈ પ્રાકૃતમાં અને વિશેષે અપભ્રંશમાં બહુ વપરાતો डड( अहुं—डुं )પ્રત્યય લાગી जेवडुं વગેરે શબ્દો થયા હશે.

( અપૂર્ણ. )

* હાવી જ પ્રકારનો અર્થનો સંકર મરાઠી कोण्हीं તથા कोणी, એ શબ્દોને વિશે
શાળાપત્રની ફુટનોટમાં થયો જણાય છે. એ શબ્દો પ્રશ્નાર્થ નથી પણ 'કોઈ' એ અર્થમાં
અનિશ્ચયવાચક છે. એ જ પ્રમાણે મરાઠી काहीं એ અનિશ્ચયવાચકને શાળાપત્રે પ્રશ્નાર્થની બરોબર ગણ્યો છે. મરાઠીમાં શાળાપત્રે कईक શબ્દ બતાવ્યો છે, તે જાણવામાં આવેલો નથી. कुण, એ શબ્દ પણ મરાઠીમાં જાણ્યો નથી.

# પ્રાર્થના.

(મળેલ)

( ગત અંકથી અનુસંધાન )

ઉપર પ્રાર્થનાના જે ત્રણ મુખ્ય પ્રકાર કહ્યા છે, તે દરેકનો જૂદો જૂદો વિચાર કરી જોઇશું એ પરથી જણાશે કે સૃષ્ટિમાં જે અનેક પ્રકારના નિગૂઢ જીવો છે તેઓ આ પ્રાર્થનાને ફલવાનાં સાધન છે, અને એ દરેક પ્રકારની પ્રાર્થના જુદા જુદા સૂક્ષ્મ જીવો-દ્વારા ફલે છે

જ્યારે કોઈ મનુષ્ય પ્રથમ પ્રકારની, એટલે કોઈ સ્થૂલ ભોગને માટે પ્રાર્થના કરે છે ત્યારે તે આ અદૃશ્ય જીવોદ્વારા ફલે છે એ પ્રાર્થના કરતા ચિત્ત એકાગ્ર થઈ જે દૃઢ સંકલ્પ થાય છે, તેથી સૂક્ષ્મલોકના તાત્ત્વિક સત્ત્વોમાં ક્રિયા થઈ તેમાથી એક પિણ્ડીભૂત સત્ત્વ ઉત્પન્ન થાય છે આ કૃત્રિમ સત્ત્વ બહુ બળવાન હોય છે, અને જે સકલ્પવડે તે ઉત્પન્ન થયુ હોય છે તે સકલ્પને પાર પાડવો એ જ તેનું કાર્ય હોય છે, અર્થાત્ તેની બધી પ્રવૃત્તિ તે કાર્ય પૂરૂં પાડવા માટે જ થાય છે જ્યા એ પ્રાર્થના દ્રવ્ય, અન્ન, વસ્ત્ર કે એવા જ બીજા કોઈ સ્થૂલ પદાર્થને માટે થઈ હોય છે, અને તે બીજા કોઈ મનુષ્યથી પૂરી પડે એવી હોય છે ત્યાં એ કૃત્રિમ સત્ત્વ એવા મનુષ્યને શોધી કાઢે છે, અને પોતાને ઉત્પન્ન કરનાર મનુષ્ય, તથા તેને જે જોઇતુ હોય તે, એ બેઉની છાપ તેના મગજપર પાડે છે આવા સસ્કાર થતા જ તે જે મનુષ્યને થાય છે તેને જે મનુષ્યની તથા તેને જોઇતી વસ્તુની છાપ પડી હોય છે, તેને આશ્રય આપવાનુ મન થાયછે કોઈ ધનાઢ્યને એમ કહેતા સાભળીએ છીએ કે "આજ સવારના કાંઇક બેઠો હતો તેવામાં પડ્યાજીના અનાથ આશ્રમનો વિચાર થઈ આ` અને મને તરત જ એમ થયું કે, લાવ એકાદ હુંડી એને મોકલી આપુ" અહીં પડ્યાજીની ર્થના એ એક ઉત્પાદક શક્તિ છે, પ્રાર્થનાનુ ફલ પ્રાપ્ત કરવાનુ સાધન પડ્યાજીએ ઉત્પન્ન કરેલુ ત્રિમ સત્ત્વ છે, અને જે હુડી સ્થૂલ દેહે યાચના કર્યા વિના પ્રાપ્ત થઈ તે એ પ્રાર્થનાનું ફલ છે, *એ પ્રાર્થના સભળાયાનું પરિણામ છે દૃઢ ઇચ્છાશક્તિ વડે ક્રિયા કરવાના પ્રયોગ-સકલ્પ* સિદ્ધિના પ્રયોગ-ની પદ્ધતિ જેઓ જાણે છે તેઓ, આવી જ ક્રિયા પ્રાર્થના કર્યા વિના, પ્રબલ ઇચ્છા શક્તિની સહાયતાથી-સંકલ્પબલથી-કરી શકે છે સાધારણ મનુષ્યવર્ગને અદૃસ્ય સૃષ્ટિની શક્તિઓનું તથા તેમના પ્રયોગોનું જ્ઞાન નથી, તેમજ તેમને પોતાની ઇચ્છા શક્તિનો ઉપયોગ કરવાની ટેવ પણ હોતી નથી, એટલે માત્ર સકલ્પબલવડે જ આવી ક્રિયા કરવા માટે મનની જે એકાગ્રતા તથા જે દૃઢ સંકલ્પની જરૂર છે તે પોતાના આત્મબલવડે કરવાને બદલે તેઓ પ્રાર્થનાવડે કરે છે એ પ્રયોગ શી રીતે થાય છે, તે જો તેઓ સમજે તો પણ, તેમ કરવાની પોતાની શક્તિપર તેમને શ્રદ્ધા રહેતી નથી, અને સંશય ઉપજે કે થઈ રહ્યુ, કેમકે શ્રી કૃષ્ણ કહે છે તેમ, **संशयात्मा विनश्यति.** સંશય ઇચ્છાશક્તિને-સકલ્પને ફલવા દેતો નથી પ્રાર્થના કરનાર મનુષ્ય જે પ્રયોગ કરેછે તે તે સમજતો નથી, પણ તેથી કાંઈ તેનું ફલ થવા વિના રહેતુ નથી. મનુષ્યો જે જે શારીરિક

ક્રિયાઓ કરે છે, જેમકે કાંઈ વસ્તુ લેવા હાથ લાંબો કરવો, આંખેની વસ્તુ જોવી વિગેરે, તે બધી ક્રિયાઓથી તેના શરીરના જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓમાં શી શી ક્રિયાઓ થાયછે, તેથી શરીરમાં કેવી વૈદ્યુત, રસાયનિક વિગેરે ક્રિયાઓ થાય છે, તે તેઓ જાણતા નથી. છોકરાંને ઇચ્છા થાય છે તેમ તેઓ દોડે છે, રમે છે, અને બીજી બધી ક્રિયાઓ કરે છે, અને તેમ છતાં, તેમને ભાન પણ હોતું નથી કે, તેમની ઇચ્છા પ્રમાણે એ ક્રિયા થતાં, તેમનાં શરીરમાં શું શું ક્રિયાઓ થાય છે. પ્રાર્થના કરનાર માણસની પણ એવી જ સ્થિતિ છે. પોતાના વિચારની સંકલ્પક-ઉત્પાદક-શક્તિનું તેને ભાન હોતું નથી, તેમ જ પોતાની કાર્યસાધક ક્રિયાનું પણ તેને ભાન હોતું નથી. એ ક્રિયા પણ, બાલકની ક્રિયાઓની પેઠે અજ્ઞાતપણે જ થાય છે, અને તેથી તેની જે પેઠે, તેથી તેની ઇચ્છાનુસાર ફલ થાય છે.

આ પ્રથમ પ્રકારની પ્રાર્થના આવા કૃત્રિમ સત્ત્વદ્વારા ન ફલતાં બીજી રીતે પણ ફલે છે. કોઈ દીક્ષિત કે બીજા આશ્રયદાતાઓ, સૂક્ષ્મ લોકમાં કાર્ય કરતા હોય તો તેઓ પણ, એ પ્રાર્થના સ્વીકારી, તેનું ફલ આપે જનકલ્યાણને માટે યોજાયલાં ધર્માદાય વિગેરે કાર્યોમાં આવી સહાય વિશેષે કરીને મળે છે. આમ હોય છે ત્યારે, એવી પ્રાર્થના થતાં જ, તે પરિપૂર્ણ કરવાનો વિચાર એ અદૃશ્ય આશ્રયદાતાઓ કોઈ ઉદારવૃત્તિના મનુષ્યને સુઝાડે છે, અને તેને પરિણામે, ઉપરની પેઠે જ, મદદ આવી મળે છે. કેટલીકવાર પ્રાર્થના કરનારની ઇચ્છાશક્તિથી કોઈ દેવતાને અસર થઈ તે પણ તેનું ફલ આપે છે. પણ આમ ક્વચિત્ જ બને છે. કેટલાક મનુષ્યને જુદા જુદા દેવતાઓ સાથે એવો અનુયોગ હોય છે કે, તેમની ક્રિયા તે તે દેવતાપર બહુ સહેલથી થઈ શકે છે. આવું હોય છે ત્યાં, આ યોનિઆં માણસો-દેવગણો-પોતાના પ્રિય ઉપાસકની ઇચ્છા પરિપૂર્ણ કરવા બહુ શ્રમ લે છે.

ખરા અંતઃકરણથી અને બહુ જ દૃઢતાથી કરેલી પ્રાર્થના પણ જ્યાં નિષ્ફલ જાય છે ત્યાં તેનું કારણ એ હોય છે કે, તે સફલ થવામાં પૂર્વ કર્મના દૃઢ સંસ્કારો બહુ આડે આવે છે. જ્યારે પૂર્વ કર્મના સંસ્કાર એવા દૃઢ હોય કે આવી પ્રાર્થનાથી તેમાં કાંઈ ફેરફાર ન જ થઈ શકે, ત્યારે તે પ્રાર્થના નિષ્ફલ જાય છે. જેને ભૂખે મરવાનું પ્રારબ્ધ જ બંધાયું હોય છે તે ગમે તેટલી પ્રાર્થના કરે તે વ્યર્થ જ છે. પ્રાર્થના કરવાથી જે કૃત્રિમ સત્ત્વ તે ઉત્પન્ન કરે છે તેનાં બધાં પ્રયત્ન નિષ્ફલ જાય છે; કોઈ અદૃશ્ય આશ્રયદાતા તેના સંબંધમાં આવતા નથી; અને તેની પ્રાર્થના કોઈ દેવતાઓ પણ સાંભળતા નથી. પૂર્વ કર્મના સંસ્કારાનુસાર જો કોઈ આદીકરાને એવો પ્રારબ્ધસંબંધ થયો હોય કે મૃત્યુથી તે બે જીવોનો અમુક કાલે વિયોગ થવો જ જોઈએ, તો ગમે તેટલી પ્રાર્થના કરવાથી, કે અનુષ્ઠાન કરાવવાથી, કે બાધા આખડી રાખવાથી તે છોકરો જીવતો નથી. સૃષ્ટિના દરેક પ્રકરણમાં છે, તેમ અહીં પણ, અખંડ નિયમ પ્રવર્તે છે. તેથી એક કરતાં વધારે શક્તિઓ, એક જ વસ્તુપર ક્રિયા કરે, ત્યારે કયાં તો તે દરેકની ક્રિયામાં કાંઈ ફેર પડે, કે કયાં તો એમાંની કોઈ એક ક્રિયા નહિ જેવી થઈ જાય. એક જ પ્રકારના બે દડા લઈ, તે દરેકને એક સરખા જ બલથી ગતિ આપો. આમાંથી એક દડાને કોઈ પ્રકારનો અંતરાય નડતો નથી તેથી, બીજી કોઈ ક્રિયા થતી નથી તેથી, તે ધારેલે સ્થળે જઈ શકે છે, અને બીજાનાપર બીજી કોઈ ક્રિયા થાય છે તેથી તે વચ્ચે જ અટકી પડે છે, અથવા તો કોઈ આડે જ માર્ગે ઊતરી પડે છે. પ્રાર્થનારૂપ ક્રિયાનું પણ આમ જ સમજવું. એક, જેને પૂર્વ કર્મનો અંતરાય ન

હોય, અથવા તે અનુકૂલ હોય, તો તેની પ્રાર્થના ફલે છે, બીજો, જેને પૂર્વ કર્મ પ્રતિકૂલ હોય અને એ પ્રતિકૂલતા વિશેષ બલવાન હોય તો તેને, તે ન ફલે આ પ્રમાણે એકની પ્રાર્થના સભળાય છે, ફલે છે, અને બીજાની નથી ફલતી, છતા એ બેઉ પરિણામ નિયમાનુયાગ છે, એમા કોઈ નિયમનો ભગ થતો નથી.

હવે બીજા પ્રકારની પ્રાર્થનાનો વિચાર કરીએ માનસિક અને નૈતિક ઉન્નતિને માટે કરેલી પ્રાર્થનાની ક્રિયા અને પ્રતિક્રિયા એ બેઉ સારા ફલ આપે છે. અદશ્ય રહી કાર્ય કરતા જે જનસેવકો મનુષ્યને સહાય કરવાની તક જોઈ રહ્યા હોય છે, તેમનુ ધ્યાન આવી પ્રાર્થના વડે, તે પ્રાર્થના તરફ ખેચાય છે, અને તેથી તેઓ શિખામણ, ઉત્તજન, પ્રબોધ વિગેરે તેના ચિત્તને પહોચાડે છે, અને એવી રીતે તેની પ્રાર્થના યોગ્ય રીતે ફલે છે કોઇક વિચારની ગૂચવણ હોય, કાઈ ગૂઢતા ન સમજાતી હોય, તે તરત સમજાય છે, કે તેનાપર કાઈ નવો જ પ્રકાશ પડે એવા વિચાર સૂઝે છે જેને કાઈ પરિતાપ થતો હોય તેને તેના હૃદયનો ક્ષોભ મટી ભય ટળી, શાતિ થાય છે આવી પ્રાર્થનાનુ આ સ્થૂલ ફલ છે, પ્રસન્ન ફલ છે આવે વખતે પ્રાર્થના કરનારના કરતા જ્ઞાનવૃદ્ધ જીવો, જેવા કે કોઈ દીક્ષિત, દેવ કે મહાત્મા તેની પ્રાર્થના તુરત સાભળે છે વળી એજ પ્રાર્થનાની એક અદશ્ય માનસિક પ્રાર્થના કરનારથી પ્રત્યક્ષ સમજાય નહિ એવી-અસર પણ થાય છે એ અસર તે પ્રાર્થના કરનારને પોતાને થાય છે એ પ્રાર્થનાથી તેના મન અને હૃદય એવા મૃદુ-ગ્રાહક સ્વભાવના થાય છે કે, તેથી તેને પ્રત્યક્ષ ફલ આપવુ બહુ સહેલુ થઇ પડે છે, તે ઉપરાત તેની અસર એવી પણ થાય છે કે તેના દૈવી અને આસુરી અશોના સંસર્ગના દ્વાર ખૂલે છે અને તેથી તેના દિવ્ય અશનો પ્રસાદ તેના આસુરી અશને મળવા માડે છે, અને તેથી તે શુદ્ધ થાય છે અન્તર્યામી-દિવ્ય અશ-દ્વારા જે પ્રસાદ શક્તિરૂપે તેને મળે છે તે, ઘણું કરીને વ્યવહારમા પણ કામ લાગે છે પણ તેનુ બહિર્મુખ ચિત્ત ઇન્દ્રિયદ્વારોથી મુક્ત થઈ અન્તર્મુખ થાય છે, જ્યારે બુદ્ધિપૂર્વક પ્રયત્નવડે અન્તરાત્માના પ્રસાદને વડેવાનો માર્ગ તે ખોલે છે, ત્યારે તે માત્ર બાહ્ય વ્યવહારના ઉપયોગને માટે, અન્તરાત્માની શક્તિરૂપ પ્રસાદીની માત્ર પ્રણાલિકા મટીને તેનુ આયતન થઈ રહે છે, તેમા જ તેનો ભગ્રહ થાય છે બાહ્ય ક્રિયાઓથી નિવૃત્ત થતા જે શાતિ ઉપજે છે, તેમા અંતરાત્માનો સ્વર સ્પષ્ટ સમજી શકાય છે, અને એકાગ્ર થએલ ચિત્ત એ અન્તરાત્માના મૃદુ સ્વરને સાભળી શકે છે

જ્યારે કોઈ મનુષ્યની પ્રાર્થના આધ્યાત્મિક ઉન્નતિને અર્થે થઈ હોય છે ત્યારે આ ક્રિયા વિશેષ સ્પષ્ટ રીતે સમજાય એવી થાય છે આધ્યાત્મિક ઉન્નતિ થતી પોષવાને, તેનુ પ્રોત્સાહન કરવાને, દરેક અદશ્ય આશ્રયદાતા બહુ ઉત્સુક રહે છે. જ્યા જ્યા હૃદયના ભાવો શ્રેષ્ઠ જણાય, ત્યા ત્યા સહાય કરવાને તેઓ તત્પર રહે છે, એટલુ જ નહિ પણ, આવી ઉન્નતિ થવાના અભિલાષથી જે શક્તિ સ્ફુરે છે તે પણ બહુ ઉચ્ચ પ્રકારની હોય છે એ આધ્યાત્મિક અભિલાષા આધ્યાત્મિક પ્રદેશની શક્તિઓને આકર્ષે છે અહી પાછો આનુરૂપ્યનો નિયમ લાગુ પડે છે, અને ઉત્તમોત્તમ અભિલાષાઓ ઉત્તમોત્તમ શક્તિઓને આકર્ષે છે, અને તેના જ જેવી ઉત્તમોત્તમ પ્રસાદી પણ પ્રાપ્ત થાય છે. આત્માને આમ થતા જેનો અતરાય નડે છે, તેને દૂર કરવા તે સર્વદા તત્પર રહે છે, અને જ્યારે એ બધનો ઉપર

ઉચ્ચ અભિલાષાઓનો પ્રહાર થાય છે ત્યારે, એ બંધનો તૂટી જીવ આત્મ પ્રકાશની જ્યોતિમાં આવૃત્ત થઈ રહે છે. આવી આધ્યાત્મિક ઉન્નતિને માટે પ્રાર્થના કરતાં કરતાં જ, અજાણતાં જ તે મનુષ્ય ત્રીજા પ્રકારની પ્રાર્થના કરવા માંડે છે. એ પ્રાર્થનામાંથી યાચકવૃત્તિ છેક જ નિર્મૂલ થઈ ગએલી હોય છે; માત્ર પૂજ્યભાવ જ રહ્યો હોય છે. આમ કરતાં જે આત્મજ્યોતિની ઝાંખી થઈ હોય છે, તે તરફ, તેના હૃદયના શુદ્ધ પ્રેમની ઉર્મિઓ રેલાવવા માંડે છે. આ ત્રીજા પ્રકારની પ્રાર્થનાવડે ઉપાસક અને ઉપાસ્ય, જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય અનુભવાય છે. આવી પ્રાર્થનાને પ્રસંગે, આત્મા અવર્ણ્ય અને અમૂર્ત છે એમ જાણ્યા છતાં પણ તેની જે ઇષ્ટ મૂર્તિ બુદ્ધિએ કલ્પેલી હોય છે તે ઇષ્ટમૂર્તિના ધ્યાનમાં જ ચિત્ત લીન બની રહે છે; અને ઘણીવાર તે પ્રેમની લહરીઓમાં ડુબતો ડુબતો, પ્રેમની નિશામાં જ, બુદ્ધિએ ઉપજાવેલી મર્યાદાની પેલી તરફના અમર્યાદિત પ્રદેશમાં તણાઈ જાઈ એવો અલૌકિક આનન્દ અનુભવે છે કે, ત્યાંથી પાછા વ્યવહારમાં પરોવાયા પછી એ આનન્દનું તેને પોતાને ગમે તેટલું સ્પષ્ટ ભાન રહે છે છતાં, તે બીજાને સમજાવી શકાતું નથી. કારણ કે સ્વભાવે જ અમર્યાદિત છે તેને મર્યાદિત કરતાં, જે અવર્ણ્ય છે તેનું વર્ણન કરતાં, તેનું અલૌકિક સૌંદર્ય કલુષિત થાય છે. આવી સ્થિતિમાં જ યોગી યોગાનન્દ અનુભવે છે, ધીર પુરુષો અવિજ્ઞાત જ્ઞાનાનન્દની પૂર્ણ શાંતિ અનુભવે છે, અને સંતો ઈશ્વરના અલૌકિક પ્રકાશની પ્રભામાં તન્મય બની રહે છે. આવી પ્રાર્થનાથી ઉપાસક પોતે જ બ્રહ્મતેજથી પ્રકાશી રહે છે, અને તેની સમાધિ જ્યારે છૂટે છે અને જ્યારે તે પાછો સ્થૂલ દેહમાં આવે છે, ત્યારે પણ તેનું મુખારવિંદ બ્રહ્મતેજમય થઈ રહે છે. અન્તરાત્માના પ્રકાશની જ્યોતિ તેના મુખપર છવાઈ રહે છે. જેઓ આ સ્થિતિ સમજી શકતા નથી, જે સત્ય શબ્દદ્વારા સમજાવી શકાતું નથી, તે જેઓએ અનુભવ્યું છે, તેમનું અહોભાગ્ય છે. જેઓએ આદિત્યવર્ણ આત્મસ્વરૂપને સ્વયંપ્રકાશે જોયું છે તેઓને જ કાંઈ એ વાતની સ્મૃતિ હશે, તેઓ જ આ વાત સંપૂર્ણ રીતે સમજી શકશે.

પાન્થ.

---

## કર્તવ્ય એક સુખ.

મગેલું.)[*]

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૫ થી ).

લોકો કેટલીક વખત ધારે છે કે સર્વથા સ્વતન્ત્ર સ્વચ્છન્દી રહેવું એ કેવું સારૂં ! પણ રસ્કિન કહે છે તેમ માછલી મનુષ્ય કરતાં વધારે સ્વતન્ત્ર છે, અને "માખી તો સ્વતન્ત્રતાની શ્યામ મૂર્તિ છે" એમ કહીએ તો પણ ચાલે. પણ કોણ કહેશે કે આ પ્રકારની માછલીની કે માખીની સ્વતન્ત્રતા મનુષ્યના કર્તવ્યબન્ધનના કરતાં વધારે સારી છે ? સ્વચ્છન્દ વૃત્તિના અર્થમાં સ્વતન્ત્રતાનું જીવન એ ખરા સુખનું જીવન નથી. કેમકે તત્ત્વદૃષ્ટિએ જોતાં એ સ્વતન્ત્રતા નથી, પણ બન્ધન છે. ઘણા મિથ્યાવેદાન્તીઓ સ્વચ્છન્દાચારને સ્વાતન્ત્ર્ય માને છે. પણ ખરૂં જોતાં વેદાન્તમાં જે સ્વચ્છન્દ વૃત્તિ ઇષ્ટ ગણી છે તે આત્માન

[*] લખનાર—મિત્ર.

વિશુદ્ધિ થયા પછીની છે, અર્થાત્ સ્વાતન્ત્ર્યનો ખરો અર્થ વિષયમાં નહિ પણ આત્મામાં સ્વચ્છન્દે રમવું એમ લેવાનો છે અને એટલા જ માટે

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥ ભગ્ગી

( જે આત્મામાં રમમાણ છે, આત્મામાં તૃપ્ત છે, આત્મામાં સંતુષ્ટ છે તેને કાંઇ જ કરવાનું રહેતું નથી ) એ વાક્યમાં આત્મ-શબ્દનું ગ્રહણ છે. જો આપણે આપણી વૃત્તિઓને યથેચ્છ પ્રવર્તવા દીધી તો પછી સ્વતન્ત્રતાને બદલે જુલમીમાં જુલમી બન્ધનમાં પડ્યા એ નક્કી સમજવું. ઇચ્છામાં આવે એમ વર્તવું એનો અર્થ ઇચ્છાના દાસ થવું એ જ છે. આ દાસ્ય તે સ્વાતન્ત્ર્ય કેમ હોઇ શકે? ઇચ્છાને વશ કરી આત્માનું રાજ્ય સ્થાપવું એ જ ખરી સ્વતન્ત્રતા છે. આત્મરાજ્ય સ્થપાતાં કર્તવ્યનું બન્ધન બન્ધન મટી કેવું રમણીય પવિત્ર સ્વાતન્ત્ર્ય બને છે એ કર્તવ્યપરાયણ આત્માને જ વિદિત હોય છે. હૃદયના વિકારોનું પ્રક્ષોભન મદિરાના જેવું છે. કદાચ એનાથી આરંભમાં આનન્દ આવશે પણ એ પ્યાલાને તળીએ તો વિષ જ ભરી મૂક્યું છે એ નક્કી જાણવું. જેમ મનુષ્યો મદિરા પીએ છે તે આગળ કરેલા પાન થકી ઉત્પન્ન થએલી ઇચ્છા શાંત કરવા માટે જ હોય છે, વસ્તુતઃ સ્વતન્ત્ર રીતે એમાં કાંઇ આનન્દજનકતા હોતી નથી—તેમજ આ સંસારની લાલચોની બાબતમાં પણ છે. વિષયો વસ્તુતઃ આનન્દનું સ્થાન હોતા નથી, પણ એક વખત એમાં વાસના બંધાયા પછી, એ વાસના તૃપ્ત કરવાથી આરંભમાં કાંઇક કાંઇક ક્ષણિક સુખ ભાસે છે, પરંતુ તે ધીમે ધીમે ક્ષીણ થઇ જઇ આખરે દુઃખદ નીવડે છે. વિષયમાં એક વખત ફસાયા પછી એની ઇચ્છાઓ ( વાસનાઓ ) બંધાય છે અને એ વખતો વખત જાગૃત થઇ મનુષ્યને લલચાવે છે, ફસાવે છે. અને એ રીતે વારંવાર વિષયને શરણે પડવાથી લાલસાઓનું બળ વધતું જાય છે, અને ક્રમે ક્રમે આ લાલસાઓની સ્હામે ટક્કર લેવાનું કામ અશક્ય થઈ પડે છે. આમ "વિફલંભી વિષયમોહ"ની જાળમાં ફસાતાં ફસાતાં મનુષ્ય પોતાનું સ્વાભાવિક અને વાસ્તવિક સ્વાતન્ત્ર્ય ખોઇ બેસે છે. શાસ્ત્રકારોએ કામક્રોધાદિ વિષયજન્ય વિકારોને "ષડ્રિપુ" કહ્યા એ ખોટું નથી. ખરેખર મનુષ્યને એના વિકારો કરતાં અધિક શત્રુ કોઈ નથી અને એ શત્રુઓને જીતવા એ એનું ખરું સુખ છે. એમાં જ એનો યશ છે. આ જીત મેળવવામાં આત્માને આત્મા વિના બીજું સાધન નથી.

यत्र नास्ति शरैः कार्यं न मित्रैर्न च बन्धुभिः ।
आत्मनैकेन योद्धव्यं तत्ते युद्धमुपस्थितम् ॥ ( મહાભારત )

"જ્યાં બાણ, મિત્ર, બન્ધુ સર્વ સાધનો નકામાં છે, અને જ્યાં માત્ર આત્માએ એકલા રહીને જ લડવાનું છે એવું યુદ્ધ ત્હારા આગળ આવી ઊભું છે." એ યુદ્ધમાં આત્માને અન્યની મદદ મળી શકે એમ નથી એ ખરૂં. તો પણ કોઇની પણ મદદ કામ આવે એમ છે તો તે પ્રભુની જ. એની જ પ્રાર્થના કરો કે,

( શિખરિણી. )

"ભર્યો દુઃખાવર્તે વિકટપથ ક્ષારાબ્ધિ ભવનો,
જ્યહાં જોરે ગાજે ષડરિગણના ચંડ પવનો;

છે તે સંતોષથી પોતાના ઉપર 'રાજ્ય' કરી રહ્યો છે. એને મુકુટધારી રાજાઓની જરા પણ અદેખાઈ આવતી નથી." આ માટે આવે ? ખરા 'ઊંચા એ જ છે કે જે પરમાત્માના દિવ્ય ધામની સમીપ છે. નીચા એ છે કે જે એથી દૂર છે ને વિનાના સર્વ ભેદ મિથ્યા છે.

ખરી મહત્તાને હોદ્દા કે અમલ સાથે કાંઈ જ લેવા દેવા નથી. એપિક્ટેટસ કહે છે કે "યુરિસ્થિયસ આર્ગોસ કે મિસિનિસનો ખરા અર્થમાં રાજા ન ગણી શકાય, કેમકે એ પોતે પોતાના ઉપર રાજ્ય ચલાવવાને પણ સમર્થ નહોતો. અને હ્યુર્ક્યુલિસ યદ્યપિ નગ્ન અને એકલો હતો, તથાપિ એણે તો અધર્મનો ઉચ્છેદ કરી ન્યાય પ્રવર્તાવ્યો" માટે ખરો રાજા હ્યુર્ક્યુલિસ. એક બીજી વાત સિનિઅસ તત્ત્વવેત્તાની અને પિરહસની છે. સિનિઅસે એક વખત પિરહસને પૂછ્યું કે 'ઇટાલિ જીત્યા પછી શું કરીશું?' પિરહસે ઉત્તર આપ્યો 'સિસિલિ સિસિલિ પછી ? આફ્રિકા.' 'આફ્રિકા અને આખા જગત્ પછી ?' 'પછી નીરાંતે આનન્દ કરીશ.' સિનિઅસે કહ્યું ત્યારે 'હમણાં જ તેમ કરવામાં શી અડચણ છે?' વળી કહ્યું છે કે,

" एको वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपः ।
तृष्णावार्धि को गतः ॥ "

"એકવાળાને દશની ઇચ્છા થાય છે, દશવાળાને સોની, સો વાળાને હજારની, હજારવાળાને લાખની" એમ તૃષ્ણાનો ક્રમ ઉત્તરોત્તર વધતો જ રહે છે. એક દશ સો હજાર કે લાખ કે એથી પણ અધિક દ્રવ્ય તૃષ્ણાનો ખાડો પૂરી શકતું નથી. એને પાર ઉતરવાનું માત્ર એક જ સાધન છે, અને તે જ્ઞાનજન્ય સંતોષ. આ સંતોષ વિશ્વની વિશાલતા અનુભવતાં ઉત્પન્ન થાય છે. જેમ એ વિશાલતા વધારે અનુભવાતી જાય છે તેમ તેમ અહંબુદ્ધિની ધારા કુંઠિત થતી આવે છે અને છેવટે અહંવૃત્તિ એ વિશાલતાના—એકતાના—ધ્યાનમાં લય પામી જાય છે. આનું નામ જ અભેદાનુભવ, આત્મસાક્ષાત્કાર. જેને આ પ્રકારનો સાક્ષાત્કાર થયો છે તેને પૃથ્વીના સામ્રાજ્યની તો શું, પણ ઇન્દ્રાસનની પણ ગણના નથી. રાજાઓ એને મન એમર્સન કહે છે તેમ "આકાશના જ્યોતિર્ગણ જેવા છે—જેઓ પૂજાય છે, નિવૃત્તિ ભોગવી શકતા નથી" પરંતુ આ ઉપરથી એમ ન ધારવું કે પ્રવૃત્તિરહિત આળસુ થઈ પડી રહેવું એમાં જ ખરો આનન્દ છે કેમકે કર્તવ્યનો શ્રમ તો આત્માનંદને વધારે સતેજ અને પુષ્ટ કરે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે વાસ્તવિક રીતે જોતાં ને રંકના કરતાં અધિક સુખ છે એમ નિયમ નથી ખરું સુખ કર્તવ્ય-આચરણનું છે, અને તેને માટે સર્વ અવસ્થામાં સમાન અવકાશ છે. પરંતુ "સુખે સોનીઅને દુઃખે રામ" એ કહેવત પ્રમાણે રાજા કરતાં રંકની દશામાં પરમાત્માનું સ્મરણ થવાનો વધારે સંભવ છે. અને તેટલાજ માટે ભક્ત જનો જન્મોજન્મ દારિદ્ર્ય માગે છે. પ્લેટો એના "રિપબ્લિક"માં એક પુરાણ કથા વર્ણવે છે કે મૃત્યુ પછી દરેક આત્માને એક બીજી દુનીઆમાં પોતાનું જીવન પસંદ કરી લેવાનું હોય છે, તે વખતે જ્ઞાની યુલિસિસને એક અપ્રસિદ્ધ સામાન્ય પુરુષનું જીવન શોધી લેતાં બહુ વખત લાગ્યો. શ્રમ પણ ઘણો પડ્યો, કારણ કે કોઈની એ તરફ દરકાર ન હોવાથી એ એક ખુણે પડી રહ્યું હતું. એ જીવન જડતાં યુલિસિસને બહુ આનંદ થયો. કેમકે આ જગતમાં એણે જે જે અનુભવ્યું હતું એ સર્વનું સ્મરણ હોવાથી એને લૌકિક મહત્તા ઉપર બિલકુલ મોહ નહોતો. (અપૂર્ણ)

Girijashanker Manishanker




Reg No B. 196. Prof. of ... B...

# सुदर्शन.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ. ધ્રુવ. એમ. એ.
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—'એક અભેદમાર્ગપ્રવાસી' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-નીતિ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

---

" सत्यं परं धीमहि "—भागवतम्.

---

પુસ્તક ૧૪. અંક ૯. ] ( માસિક ) [ જૂન, ૧૮૯૯.

---

## શાન્તિગીત.

( Longfellow ના Serenade ઉપરથી ).

( મળેલું ).

મ્હાડ.

(મ્હારી ઝુમા લ્હારે ઓઢણે મેવાડારે મલીર—એ ચાલ.)

ઊંઘે ઊંઘે વ્હાલી મ્હારી રે,
ઊંઘે રસીલી નાર;
ઉનાળાની રાત્રિ તણા, ઓ,
તારા ! ભૂરા નભ મોઝાર
દૂર સંતાડો તેજ તમારૂં,
સોનેરિ રંગે રંગનાર;
ઊંઘે ઊંઘે વ્હાલી॰

રમ્ય નિશાના ચંદ્ર રૂડા ઓ,
અમૃતધાર વ્હેનાર !
દૂર પશ્ચિમ ટેકરિયો નીચે

[illegible]ય રુપેરિ તેજ આ વાર,
ઊંઘે ઊંઘે વ્હાલી૦ ૨

રાસ તણા કંઈ ધીર પવન, ઓ !
પેલી વેલી ચઢતી જોઠાર,
સાંઢિ ત્હારી આ ચપળ પખ્ખિઓને
સંકેલી લે સુકુમાર;
ઊંઘે ઊંઘે વ્હાલી૦

રાત્રી કેરાં મીઠાં સ્વપ્નો, ઓ !
કહેજો હેને, તુજ કાંત,
જ્યહારે ગાઢી નિંદ મહીં તું,
લે તુજ સભાળ નિતાંત;
ઊંઘે ઊંઘે વ્હાલી૦

ભ્રમર૦

---

## વિરહ–કથન.

( ગઝલ )*

છૂપાઈ ચંદ્રાયે મેઘે,
છૂપાયા તારાયે મેઘે,
રખડવાનાં, રુદન કરતાં;
ઘોર અંધારે. ૧

ભેદાયું હૈયું એ દુઃખે,
છેદાઈ ઇચ્છા એ દુઃખે,
રહેવાનાં સૌ, નિત્યે બળતાં;
ઘોર અંધારે. ૨

ઉપાધિ, આધિ, વ્યાધિમાં,
આંસુડાં સારી રહેવામાં,
આવી અવધિ ! રે ! સપડાતાં,
ઘોર અંધારે. ૩

---

* લખનાર રા. રા. પ્રભુદાસ બાધાભાઈ મોદી.

મીઠી પ્રીતિ થઈ એ નષ્ટ,
કઠોરતા આપે સૌ કષ્ટ,
વિયોગે હા ! ઝુરી મરવું,
ઘોર અંધારે. ૪

દેખાડો એ મુખડું મુજને,
સંભળાવો એ શબ્દો મુજને.
મળવું ક્યાંથી ! છે રડવાનું;
ઘોર અંધારે. ૫

'આનંદે નિત્યે વિહરજો,
સુખને શાન્તિ સૌ ત્યાં મળજો,'
આશિષ એ છે, કિન્તુ બાપુ !
ઘોર અંધારે. (ડુમો) ૬

આસ.

---

## ગ્રન્થાવલોકન.

૧. **પંદર લાખ પર પાણી**—આ પુસ્તક માત્ર બે વર્ષમાં જ એની બીજી આવૃત્તિએ પહોંચ્યું છે એટલાથી જ એની લોકપ્રિયતા નિર્વિવાદ સિદ્ધ છે. કથાનો બોધ અત્યન્ત સાદો, બાળકથી. પણ સંપૂર્ણ રીતે ગ્રહણ કરી શકાય એવો છે. આત્મ-ગુહામાં વસતા ગંભીર સત્યોનું પ્રતિભાશક્તિવડે બહાર લાવી પ્રત્યક્ષ દર્શન કરાવવું એ જે મહાન્ ગ્રન્થકારોનો ઉદ્દેશ તે અત્રે છે જ નહિ; અને ભાષા-શબ્દ પસંદગીમાં તેમ જ વાક્યરચનામાં-સાદી તથા સરળ છે. એટલે આ લોકપ્રિયતાનો વિવેચકને સહજ ખુલાસો થઈ જાય છે. પ્રકૃત લેખનો હેતુ નીતિ-બોધ આપવાનો છે, અને એ બોધ લોક સમજી શકે એવી ભાષામાં અપાયો છે એટલું કહેવામાં જેટલી પ્રશંસા આવતી હોય તેટલી પ્રશંસાને આ લેખ સર્વથા યોગ્ય છે. કથાનો નાયક રણછોડદાસ કરીને મુંબાઇનો એક યુવાન્ ધનિક છે, જે પ્રાણલાલ નામના નીચ સોબતીના સંગમાં પડી, વિદ્યાભ્યાસ છોડી દઈ ઉમર લાયક થતાં, સટ્ટામાં વેશ્યામાં અને છેવટે મ્યુનિસિપલ ઇલેકશનની હુંપદમાં પંદર લાખપર પાણી ફેરવી દેછે. મુંબાઇના અલ્પ કેળવણીના ધનિકોને કેટલીકવાર કેવા કેવા વિષયો મોહક થઈ પડે છે, અને એમાં એમને કેવી કેવી રીતે ફસાવાનો સંભવ છે એનું એ અલ્પકેળવણીવાળા શેઠીઆઓને જ ચિત્ર આપવું એવા ઇરાદાથી જો આ પુસ્તક લખાયું હોય તો તે કેટલેક અંશે એનું કાર્ય સિદ્ધ કરી શકશે એમાં સંશય નથી. પણ નવલકથા તરીકે, એમાં પ્રતિભાદર્શન તથા કલાવિધાન કેટલે અંશે સિદ્ધ થઈ શક્યાં છે એ જૂદો જ પ્રશ્ન છે. અને આ પ્રશ્નના ઉત્તરમાં અમારો અભિપ્રાય તો એવો-થાય છે કે આ ઉભય અંશમાં આ પુસ્તક

બહુ ન્યૂન છે. નવલકાર કાંઈક પણ લખે એટલે પાત્રોનું અમુક સ્વરૂપ તો બંધાય જ; અને આ રીતે રણછોડદાસ મૂર્ખ દુર્ગુણી છે, પ્રાણલાલ દુષ્ટ સ્વાર્થી અને નીચ છે, માણેકવહુ સદ્‌ગુણની અને પતિપરાયણતાની મૂર્તિ છે, રતનવહુ હલકાઇની ભરેલી છે, રામકોર શેઠાણી પવિત્ર આર્યવિધવા છે, કાનદાસ પરમાનંદદાસ એમનું નિમકહલાલપણું બતાવી આપે છે. આ શિવાય બીજાં પણ કેટલાંક પાત્રો છે, જે મધ્યે જેના નામની એક વેસ્યા છે; અમને લાગે છે કે કોઇક નિપુણ નવલકારે આ વેસ્યાને વધારે સૂક્ષ્મતાથી અને કુશલતાથી ચીતરી હોત. વળી અત્રે કોઈ પણ તરેહનાં મહાન્ સત્યોનું પ્રદર્શન નથી. કથાપટના દોરા નિર્માલ્ય છે એટલું જ નહિ પણ તે સાથે થોડા છે તથા એમનો વણાટ પણ બહુ કારીગરીવાળો નથી. પાત્રોની કૃતિરીતિ અને તેમાંથી ઉદ્‌ભવતા પરિણામમાંથી બોધનો ધ્વનિ ઉપજાવવાને બદલે, પગલે પગલે કથાકાર કથાના વૃત્તાન્તો ઉપર બોધનાં ભાષણો આપવા બેસી જાય છે-જે રસનિષ્પત્તિને અત્યન્ત વિરોધી અંશ છે. મનુષ્ય દુષ્ટ થાય એટલે એને પત નીકળે કે ક્ષય થાય કે એનાં ઘરબાર છોકરાંછૈયાં સર્વ ડૂબી જાય એટલાથી Poetic justice ચા, Nemesis નું ફલવિધાન સિદ્ધ થઈ ગયું એમ માનવાનું નથી. દ્રવ્યહીન દશામાં આવી પડેલો રણછોડદાસ પ્રાણલાલની મદદ માગે છે, પ્રાણલાલ ના કહે છે; રતનવહુની માગે છે, રતનવહુ પણ ના કહે છે; જેના (વેસ્યા)ની મદદ માગવા જાય છે, ભૈયો બારણેથીજ અટકાવી કાઢે છે અને આ સર્વ હકીકતનું વર્ણન બે પાનામાં જ! આ કરતાં તો વધારે સારો સરળ માર્ગ એ હતો કે આરંભમાં જ વાચક આગળ નિમકહરામ અને નિમકહલાલ માણસોનાં બે કોઠા પાડવાં હતાં અને એકમાં પ્રાણલાલ, જેના, રતનવહુને, અને બીજામાં પરમાનંદદાસ, કાનદાસ વગેરેને મૂકવાં હતાં, એટલે વાંચનાર સર્વ હકીકત ટુંકામાં જ સમજી જાત! વળી ગુજરાતીમાં ચાલતી કહેવતોને ગ્રન્થમાં દાખલ કરવા તરફ લેખકનું એટલું બધું વલણ છે કે ભાગ્યે બે પાનાં એવાં જતાં હશે કે જેમાં "એક બે કહેવતો" મ્હોટા અક્ષરે ન છાપી હોય. ભાષાનો સરકાર પણ ઓછો છે. અને કેટલેક સ્થળે તો અસર ઉપજાવવા માટે અયોગ્ય પુનરુક્તિમય વાક્યોનો ઉપરાઉપરી થર કરવામાં આવે છે. કવચિત્ ગદ્ય (!)—પણ 'ઝડઝમક' લાવવાનો યત્ન થએલો નજરે પડે છે. છેવટે અમારે એટલું કહેવું જોઇએ કે આ પુસ્તકનો બોધ સારો છે, એટલે નવલકથા તરીકે ગમે તેટલું ખામી ભરેલું હોઇને પણ એક વાર્તારૂપે એ એના અધિકારીઓને બોધ આપ્યા વિના નહિ રહે એમ સમજી અમે એનો સ્વીકાર કરીએ છિએ. વિશેષમાં, આ આખી ચિત્રાવલિમાં સટ્ટાનું ચિત્ર વખાણવા લાયક છે. તે શિવાય તો, પંદર લાખના નુકશાનનો વાચકને સરવાળો શી રીતે કરી આપવો એટલા ઉપર જ લેખકનું ધ્યાન રહ્યું જણાય છે.

અમે અત્યન્ત દિલગીર છિએ કે મિ. પારેખ જેવા એક ઉત્સાહી લેખક વિરુદ્ધ અમારે આટલું લખવું પડે છે. પણ અમારો યથામતિ જે અભિપ્રાય થયો છે તે ખુલ્લા દિલે જણાવ્યા વિના ચાલતું નથી. અમારા મતના સ્હામેના ત્રાજવામાં લોકપ્રિયતા અને કેટલાક વિદ્વાનોના અભિપ્રાય છે, એટલાથી જ એમને થોડો સંતોષ ન હોવો જોઇએ.

---

# બુદ્ધિ અને હૃદય.

આજથી ત્રણ ચાર માસ ઉપર "શંકા અને શ્રદ્ધા." એવા મથાળા નીચે એ બે પદાર્થની પરમાર્થસિદ્ધિમાં અનુકૂલતા-પ્રતિકૂલતા કેટલી છે અને કેવે પ્રકારે છે એ વિષે કાંઈક આ પત્રમાં લખવામાં આવ્યું હતું. આજ એ જ રીતે "બુદ્ધિ અને હૃદય" એ દ્વન્દ્વના સ્વરૂપ સંબંધે થોડોક વિચાર કરવા ઇચ્છા છે.

'બુદ્ધિ' અને 'હૃદય' એ બે શબ્દની યદ્યપિ શાસ્ત્રીય વ્યાખ્યા આપવી કઠિન છે તથાપિ એ બે પદથી વિવક્ષિત અર્થનો બોધ તો સર્વને સાધારણ મતિથી થઈ શકે છે. તેમાં પણ સુદર્શનના વાચકોને તો આ બે શબ્દો એટલા બધા પરિચિત થઈ ગયા છે કે શ્રમપુરઃસર લક્ષણ બાંધી એના અર્થ સમજાવવાની અત્રે બહુ જરૂર દેખાતી નથી. સારે હવે એ બે શબ્દોના અર્થો પ્રસિદ્ધ જ છે એમ માની લઈ, બ્રહ્મવિદ્યાના વિષયમાં એમનું સ્થાન વિચારવાનો આ સ્થળે દિગ્-દર્શનમાત્ર પ્રયત્ન કરીશું.

બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ શો છે એ ધ્યાનમાં લઇશું તો સહજ સમજાશે કે બુદ્ધિ કે હૃદય એમાંથી એક પણ પદાર્થને આ વિષયમાં સમગ્ર સામ્રાજ્ય સોંપી દેવું ઘટતું નથી. બાહ્ય અને આન્તર જગતના તત્ત્વનું, એટલે એમનામાં અધિષ્ઠાનરૂપે નિવસતા વાસ્તવિક પદાર્થનું, અન્વેષણ કરી એનો સાક્ષાત્કાર કરવો એ જો બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ હોય-અને નિર્વિવાદ રીતે એ જ ઉદ્દેશ છે-તો સ્પષ્ટ છે કે આ અન્વેષણ અને સાક્ષાત્કાર ઉભયને અનુકૂલ સાધનની એમાં અપેક્ષા છે. 'હૃદય લાગવું જોઇએ' એમ આ વિષયમાં ઘણીવાર કહેવાય છે, પરંતુ આ વાક્ય ખરું જોતાં અપૂર્ણ હોઈ માત્ર અર્ધ સત્યનું જ પ્રતિપાદક છે. ખરી રીતે તો, વસ્તુમાં હૃદય લાગવું જોઇએ એમ કહેવું જ યોગ્ય છે. માત્ર હૃદય લાગવાથી જ પરમાર્થ સિદ્ધ થઈ જતો હોય, તો અહંતાગમતાની માયિક જાળ વિશ્વમાં એવી પથરાઈ રહી છે કે વિના યત્ને જન્તુમાત્રનું કાંઈક કોઇક સ્થળે તો હૃદય લાગેલું જ છે, એટલે કાંઈ જ કરવાનું રહેતું નથી ! ખરું જોતાં સિદ્ધ કરવાનું એ છે કે આ પ્રકારની સ્વભાવસિદ્ધ હૃદયની 'લગની' ને બદલે વસ્તુમાં હૃદયને વળગાડવું જોઇએ. હવે વસ્તુભૂત પદાર્થ શો છે અને શો નથી એ વાતનો નિર્ણય બુદ્ધિ વિના કોણ કરી શકે એમ છે ? હૃદય તો પ્રતીતિમાં છે કે નથી એટલું જ કહીને રહેશે; વસ્તુતઃ 'છે કે નહિ' એ ઉચ્ચારનાર શક્તિ તે બુદ્ધિ જ છે. અને એટલે અંશે બુદ્ધિનું સાર્થક્ય સ્વીકાર્યા વિના કેમ ચાલશે ? 'બુદ્ધિવિલાસ' 'તર્કજાળ' ઇત્યાદિ આક્ષેપગર્ભ પદો ઘણેક સ્થળે મહાન્ પુરુષોને મુખે પણ આપણે સાંભળીએ છિએ. પણ અમારું તો સ્પષ્ટ માનવું છે કે એમ બોલનારાઓનું ખરું તાત્પર્ય ન સમજીને જ લોકો ઘણીવાર બુદ્ધિના પ્રયોગને નિરર્થક માની લે છે, અને અમારા અનુભવમાં તો આ વાત એટલે સુધી ગએલી જોવામાં આવી છે કે ઘણા લોકો તો બુદ્ધિહીનતાને હૃદયના વેગનું એક માપ કરી બેઠા છે, અને એમને જ્યાં જ્યાં કાંઈ પણ બુદ્ધિનો આવિર્ભાવ થતો, કે બુદ્ધિનો શ્રમ લેવાની વાત થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં જાણે હૃદયની શૂન્યતાજ હોય, "નીરસતા" જ હોય, એમ માનતાં જરા પણ વિચાર પડતો નથી. બુદ્ધિ-શ્રમ કેવો કઠિન છે, પરમ-પદાર્થ ઉપર હૃદયનો તીવ્ર આવેગ લાગ્યા વિના એટલો શ્રમ સહજ કરવા તરફ

અભિરુચિ થતી જ નથી એ ધ્યાનમાં રાખતા ઘણાખરા લોકો એનાથી કંટાળે એમા આશ્ચર્ય નથી. પણ પૂર્વે અમે એક વખત કહ્યું છે તેમ એ કઠિનતામાં જ એની ભવ્યતા છે અને અમારા આ સિદ્ધાન્તને શ્રીમદ્ભગવદ્ગીતાદિ મહાન્ ગ્રન્થોનો ટેકો છે.*

નિન્દાયોગ્ય બુદ્ધિ છે તે જૂદી જ છે. જે બુદ્ધિ ઇન્દ્રિયોથી ગૃહી શકાય તે કરતા અધિક સત્ત્વ સ્વીકારતી જ નથી; જે હૃદયના દુર્વિકારોનુ વિસ્મરણ કરી જઇને સમગ્ર રચના રચે છે એટલું જ નહિ પણ જે પ્રેમ, માન, દયા ઉપકાર આદિ હૃદયના ઉન્નત ભાવોની કેવલ ઉપેક્ષા કરી પ્રવર્તે છે; જે ઉદાર સ્વાર્પણને મૂર્ખતારૂપે પ્રદર્શિત કરવાની ધૃષ્ટતા ધરે છે, તથા જે મનુષ્ય હૃદયમા ઉછળતા રુધિરને પવિત્ર અને મહાન્ બનાવવાને બદલે એને ખાલી કરી પોતાનું સ્વતન્ત્ર રાજ્ય સ્થાપવાના વ્યર્થ યત્નમા એને કર્તવ્યભંગની અધમતા તરફ દોરે છે, તથા જે ધાર્મિક સ્થિતિ ( Religion-ness Piety )ને બદલે માત્ર શોખરૂપી બ્રહ્મજિજ્ઞાસા ( interest in Religion ) માં જ કૃતકૃત્યતા મનાવે છે એ બુદ્ધિ જ નિન્દાને પાત્ર છે. એનો વિલાસ તે જ ખોટો બુદ્ધિવિલાસ છે,' બુદ્ધિવિલાસ,' 'તર્કજાળ' ઇત્યાદિ પદોવડે બુદ્ધિ ઉપર આક્ષેપ કરનારા મહાન્ વિદ્વાનોનુ આ જ તાત્પર્ય હતું, અને હોવુ ઘટે છે. બુદ્ધિનો એક દુષ્ટ પ્રકાર સંભવે છે એટલા ઉપરથી એનો સારો પ્રકાર પણ હોઈ શકતો નથી, એમ સમગ્ર બુદ્ધિને ત્યાજ્ય ગણવી એ ભ્રમ છે

તર્કજાળમા લપટાઈ રહેતા તત્ત્વવિમુખ એક ફિલસુફ કરતાં નિર્મળ હૃદયે ભક્તિપરાયણ થતો ગામડીઓ પરમ વસ્તુ પામવાનાં વધારે યોગ્ય છે એ સ્પષ્ટ જ છે. સંસારપ્રવાહના નક્રથી પકડાએલા એક ગજેન્દ્રની પ્રભુ પ્રત્યેની ઊંડા હૃદયની ચીસ, કે શબરીના ખરા ભાવથી અર્પેલાં બોર એને અસંખ્ય 'બુદ્ધિવિલાસો' કરતાં અધિક પ્રિય છે એ નિર્વિવાદ છે. પણ એમનો સાક્ષાત્કાર એમના જેટલા જ હૃદયના વેગવાળા પણ એ કરતા અધિક જ્ઞાની એવા એક ઋષિના સાક્ષાત્કારની સમાન પંક્તિમા આવી શકે છે એમ કોણ કહેશે ? આપણે ઘણીવાર એક નિર્મળ હૃદયના ગામડીઆને વખાણીએ છિએ, પણ એ તો ખોટા બુદ્ધિવિલાસને નિંદવા ખાતર કરેલી માત્ર અતિશયોક્તિ જ છે એનો અર્થ એમ નથી કે એક જંગલી હોટેન્ટૉટ અને એક મહાન્ દ્રષ્ટા-ઋષિવર-ધર્મના વિષયમા સમાન છે. સમાન છે કહેવું એ તો અન્ધકાર અને પ્રકાશને એક ગણી નાખવા બરાબર છે વળી જુવો કે એ ગામડીઆ ઉપર પણ સ્વબુદ્ધ્યનુસાર તત્ત્વનિર્ણય કરવાની ફરજ નથી ? કઈ ભાવના પરમાત્માની છે, અને કઈ નથી એ વિષે યથાશક્તિ વિવેક કર્યા વિના તો ગામડીઆએ પણ પ્રવૃત્ત થવું યોગ્ય નથી. અને આ નિર્ણય કરનાર જે વિવેકશક્તિ તેનુ નામ જ બુદ્ધિ છે. પરમાત્મા જ્યાં જ્યાં સત્ (સાધુ) ભાવ છે ત્યા ત્યાં વિરાજમાન છે, અને જેમ જેમ મનુષ્યબુદ્ધિ વિસ્તાર અને વિકાસ પામતી જાય છે તેમ તેમ એનું દર્શન વધારે ઉચ્ચતર અને યથાર્થ થતું આવે છે. આ ઉન્નતિ અને વૃદ્ધિનો પુરાવો પણ બુદ્ધિનો સત્કાર કરાવવા તરફ વળે છે. કદાચ એમ કહેવાશે કે આ ઉન્નતિ અને વૃદ્ધિ તે હૃદયની જ, બુદ્ધિની નહિ પણ એમ કહેવામા બુદ્ધિ અને હૃદયના નિકટ સબન્ધની અવગણના થાય છે હૃદય બુદ્ધિ વિના તો આજ જેવું

* "दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः." એમ કઠોપનિષદ્નુ વાક્ય છે.

કરી તેવું જ કોટિ વર્ષો સુધી રહેવાનું. બુદ્ધિ જ એની પાસે વિવેકપુરઃસર પ્રવૃત્તિ કરાવે છે, અને એ રીતે એની અધિકાધિક ઉન્નતિ સાધી આપે છે.

ત્યારે સિદ્ધાન્ત કે-બ્રહ્મવિદ્યામાં હૃદય અને બુદ્ધિ ઉભયનો સરવાળો ધ્યાનમાં લેવાનો છે. કેવળ હૃદય કે કેવળ બુદ્ધિ અત્રે ધોરણરૂપ થઈ શકે એમ નથી. બુદ્ધિહીન હૃદય રુધિરના એની મેળે ગમે તેવી રીતે ચાલતા એક સંચા જેવું છે; જેમ હૃદય વિનાની બુદ્ધિ ત્વક્-ઇન્દ્રિય વિનાના શરીર જેવું છે. એક બીજી રીતે કહીએ તો બુદ્ધિ વિના હૃદય આંધળું છે, હૃદય વિના બુદ્ધિ નિઃસાર છે. ઉભય મળી એક જ ધોરણ થાય છે. અને એ ઉભયની એકતા આત્મામાં છે, માટે જ—

" પશ્યત્યાત્માનમાત્મના "

" આત્માને આત્માવડે જુવે છે " એમ કહ્યું છે.

× × × × × × ×

પ્રસંગવશાત્ અત્રે ઉપરના જ વિષયમાંથી ઉદ્‌ભવતી એક બીજી બાબત ચર્ચવા જેવી છે. આપણે ઘણીવાર " રસ " અને " પ્રેમ " એવા શબ્દો " બ્રહ્મ " ને સ્થાને વપરાતા સાંભળ્યા છે, અને રા. રા. મણિલાલે તેમ કરવાનું એક પ્રયોજન પણ દર્શાવ્યું છે, જે સુદર્શનના અભ્યાસીને સ્મરણમાં હશે જ. પરંતુ એ મહાન્ શબ્દોથી શું વિવક્ષિત છે અને શું નથી એ વિષે ભૂલ ન કરવા વાચકે સાવધાન રહેવાનું છે. જેમ દરેક હૃદયનો ઉભરો તે કાવ્યનો રસ નથી—એમ હોય તો દરેક લૌકિક રડાકુટ કાવ્યરસની પદવીએ પ્હોંચવા જાય—તેમ દરેક ' અભેદ ' કે ' પ્રેમ ' કે ' રસ 'ની વાત તે બ્રહ્મસાક્ષાત્કાર છે એમ સમજવાનું નથી. એક તરફ, રસ વિનાનું જ્ઞાન ( શુષ્ક બુદ્ધિ ) કઠોર કાંટાની શય્યા જેવું છે એ ખરું, પણ તે સાથે બીજી તરફ એ પણ સ્મરણમાં રાખવાનું છે કે કેવળ રસ અર્થાત્ રસાભાસ તો રા. મણિલાલ કહે છે તેમ " વેદાન્તને એટલો બધો ઓથાળી નાંખે છે કે બાચકા ભરતાં પણ હાથમાં કાંઈ આવતું નથી. " હાથમાં કાંઈ આવતું નથી એટલું જ નહિ પણ ઉલટું તેમાં સર્વ પ્રદેશ રસની રેલમાં સમાન થઈ જતાં ક્યાં ડૂબાશે અને ક્યાં તરાશે એટલો, બ્રહ્મસાર વિવેક પણ રહેતો નથી. માટે અત્રે એટલું ખૂબ ધ્યાનમાં રાખવાનું છે કે બ્રહ્મરસનો વિષય માત્ર કાલ્પનિક અભેદ હોઈ ન શકે, કારણ જે કલ્પનામાં અનુભવાય છે તે તો માયિક જ હોઈ શકે છે. એવી કલ્પના એ તો ભેદ પ્રતિ કેવળ આંખો મીંચી ક્ષણવાર અભેદ અનુભવવા જેવું છે. ખરું જોતાં, ભેદને સ્થાને યથાર્થરૂપે અભેદનો અનુભવ થાય ત્યારે જ બ્રહ્મસાક્ષાત્કાર થયો ગણાય. અને આ યથાર્થ દર્શન, વિચાર વિના અને હૃદયની ખરી અને ઊંડી ધાર્મિકતા વિના, સંભવતું નથી. માટે આ પ્રકારનો ખરો સાક્ષાત્કાર આ, એની દૂર દૂરની ઝાંખી પણ થઈ છે કે નહિ એ સમજવા માટે માણસે શાંત અને શુદ્ધ હૃદયથી પોતાના આત્માને પૂછવું જોઈએ કે એનો અનુભવ ભેદને અભેદ માનવારૂપી કલ્પનાના પ્રકારનો છે કે ભેદને અભેદ રૂપે સમજવાનો એટલે જ્ઞાનસ્વરૂપ છે. એકમાં એક ભ્રાન્તિને સ્થાને માત્ર બીજી ભ્રાન્તિ સ્થપાય છે, બીજામાં અંધકારને સ્થાને અદ્વિતીય પ્રકાશનો આવિર્ભાવ અનુભવાય છે. હવે આ પ્રકાશ, આ " રસ " માત્ર એક

ગમત જેવો ન હોતાં "અમૃત આપી હલાહલ શંકર વ્હોર્યું એ રસ"-રૂપ બની રહે ત્યારે જ ખરો "રસ" અનુભવાયો કહેવાય.

પ્રેમની બાબતમાં પણ આ જ રીતે જોવાનું છે. લૌકિક પ્રેમ અને દિવ્ય પ્રેમના સ્વરૂપમાં સ્વતઃ ભેદ હો વા ન હો, પણ એ ભેદ બીજી રીતે નક્કી કરવાનું સાધન એ છે કે એ પ્રેમનો વિષય કોઈ દેહમાત્ર મનુજકીટ છે કે સત્ય સ્વરૂપ પરમાત્મા છે એ વિચારવું. સમસ્ત મનુષ્યજાત કે સમસ્ત વિશ્વ પ્રતિ પ્રેમ એ જો કે પરિણામે પરમાત્મા પ્રત્યેનોજ પ્રેમ છે, તથાપિ જ્યાં સુધી એ પ્રેમ પરમાત્મ-બુદ્ધિથી ઉછળતો નથી ત્યાં સુધી એની લૌકિકતા મટતી નથી, તથા એ પ્રેમની શાશ્વતતા વિષે પણ શંકા રહેછે. બીજી આ પ્રેમ તે માત્ર હૃદયની ક્ષણિક ઊર્મિ જ નથી, પણ આત્માના અંગે અંગમાં-મન વાણી ક્રિયા સર્વ મળી જે એક આત્મ-સ્વરૂપ બંધાય છે તેના અણુઅણુમાં-અનુભવાતો કોઇક અવર્ણ્ય પદાર્થ છે.

"અહા એવે રંગે, બહુ બહુ પડયા વીર રણમાં,
અહા એ એકાંતે, સુજન જગ જીત્યા સ્મરણમાં;
ગયા વ્હેતા ગાતા રસિક રસસિન્ધુ ઝરણમાં,
અહા એની મૂર્તિ પ્રકટ નિરખાતી મરણમાં."

એ શ્લોકમાં બતાવેલી કસોટીથી ખરા પ્રેમને પ્રેમના આભાસથી જૂદો પાડી ઓળખવાનો છે.



## કવિતા અને સંગીત.

( મળેલું )*

( અનુસંધાન ગત અંકથી. )

આ પ્રમાણે કવિતા અને સંગીત વચ્ચેના સંબન્ધ વિશેનો ઇતિહાસ છુટક છુટક રેખાચિત્રમાં મળે છે. પરંતુ સંગીતના વિષયવિભાગ સંબન્ધે ભૂલ્યો થવાને લીધે પાશ્ચાત્ય લેખોમાં આ સંબંધનો ઇતિહાસ ચર્ચનારા લેખકો પણ ભ્રમ કરે છે. Encyclopædia Britanica માં કવિતા અને સંગીતના સંબન્ધ વિશે થોડુક ગંભીર અવલોકન કર્યા પછી એ લેખક સ'ફો, હોમર, વર્જિલ, વગેરેની રચનાઓમાંથી ઉદાહરણ આપવા માડે છે કે તરત વર્ણસંગીત અને સ્વરસંગીત વચ્ચેની વિષયમર્યાદા ભૂલી જઈ એ બેનો અભેદ સમજવાને લીધે કવિતા અને સંગીતનો નિરૂપ્યનિરૂપક સંબન્ધ છોડી દઈ અપ્રસ્તુત ચર્ચા ચાંપે છે. તો પણ એટલું તો સિદ્ધ છે કે પ્રયોજિત સંગીતના સ્વરૂપનું કાંઈક આદિમાન યુરોપમાં બે ત્રણ સૈકાથી થયેલું હતું. સંગીતકળાની નિરૂપકશક્તિ માટે કેટલીકવાર તો અસંભવિત હદ થયો જણાય છે. વૅગ્નર અને હેના શિષ્યો એ સિદ્ધાન્ત એટલે સુધી ખેંચી જતા હતા કે અવ્યક્ત ( inarticulate ) સુરમાં વિચારો વગેરે સૂચવવાની શક્તિ છે

* લખનાર-રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

એટલેથી જ ન અટકતાં એ સુરમાં, શબ્દોની અભિધાશક્તિની પેઠે, વિચારાદિક પ્રદર્શિત કરવાની પણ શક્તિ છે, એમ એ લોકો માનતા.

પ્રયોજિત સંગીતના સ્વરૂપ અને ઇતિહાસનું નિરીક્ષણ કર્યા પછી હેનાં ઉદાહરણથી એ સ્વરૂપની ચર્ચા કાંઈક વિશદ કરવાનો પ્રયત્ન હવે કરવો ઉચિત છે.

"* આ શાં અણુગણુ તારાવૃન્દરે, દીપે શ્યામ નિશામાં,
સહૂ હળિમળિ જાતાં સાથરે, દીપે શ્યામ નિશામાં;

ઘન તિમિરે નભ ઘેરિયુંરે, ઘસતું પૂરવ પાસ,
તેજ રવિનું અસ્ત થયે, તે ઊગ્યું પશ્ચિમ કીધો આવાસરે. દીપે૦ ૧

પવન પર્ણ હાલે નહિ ને, હાલે ન અંધારું ઘોર,
ગ્રહગણ પણ હાલે નવ ચાલે, હાલે ચોર ગ્રાહકને ચોરરે. દીપે૦ ૨

પશુ પંખી બોલે નહિં ને, બોલે ન જળ સ્થળ કાંઈ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરું તમતમ કરતું આંહિરે. દીપે૦ ૩

એ અવસર અલબેલડીરે, હાથી હિંચોળા ખાટ,
આંસુ ઢાળે ઉર સંભાળે, રણ પડિયા પિયુને માટરે. દીપે૦ ૪

કોક મળે કો ટળવળેરે, કો રણજાતી સાથ,
કોક સૂતી સ્વપ્નામાં જોતી આવી અડિયો પિયુનો હાથરે. દીપે૦ ૫

ઉડુગણ ચાલ્યા જીતવારે, ધાર્યું તિમિર ચોપાસ
ઘશિઘશિને કાઢ્યું પછવાડે, કીધાં કેસરિયાં તનુ વાસરે. દીપે૦ ૬

ગ્રહમંડળ પડ્યું નીરમાંરે, ધર્યાં તરુવરનાં ચીર,
વીર જુવે ચિન્તામાં ફરતો, સહુ શમિયું સરસ્વતી તીરરે. દીપે૦ ૭

શાન્તિ વિશે ચૈતન્ય નહિંરે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાન વિશે ગંભીરપણું નહિં, પ્રભુ રાખે ક્ષત્રિનો ટેકરે. દીપે૦ ૮

સત્ય સનાતન રાખવીરે, કુલ ભૂમિની મરજાદ,
સહજ જતી સંભાળવી તે મોંઘી માત પિતાની લાજરે. દીપે૦૯"

"પૃથુરાજરાસા"ની ટીકામાં આ ગીત વિશે નીચે પ્રમાણે લખેલું છે તે અત્યારે ગ્રાનથી કરેલા આ ગીતના નિરૂપણના પ્રકાશથી કાંઈક સ્પષ્ટ બન્યું હશે તો સાર્થક્ય માનવાનું કારણ છે.† "આ આખું ગીત અત્યન્ત સંગીતક્ષમ છે એ ગાઈ જોવાથી જણાશે

* ભીમરાવકૃત "પૃથુરાજરાસા," પૃષ્ઠ ૭૬. "ત્હારૂં ગોકુળ જોવાને આવ્યરે મથુરાની બારી—એ ચાલ.

† ભીમરાવકૃત "પૃથુરાજરાસા"નું પૃષ્ઠ ૩૩૯ જુવો.

સાંભળ્યાથીજ જણાય એમ છે ગીતની ચાલ ભાવને અતિ અનુકૂળ છે, શબ્દો, શબ્દસંયોગ, અતિ મધુર તથા રસધ્વનિને યોગ્ય સ્વરોત્પત્તિ રચનારા છે, અને હેમાંના કેટલાક અંશ સંગીતમાં અદ્દભુત રીતે ભાવદર્શન કરાવી સકાય હેવા છે કુશલ ગાયકને હાથે આ થઈ સકે "

સવિસ્તર વિવેચન કરવાને માટે સ્થળ, સમય, કે પ્રયોજન નથી પરંતુ સહૃદય શ્રોતાઓને જણાયું જ હશે કે "શ્યામનિશામા" એ શબ્દોમાં જેમ અર્થને અનુકૂળ વર્ણસંગીત—અકૃત્રિમ વર્ણસંગીત–આવેલું છે, તેમ જ એ શબ્દોમાં આણેલી સ્વરરચના એ જ નિશાની ભયંકર અને ગંભીર શ્યામતા કલ્પનાચક્ષુ આગળ ઊભી કરવાને સમર્થ છે

"મૃત અમૃત નિદ્રાએ ઘેરું, તમરૂં તતતમકરતુ આહિરે" એ પંક્તિના પ્રથમ ભાગમાની સ્તબ્ધ નિદ્રા, તેમ જ ઉત્તરભાગમાનું એ નિદ્રાનો ભંગ કર્યા છતા ભંગ ન કરનારુ તમરાનુ તીક્ષ્ણ પણ કાંઈક ઘોર મધુર ગાન, અને એ બંને વચ્ચેનો વિરોધ છતા સંબન્ધ —આ સર્વનું મધુર નાહના રસમય વાહનમા દર્શન પ્રયોજિતસંગીતની કલામય સામગ્રીથી અત્યારે થાયછે, તેમ જ "કીધા કેસરિયા તનુવાસ" એ ચરણ ફરીથી ઉપાડતા "કીધા કેસરિયા' એ શબ્દોના સુરોમાં તથા તાલના લયની ઝડપમા શૂરતાનો ઉલ્લાસ પૂરાયોછે આ ત્રણ સ્થળે તો પ્રયોજિત સંગીતની કલાનુ સાફલ્ય કાંઇક વિશેષ સુગમ છે પણ બીજે એક સ્થળે એ કલાનો સૂક્ષ્મ અનુભવ કરાવેલો બતાવ્યા વિના રહેવાય એમ નથી.

"કોક સુતી સ્વપ્નામાં જોતી આવી અડિયો પિયુનો હાથરે" આ પંક્તિના સંગીતમય નિરૂપણમા હેમા મૂકેલી સ્વરસામગ્રી ને એ નાયિકાના હૃદયમા થતા મધુર ગભરાટનું પ્રતિબિમ્બ બનતી રસિક શ્રોતાને જણાઈ હશે, એમ આશા છે

પ્રયોજિત સંગીતના ઉપયોગનું ઉદાહરણ આ એક ગીતથી આપ્યા પછી હવે તેથી વિરુદ્ધ પ્રકારનુ એક ઉદાહરણ લઈશું

*" લીધી સંકેલી હરિયે વિચારી પ્રબલ નિજ માયા રે,
વીણાપાણિ શોભિત અસુરારિ ચરણુ લપટાયા રે. "

સુબાધના એક ઉત્તમ ગાનકલામાં નિપુણ ગૃહસ્થને આ કડી ગાતા સાંભળેલી, હેનું કાંઇક અનુકરણ કરીને અત્યારે જે સંગીતમય નિદર્શન થયુ તે જરા તપાસિયે "લીધી" "વીણાપાણિ" વગેરે શબ્દોના પૃથક્ પૃથક્ સ્વરો ઉપર જે કાંઈ તાન ઉપજ કરી બતાવી તે સર્વ અતિ મધુર છતા કોઈ પણ રીતે પદના અર્થનું રહસ્ય દર્શાવવામા સહાયભૂત થતાં નથી આ પ્રકારનાં તાન ઉપજને પ્રયોજિત સંગીતમાં આવવાનો હક અથવા પ્રયોજન નથી અને આ કડીના ગાયનમા જો કદી રસક્ષતિ નથી થતી એમ લાગશે તો હેનું

* "રઘુપતિ રામ હ્રદેમાં રહેજોરે" એ ગીતમાથી છુટા વિભાગ લઇને બનાવેલી ચાલ છે "રઘુપતિરામ"ના આંતરાના છેલ્લા ચરણની પેઠે "લીધી સંકેલી હરિયે વિચારી" એટલો ભાગ ગવાય છે અને "પ્રબલ નિજ માયા" એ ભાગ "હ્રદયમાં રહેજોરે" હેની પેઠે ગવાય છે. તે જ પ્રમાણે "વીણાપાણિ" વાળા ચરણનું પણ સમજવુ.

કારણ એ તાન ઉપજાવના તમાશાના પ્રયોજિત સંગીત જોડે આનુકૂલ્યમાં નથી, પરંતુ આ પદ્યના અન્તઃસ્વરૂપમાં જ છે, કેમકે આ પદ્યમાં જ હેવો કાંઈ કવિત્વમય અર્થ કે ભાવ નથી કે જે મધુરનાદનાં નિરૂપણની અપેક્ષા રાખતો હોય. આ પદ્ય જ અલિપ્તસંગીતના નિશાની ख વાળા ભાગમાં ખરું જોતાં સમાવેશ પામે છે.

(અપૂર્ણ.)

## મહત્ત્વ.

( મળેલું )*

મહત્ત્વ—એક દ્રવ્ય એવું છે કે જેને વાસ્તે સ્પૃહા આપણે સર્વ રાખીયે છીએ, અને જેમ આપણી ( બુદ્ધિની ) શક્તિ અને અંતઃકરણની શ્રેષ્ઠતા વધારે તેમ વધારે ઉત્સાહસહિત તેના સંધાનની ઇચ્છા હોય છે. દરેક મનુષ્યને તે મેળવવાનો ( ઈશ્વરપ્રણીત ) હક છે, અને એ પ્રવૃત્તિમાં કોઈ કોઇને પ્રતિબંધકર્તા નથી. કારણ તેના ( સાચા કલ્પિત ) વિભાગની ( પંક્તિઓની ) શ્રેણીનું પરિમાણ દીર્ઘ છે (તેથી) તેમાં પુષ્કળ અનેક પ્રકારના મતનો સમાવેશ છે, અને દરેક પોતાની કૃતેહથી, તેને જ વાસ્તે પ્રયત્ન કરતા અન્ય મનુષ્યને એક અંતરાયરૂપ નહીં પણ સહાયક થાય છે. હું તેને ( તે દ્રવ્યને ) 'પૂર્ણત્વ' કહું, પણ બહુ ચિરકાલ સુધી 'પૂર્ણત્વ' તે ( ઇચ્છિત દ્રવ્ય ) નહીં હોય, (તેથી) તેને 'મહત્ત્વ' કહું છું. એક સ્વભાવજન્ય વૃત્તિનો પરિપાક, તે છે. એક બહુફલદ અભ્યાસ તે થઈ પડે છે. દરેકને પ્રથમ વયમાં ઉત્તમ પ્રકારની પુષ્ટિ આપે છે. અને કોઈ પણ મનુષ્ય તેનો સંબંધ નથી ધરાવતો તેમ નથી; તે કારણથી મહાન્ જનોની, તેમને પોતાને વાસ્તે નહીં પણ ભાવનાના પ્રતિનિધિ તરીકે સ્તુતિ કરીએ છીએ, જે અવસ્થાએ પહોંચ્યા હોઇએ તેટલેથી અટકવું ન જ જોઇએ એ વાત દૃઢ છે; આપણે અટકવાના પણ નથી. આપણી ધારણા ' મહત્ત્વ ' થી કંઈ પણ ન્યૂન વાસ્તે નથી; જે સર્વનો અંગીકાર કરે છે, જે આપણ સર્વનું છે,—જે પ્રત્યે આપણ સઘળા કોઈ વખત નિર્વીર્ય, શ્રદ્ધારહિત થઇએ છીએ, પરંતુ કલ્પે પણ જેની આશા તદ્દન છોડતા નથી, અને જે, આપણી પ્રશાન્ત ક્ષણમાં પોતાનું કરવા ઈચ્છીએ છીએ. તે, વળી એક જ સ્થાન છે જ્યાં સર્વ મનુષ્ય એકત્ર થઈ શકે. અન્ય જનને લગતી કયા પ્રકારની અનેકી વાર્તાનું કથન જાણવાને ઇચ્છા રાખીએ છીએ ? ઉત્તમ પ્રકારની જ. જે આખ્યાયિકામાં મનુષ્ય અધોગતિ તરફ નિર્જીવત અથવા પાપવૃત્તિની દશામાં ગયો છે તે નહીં પણ તેથી ઇતર જેમાં એક તેજના અંતર સ્ફુરણના અનુયાયી થઈ શ્રેષ્ટ સ્થાન તેણે પ્રાપ્ત કર્યું છે, તે જાણવાની ઇચ્છા રાખીએ છીએ. દુનિયામાં અતિ પ્રશંસા યોગ્ય જે કયા તે એવી જ. 'મહત્ત્વ' તે શું છે ? તે શબ્દમાં આપણને કંઈક બાધક અને અપમાનકારી નથી? આપણુ સાધારણ રીતે જેને "મહત્ત્વ" કહીએ છીએ, તે, તેનું ફક્ત આપણા પશુને અને બાલકને યોગ્ય અનુભવમાં છે. બલવાન પુરૂષ નહીં પરંતુ જ્ઞાન, સુશીલતા અને વ્યવહારશાસ્ત્ર, સમાજ, વિદ્યા અને કળા એનો આરંભ સર્વ જનમાંની મહાન્ સત્તા બતાવે છે. વિશિષ્ટતા

* એમર્સન ઉપરથી લખનાર—Silence.

આપી એને આપણે 'માનુષતા બતાવનાર' કહીશું; (શાન્ત ગુણને મુખ્ય બતાવવા સારૂ) એને જ અને સત્તાવાન્ અને કઠિન હૃદયવાળા પુરુષને નહિ; જો કે રક્ષણાર્થે તેની જરૂર છે. (સત્તા અને કઠિન હૃદયની). કારણ વિદ્વાન જન "બુદ્ધિ" ના પ્રતિનિધિ છે; જે બુદ્ધિને લઈ (અન્ય પ્રાણી કરતાં ઉચ્ચ પદવીથી) મનુષ્ય, મનુષ્ય છે; 'બુદ્ધિ' અનેસદ્વિચાર (ના પ્રતિનિધિ છે કારણ) તે બન્ને છેવટ પૃથક્કરણમાં જુદાં નહીં જ પડે. એક મનુષ્યના મનનો પ્રભાવ (કેટલો વિશિષ્ટ હોય છે તે) વિષે (કોઈ) શંકા લેશે? મહંમદે ઘણા કાળની જડબુદ્ધિમાં સંક્ષોભ કર્યો. આ મહાન્ જન અમુક સ્થાનમાં એકત્ર થાય છે. 'મહત્ત્વ' નું પ્રથમ સ્વરૂપ 'આત્મગૌરવ' છે. મદ્ય વેચવાના સ્થાનમાં એક મનુષ્ય પોતાના મતને આગ્રહથી સ્વીકારે છે, જોકે પોતાની વિરુદ્ધ બધી મડલી છે; (પોતાની માન્યતા પ્રમાણે સાચા અભિપ્રાય પ્રત્યે તેની ધૃષ્ટતા તરફ આપણું ધ્યાન ખેંચાય છે. તમારી ગુમ થએલી પૈસાની કોથળી લાવવા બદલ અથવા તમને પાણીમાં ડુબતાં બચાવ્યા બદલ, નોકર ઈનામ નથી લેતો, આવી સેવાથી એક શ્રેષ્ઠ નીતિનો વિચાર (તમારા મનમાં જન્મ પામી તમને ઉચ્ચ સ્થિતિમાં ક્ષણવાર પણ) મુકે છે તમે કોઈ નવીન મનુષ્ય વિષે કહોછો કે એ આગળ વધશે—તેનું કારણ કે તેના આચરણમા તમે જુવો છો કે પોતાનો અન્ય કોઈ અંગીકાર કરે, એવી જરૂર તેને નથી અને આપણે એક મનુષ્યનું મહત્ત્વ સ્વીકારવા જઈ, આપણા તેની પ્રત્યેના સારા મતની અપેક્ષા રહિત જોઇએ ત્યારે કેવી ઉગ્ર હૃદયગમ્ય લાગણી થાય છે! જેની વૃત્તિમાં દોષ અથવા ધારણામાં અસ્થિરતા હોય તે "પ્રારબ્ધ" થી ભલે ભય પામે; પરંતુ જે પોતે છે તે જ ઉપર (જન્મથી મળેલી મુખ્ય-વૃત્તિમાં પાછળથી વિકાર થવા નહીં દેતા તે ઉપર) આધાર રાખે છે, તેનું પ્રારબ્ધથી વિશેષ ક્રિયમાણ છે, અને તે પ્રારબ્ધની અપેક્ષા નથી કરતો. જો મનુષ્યનું મુખ્ય અંતર (પ્રત્યેકનું વિશેષ જ્ઞાન) અતીંદ્રિય છે, (તે વિષે કાંઈ સંશય રાખીયે ત્યારે) તો સૂર્યને અટકાવવાનું (પણ) ધારી યે (એ અશક્ય છે). ખરા વિદ્યાભ્યાસીમાં કાંઈક છે, જે તેને હસી કાઢી અથવા ભય બતાવી અથવા બદલો આપી, તેનાથી ભિન્ન કરાય તેમ નથી. તમારૂં પોતાનું જે છે તેને

વળગી રહો. સ્થાનિક, સમાજ અથવા પ્રજાને લગતા (પ્રશ્નમાં) અપરાધથી દૂષિત ન થાઓ; પણ તમારૂં પોતાનુ (અંતઃકરણનું શુદ્ધ અને મુખ્ય) સ્ફુરણ જે રસ્તો બતાવે તે, આકાશગંગા માફક તમારે વાસ્તે લ્યો 'ખુશી કરવું'—એ ઉદ્દેશમાં વિચારની ભૂલ, અને દુરાચાર, સુજ્ઞ પુરુષ તરત જોશે સુજ્ઞ જન ઘણા દુર્લભ છે. બુદ્ધિશાળી પુરુષ આત્મશ્લાઘા રહિત છે, પોતાના માનનીય મિત્રોનું નામ દાખલ નથી કરતો. વાત કરવામાં જ્યારે બીજા પોતાનું અહંત્વ આગળ બતાવે છે, ત્યારે તેટલેજ દરજ્જે મમત્વ રહિત આ છે; પોતાની વાત જે છે તે ધ્યાન વાસ્તે યથાર્થ લાવી સંતોષ પકડે છે. તમારે મને તમારા વેપારની અથવા પોતાની મ્હોટાઈની વાત કરવી જ નહીં; માણસની પરીક્ષા કરવાનું જ્ઞાન તમને છે તે મને કહેવુંજ નહીં; તે બધું મને પોતાથી જ જાણવા દેવું; તમારા બોલવાથી તેની અગત્યતા રહેતી નથી (—તમારા સબંધમાં) તમારા ઉચ્ચ પરિચય વિષે, અથવા જે પુસ્તક વાંચ્યા હોય તે વિષે કહેવું નહીં. તમારા ઉત્તમ બોધ અને રીતભાત ઉપરથી, તમારી સારી સોબત વિષેં જાણવા દ્યો. બ્હોળી વિષય ચર્ચા તથા વાતચિતમાં સૂક્ષ્મતાથી તમારૂં વાંચન કેવું છે તે જાણવા દ્યો. યુવાન પ્રરૂષ ધારે છે કે પરાક્રમી સ્વભાવનું કામ

અન્ય દેશમાં નીકળી પડવું, અથવા લશ્કરમાં રહેવું એ છે, જ્યારે તેઓએ જાણ્યું હશેકે, નાવિક વૃત્તિમાં અથવા રણમાં શૌર્ય જોઇએ, તેટલું એક વાત કરવાના ઓરડામાં પાઠશાળામાં, હિસાબ ખાતામાં પણ જરૂરનું છે, ત્યારે તેઓ માર્ગ પસંદ કર્યા પહેલાં પોતાનું બળ તથા કેળવણી ધ્યાનમાં લેશે. કુદરતના દરેક કાર્યને અને વિષય વિભાગને અનુસરવા દરેકને યોગ્ય મનુષ્યો હોય છે; ભુસ્તર વિદ્યાને વાસ્તે મજબૂત બાંધાના, ભારે કામ કરવા વાળા, પાહાડ અને ખડક તરફ ભાવ રાખનારા, તફાવત તરત જોઈ લે તેવા અને રસવિદ્યાને લગતા ફેરફાર જોવા વાળા માણસો હોય; આવા માણસને પહેલાં રસવિદ્યાનું જ્ઞાન, અને પછી ભુસ્તરવિદ્યા સંબંધી જમીન જોવાથી (તે વિદ્યાનું) જ્ઞાન આપો. કેટલાક દુનિયામાં મૂળ પદાર્થ કયા છે તે શોધવા ઉત્કંઠા રાખે છે; તેજમાં કયા કયા રંગ છે તે નક્કી કરી આપે છે તે યંત્રની મદદથી, સૂર્ય અને ગ્રહોમાં મૂળ પદાર્થ થોડા ઘણા પૃથ્વીના જ છે એવું માલમ પડવાથી, તેઓને પોતાના વિષયમાં આગળ વધવા સાધન મળ્યું છે. કુદરતમાંનો એક પણ વિભાગ એવો નથી કે જેને રુચતું માણસ પેદા નથી થયું; તે માણસ પોતાની વૃત્તિ જેમ વધારે સ્ફુટ થાય છે તેમ તે અમુક માર્ગ ઉપર ત્વરાથી અથવા મંદગતિથી જાય છે. મને સ્પષ્ટ લાગે છે કે પ્રોફેસર ફેરેડેનો, આકર્ષણ શક્તિ જુદી જુદી દિશામાં પ્રવર્તે છે એ મત 'મન' ના સંબંધમાં સાચો છે; મનુષ્યને વિચાર કરવો અને સદ્ગુણ અનુભવવો સર્વેને સામાન્ય છે; પરંતુ પ્રત્યેક જનને, પોતાને જ વાસ્તે ખાસ અંતરથી એક મુખ્ય સ્ફુરણ થાય છે. જે પ્રમાણમાં તે પોતાના મૂળ વળણને વધારે અનુસરવામાં આવે, તે પ્રમાણમાં તે એક જુદું અગત્યનું મનુષ્ય થાય, તે સહજ ભાવનો ધ્વનિ જે પોતે એક જ (અંતરથી) સાંભળી શકે, તેને ધ્યાન આપ્યા વિના કોઇ પણ ઉત્તમ અથવા વશ કરે એવું કાર્ય, કોઈ કાળે પણ આપણથી થશે નહીં. એ અંગત સ્ફુરણ એવો વિચાર નથી કે જે બીજાને (દલીલથી) અપાય, પરંતુ જે માણસને જન્મથીજ મળે છે. શિક્ષણ દેવામાં આ એક નિયમ ઉપર જેટલો ભાર દઈ તેટલો ઓછો છેઃ—તે એ છે કે, મનુષ્યે પોતાને જે જન્મથી એક ખાસ વળણ—સહજ પ્રકૃતિ હોય છે. તેને અનુસરીને જ કર્તવ્ય કરવું; અને જેમ પોતાના મૂળ વળણ કે, તેની પ્રથમની જ શુદ્ધ સ્થિતિમાં અનુભવી અનુસરશે, તેમ તે, આ સંસારમાં પોતાની ખાસ શક્તિ યથાર્થ રીતે ખીલવીને સત્તા મેળવશે. મુખ્ય સહજ સ્ફુરણ, હોકાયંત્ર માફક બીજાના રસ્તાથી થોડો ઘણો દૂર જે યોગ્યજ રસ્તો છે તે, મનુષ્યને બતાવે છે. જ્યાં સુધી પોતાનો રસ્તો જોયો નથી, (મુખ્ય અંતરવૃત્તિનિર્દિષ્ટ)- માર્ગમાં નિશ્ચિંત રહેતો નથી, પોતાને સૂક્ષ્મ સ્ફુરણ અને યથાર્થ જ્ઞાન જે પ્રાપ્ત થાય તે પ્રત્યે ધ્યાન રાખતો નથી, અને પોતામાંજ વિશ્વાસ રાખતો નથી, ત્યાં સુધી એક મનુષ્ય આનંદી અથવા શક્તિવાન નથી જ. નીતિના વિષયમાં (તે સહજ વૃત્તિને) સદસદ્જ્ઞાનશક્તિ વિચારના વિષયમાં બુદ્ધિ, વ્યવહારમાં કુશળતા (કહીયે):—અમુક માણસને તેના રસ્તામાં અનુસરવાનું અથવા અધિક થવાનું તમારે કામ નથી, પણ તમારી રીતિયથાર્થ બહાર લાવવાની છે; દરેકને પોતાનાંજ રીતિ, વિચાર દર્શનશક્તિ, બુદ્ધિ, અને વર્તન (હોવાં જોઇએ). પોતે કુદરતના જે વિભાગ વાસ્તે નિર્મિત હોય તેને જાણીને, કુદરતનેજ

પગલે ચાલે છે, તેના નિયમ અનુસરે છે, અને તેથી તેવાં મનુષ્યનું કર્તવ્ય તદન સ્વાભાવિકજ છે; પણ મંદબુદ્ધિવાળાને આશ્ચર્યકારક ભાસે છે (અપૂર્ણ)

---

## વિશ્વરચના.

(મળેલું.)

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૦).

સૃષ્ટિની રચનામાં અગ્નિનો સંબંધ જણાવ્યો. હવે મનુષ્ય પ્રત્યે તેનો સંબંધ જણાવવો એ વિશેષ અગત્યનું છે. જે અગ્નિ બ્રહ્માંડમાં વિશ્વરચના માટે સ્થિત થયેલ છે તેજ અગ્નિ મનુષ્યવ્યક્તિના હૃદય મધ્યે સ્થિત થયેલ છે. મુણ્ડકોપનિષદ્‌ના દ્વિતીય મુણ્ડકના પ્રથમખંડના દ્વિતીય શ્લોકમાં કહે છે કે, "**तदेतत्सत्यं यथा सुदीप्तात् पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपा । तथाऽक्षराद्विविधाः सोम्य भावा प्रजायन्ते तत्र चैवापियन्ति ॥** અર્થ એવો છે કે હે પ્રિય શિષ્ય! એ વાત સત્ય માનજે કે જેમ પ્રકાશિત અગ્નિમાંથી હજારો તણખારા અગ્નિના જેવાજ નિકળે છે તેમ તે અક્ષરમાંથી વિવિધ પ્રકારના જીવ પેદા થાય છે અને અતે તેમાંજ લીન થાય છે આમાં અગ્નિની ઉપમા આપેલી છે તે માત્ર ઉપરથી સમજ પડવા માટે આપેલી છે એમ માનવાનું નથી. એ અગ્નિ પણ આપણે ઉપર વર્ણવી ગયા તેવો સમજવાનો છે. તે બ્રહ્માંડમાં એક મુખ્યશક્તિ છે અને તે જ્યારે જ્યોતરૂપ પ્રકાશવાન થાય છે ત્યારે તેમાથી વિસ્ફુલિંગ નિકળે છે. સુદીપ્ત અગ્નિ કહેવાનું પણ તાત્પર્ય એવું છે કે એટલે અંશે પોહોંચે છે ત્યારેજ જ્યોતિ પ્રદર્શિત થાય છે. ત્રિપુટિનું ત્રીજું રૂપ બ્રહ્મા છે. આગળ આપણે કહેલું છે કે બ્રહ્મા એ મહત્ રૂપ છે એટલે બ્રહ્માંડની મનશક્તિનુ મૂળ તેમાં છે. બ્રહ્માંડની . ॥ બ્રહ્મા એ વિસ્ફુલિંગ અથવા જીવોને પ્રકટ કરે છે બ્રહ્માએ ધ્યાન ધરી હું એકના અનેક થાઊં એમ વિચાર્યું તે પણ આ જ વાત છે એટલે વિશ્વમાં એક પણ પરમાણું એ દૈવિ જીવનશક્તિ રહિત હોઈ શકતું નથી પ્રથમ નિકળેલ વિસ્ફુલિંગ જીવાત્મા થઈ રહે છે. આ ઉપરથી સમજી શકાશે કે જીવાત્મા માત્ર મનુષ્યમાં સ્થિત થયેલ છે એવુ નથી પણ પ્રત્યેક પરમાણુમાં તેનું અસ્તિત્વ છે તેમ દેવતાઓ પણ તે રહિત હોઈ શકતા નથી. "**या ब्रह्मादिपिपीलिकान्ततनुषु प्रोता जगत् साक्षिणः**" એજ અખિલ જગત્ બ્રહ્માથી માંડી કીડી પર્યંત તેમાં પરોવાયેલું કહેવામાં આવે છે તે પણ આવી રીતે સમજવાનું છે. એ વિસ્ફુલિંગની ઉપાધિ આકાશ છે તે વડે તેનુ વ્યક્તરૂપ બને છે. અબાધિત છે તે બાધિત થાય છે. અપરિછિન્ન, હોય છે તે પરિછિન્ન થાય છે. આ વિસ્ફુલિંગો બહાર ગતિ કરે છે એટલે અગ્નિનાં વાયુચક્ર (વંટોળીઆ) થાય છે આ વાયુચક્રની ઉપમા "સીક્રેટ ડોક્ટ્રીન" ના પુસ્તકમા તેને આપેલી છે વાસ્તવિક જોતાં છે પણ તેમ જ. એ વંટોળીઆ સાથે તે વિસ્ફુલિંગો આકાશમાં ગતિ કરે છે અને જેમ જેમ તે ગતિ મંદ પડે છે તેમ તેમ તો આસપાસના સંયોગો પ્રમાણે ભિન્ન ભિન્ન રૂપે સૃષ્ટિમાં પ્રકટ થાય છે.

એટલે જીવાત્મા મૂળે તો એક સરખારીતે પેદા થયેલા તે સયોગોને આધીન થઈ રૂપ ધારણ કરે છે. એક અવ્યક્તમાંથી અનેક વ્યક્તિ ઉદ્ભવે છે

ગુપ્તજ્ઞાનવિદ્યાનું ખરું રહસ્ય આંહી આવે છે. એ સબંધી જે કાંઈ ગુપ્ત રાખવામાં આવે છે તે યથાર્થ સમજવા માટે ક્રમે ક્રમે વાતનું વિવેચન કરવાથી તેની સ્પષ્ટતા થશે. જેઓએ એ વાત ઉપર લક્ષપૂર્વક મનન કરેલું ન હોય તેઓને એકંદર વાત કરવાથી સમજણુ પડવી કઠિન લાગે છે ઉપર કહેવામાં આવ્યું છે તેમ પ્રદીપ્ત અગ્નિમાંથી એક વિસ્ફુલિંગ નિકળી તે અગ્નિયુક્ત વિંટાળમા આગળ ચાલ્યું એટલી વાત પ્રથમ ધ્યાનમાં રાખવી. આવાં અનેક વિસ્ફુલિંગ નિકળ્યાં પરંતુ તે એક જ અગ્નિમાંથી ઉદ્ભવેલાં છે એટલે આત્મા મૂળમાં એક છતાં તેમાંથી અનેક જીવાત્માનો ઉદ્ભવ થયો. આ વાત વિશેષ લક્ષમાં રાખવાની છે કારણુ કે મૂળ એક આત્માના જ્ઞાનથી જ આત્મજ્ઞાન સુખદ અને શાન્તિપ્રદ થાય છે. વાસ્તવિક વિચારશો તો એમ જ જણાશે કારણુ કે એ વિસ્ફુલિંગો આકારી ઉપાધિથી ભિન્ન ભિન્ન વ્યક્તિરૂપ થાય છે. એટલે જેમ સૂર્યમાંથી પ્રસરતાં અનેક કિરણો ઉપાધિવશાત્ સૂર્યની બહારથી અવલોકન કરનારને અનેક ભિન્ન ભિન્ન લાગે છે પણ સૂર્યમાંથી અવલોકનારને તે એક જ ભાસે તેમ વિસ્ફુલિંગ બહારથી ગમે તેટલાં લાગે પણુ અગ્નિ તો એક જ છે; જીવાત્માનું ભિન્નત્વ અને ભેદ ગમે તેવાં જણાય પણુ આત્મા તો એક જ છે. એ જ જીવ અને આત્માનો ભેદ સમજી લેવાનો છે. બ્રહ્માંડમાં જે સર્વ રચના છે તેની અનેકતામાં એકતા પણુ આવી રીતે જાણી લેવી. પણુ આપણે મધ્યબિંદુથી તેના પરિધ ઉપર એટલે બધે અંતરે સ્થિત થયેલા છીયે કે વ્યક્ત અવ્યક્તનું અદ્વૈતપણું સહજ લક્ષમાં આવી શકતું નથી એટલું જ નહીં પણુ આ સર્વ કિરણો એક મધ્યબિંદુમાંથી નિકળેલાં છે, એ માટે પણુ તત્કાળ નિશ્ચય કરી શકાતો નથી. આ અજ્ઞાન એ જ માયા છે, એ જ મિથ્યાભાસ છે. એમાંથી મુક્ત થવું બહુ જ કઠિન છે તેને લીધે અખિલ વિશ્વ મિથ્યાભાસ છતાં સત્ય ભાસે છે. આપણી દૃષ્ટિને વચેના આવરણુને લીધે મૂળમાં અભેદ છતાં સર્વ જગત્ ભેદયુક્ત ભાસે છે. હવે એટલો તો નિશ્ચય થયો હશે કે પ્રત્યેક પરમાણુમાં આત્મા સ્થિત થયેલ છે તે કવી રીતે ભિન્નત્વ પામેલો છે. મૂળ એક આત્મા ઉપાધિને લીધે અનેકતા પ્રાપ્ત કરે છે એ વાત પણુ યથાર્થ સમજવામાં આવી હશે.

પ્રજ્વલિત અગ્નિમાંથી વિસ્ફુલિંગો જીવાત્મા થઈ પ્રકટ થાય છે તે વિષે હવે વિશેષ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એ પ્રત્યેક વિસ્ફુલિંગની શક્તિ એક સરખી હોતી નથી. આનું કારણુ કર્મ અને પુનર્જન્મના વિષયની સાથે સંબંધ ધરાવે છે એટલે તેનું વિસ્તારથી વિવેચન કરતાં લંબાણુ થઈ જાય માટે એટલુંજ કહેવું બસ થશે કે એ વિસ્ફુલિંગોમાં કેટલાંક બહુ સામર્થ્યવાન હોય છે. જે જીવ વિશ્વની રચના કરવા આગળ પડે છે તેઓ દેવતા કહેવાય છે. તેઓને આત્મજ્ઞાન થયેલું હોય છે તેને લીધે તેઓને સ્થૂલાદિ ઉપાધિનું આવરણું બહુ થોડું હોય છે એટલે સામાન્ય મનુષ્યજીવ જે જગતમાં અવતરવાના હોય છે તેના કરતાં તેઓ ઘણે અંશે આગળ વધેલા હોય છે. વિશ્વરચનાના આરંભકાલમાં એ દેવતાઓ સૃષ્ટિમાં ઉત્પાદકનું કાર્ય કરે છે અને તે શક્તિનો યથાર્થ ઉપયોગ કરી સૃષ્ટિનો વિસ્તાર કરે છે. ઈંદ્ર, વાયુ, વરુણ ઈત્યાદિ આ દેવતાઓ છે. પાશ્ચાત્ય વિદ્વાનો આ દેશના ધર્મજ્ઞાન સબંધી વિવેચન કરતાં સૃષ્ટિની શક્તિઓને માત્ર મનુષ્યરૂપે વર્ણવેલી છે

એવુ મત આપે છે કારણ તે વખતે મનુષ્ય જાત સુધારાની માત્ર બાલ્યાવસ્થામા હતી તેથી સૃષ્ટિના દેખાવો જોઈ તેને ઈંદ્રાદિ નામ આપ્યાં અને દેવતારૂપે પૂજન કરવા લાગ્યાં પણ વાસ્તવિક અવલોકન કરનારને એમ નહીં ભાસે મનુષ્યની સ્થિતિની બાલ્યાવસ્થાના એ ઉદ્ગાર છે, એમ ક્હેવુ તે કેવળ અજ્ઞાનતા છે એ દેવતાઓ તો મહાન્ બુદ્ધિવાન અને સામર્થ્યવાન બ્રહ્માની પ્રથમની પ્રજા છે તે કાળે હજી મનુષ્યની ઉત્પત્તિ થઈ નથી પણ જે મનુષ્ય-જીવો આવનાર છે તેને માટે સૃષ્ટિ રચવા તેઓ આવેછે વળી એટલી વાત પણ સત્ય માનવાની છે કે પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે તેમ એ દેવતાઓને માત્ર કલ્પિત રૂપ આપેલા છે એમ નથી પણ સૃષ્ટિના નિયમાનુસાર જે જે ચમત્કારો જોવામા આવે છે તે સર્વના નિયતા એ પૃથક્ પૃથક્ દેવતા છે તેઓનુ પૃથક્ અસ્તિત્વ છે અને આગળ આપણે કહી ગયા તેમ એકમાથી અનેક થવામા તેઓ સર્વથી અગ્રભાગી છે અખિલ જગતને સર્વની એકતાનું જ્ઞાન ઉત્પન્ન કર્તા એ દેવતાઓ છે એવી રીતે દર્શન કરીએ તો સૃષ્ટિના ચમત્કારો તે દેવતાનાં દૃશ્ય રૂપો છે અને દેવતાઓ તેના અંતર્યામી છે જેમ જેમ વ્યકતપણુ આગળ વધતુ જાય છે તેમ તેમ નીચેની પંકિતના દેવતાઓ પણ વિકાસ પામે છે અને તેઓનું મડળ થાય છે આ જગતમા જે સ્થૂલ પ્રકૃતિ આપણા જોવામાં આવે છે તે તો આત્માનુ માત્ર ક્ષણભગુર આચ્છાદન છે એટલે જે જીવાત્માની શકિત સપૂર્ણ વિકાસ પામેલી હોય છે અને જેણે ઐશ્વર્ય પ્રાપ્ત કરેલુ હોય છે તે એ પ્રકૃતિ પ્રત્યે સ્વેચ્છાનુસાર કાર્ય કરી શકે છે તેનું કારણ એવુ છે કે એ પ્રકૃતિની અતર્યામી શક્તિઓ તેને વશ થઈ ગઈ હોય છે તેથી તે દ્વારા ઇષ્ટ કાર્ય કરાવી શકાય છે વળી પોતે આસ પાસની પ્રકૃતિનો નિયામક થવાથી મૂર્તિમાન ઈશ્વરની પંકિતમા તેની ગણના કરાય છે

---

## સેન્ટ્રલહિંદુ કૉલેજ—બનારસ.

"Man is by his constitution a religious animal," *Burke* જોને ભક્ત ગાઈ ગયો છે કે,

"કોટડિયે નાણા કરી મર બેસે, ધમ વિના ધન તો શોભે નહિ,
સોળે શણગાર સજે અરતી સુદરી, પણ નાક વિના નારી શોભે નહિ"

ખરુ છે *ધર્મ એ મનુષ્યનુ "નાક" છે, એ જ એની ઉત્તમોત્તમ શોભા છે, પણ

* સારે, આ રીતે જોતાં તો મિ ટાટાનો ઉપક્રમ માત્ર "શણગાર" ને સ્થાને જ ? ના હિંદુસ્થાન એટલુ બધું કૃશ-ધનહીન-છે કે એનું "નાક"-ધર્મ-પણ આ કૃશતાના કારણથી, એને સપૂર્ણ સૌન્દર્ય અર્પવા અસમર્થ છે અને તેથી મિ ટાટાનો યત્ન આ કૃશતા દૂર કરવા તરફ હોય "નાક" જેટલો જ સાર્થક છે એટલા માટે એ ઉદાર દેશસેવાની સુદર્શન (૧૮૯૮ નવેબર ના અંક) માં અમે પ્રશસા કરી ગયા છિએ એ પ્રશસાને 'ગુજરાતી' એ વિશેપ પ્રસિદ્ધિ આપી, તે જોઇ એના અધિપતિનો અમે ઉપકાર માનીએ છિએ તન્ત્રી

જરા વિશેષ વિચાર કરી જોતાં જણાશે કે ધર્મ માટે આ અતિ અલ્પ કહેવું છે. એથી પણ આગળ વધીને કહી શકાય કે ધર્મ એ મનુષ્યનું રુધિર છે, પ્રાણ છે, આત્મા છે. એનું આન્તરમાં આન્તર સ્વરૂપ અને તાત્ત્વિકમાં તાત્ત્વિક રહસ્ય તે ધર્મ છે. મનુષ્યનું મનુષ્યત્વ ધર્મથી અંકાય છે એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી. "દીવાને તેલ જેટલું આવશ્યક છે" તેટલી જ ધર્મભાવના મનુષ્યને આવશ્યક છે એ સત્ય છે. છતાં, અર્વાચીન સમયમાં હિંદુસ્થાનની યુનિવર્સિટિઓ ધર્મહીન કેળવણી આપવાનો યત્ન કરે છે. પરંતુ એ યત્ન મનુષ્ય-સ્વભાવની અને એ દ્વારા પરમાત્માની યોજનાની વિરુદ્ધ હોઈ નિષ્ફળ થયા વિના રહેશે નહિ એ નિશ્ચિત છે. હાલમાં એક સંતોષની વાત એ થઈ છે કે આ ખામી તરફ મહાન્ વિચાર-કર્તાઓનું અને સરકારનું સવિશેષ લક્ષ ખેંચાયું છે, અને તે એટલે સુધી કે નૉર્થવેસ્ટર્નપ્રોવિન્સીઝ ( વાયવ્ય પ્રાંત ) માં આ ખામી સરકાર તરફથી સ્પષ્ટ રીતે કબૂલ કરવામાં આવી છે, અને એ પૂરી પાડવા માટે બનતી સગવડ કરી આપવામાં આવશે એમ ઉદાર દિલથી સરકારે જણાવ્યું કહેવાય છે. આ રીતે એ સ્થળે ધાર્મિક કેળવણીને સામાન્ય ઉત્તેજન મળશે એ નક્કી થઈ ચૂક્યું છે. પણ આ ઉપરાંત વિશેષ આનન્દનું કારણ આપણને એ મળ્યું છે કે આપણા ધર્મમાં સૌથી પવિત્ર મનાતા સ્થાનમાં-કાશીમાં-"સૅન્ટ્રલ હિન્દુ કૉલેજ" એ નામથી એક મ્હોટી કૉલેજ સ્થાપવામાં આવનાર છે, જે હાલમાં અલ્હાબાદ યુનિવર્સિટિના અંગમાં પડશે, પણ જે જતે દિવસે, આખા હિન્દુસ્થાનમાં એની શાખાઓ સ્થપાઈ, એક સ્વતન્ત્ર યુનિવર્સિટિ થઈ જશે એમ ધરાય છે.

આ કૉલેજનો ઉદ્દેશ એવો છે કે પ્રાચીન અધ્યયનપદ્ધતિને વર્તમાન કાળને અનુકૂલ સ્વરૂપમાં ઉપયોગમાં લઈ, તેને અર્વાચીન શિક્ષણ સાથે જોડી, સર્વ જ્ઞાનના આધારભૂત ધાર્મિક જ્ઞાનને વિદ્યાર્થિઓના આત્મામાં સારી રીતે સિંચવું-જેથી લૌકિકજ્ઞાન તાત્ત્વિક ઉદ્દેશરહિત કે સ્વાર્થી કે મૂલ વિનાના વૃક્ષ જેવું શુષ્ક ન થઈ પડતાં, ધર્મજ્ઞાનરૂપી અમૃતરસથી સિંચાઈ એક ભવ્ય કલ્પતરુ સમાન થઈ રહે. આ કૉલેજની સ્થાપના માટે હિંદુસ્થાને પરોપકારી અને ઉત્સાહી બાઈ એની બિસન્ટનો આભાર માનવાનો છે. અને એનું સ્વરૂપ ઘણે ભાગે એ બાઈને હાથે જ ઘડાશે, એટલે આ કૉલેજ પણ પ્રાચીન અને અર્વાચીન પાશ્ચાત્ય અને અત્રત્ય કેટલાક ઉત્તમ ગુણોના સમુદાયરૂપ થશે એમ આશા રહે છે. વળી એ બાઈની મદદમાં સર રમેશચંદ્ર મિત્ર જેવા સલાહકાર છે એટલે અયોગ્ય ઉત્સાહમાં ખેંચાઈ જવાશે એમ સાધારણ રીતે કોઇએ પણ બહુ ભય રાખવા જેવું નથી. તથાપિ અમને એટલી દિલગીરી છે કે આ યોજનાને જસ્ટિસ રાનડે અને ડૉક્ટર ભાંડારકર તરફથી અનુમોદન મળ્યું નથી. એ બે વિદ્વાનોની અને તેમાં વિશેષે કરીને મહાત્મા રાનડેની સલાહ આ કામમાં બહુ જ ઉપયોગી થઈ પડત એટલું જ નહિ, પણ અમને પોતાને તો આ ઉપક્રમ એ મહાન પુરુષની સલાહ વિના જોઇએ તેવું સ્વરૂપ ધારણ કરશે કે નહિ એ વિષે કાંઈક શંકા રહે છે એમ ખુલ્લા દિલથી કહ્યા વિના ચાલતું નથી. હાલમાં તુરત હિંદુધર્મના પ્રાચીન જ્ઞાનભંડારમાંથી ઉત્કૃષ્ટ બોધદાયક વચનો, કથાઓ, અને પ્રસંગોનો સંગ્રહ કરી એક ગ્રન્થાવલિ રચાવવામાં આવનાર છે. એમ સંભળાય છે. આ વિષે અમારે એટલું કહેવું છે કે:—

(૧) આ ગ્રન્થાવલિમા સંસ્કૃત ભાષા ઉપરાંત આખા હિંદુસ્થાનમાં બહુધા સ્વીકારાએલી એવી ભાષાઓમાથી–કબીર તુલસીદાસ આદિના–વચનોનો પણ સગ્રહ કરવો જોઇએ જેથી ધાર્મિક જ્ઞાન સંસ્કૃતમાં જ હોઈ શકે એવી અન્ધશ્રદ્ધા દૂર થાય તથા માત્ર મુખપાઠ કરવાને બદલે વસ્તુનો હૃદયમા સાક્ષાત્કાર કરવા તરફ વિદ્યાર્થીઓનું વિશેષ વલણ થાય બને તો જેમ સંસ્કૃતનો અભ્યાસ કરાવાય તેમ પાલીનો પણ સાથે જ કરાવાય તો ઠીક છે, તેમ ન બની શકે તો પાલીનુ સંસ્કૃતમા સ્વરૂપાન્તર કરી એ ભાષામાં પ્રતિપાદિત ઉપદેશોનો પણ વિદ્યાર્થિઓને લાભ આપવો જોઇએ

(૨) બૌદ્ધ—અને જૈનધર્મનો પણ વિશાલ હૃદયથી આ યોજનામાં સમાવેશ કરવો ઘટે છે કારણ કે એ ધર્મોનો ઉપદેશ મૂલમા બ્રાહ્મધર્મને અંગે જ થયો હતો, અને તે તે સમયમા પ્રવર્તમાન અનેક પ્રકારના કચરાને બ્રાહ્મધર્મના પ્રવાહમાથી દૂર કરવાને એ ધર્મો શક્તિમાન થયા છે

(૩) આ ધાર્મિક ઉપદેશ શાસ્ત્રીઓ પાસે જ અપાવવાનો વિચાર હોય તો એ ભૂલ છે ધાર્મિક બોધ સબળ અને સફળ કરવાનું સાધારણ નિયમ તરીકે એક જ સાધન છે અને તે એ કે જેણે સારી વિદ્વત્તા તથા સાધુતા–(ઉભય આવશ્યક છે)–સંપાદન કરી છે એવા વિશાળ આત્માના સન્યાસીઓ તથા જૈન ભિક્ષુકો પાસે ઉપદેશ અપાવવો. આવા પુરુષો ન મળી શકે તો પછી ઉચ્ચ કેળવણીવાળા વાનપ્રસ્થાશ્રમી વિદ્વાનોને હાથે કામ લેવું સન્યાસ અને વાનપ્રસ્થ આશ્રમ ઉપર અમારો ભાર એટલા માટે છે કે લાંબા ધાર્મિક અનુભવ વિના તથા એ સાથે આવતી શાંતિ વિના તથા અસાધારણ ત્યાગ વિના ધાર્મિક ઉપદેશમા વિશુદ્ધિ તથા બળ આવતા નથી, તેમ જ ધર્મના વિષયમાં કલહપ્રિયતા પણ ઘણું કરી પરમાત્માનુ ધામ સમીપ આવ્યા વિના નષ્ટ થતી નથી

(૪) છેવટે, અમારે એટલુ કહેવુ જોઈએ કે આ ગ્રન્થાવલિ તથા ધાર્મિક કેળવણીની વ્યવસ્થા ઘણું વિશાળ હૃદયથી અને દીર્ઘ દૃષ્ટિથી થવી જોઇએ નહિ તો, જૂના જૂના વચ્ચે અનિષ્ટ વિરોધ થશે, તથા પરિણામે હમણા જ સ્વતન્ત્રતા પામેલી ભરતખંડની બુદ્ધિને પુનઃ અયોગ્ય શાસ્ત્રશૃંખલા પહેરાવાશે એ અસંભવિત નથી આપણા દેશમા પાછળના કાળના અન્ધકારને લીધે અનેક આચારવિચારો, જેને ધર્મના તાત્ત્વિક સ્વરૂપ સાથે બહુ લેવા દેવા નથી અને જેમા મનુષ્ય બુદ્ધિએ અને આપણા શાસ્ત્રકારોએ પણ અનેક મતભેદ દર્શાવ્યા છે તેને ધર્મનું ઘણીકવાર આગ્રહપૂર્વક તત્ત્વ માનવામા આવેછે પરંતુ તેવા અંશોને જો આ કોલેજ ધર્મની કેળવણીમાં પ્રવેશ કરવા દેશે તો તેથી અત્યન્ત હાનિ થવાનો સંભવ છે એમ અમારું માનવુ છે,

આપણા કેટલાક વિદ્વાન્ દેશહિતૈષીઓ પણ નીતિ અને ધર્મની કેળવણી શા-

---

* હિંદુ ધર્મ માટે અમારો આ શબ્દ છે (જુવો સુદર્શન ૧૮૮૮)

'બ્રહ્મો'ધર્મને બ્રાહ્મધર્મ કહેવડાવવાનો જરા પણ હક નથી ઉપનિષદોનો ઊંડો અભ્યાસ ન થએલો તેવે વખતે આ ભૂલ થએલી જણાય છે

ળામાં નહિ પણ ગૃહમાં જ આપી શકાય એમ મત દર્શાવે છે તે કાંઇક આવા જ ભયથી હોવું જોઇએ. મિ. જસ્ટિસ્ રાનડેએ ઍલેક્ઝાન્ડ્રા ગર્લ્સસ્કૂલમાં હમણાં જ આ મત ઉપર ભાર મૂક્યો છે, તથા શાળામાં ધાર્મિક શિક્ષણ આપવા વિરુદ્ધ કેટલક વિચારો દર્શાવેલા પ્રતીત થાય છે, પરંતુ તેમાં પણ ઉપરના ભયની દૃષ્ટિએ જ એમનું એમ કહેવું થયું હશે એમ અનુમાન ઘટે છે. ઓકેળવણી નીતિ સુધારવાના સાધનમાંનું એક મુખ્ય સાધન છે એ કરતાં આગળ જઈ, ધાર્મિક કેળવણી સર્વથા નિરર્થક છે એમ પ્રતિપાદન કરવાનો એમનો અભિપ્રાય હોય એમ માનવાને કારણ નથી કેમકે આજથી ત્રણેક વર્ષ ઉપર વિલ્સન કૉલેજમાં એક પ્રસંગે બોલતાં એ વિદ્વાને જ આપણા કૉલેજ-વિદ્યાર્થીઓના ધર્મપ્રતિ અનાદર સંબંધે બહુ શોક દર્શાવ્યો હતો, તથા ધર્મનો અભ્યાસ સ્થૂલદૃષ્ટિએ ગમે તેવો નિરર્થક લાગે પણ સૂક્ષ્મ વિચાર કરતાં એનું બહુ જ પ્રયોજન છે એમ સ્પષ્ટતાથી જણાવ્યું હતું. આ સર્વ જોતાં આ પ્રસંગે એ મહાત્માનું તાત્પર્ય ધાર્મિક કેળવણીરૂપી સાધ્ય-વિરુદ્ધ નહિ પણ એના સાધનવિરુદ્ધ હતું એમ કલ્પવું યોગ્ય છે. ત્યારે જો ધાર્મિક કેળવણી અપાય એ સર્વાનુમતે ઇષ્ટ છે તો પછી એ શાળામાં આપવી કે ગૃહમાં એ બીજો પ્રશ્ન છે. ગૃહમાં ધાર્મિક-શિક્ષણ આપવું જ જોઇએ એ નિઃસંશય છે કેમકે ગૃહનો આ વિષયમાં એવો અનેકદેશી સંબંધ છે કે જેટલી અસર એ કરી શકે છે એનો દશાંશ પણ શાળા કરી શકે એમ નથી; અને આ જોતાં ઉછરતા બાળકોને ગૃહમાં ધર્મશિક્ષણ વિના રહેવા દઈ શાળાની ખામી કાઢનાર માબાપોનો થોડો દોષ નથી. પરંતુ એક તરફથી ગૃહ કેળવણીની આવશ્યકતા સ્વીકારી, તથા શાળાદ્વારા જે ધાર્મિક શિક્ષણ અપાય એમાં પૂર્વોક્ત ભય રહે છે એનું સ્મરણ રાખી, તથા કવિતા અને ધર્મ શીખવ્યાં શીખવાતાં નથી એ વાત પણ કેટલેક અંશે સત્ય છે એટલું કબૂલ કરી, અમારે એટલું ઉમેરવું જોઇએ કે આ સાથે જ બીજી તરફથી શાળા-કેળવણીની તરફેણમાં નીચેના વિચારો ધ્યાનમાં લેવાના છે, જે એ કેળવણીની સર્વથા વિરુદ્ધ મત ધરાવનારા વિદ્વાનો પ્રતિ અત્યન્ત માનપુરઃસર અમે અત્રે મૂકીએ છીએ.

બંધાએલા સ્વરૂપમાં જ દૃષ્ટિ આગળ સ્ફુરે છે.
એક તો ગૃહમાં ધર્મ એના સમસ્ત વિચાર કરવાને ગૃહમાં સાધારણ રીતે અવકાશ રહેતો નથી,
પરંતુ એના કારણસ્વરૂપાદિનો અને તેથી ઘણીકવાર ધર્મને અકારણ માની બાલકો એ તરફ ઉપેક્ષાદૃષ્ટિએ જુવે છે.
ગૃહકેળવણીની આ ખામી પૂરી પાડવા માટે શાળાની જરૂર છે.

બીજું જ્યારે ઇંગ્લંડ જેવા દેશમાં પણ આ પ્રકારની કેળવણી માટે કેવળ ગૃહ ઉપર આધાર રાખવામાં આવતો નથી, તો પછી હિંદુસ્થાનને માટે અપવાદ શા માટે હોવો જોઇએ? હિંદુસ્થાનમાં પરસ્પર વિરોધી અનેક ધર્મો છે એ ખરી વાત છે. પણ અમને લાગે છે કે એ વિરોધ શમાવવાનો એક માર્ગ જ આ છે કે ઉચ્ચ પ્રકારની-ધર્મના સામાન્ય સ્વરૂપની-વિદ્યાર્થિઓને કેળવણી આપવી; જેથી પરસ્પર માનભરી દૃષ્ટિએ-ધર્મના વિષયમાં બેદરકારીથી નહિ પણ માનભરી દૃષ્ટિએ-તેઓ જોતાં શીખે.

ત્રીજું પાઠશાળાઓમાં લૌકિકશિક્ષણની સાથે સાથે ધાર્મિક શિક્ષણ આપવાથી લાભ

એછે કે ધર્મ અને લૌકિકજ્ઞાન પરસ્પર સબંધમાં આવી, પરસ્પર ઘસાઈ યોગ્ય સમન્વય પામે છે.

વળી, આ ધાર્મિક કેળવણીની બાબતમાં હિંદુસ્થાનનિવાસી બધી કોમોમાં અમને હિંદુઓ જ સૌથી વધારે કમનસીબ લાગે છે. કારણ કે અંગ્રેજોને માટે સ્વધર્મશિક્ષણપુરઃસર લૌકિકશિક્ષણ આપનારી અત્રે અનેક કૉલેજો છે. અને મુસલમાનો માટે પણ સરસૈયદ અહમદના ભગીરથ પ્રયત્નને પરિણામે અલિગઢ પાઠશાળા સ્થપાઈ છે. જેમાં ધાર્મિકશિક્ષણ માટે સ્પષ્ટ યોજના છે અને એ પાઠશાળાનો વિસ્તાર કરવા હજી પ્રયત્ન જારી છે ખરૂં છે કે પારસીઓ માટે આમાંનું કાંઈ નથી. પણ પારસીઓની સંખ્યા બહુ થોડી છે, અને જોકે હાલમાં એમને ધાર્મિક કેળવણી મળવા માટે પાઠશાળાઓમાં ગોઠવણ નથી તોપણ જતે દિવસે એ સંબંધી કાંઇક વિચાર થયા વિના રહેશે નહિ; કારણ કે એ ઉત્સાહી કોમ છે, અને એકવાર એ બાબત એમના લક્ષમાં ચોંટી તો પછી એ ખામી દૂર કરવામાં જરા પણ વિલંબ થશે નહિ એ નિઃસંશય છે

ત્યારે ટુંકામાં આ કૉલેજ સબંધે અમારો નમ્ર અભિપ્રાય એવો છે કે હિંદુસ્થાનના ખરા ઉદ્ધારનો મંત્ર આ રૂપે દૃષ્ટિગોચર થયો છે, પણ તે **યોગ્યવિધિપુરઃસર પ્રયોજવામાં આવે તો જ.** સારી રીતે થતાં એનાથી જેટલો લાભ ધારવામાં આવે છે તેટલું જ ખરાબ રીતે થતાં નુકશાન થવા સંભવ છે. નુકશાન ન થતાં લાભ થાય એનો આધાર આ યજ્ઞના ઋત્વિજોના ઉપર છે. સર્વનો આધાર હિંદુસ્થાનના અદષ્ટ ઉપર છે *

---

* આમાં અમે નવીન શું કહ્યું ? એટલું જ કે આ અસાધારણ બારીકીનો પ્રસંગ છે, અને આથી કેવળ લાભ માની જેઓ આનંદમાં આવી જતા હોય તેમને એની સાથે જ જોડાએલા અસાધારણ જોખમ ઉપર લક્ષ રાખવા વિનંતિ છે. સામાન્ય રીતે તો અમે આ ઉપક્રમને સ્તુત્ય માનીએ છીએ જ. અમારૂં કહેવું કદાચ કેટલાકને મન્દસ્તુતિ જેવું લાગશે. મન્દસ્તુતિ તો છે જ, પરંતુ અમારી દષ્ટિએ એ જ સત્ય અને ન્યાય્ય દીસે છે એટલે તે કહ્યા વિના ચાલતું નથી. પ્રકૃત વિષયની અમારી પ્રશંસા કાંઈક મન્દ છે એટલા ઉપરથી આ મારો બ્રાહ્મધર્મ પ્રતિ ઉત્સાહ પણ મન્દ છે એમ અનુમાન કરનારને અમારો એટલો જ ઉત્તર છે કે અમને અમારા (બ્રાહ્મ) ધર્મ ઉપર અત્યન્ત—અમારૂં હૃદય ધારી શકે તેટલો—ભાવ છે, બ્રાહ્મધર્મનો પુનરુદ્ધાર જેવા અમારા બન્ધુઓને જેટલી ઉત્સુકતા હશે તેટલી જ અમને પણ છે. પરંતુ ઉત્સાહના પૂરમાં તણાઈ ખડક ઉપર અથડાવા અમે રાજી નથી. માત્ર ખડકાનું અસ્તિત્વ સ્વીકારી એ સ્વીકારાનુસાર વર્તન રાખવાથી જ શ્રેય છે એટલું સૂચવવાથી ઉત્સાહની મન્દતા જણાતી હોય તો તે અપવાદ સહન કરવા અમે તૈયાર છિએ. **તંત્રી.**

# શું વિજ્ઞાનશતક એ ભર્તૃહરિનું રચેલું છે?

( મળેલું )*

ગુજરાતીમાં ભર્તૃહરિનું વિજ્ઞાનશતક બહાર પડનાર છે, એમ જાણી આનંદ થયો છે. ભર્તૃહરિના વિજ્ઞાનશતકને પ્રથમ પ્રસિદ્ધિમાં આણવાનું માન રા. રા. કૃષ્ણશાસ્ત્રી ધુલે નાગપુરકરને ઘટે છે, તેમણે એ શતકનું મરાઠી ભાષાંતર કર્યું છે, અને એ ભર્તૃહરિનું જ રચેલું છે એવું સાબીત કરવાનો પૂરો શ્રમ લીધો છે. મરાઠી માસિકપત્રોમાં તે ઉપર સારી ચર્ચા ચાલી છે. એ સઘળું વાંચ્યા પછી મારા મનને લાગ્યું કે વિજ્ઞાનશતક સંબંધી મરાઠી ગ્રંથમાલામાં ચાલેલી ચર્ચાનો સાર અત્ર પ્રસિદ્ધ કરવો ઉચિત છે. એથી પાઠકગણ તથા ભાષાંતરકર્તાને વાંચવા વિચારવામાં સહાયતા સાથે આનંદ મળશે.

મહારાજા મહાકવિ ભર્તૃહરિકૃત શતકત્રય આનંદદાયક ને બોધક છે. અનેકવાર એમનાં ત્રણે શતક વાંચીએ તોપણ કંટાળો આવતો નથી. કાવ્યરસ આગળ બીજા બધા રસ તુચ્છ છે. એવી ખાત્રી ભર્તૃહરિનાં કાવ્યો વાંચવાથી થાય છે. क्षणेक्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः આવા પ્રકારના કવિતેજને લીધે મનુષ્ય હૃદયમાંથી અંધકારનો નાશ થાય છે પ્રાસાદિક અને પ્રતિભાશાલી કવિઓ પૃથ્વીના ગમે તે દેશમાં હોય તોપણ તેની ઈશ્વરદત્ત કવિત્વશક્તિ સરખીજ હોઈ માનપ્રદ છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ કવિતાના ત્રણ વર્ગ પાડી શકાય છે. તેમાં ભર્તૃહરિ એ ઉત્તમ કવિમાં એક અગ્રગણ્ય કવિ છે. આવા ઉત્તમ કવિનું એકાદ શતક હાથ આવ્યું જાણી અત્યંત આનંદ થાય એ સ્વાભાવિકજ છે. રઘુવંશ કે કિરાતનો એકાદ સર્ગ નવો હાથ લાગે તો તેથી કંઈ વિશેષ આનંદ પ્રાપ્ત ન થાય. પણ મેઘદૂત જેવો કાળિદાસનો કોઈ નવીન ગ્રંથ હાથ લાગે તો ,તેથી આપણને કેટલો બધો આનંદ થાય? તો પછી ભર્તૃહરિ જેવા કવિનું એક નવું શતક હાથ
આવેલું જાણી વિદ્વન્મંડળ આનંદિત થશે જ ભર્તૃહરિના આ હાથ લાગેલા નવીન વિજ્ઞા-
આવેલું જાણી વિદ્વન્મંડળ આનંદિત થશે જ ભર્તૃહરિના આ હાથ લાગેલા નવીન વિજ્ઞા-
નશતકના કેટલાક શ્લોક મનોહર છે તથાપિ આ શતક ભર્તૃહરિકૃત છે કે કેમ તે પ્રતિપાદન
કરવાની પ્રથમ આવશ્યકતા છે. સંસ્કૃત કવિઓ અને તેના ગ્રંથોનો કાળનિર્ણય કરવાનું
કામ અઘરૂં છે. વેદના કાળ વિષે જે લેખો પ્રસિદ્ધ થયા છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે
કેવળ આંતરપ્રમાણ કે કેવળ બાહ્યપ્રમાણથી કાળનિર્ણય થઈ શકતો નથી. વેદના એક
સૂક્તને એક પ્રાચીન કહે છે, તો બીજો અર્વાચીન કહે છે. વક્તા કે લેખક પોતાના મ-
તને સમર્થન કરનારી જ બાજુ માત્ર જુએ છે. પર્વતપ્રાય પરિશ્રમ કરી, સરસવ માત્ર ફળ
પ્રાપ્તિ કરવી, અને તે પણ અનિશ્ચિત ફળપ્રાપ્તિ કરવી એમાં કોઈ સાર નથી.

ભવભૂતિના કાળનિર્ણય વિષે શંકા રહેલી નથી તેનું કારણ ડોક્ટર ભંડારકરે મા-
લતીમાધવની પ્રસ્તાવનામાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે બાહ્ય પ્રમાણો ઉપલબ્ધ છે. પરંતુ કાળક્રમ
નિર્ણીત કરવા માટે વિશિષ્ટ પદ કે પદસમુદાયના અર્થની તાણાતોડ કરવી ઠીક નથી. મ-
હાવીરચરિત એ રામાયણની કથાનો પૂર્વ ભાગ છે ને તે કાવ્યગુણદૃષ્ટિએ જોતાં ઉત્તર-
રામચરિતથી ઉતરે છે. તેટલા માટે ઉત્તરરામચરિત પહેલાં મહાવીરચરિત લખ્યું એમ

* લખનાર—રા. રા. પોપટલાલ કેવળચંદ શાહ, રાજકોટ.

જેમ માની લઈએ 'તેમ કરુણારસનો પરિપોષ' કરવાનું મનમાં આણી રામચરિતના ઉત્તર ભાગનો આધાર લઈ કવિએ સુરેખ નાટક લખ્યું અને પછી રામકથાનું વર્ણન પૂર્ણ કરવા માટે મહાવીરચરિત લખ્યું હોય એમ કેમ માનવું નહિ? પ્રથમ સારૂં લખી પછી ઉતરતા પ્રકારનું લખાય તો તે કાંઈ અસંભવિત નથી.—પ્રસિદ્ધ કવિ વર્ડસ્વર્થે ૧૭૯૭' થી ૧૮૦૭ સુધીમાં જે સુરેખ કાવ્યો લખ્યાં છે તેવાં તે પછીનાં ચાળીશ' વર્ષમાં લખાયાં નથી. આમ આડી વાતે ઉતરી જવાનો સારાંશ એ છે કે કેવળ એકદેશીય અનુમાનથી સિદ્ધાંત સ્થાપન થઈ શકતો નથી.

ભર્તૃહરિના શતકત્રયમાંના શ્લોક બીજા પુસ્તકમાંથી મળે છે. કાળિદાસનાં શાકુંતલમાં એક, વિશાખદત્તના મુદ્રારાક્ષસમાં બે, અને શૂદ્રકના મૃચ્છકટિકમાં એક, એમ તેના શ્લોક મળે છે. તે કાંતો નાટકમાંથી તેમાં આવ્યાં હોય અથવા તેમાંથી નાટકમાં ગયા હોય, અથવા તો પ્રસંગાનુસાર પોતપોતાના ગ્રંથમાં કર્તાએ દાખલ કર્યા હોય; કોઈ કહે છે કે ભર્તૃહરિ રાજા હતો તેથી તેની દરબારના કોઈ કવિએ શતકત્રય તૈયાર કરી રાજાને નામે પ્રસિદ્ધ કર્યાં. એમ ભિન્ન ભિન્ન પ્રકારે બોલાય છે. પોતાની સ્ત્રીનાં દુરાચરણથી ભર્તૃહરિને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો એવી દંતકથા છે. એ દંતકથાનો આધાર માત્ર એક યાં ચિંતયામિ શ્લોક જ છે તેથી ઉલટું હરિહરોપાધ્યાયકૃત "ભર્તૃહરિનિર્વેદ" નામે પ્રસિદ્ધ થયેલા નાટકમાં તેની સ્ત્રીને ઉત્તમ પતિવ્રતા જણાવી છે. પતિમરણની ઉડેલી ગપ સાંભળી, ભર્તૃહરિની પતિપ્રાણા સ્ત્રી પ્રાણ તજી દે છે, એ જાણી ભર્તૃહરિ મરવા તૈયાર થાય છે. તેવામાં એક મહાત્મા (ગોરખનાથ) ત્યાં પધારી પોતાની ફૂટેલી મટકી બાબત આક્રોશ કરે છે. ફૂટેલી મટકી શી રીતે અસલ હાલતમાં પાછી મળે, એ વિષે રાજા બુદ્ધિવાદ કરે છે, ગોરખનાથ તેનો ઉત્તર આપે છે. એમ ગોરખનાથ બોધ, વસ્તુ, અને પોતાના સામર્થ્યથી રાજાનો બુદ્ધિવાદ રાજાના જ ગળામાં નાંખી પત્નીનો શોક મૂકાવી વૈરાગ્ય ગ્રહણ કરાવે છે. દંતકથા કરતાં આ વાત વધારે માનવા લાયક છે.

મી. કોલબ્રુકે ત્રણ કે ચાર શતક એમ કહ્યું છે પણ તે વિસ્મૃતિમૂલક છે. લોકપ્રિય ત્રણ શતક હાથ આવ્યાં ત્યારે જ આ ચોથું શતક હાથ કેમ ન આવ્યું એ નવાઈની વાત છે. પણ એ આક્ષેપ તો દરેક નવીન ઉપલબ્ધ ગ્રંથપર આવવા સંભવ ધારી તે શંકા ન કરીએ, તો પણ એ શતક ભર્તૃહરિનું નથી એમ કહેવાને ઘણાં સાધન છે. સો શ્લોકમાં પચીસ ત્રીશ તો કેટલેક ઠેકાણે સંદિગ્ધ છે તે સુધારી પૂર્ણ કર્યા છે એથી બીજા વિદ્વાનોના મત મેળવવાનું જેમ બની શક્યું નથી તેમ વાંચકોની બુદ્ધિને સ્વતંત્ર પ્રયાસ કરવાનો અવકાશ મળ્યો નથી. જેમ અનેક કાળિદાસ થયા તેમ અનેક ભર્તૃહરિ થયા હશે. સતરમા સૈકાના કોઈ ભર્તૃહરિએ આ શતક બનાવ્યું લાગે છે. મહાભર્તૃહરિને પ્રમાણભૂત માની તેણે તે જ ધોરણપર આ શતક લખી નાંખ્યું હશે. ગમે તેમ હો તે તર્કજાળમાં પડવાથી કાંઈ સિદ્ધિ નથી. આ શતક ઉઘાડતાં જ પ્રથમ મંગળાચરણ જ શતકત્રયથી જુદૃ પડે છે. ત્રણ શતકમાં ગણપતિનો ઉલ્લેખ ક્યાંય દેખાતો નથી ત્યારે આમાં ગણપતિને બોલાવ્યા છે. ત્રણ શતકમાં જેની પ્રાર્થના કરી નથી તેને આ શતકમાં અગ્રસ્થાન મળે એ સંભવિત નથી. દક્ષિણીઓના નિત્ય સંપ્રદાય પ્રમાણે એ લખાએલું હોવાથી કવિ દક્ષિણનો હોય [illegible] મંગળાચરણને મળતું છે.

ઉપર ઉપરથી જોતાં પણ જણાઈ આવે છે કે અર્વાચીન કવિઓ જેમ મોટાં મોટાં ગણવૃત્તો લખે છે તેમ આમા પણ મોટાં ગણવૃત્તો લખાયાં છે. શતકત્રયમાં મોટાં ગણવૃત્ત નથી એમ અહીં કહેવું નથી પણ તેમાં, અનુષ્ટુપ, આર્યા વગેરે નાનાં નાનાં વૃત્તો પણ છે.

અનુષ્ટુપ્ કે આર્યાનો જ દ્વેષ વિજ્ઞાનશતકના ભર્તૃહરિને છે એટલું જ નહિ પણ તેથી જરાક મોટા ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, ઉપજાતિ, વંશસ્થ, શાલિની, દ્રુતવિલંબિત, વગેરે વૃત્તોનો એ પૂર્ણ અભાવ છે. ભર્તૃહરિના બે શતક કરતાં વૈરાગ્યશતકમાં મોટાં વૃત્તના શ્લોક વિશેષ છે એ વાત ખરી પણ તે શતકમાં કાંઈ નાનાં વૃત્ત ઉપર કવિનો અભાવ જણાતો નથી. વૈરાગ્યશતકમાં આશરે ૩૮ શાર્દૂલવિક્રીડિત, ૨૭ શિખરિણી, ૯ સ્રગ્ધરા ને બાકીનાં ૪૦ બીજાં નાના મોટાં વૃત્તો છે ઓછામાં ઓછાં ૧૦ તો તેમાં અનુષ્ટુપ છે. એકંદરે અર્વાચીન ભર્તૃહરિની આ અલ્પાક્ષરવૃત્તપરાઙ્મુખતા પ્રાચીન ભર્તૃહરિની સાથે તાદાત્મ્ય કરવામાં વિઘ્નભૂત છે. આખા વિજ્ઞાનશતકમા નીચે પ્રમાણે સાત જ વૃત્ત છે. ૪૦ શાર્દૂલ, ૨૨ શિખરિણી, ૧૯ સ્રગ્ધરા, ૪ હરિણી, ૪ મંદાક્રાંતા, ૩ માલિની, ૧૦ વસંતતિલકા.

પ્રસિદ્ધ શતકત્રયમા જે સુબોધને પ્રસાદ દેખાય છે તે આ વિજ્ઞાનશતકમા અનુભવાતો નથી એ વાત કાંઈ આંકડાથી સિદ્ધ ન થાય, પણ વાંચવાથી જણાય. વિજ્ઞાનશતકમાંના કેટલાક શ્લોક સરલ ને સુબોધક છે પણ તે ભર્તૃહરિના બનાવેલા શ્લોકો જેટલી ઉચ્ચતા પ્રાપ્ત કરી શકે નહિ. ભર્તૃહરિનાં શતકો જોઈ પાછળથી ઘણાંશતકો તૈયાર થયાં છે તેમાના કેટલાંક તો પ્રસિદ્ધિ પણ પામી ચૂક્યાં છે તેમાંના વિચાર ઘણે અંશે ભર્તૃહરિના વિચારનું સામ્ય પામી શકે છે. તે સર્વે શતકોની પદ્ધતિ એક જ છે. સંપાદકને એકજ પ્રત મળી જણાય છે. તેમાં ૧૭ તો ૮૯મા શ્લોકનો અર્થબોધ થઈ શકતો નથી ઠેકાણે ઠેકાણે શુદ્ધ કરી શ્લોકો છાપવા પડ્યા છે. એવી સ્થિતિ છતાં અને કાવ્યનિર્માણકૌશલ્ય ઊગ્યા પ્રકારનું દેખાતાં છતાં તે મહાભર્તૃહરિની કાવ્યપ્રતિભા પ્રાપ્ત કરી શકતુ નથી. નવીન કલ્પના કે નવીન પદ્ધતિની રચના તેમાં દેખાતી નથી. ભર્તૃહરિ જેવા વિચાર જ્યાં આવ્યા છે ત્યા સરલ સુબોધ વાક્યરચનાની ગેરહાજરીમાં રત્ન ઉકરડાપર પડયા જેવું દેખાય છે. એકંદરે આ શતકનો કર્તા ભર્તૃહરિ નામે કોઈ અર્વાચીન કવિ થયો હોય એમ લાગે છે.

હવે કેટલાક શ્લોકો અને શબ્દોની તુલના કરીએ. વૈરાગ્યશતકમાંનો ૪૧ મો અને વિજ્ઞાનશતકનો ૬૯ મો શ્લોક સરખાવવા જેવા છે. પ્રાચીન ભર્તૃહરિની કૃતિમાં જે કિલષ્ટ શબ્દનો પ્રયોગ નથી તેવા નીચે લખ્યા શબ્દો વિજ્ઞાનશતકમાં આવ્યા છે. શ્લોકના આંકડા આપ્યા છે.

| | |
|---|---|
| ૨૮ उत्क्रान्तिभाजः=मरणाधीनाः | ४५ सुपर्वस्रवन्ती=गंगा |
| ५३ सर्वंसहा =पृथ्वी | ६१ प्रालेयाचलः=हिमालय |
| ८२ उपजारक =मोहजनक | ८६ हित्वा =विलयं नीत्वा |
| ८६ उपरीहा =मोक्षेच्छा | ९९ दुग्लक्ष =सौमदर्शन |

શતકત્રયમાં ભર્તૃહરિએ કટલેક ઠેકાણે વ્યાકરણદૃષ્ટિએ પ્રમાદ કર્યો છે. પણ તે તે ઠે-

કાણે દુર્બોધતા થઈ નથી, શતકત્રયમાં જે પ્રયોગ નથી તે પ્રયોગ વિજ્ઞાનશતકમાં છે:

| | |
|---|---|
| ११ प्रबलदुरितानीतावि‍धुरं | २६ अह्नोत्यर्थं |
| १२ श्रुतिजनितविश्वाससुपितः | २७ श्रुतिशतगुरुभ्याम्, |
| १९ अपगतगुणः | २७ चेतोमुकुंदप्रियः |
| ३० संपाचिग्रहाः | ३० उन्मूल |
| ५१ अर्थार्थिततया | १०२ सुविशद्त्रयम् |

૮૦ મા શ્લોકમાં એકાદ શબ્દ જાણે મરેઠી ભાષામાંથી લીધો હોય તેમ લાગે છે.

हिक्काकासभगंदरोदरमहामेदज्वरैराकुलः માંના " હિક્કા " અને " ભગંદર." એ શબ્દોનો પ્રચાર લક્ષમાં લેવાનો છે. તેમ જ दल्यति कलिंदंतान् એ મરાઠી ભાષાની લોકોક્તિ ૪૫ મા શ્લોકમાં દાખલ થએલી છે. ૨૮, ૬૫, ૬૬, ૬૭, ૭૬ એ શ્લોકો જોવાથી વિજ્ઞાનશતકનું અર્વાચીનત્વ વધારે સ્પષ્ટ થાય છે. તેમાં મુસલમાનોથી હિંદુ ભૂમિ ઉપર થએલા જુલમત્રાસનું વર્ણન હોવાનો ભાસ થાય છે. મ્લેચ્છ એટલે શક એમ માની લેવામાં બાધ આવે છે. શક તો મહાભર્તૃહરિની પહેલાં થઈ ગયા, કેમકે મહાભર્તૃહરિ તો સાતમા સૈકાની શરૂઆતમાં થયા જણાય છે. વળી ગંગાના બંને કાંઠા ઉપર મ્લેચ્છનું રાજ હોવાથી ધર્માચરણમાં વિઘ્ન થાય, ને અને યવનનૃપતિ રાજ કરે છે એ વાત શક કરતાં મુસલમાનને વધારે લાગુ પડે છે.

આ વિજ્ઞાનશતકમાં શંકરાચાર્યનાં દૃષ્ટાંત અને તેની કાંઇક પરિભાષા ૧૨, ૧૫, ૨૫, ૨૬, ૩૩, ૮૬, ૮૮, ૯૦, ૯૧ મા શ્લોકમાં સ્પષ્ટપણે આવેલછે, તે બે પ્રકાર શતકત્રયમાં નથી. એટલે વિજ્ઞાનશતક શંકરાચાર્ય પછી થયું. મતલબ કે મહાભર્તૃહરિનું નથી.

મહાભર્તૃહરિના વૈરાગ્યશતક તથા બીજા શતકમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, એ ત્રણે દેવ વિષે ભર્તૃહરિનો સમભાવ જણાય છે. બીજા દેવ કરતાં શિવપર વધારે ભક્તિભાવ છે એવું ૭૯ મા વૈરાગ્યશતકના શ્લોકથી જણાય છે. પરંતુ વિજ્ઞાનશતકમાં તેમ નથી. તેમાં તો કાશી, ગંગા ને વિશ્વેશ્વરની સ્તુતિ છે અને ચક્રપાણિ, શ્રીકૃષ્ણ, શ્રીરંગ, ગોપાલ, મુકુંદ, વગેરે ભાગવતસંપ્રદાયી નામ આવેલાં છે. કૃષ્ણનું ગોપીરમણનું સ્વરૂપ પ્રાચીન કવિ કાળિદાસ ભવભૂતિ આદિના કાવ્યમાં દૃષ્ટિગોચર થતું નથી. ૧૩, ૨૭, ૪૮, ૫૭, ૮૫, ૧૦૦ એ શ્લોકો જોઈ વિચારવાથી શ્રીરંગ ભક્ત અથવા દત્તચિત્ત ભર્તૃહરિ હોય તો ઉપર પ્રમાણે શંકર વિષે કેમ ઉદ્ગાર કાઢત ?

એકંદરે વિજ્ઞાનશતક એ એક અર્વાચીન વિદ્વાનથી થએલું અને મહાભર્તૃહરિના વૈરાગ્યશતકનું અનુકરણ છે. શ્રીનિંદા, ગંગાવર્ણન, કાશીસ્તવ, તપવ્યર્થતા, સંસારતુચ્છતા વગેરે પ્રકરણ નવીન છે પણ મનોરમ નથી. કોઈ કોઈ ઠેકાણે કોઈ કોઈ બાબતનો વિસ્તાર છે. કયાંય કયાંય અર્વાચીન વેદાંતશાસ્ત્રની પરિભાષા શ્લોકમાં દાખલ કરવાથી દુર્બોધતા આવી છે.

Reg. No B. 196.



# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર. આનંદશંકર
બાપુભાઈ. ધ્રુવ. એમ. એ.
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૧૦. ] ( માસિક ) [ જુલાઈ, ૧૮૯૯.

## " કોકિલાને આશ્વાસન."

( મળેલું ).

વિરહ-વનના શોકાગ્રેથી "ટહૂક" થયું ન શું ?
મૃદુ હૃદયની પીડાવાળું હતું ગીત એ ન શું !
કુપિત જનની ન્હીજ્વાળાભર્યું હતું એ ન શું ?
કરુણ રસની તેમાં ઊંડી હતી પ્રતિભા ન શું ? ૧

પ્રણય-કલહે તછોડેલી વૃથા કંઈ સ્વપ્નમાં
ચકિત ચમકી ન્હીસી બાળા દીસે છે ટહુકતાં !
ન તું ચમકજે બીકે ! ચારુ ! ન રોષ તું રાખજે !
રહી રહી સખિ ! દૂભાતાં તું ન ચંચુ સુઝાવજે ! ૨

સરસ શું મળા મીઠી મુગ્ધે ! ન આમ્રરસે પડી ?
મધુર ટહુકા કીધા ખાતાં ન આમ્રની મંજરી ?
કંઈ રમતમાં ડાળે ડાળે કુદ્યાં ન શું કૂજતાં ?
સુખ સમીરને બાહ્ય, શ્યામે ! શું રાખ્યું નિચોવતાં. ૩

નિરંઓ બેનેને આન્મૌતે આ કૈસૌખ્યમાં આવતી,
કુસુદ શિખરે કેકી નાચે ભલે કંઈ આશમા !!
કંઈ ક્ષણુ પછી ન્હાશું પાછા રમો રસ-વૃષ્ટિમા !
પુલકોં ઉડતાં લીલી લીલા ગળાવશું કૂજતાં !!! ૪

અમૃત ઘડી જે સંયોગીને સુખે વિકસાવતી
વિષમય જતે વિયોગીને દુઃખે કરમાવતી !
અકળ નિયમે બંધાએલાં છુટી ન શકે જરી !!
સમય-વિકૃતિ યાતાં સુધી બધુ સહવુ સખિ !!! ૫

લલિત.

## પ્રેમમય સૃષ્ટિ.

( મળેલ )

### શિખરિણી.

અરે કા આ ભૃંગે-રસમદ ભર્યાં દેહ સજી દે,
સહર્ષે ગુંજીને-કમલદલ કે કેતકી વિષે,
વળીને કૂદુ આ-દીપકતણુ આલિંગન ચહે,
બીચાર ભોળું એ-પ્રણયગતિમા એ બળીં મરે. ૧

કુરંગો કા દોડે-સુણી મધુર ઘટારવ પ્રતિ,
વિંધાઈ જાયે તો-રુડુ ગીતડું છોડે નવ કદી.
ચકોર કા ઝૂરે દિનભર વિયોગે ફડફડે,
સુખે અગ્નિ ભક્ષે-શશીંદરસ માટે સઉ સહે ૨

મયુરોને આ તો-સલિલભર વર્ષીદ પડતો
ઉગે ના પ્રેમીલા-હરખભર બિંદુ જ ઝીલતા
તૃષાકુલો તોયે-'પિયુ પિયુ' વદી કાલ વહતો,
બપૈયો ના બીજુ-જલદ પય કંઠેજ ધરતો. ૩

ભુજંગોએ ભારી-મધુર મુરલીગાન સુણીને
કીધા ચાયે ડોલે-નિજ તનુતણું બંધન ગણે
મિથુને ક્રૌંચોનું-અહરનિશ આસક્ત ફરતું
છુટે ના પ્રેમીલ-વિરહીં થયું તો અન્ય મરવું. ૪

દીસે છે ભેદે આ-કંઈ છુપી રહ્યો સૃષ્ટિની વિષે!
રસીલાં રંગીલાં-અધમ પશુ પંખી પણુ દરે,

અરે ત્યારે કેવાં-મનુ મુનિ તણાં બોલ 'નિપજ્યાં'
ગૃહે ના આનંદે રસવિહીનને મૂઢ બનીયાં. ૫

—આનંદ—

## સ્વરૂપાનુભવ.

(મળેલું.)

### રાગ—ભૈરવીની ગજલ.

આશક માશુકમાં કદી પ્રીતિ નહીં નહીં;
પ્રીતિ વસી પોતાપરે આનંદને લહી. ૧

ખંજર તણા ઘા ઉરમાં મૃદુ પુષ્પ સમ ગણે;
આનંદ થાયે ઉરમાં માશુક નવ ભણે ૨

આનંદમગ્ન થાતાં સદા ચુપ થાય છે;
માશુક કેરૂં ભાન મનમાથી જાય છે. ૩

દ્વૈતબુદ્ધિ ભેદ ભાગી અભેદ જાગી છે;
રાગી વિરાગી ત્યાં નથી સર્વે સુહાગી છે. ૪

અખંડ આનંદરૂપ જે સ્વરૂપ સર્વનું;
સર્વકેરા ગર્વ જાતા સ્વરૂપ પોતાનુ ૫

બધુ ઠગાઓ નહિ કદા માશુક ઠગાશો ના;
પ્રીતિ હમારી છે નહિ, દરકાર કરશો ના. ૬

સાંકળ મહીં દરકાર છે, સાંકળ છૂટ્યે દરકાર;
સાંકળ સાંકળમાં નહીં, છે તે સદા સરદાર. ૭

## પ્રતિસ્પર્ધીના પરાક્રમ અને પોતાના પ્રમાદે કરી ભારતવર્ષની દુર્દશા.

(મળેલું)

### મનોહર છંદ.

ઉગાવી રુ ઠામ ઠામ, લઈ તેનાં અલ્પ દામ,
એક પાસે અમેરિકા એક આસે મચ્યું છે.

વસ્થા જ એવી છે કે જગત્ સર્વથા કર્મજડ થઈ પડી રહેતું નથી. કર્મઠોના સિદ્ધાન્ત વિરુદ્ધ આક્ષેપ કરવા શંકર, કબીર, નરસિંહ જેવા મહાત્માઓ નિરંતર ઉદ્ભવ્યા જ કરે છે, અને તેથી કરી મનુષ્યનો દિવ્યજ્યોતિર્મય આત્મા કોઈપણ કાળે સર્વથા વિનષ્ટ થતો જ નથી, પણ માત્ર વખતો વખત સંકોરવો પડેછે, સ્નેહથી ભરવો પડેછે, નવીન પ્રજ્વાળવાની જરૂર પડતી નથી).

સદ્ગુરુસંબંધે લખતાં આ લેખક લખેછે કે "આધુનિક કાલમાં આશ્રમમર્યાદાથી ઉન્માર્ગે પ્રવર્તનારા વિપ્રવિહીન વર્ણના સ્વેચ્છાચારીઓ કે જેઓ માત્ર પ્રક્રિયાપાઠતે જ કૈવલ્યકર જ્ઞાન માને છે; તેઓ મહર્ષિ વેદવ્યાસ તથા ભગવાન્ ભાષ્યકારના અમૃતમય મોક્ષદાયક વચનોને વગોવવા, શાળામાં ભણતા બાળકોને, બુદ્ધિમાંદ્ય પુરુષોને અને દુર્બલ હૃદયની સ્ત્રીઓને એક સરખો અધ્યાત્મવિદ્યાનો બોધ કરે છે; કે જેથી તેના પરિણામમાં કેવલ ભ્રષ્ટતા, પતિતતા અને અજ્ઞાનની વૃદ્ધિ એ જ આવે છે." કોઈપણ વિષય ઉપર લખતા પહેલાં આપણા લેખકો લેખક તરીકે પોતાની જવાબદારી સમજે તો સારૂં. પ્રેસનો દુરુપયોગ ન કરો. ઇચ્છામાં આવે તે નિરંકુશ રીતે, ગમે તેટલું અજ્ઞાન હોય તે છતાં પણ દરેક વિષય ઉપર દરેકે લખવા બેશી જવું એ આપણી પ્રાચીન રીતિ નથી. "મહર્ષિ વેદવ્યાસ અને ભગવાન્ ભાષ્યકારના અમૃતમય મોક્ષદાયક વચનોનું" ખરૂં વગોણુ તે આ સાહસ જ. "મહર્ષિવેદવ્યાસ અને ભગવાન્ ભાષ્યકાર" કેટલા અનુભવથી પરિપૂત વાક્યો ઉચ્ચારતા હતા એ જરા સ્મરણમા લાવો. શાળામાં ભણતા બાળકોની ભ્રષ્ટતા પતિતતા કે અજ્ઞાનવૃદ્ધિ ગમે તેટલી હશે પણ તે "અધ્યાત્મવિદ્યાનાં બોધથી" થએલી કયાં જોવામાં આવી? તમારા આત્માને જ પૂછો કે આવો સામાન્ય આક્ષેપ કરવા જેટલાં અને વળી તે આક્ષેપ જગત્ આગળ નિઃસંકોચ રીતે મૂકવા જેટલાં તમને ઉદાહરણો મળ્યાં છે? વળી શાંત નિષ્પક્ષપાત વિચાર કરીને કહો કે વેદાન્તના અધિકારી "વિપ્ર" તે કોણ? તમે "વિપ્રવિહીન વર્ણને" અનધિકારી માનો છો તથા સ્વેચ્છાચારી કહી નિંદો છો, પણ પળવાર પણ "વિપ્ર" કહેવાતા મનુષ્યો ઉપર દૃષ્ટિ ફેરવી જોયું છે!

વળી એ સાથે આ ગ્રન્થમાં અમને બીજી કેટલીક ખામીઓ જણાઈ છે તેમાંની એક એ કે અત્રે ભક્તિને તો યોગ્ય સ્થાન મળ્યું જ નથી, અને જ્ઞાન અને યોગ વચ્ચેના વિવાદનિર્ણયમાં શાંકર સિદ્ધાન્તની વાસ્તવિકરીતે અવગણના કરી યોગને (પરિણામે ભગવદ્ગીતા-સંમત મહાન્ અર્થમાં નહિ પણ કનિષ્ઠ અર્થમાં) પ્રાધાન્ય આપ્યું છે. આ સર્વ અમને તો અસન્ત શોચનીય લાગે છે. સંધ્યાવંદનની આવશ્યકતા બતાવવામાં તથા તેના સમય અને વિધિનું રહસ્યનિરૂપણ કરવામાં જ્ઞાન ભક્તિ અને (ઉન્નત અર્થમાં) યોગનું દર્શન કરાવવાને બદલે લેખકે ધર્મના ખરા તત્ત્વ સાથેનો એનો સંબંધ તર્દ્દન ગૌણ પાડી નાંખ્યો છે; અને "ચાર સમયમાં મધ્ય નાડીનો પ્રવાહ વિશેષ વખત રહે છે માટે તેમાં સંધ્યોપાસન કરવાનો નિર્દેશ પ્રાચીન મહર્ષિઓએ કરેલો છે." "ત્રિપુંડ્ર કરવાથી શરીરમાં સુગંધિ વગેરે પ્રાપ્ત થાય છે," "કરાગ્રવડે ઇંદ્રિયોએ સ્પર્શ કરવાથી ...બાહુમાં બલ વગેરેની વૃદ્ધિ થાય છે" ઇસાદિ ખુલાસા આપ્યા છે. હવે આ ખુલાસા કેવલ શ્રદ્ધાથી જ તમ થનારાં વિચારહીન અને ધર્મના વિષયમાં બાલિશતા ભરેલા મનુષ્યોને સંતોષપ્રદ થઈ શકે; પરંતુ જેમને ખરા

મનુષ્યત્વનું–અર્થાત્ મનનશીલ–જીવન ગાળવા ઇચ્છા છે, જેમને ધર્મના ખરા સાર ઉપર લક્ષ ચોંટ્યું છે, જેઓ પ્રાચીન મહર્ષિઓના ભાવથી ભૌતિક અને પરમાત્મ–રૂપ સવિતાનું દર્શન કરવા ઉત્સુક છે તેમને તો એ કેવલ શુષ્ક અને ધર્મભાવનાથી વિરહિત લાગ્યા વિના રહેશે નહિ. એમને તો સુષુમ્ણા નાડીની વાતો કરતાં સંધ્યાસમયનો નીચેનો ખુલાસો પ્રાચીન મહર્ષિઓના ભાવને વધારે અનુરૂપ અને પરમાત્મ–દર્શન કરાવવામાં વધારે સમર્થ લાગે છેઃ—

"As if in acknowledgment of the mystery of God, as if with an instinctive feeling that his being is the meeting-place of light and shade, and that in approaching him we must stand on the confines between the seen and unseen; all nations and all faiths of cultivated men have chosen the *twilight* hour, morning and evening, for their devotion; and so it has happened that, all round the earth, on the bordering circle between the darkness and the day, a zone of worshippers has been ever spread, looking forth for the Almighty tenant of space, one half towards the East, brilliant with the dawn, the other into the hemisphere of night, descending on the West. The veil of shadow, as it shifts, has glanced upon adoring souls, and by its touch cast down a fresh multitude to kneel; and as they have gazed into opposite regions for their God, they have virtually owned his presence 'besetting them behind and before'. Our planet thus instinct with devout life, girded with intent and perceptive souls, covered over, as with a devine retina, by the purer conscience of humanity, is like a living eye, watching on every side the immensity of Deity in which it floats, and grateful for the rays that relieve its native gloom". *Endeavours after the Christian Life.*

[ જાણે પરમાત્માની નિગૂઢતાના સ્વીકારરૂપે, જાણે એનું સ્વરૂપ 'છાયા' અને 'આતપ' એટલે ( પ્રાણિના ) અજ્ઞાન અને જ્ઞાનના સમાગમનું સ્થાન છે અને જાણે એની પાસે જવામાં આપણે 'विदिताद्विदितादधि' અર્થાત્ દૃષ્ટ અને અદૃષ્ટની સીમા ઉપર ઊભા રહેવાનું છે એવી સહજ વૃત્તિથી, સર્વ સુધરેલી પ્રજાઓએ અને એમના ધર્મોએ પ્રાતર્ અને સાયં સંધ્યાસમયને ઉપાસના માટે પસંદ કરેલો છે. અને તેથી એમ બન્યું છે કે અખિલ પૃથ્વીની આસપાસ પ્રકાશ અને અન્ધકારની સીમારેખા ઉપર ઉપાસકોનું એક ચક્ર નિરંતર વિસ્તરી રહ્યું છે; જેમાંના અડધા ઉષાથી પ્રકાશમાન પૂર્વદિશા તરફ, અને બાકીના નિશામંડળથી વ્યાપ્યમાન પશ્ચિમ દિશા તરફ આકાશમાં વિરાજતા સર્વશક્તિમત્ પરમાત્માને વિલોકવા દૃષ્ટિ નાંખે છે; અને તેજ અને અન્ધકારનો મિશ્રપટ એકથી બીજા ઉપાસક મંડળને પ્રણામ કરાવતો ચાલ્યો જાય છે. અને પરમાત્મા માટે સ્હામસ્હામી દિશાઓમાં દૃષ્ટિ નાંખી 'सविता पुरस्तात् सविता पश्चात्तात्' 'ब्रह्मैवेदममृतं पुरस्तात् ब्रह्म पश्चात्'–"સવિતા આગળ છે, સવિતા પાછળ છે; આ અમૃત બ્રહ્મ આગળ છે, પાછળ છે"—એ શ્રુતિ વાક્યને અર્થતઃ સિદ્ધ કરી આપે છે, આ રીતે ભક્તિમય ચૈતન્યથી સચેત થએલી, ધ્યાન અને જ્ઞાનવિશિષ્ટ આત્માઓથી વીંટાએલી તથા

મનુષ્યજાતિના શુદ્ધતર આત્મદીપરૂપી પરમાત્મદષ્ટિથી જાણે છવાએલી એવી આપણી પૃથ્વી એક ચૈતન્યથી ભરપૂર નેત્ર જેવી છે; જે પરમાત્માની અનંતતામાં તરતી દરેક બાજુથી એ તરફ જોઈ રહી છે, અને એના સ્વાભાવિક તમોગુણ (અન્ધકાર–અવિદ્યા) ને વિદૂર કરનાર કિરણો માટે એનો ઉપકાર માની રહી છે.]

છેવટે ભાષા સંબંધે કાંઈક લખવું પ્રાપ્ત થાય છે, પણ અત્રે અમારા ધાર્યા કરતાં વિશેષ લંબાણ થઈ જવાથી એટલુંજ કહીને અમે વિરમીશું કે અત્રે ઘણા સંસ્કારરહિતના અક્ષન્તવ્ય દોષ નજરે પડે છે; ઉદાહરણ તરીકે, ધૈર્યતા, ચાંચલ્યતા, સાફલ્યતા, આશ્રિપ્યતા, ઈત્યાદિ.

---



## શાન્તિ.

અથવા

આત્માનંદ.

(મળેલું)*

સંસાર દુઃખમય છે. મનુષ્યજીવન અનેક વિટંબનાઓથી વ્યાપ્ત છે. અને તેની નિવૃત્તિ–અર્થે શાસ્ત્ર માત્રની પ્રવૃત્તિ છે. જગતની લૈકિક પ્રવૃત્તિનું બીજ પણ એ જ છે. પ્રાણિમાત્ર તે પ્રાપ્ત કરવાને જાણે–અજાણે ખરા–ખોટા યત્ન કરવાને પ્રેરાય છે. અને તે પ્રાપ્ત કરવાની અનેકાનેક ઘટનાઓ, વ્યવસ્થાઓ, વિચારો જગતના આરંભથી આજ પર્યન્ત પ્રચલિત છે. આમ અનાદિ કાળથી ગડમથલ કરતું જગત્ ચાલ્યું આવે છે અને ચિરકાલ તેમ જ રહેશે એવી વસ્તુગતિ પ્રથમ દૃષ્ટિએ સમજાય છે. પણ વેદાન્તનું આ સંબંધે શું કહેવું છે–એ દુઃખની નિવૃત્તિ હમેશને માટે થઈ શકે એમ છે કે નહીં; અને થઈ શકે તો કેવી રીતે–એ જ અત્રે જોવાનો યત્ન છે.

પ્રો. સલી પોતાના દુઃખવાદના પુસ્તકમાં નીચે પ્રમાણે લખે છેઃ–“ બૌદ્ધધર્મની પેઠે સાંપ્રદાયિક બ્રાહ્મણધર્મમાં પણ મનુષ્યદુઃખની તીવ્ર લાગણીથી આરંભ છે......બ્રાહ્મણ તત્ત્વદર્શન પ્રમાણે આ જગતનો ઉદ્ભવ એક શોચનીય અકસ્માત્ છે, પણ તેના દુઃખરૂપ પરિણામને નષ્ટ કરી શકાય એમ છે. અને તે મનુષ્યાત્માનો સત–ચિદ્–અને–આનંદરૂપ પરમાત્મામાં લય કરી નાંખવાથી થાય છે. આ પ્રમાણે નિત્ય અને સુખમય જીવનની સ્થિતિ પ્રાપ્ત થાય છે અને દુઃખવાદને સ્થાને અંતે સુખવાદ સ્થપાય છે.” આ જીવન અને પરજીવન વિષે આવો વેદાન્તમત છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છેઃ–

“ मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

---

* એક અનુવાદ. લખનાર મિત્ર.

=જે મહાત્માઓ મ્હને પામ્યા છે તેઓ (મોક્ષરૂપ) પરમ સંસિદ્ધિને પામેલા હોઈ આ દુઃખાલય અને અશાશ્વત હેવા પુનર્જન્મને પામતા નથી. બ્રહ્મભુવનથી માંડી સર્વ જગતની પુનરાવૃત્તિ થાય છે, પણ હે કૌન્તેય ! મ્હને જે પામે છે તેને પછી પુનર્જન્મ નથી." છાન્દોગ્ય-ઉપનિષદ્ પણ કહે છે કે-" तरतिशोकमात्मवित्=જે આત્માને જાણે છે તે શોકને તરે છે." આ પ્રમાણે વેદાન્તનું એમ કહેવું છે કે દુઃખ એ મનુષ્ય જીવનનું અનુષંગી છે અને લૌકિક જ્ઞાનનું અતિક્રમણ કરી પરમ દશાને પામ્યાથી મુક્ત થએલા જીવને શુદ્ધ અને નિત્ય સુખનું દર્શન થાય છે. જ્યાં સુધી મનુષ્ય લૌકિક ઐન્દ્રિયક જ્ઞાનની ભૂમિકા ઉપર આમ તેમ ગોથાં ખાય છે, જ્યાંસુધી માયાના બંધનથી મુક્ત થયો નથી ત્યાંસુધી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ અને પરિપૂર્ણ સુખની દશા જે મનુષ્યની શક્તિમાં છે અને જેનો અનુભવ મનુષ્ય કરી શકે એમ છે તે આપણે કદી પ્રાપ્ત કરી શકવાના નથી.

મનુષ્યની સુખ પાછળ પ્રવૃત્તિ સ્વાભાવિક છે. પણ સંસારમાં સુખ દુઃખ ઘણે અંશે મિશ્ર રહે છે એ અનુભવસિદ્ધ છે. એમ સ્થાપિત કરવામાં આવ્યું છે કે "સુખની ગણત્રી"ના સિદ્ધાન્ત પ્રમાણે દુઃખ કરતાં સુખની અધિકતા શોધી સંસારમાં હેવું વર્તન રાખવું કે જેથી અધિકમાં અધિક સુખ અને અલ્પમાં અલ્પ દુઃખ પ્રાપ્ત થાય. જનવ્યવહારના આધારરૂપ સુખદુઃખના હિસાબની આ કલ્પનાનો પણ એક વખત સમય હતો. પણ હવે તો તે વિદ્વાનોના પ્રહારથી સર્વાનુમતે નષ્ટ થઈ ગઈ છે. એમાં રહેલી અડચણો નીતિજ્ઞાનના વિદ્વાનોની ટીકાનો આજ કાલ વિષય થઈ પડી છે. અને સમસ્ત જનઅનુભવ પણ પેટ્રાર્કની "હજાર સુખ એક દુઃખની બરાબર નથી" એ ઉક્તિને પુષ્કળ પુષ્ટિ આપે છે. કોઈ સગાની જીવનની શૂન્યતા, કોઇ અણધારેલો નિરાશાને લીધે થએલો સહજ હૃદયક્ષોભ, સખત મંદવાડ પછી થોડા સમયનું પણ અશક્ત કરી નાંખે હેવું જીવનશક્તિનું ઘટવું, અથવા તો કંઈ આકસ્મિક કારણથી થયેલી તીક્ષ્ણ શારીરિક વેદના પણ મનુષ્યનું મન હેવું ગ્રસ્ત કરી નાંખે છે કે વર્ષો માસો દિવસો અને ન્હાનામાં ન્હાની ક્ષણો પણ અંધકારમય વેરાન જેવી લાગે છે. અને ભૂતકાળમાં અનુભવેલી સુખી અવસ્થાઓનું સ્મરણ બદલો આપી શકતું નથી, કે પૂર્વે અનુભવેલા આનંદનું જ્ઞાન એ દુઃખની તીવ્રતાને મટાડી શકતું નથી. આ ઉપર કહેલી માત્ર દુઃખ કરતાં સુખનું તોલ અધિક એ કલ્પના કરતાં સુખી જીવનનો વધારે ચોકસ ખ્યાલ જોન સ્ટુઅર્ટ મિલ આપે છેઃ—" Not a life of rapture, but moments of such in an existence made up of few and *transitory* pains, many and various pleasures, with the decided predominance of the active over the passive, and having, as the foundation of the whole, not to expect more from life than *it is* capable of giving ".

(૧) "થોડાં અને ક્ષણિક દુઃખોથી બનેલા આ જીવનમાં અત્યાનંદનું આખું જીવન નહીં પણ માત્ર ક્ષણો છે.

(૨) અનેક અને વિધવિધ સુખો, જેમાં પ્રવૃત્તિ (ભાવ)-આત્મક સુખોનું નિવૃત્તિ (અભાવ)-આત્મક સુખ કરતાં સ્પષ્ટ રીતે આધિક્ય છે;

(૩) અને એ સર્વની નીચે, જીવન જે સુખ આપી શકે એમ છે તે કરતાં અધિકની આશા ન રાખવી-."

સુખી જીવનનું હાવું અલૌકિક ચિત્ર જોઈ સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે મનુષ્યમાં હાવાં જીવન કદી થયાં છે? મનુષ્યાનુભવમાં તો હાવું નથી એ વાત મિલને પોતાને પણ જ્ઞાત હોય એમ જણાય છે પણ એમાં તે "હાલની દરિદ્ર કેવળણી અને અધમ સંસારવ્યવસ્થાજ એ સુખ સર્વને પ્રાપ્ત થવામાં વિઘ્નરૂપ છે" એમ કહી વર્તમાન જનસમાજ ઉપર દોષ નાંખે છે. સુખ શોધવા જનારા નિષ્ફળ થતાં હમેશ આમ જ થાય છે. આ પૃથ્વી ઉપર મનુષ્ય સુખી છે એમ સિદ્ધ કરી શકતા નથી એટલે તે વખતનો જનસમાજ દુનિયાના દુઃખનું કારણ છે એમ આક્ષેપ કરે છે. અંધાધુની ગેરવ્યવસ્થા અને જનસંક્ષોભ આમ નિરાશ થયેલા પ્રત્યેક સુખશોધકની દુઃખભારથી દબાઈ જતી દુનિયાના મોક્ષ માટે કંઈક કાળની જડીબુટ્ટિઓ છે. છતાં એક વાત જે મિલ કહે છે તે સત્ય છે. પણ એ કહે છે તેથી જૂદા જ અર્થમાં; અને તે એ કે "જીવન જે સુખ આપી શકે એમ છે તે કરતાં તેની પસેથી અધિકની આશા ન રાખવી" એ સભાળવું મનુષ્યબુદ્ધિને અને તેની ઊંચામાં ઊંચી મનોભાવનાને તૃપ્ત કરે એવું સુખ, આ સંસાર જીવનમાં અશક્ય છે તો પછી તેની ઇચ્છા કરવી એ નિરર્થક છે. આ કારણથી નૈરાશ્યથી ભરેલા અને માયા તથા અપરિતૃપ્ત કામનાઓના ભાર નીચે કચરાતા મનુષ્યને વેદાન્તનું એમ કહેવું છે કે તું અર્ચિરૂમાર્ગ (જ્ઞાનપથ) વડે સંસારથી મુક્ત થા કે જે વડે સત્ય શુદ્ધ અને અનન્ત સુખની પ્રાપ્તિ થાય.

સુખવાદી વિદ્વાનો કેટલીક વખત એમનો અસાધ્ય સિદ્ધાન્ત સાધવા માટે કેવી વિચિત્ર ઉક્તિઓ કરે છે એ જોવાની પણ રમૂજ છે. જોન સ્ટુઅર્ટ મિલનો એક શિષ્ય કહે છે કે "મનુષ્યની સંખ્યા વધે તો સુખનો સરવાળો પણ વધે," જોન સ્ટુઅર્ટ મિલનો આત્મા એના સુખવાદના આ અપૂર્વ વિકાસથી ખરેખર સચિન્ત થશે. એ વિદ્વાન્ એના અર્થશાસ્ત્રના ગ્રન્થમાં મનુષ્યજાતિમાં વધારો કરવો એ એની અભિવૃદ્ધિનું એક મોટું પ્રતિબંધક કારણ છે એમ બહુ ઉચ્ચરવે સ્વમત પ્રદર્શિત કરે છે.

મનુષ્યજીવન દુઃખમય અને કષ્ટરૂપ છે એ સિદ્ધાન્ત વિષે અહીં જરા વિચાર કરવાનું છે. દુઃખવાદનાં બે સ્વરૂપ છે.

(૧) સુખનો વસ્તુતઃ અભાવ અને કેવળ દુઃખનોજ સ્પષ્ટ અનુભવ અને,

(૨) સુખ કરતાં દુઃખની અધિકતા.

પ્રથમ સિદ્ધાન્તનો હાલનો પ્રતિપાદક, યુરોપીય મહાન તત્વચિંતકોમાંનો છેલ્લો શોપનહાવર છે, જેણે પોતાની ચારે તરફ આવી રહેલી જડવાદી અને દ્રવ્ય તથા સત્તા પાછળ અવિરામ ધસતી દુનિયાને જણાવ્યું કે "All life is essentially suffering" (સમસ્ત જીવન તત્ત્વતઃ કેવલ દુઃખજ છે.). એક વિદ્યમાન્ જર્મન તત્વચિંતક શોપનહાવરનું એટલામાંજ સમાધાન કરે છે કે જન્મથી જ એ "ઉદાસીન પ્રકૃતિનો હતો," અને કહે છે કે, "હેવી પ્રકૃતિના મનુષ્ય તેમને ગમે તેવી દુનિયામાં મૂકો પણ દુઃખી થવાને જ નિર્માણ થયા હોય છે." વળી એમ પણ કહેવામાં આવે છે કે એના વંશપરંપરા ઉતરી આવેલો એને મગજનો વ્યાધિ હતો અને તેનાં ચિન્હો શોપનહાવરમાં અને એના કુટુંબના બીજા મનુષ્યોમાં હતાં. હાવું સાબિત કરવાને કેટલાક દાક્તરો તરફથી યત્ન પણ કરવામાં આવ્યા છે. હાવા મહાન તત્વજ્ઞાનના સિદ્ધાન્તની સામે હાવો તર્ક અને રીતિનો

પ્રકાર દલીલ તરીકે વજનદાર ગણાય નહીં; અને જો કે ઉદ્યોગહીનતા અને પ્રીતિશૂન્ય હૃદય અતિ ક્લેશ ઉત્પન્ન કરે છે અને જીવિતને શુષ્ક કરી નાંખે છે તથાપિ "સમસ્તજીવન તત્ત્વતઃ કેવલ દુઃખજ છે" અને ઇન્દ્રિયજન્ય સુખ માયિક છે એ સ્થાપિત થઈ શકે હેવી વાત છે; બીજા કશા કારણથી નહીં તો એટલાથીજ કે એ સુખો સ્થાયિ અને તૃપ્ત કરે એવાં નથી. જેઓ અનેક વર્ષોથી અસાધારણ અને પુષ્કળ સુખ ભોગવતા આવ્યા છે તેઓને પણ સુખની નિરંતર તૃષ્ણા કેમ રહે છે? ફક્ત એટલાજ માટે કે એ સુખ માત્ર સ્વપ્ન અને જાગ શિવાય કાંઇજ નથી. વળી આપણા કરતાં અન્ય વધારે સુખી છે હેવી કલ્પના કરવાનો સ્વભાવ પણ શું મનુષ્યમાં નથી? સ્વાદિષ્ટ અન્નપાન ભભકાદાર પોશાક પ્રાસાદરૂપ આવાસ-આદિ લક્ષ્મીનો પ્રસાદ જેમના ઉપર વર્ષી રહ્યો છે હેવા સમૃદ્ધિ અને વૈભવવાળા ભાગ્યશાળી મનુષ્યો ઘણીવાર રંક ખેડુત અને ક્ષુદ્ર મજુરનાં સાધારણ સુખો અને તેમની સાદી અભિલાષાઓ ઔત્સુક્યભરી આંખથી જુવે છે. તેમ આ રંક જીવો પણ હાવા મહાન્ ભાગ્યશાળીના વિવિધ વૈભવ જોઈ દીર્ઘ નિઃશ્વાસ નાખતા જણાય છે. આમ રાજાથી રંક સુધી શ્રીમાન્‌થી દરિદ્ર સુધી કોઈ તૃષ્ણારહિત જણાતું નથી. તૃષ્ણા કદી સંતોષાવાની નથી; અને જેને સુખ કહીએ છીએ તે આગળ ગમે તેટલું પ્રાપ્ત થયું હોય છતાં તેની પાછળ આપણી પ્રવૃત્તિ નિમગ્નહૃદયે હોય છે; જો કે તેની સાથે જ નિષ્ફળતા અને નિરાશાના અનિર્વાચ્ય ભાવ મનુષ્યહૃદયમાં ગુપ્ત રીતે રહેલા જ હોય છે. વળી એ પણ છે કે મનુષ્ય હમેશ પોતાની બાલ્યાવસ્થાના દિવસો તરફ જીવિતના એ સુખમયમાં સુખમય દિવસો હતા એવા ભાવથી જુએ છે; અને થોડાક જ એવા છે કે જે આ સં-
'સારમાંથી જતી વખત સંસાર અસાર છે, મિથ્યા છે, ક્લેશમય છે, પાપ અને શ્રમ રૂ-
પ જ છે એવો કડવો અનુભવ લઇને ન જતા હોય. વેદાન્તનું એમ કહેવું નથી કે જગતમાં સુખ હેવો ભાવ પદાર્થ નથી અને એ અસત્ છે, પણ એનું તો એમ કહેવું છે કે એના ક્ષણભંગુર અને અતૃપ્તિપ્રદ સ્વભાવને લીધે એ ઐન્દ્રજાલિક છે અને બુદ્ધિસંપન્ન મનુષ્યને અને શુદ્ધ તથા ચિરકાલીન સુખની સ્થિતિ પ્રાપ્ત કરી શકે હેવા મનુષ્યના પ્રયાસને અનુચિત છે.

બીજો સિદ્ધાન્ત સુખ કરતાં દુઃખ અધિકનો છે. આ બીજા સિદ્ધાન્તનું સત્ય જગત્ સમસ્તનો સામાન્યાનુભવ હોય એમ લાગે છે. અને વેદાન્ત પણ એજ પ્રતિપાદન કરે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહે છે કે જ્ઞાનના વીશ અંગોમાંનું એક પણ, જે ક્રમે ક્રમે મોક્ષ પર્યન્ત આપણને લઈ જઈ શકે છે તે, "જન્મ મૃત્યુ જરા અને વ્યાધિના દુઃખ દોષનું અનુદર્શન એટલે જાણવાપણું તે છે. બેનથમ અને બીજા જનસુખવાદીઓ આથી વિરુદ્ધ મત ધરાવે છે. અને બેનથમ બહુ ખાતરીપૂર્વક ઉપયોગી બોધ આપે છે, જે રમુજી છે. એ કહે છે:—"આપણા વિચારોને આપણા સુખના સાધન બનાવવાના બે માર્ગ છે. (૧) દુઃખકર વિચારોને દૂર કરવા અને (૨) સુખકરને સંઘરવા"! પણ તો પછી સુખનો જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ તે પ્રાપ્ત થવાનો સંભવ ઓછો થતો જાય છે-એ નિર્વિવાદ અને જગત્સામાન્ય મનુષ્યાનુભવ છે એ અદ્ભુત વિરોધનું શું? આદિકાલના મનુષ્યો જેમણે જ્યાં સુધી અવિચારશીલ પશુજીવન ગાળ્યું ત્યાં સુધી ઇંદ્રિયસુખ અને તૃપ્તિથી મોહ પામ્યા અને અહમાકાર-સર્વત્ર મનુષ્ય સ્વભાવનુંજ પ્રતિબિંબ જોતી-કલ્પનાવડે તેજસ્વી અને

દયાળુ દેવોથી સૃષ્ટિને ભરી નાંખી ધાર્મિક અને સાંસારિક જીવનની આ સ્થિતિ આર્યાવર્તમાં *વૈદિકકાળના જોવામાં આવે છે ત્યાર પછીના કાળમાં આર્યાવર્તના મહાત્માઓ અને તેમને પગલે પગલે ચાલનારા આ ત્રણ તત્વચિંતકોએ આ વિષય ઉપર અને જીવિતના યાથાર્થ્ય ઉપર સૂક્ષ્મ દૃષ્ટિથી ચિંતન કર્યું અને અંતે સંસારનાં સુખો અશાશ્વત અને અપૂર્ણ છે તેટલા માટે અસત્ય અને તેથીકરી તે પ્રાપ્ત કરવાનો યત્ન કરવો એ જીવિતનો પરમ ઉદ્દેશ હોઈ શકે નહીં એ સત્ય શોધી કાઢયું. સાખ્ય દર્શનમાં બતાવ્યું છે કે જીવિતનાં દુઃખ ત્રણ પ્રકારનાં છેઃ-(૧) આધ્યાત્મિક એટલે જેનો ઉદ્ભવ આપણામાંથી છે તે, (૨) આધિભૌતિક એટલે જેનો ઉદ્ભવ બાહ્યસૃષ્ટિમાંથી છે તે, અને (૩) આધિદૈવિક એટલે જે દૈવાદિક અમાનુષ સત્વોથી થાય છે તે આ વિવેચન આપણાં તત્વજ્ઞાનનાં સર્વ દર્શનોએ સ્વીકાર્યું છે અને તે સર્વ પ્રમાણે આ જીવિતનો પરમ ઉદ્દેશ જે પરમાત્મા આપણામાં રહેલો છે તેને જાણવાથી અને તેનો સાક્ષાત્કાર કરવાથી આ દુઃખોથી છૂટી એ રીતે સંસારના બંધનથી મુક્ત થવાનો છે બ્રહ્મ એ જ આનંદ છે તૈત્તિરીયોપનિષદની બ્રહ્માનંદવલ્લીમાં એક શ્લોક છે જે શ્રી શંકરાચાર્યના કહેવા પ્રમાણે આખા ઉપનિષદ્‌ના સારરૂપ છે તે આ પ્રમાણે છેઃ—

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन्। सोऽश्नुते सर्वं कामान् सह ब्रह्मणा विपश्चिता—

"ગુહામાં પરમવ્યોમમા રહેલા એવા સત્ય, જ્ઞાન અને અનન્ત બ્રહ્મને જાણે છે તે સર્વજ્ઞ બ્રહ્મ સાથે સર્વ કામ ભોગવે છે" આનુ નામજ ખરૂં અને શાશ્વત સુખ છે, અને અસ્થિર અને દોષયુક્ત ઐન્દ્રિયક સુખોનો તિરસ્કાર કરવો તથા પરમમોક્ષનો આનંદ પ્રાપ્ત કરવો કે જે આનંદ જ કેવળ શુદ્ધ અને ચિરસ્થાયિ છે, એમાંજ મનુષ્યનો અસાધારણ અધિકાર અને મહત્તા રહેલાં છે. મનુષ્યમા આ પરમસુખની અવસ્થા પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય છે અને તેને યોગ્ય સાધન પણ ઈશ્વરના પ્રસાદથી તેને મળેલાં છે માટેજ વેદાન્ત આપણા ઐહિક જીવનને "દુઃખાલય" તરીકે નિંદવાને તત્પર થાય છે. સંસારનાં ક્ષણિક સુખોના પ્રકાશ અને ઝળઝળાટને એ એક ઇન્દ્રજાલ તરીકે નિંદે છે કારણકે બુદ્ધિયોગનું જીવન જે વડે અનન્ત સુખ પ્રાપ્ત કરવાનું છે તેમા અંતરાયરૂપ છે. સંસારનાં સુખ દુઃખનો મિશ્ર રસ અગ્નિની ભઠ્ઠી રૂપ છે જેમાં મનુષ્ય જીવનરૂપી અશુદ્ધ ધાતુએ કાંચનની પેઠે શુદ્ધ અને પ્રકાશમાન થવાનું છે. તેથી તેમનો પણ અર્થ છે; પણ તે દૈવી આત્મસાક્ષાત્કારના ઉજ્જ્વલ પરિણામના સાધનરૂપેજ. (અપૂર્ણ.)

---

* અત્રે, ઋગ્વેદસંહિતાનો કાળ વિવક્ષિત જણાય છે. આ કહેવું ખોટું છે. ઋગ્વેદ સંહિતામાં એક પણ દેવની કલ્પના એવી નથી કે જેમાં પરમાત્માના ખરા સ્વરૂપનુ ભાન ન હોય. દેવોનાં નામો બહુધા વિશેષણરૂપ જ જોવામાં આવે છે. એથી પણ પરમાત્માની એકતાનું ભાન સબળ રીતે સિદ્ધ થાય છે ભક્તિનુ પ્રાધાન્ય હોવાથી વિચાર ગૌણ રહે છે પરંતુ દૈવનુ અર્થાત્ દિવ્ય પરમાત્માનું અપરોક્ષ દર્શન અધિક છે.

તંત્રી.

# જીવાત્માનું અસ્તિત્વ.

( મળેલું. )

મનુષ્યનાં શરીર જીવાત્મા સહિત છે વા રહિતછે એ લખવાનું પ્રયોજન પ્રથમ દૃષ્ટિએ કેટલાક વાંચનારાઓને નવાઇ જેવું લાગશે કારણકે આપણા દેશમાં સામાન્ય રીતે લોકોનો ઘણો મોહોટો ભાગ એવી શંકા કરતા જ નથી. એ વાતની શંકા કરનારા અગરજોકે બહુ થોડાછે પણ તે થોડા સારી કેળવણી પામેલા અને મંડલમાં વિદ્વાનની ગણનામાં આવે છે તેવા છે એથી કરી તેઓ પ્રસંગે પોતપોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરે છે અને ઘણીવાર તેઓની વાત સામાન્ય મનુષ્યોનાં મન તે માર્ગપર દોરી લઈ જાય છે. આ મનુષ્યોનો અભિપ્રાય એવો છે કે જેવું મનુષ્ય જોવામાં આવે છે તેવું સ્થૂળરૂપ આ જગતનો સર્વ વ્યવહાર ચલાવે છે તેના વિના અન્ય કોઇ છે નહિ અને મન તથા ઇંદ્રિયોનાં કાર્ય જે થાય છે તે આસપાસના સંયોગો અનુસાર તથા શરીરબંધારણને લીધે જે કાંઈ ચૈતન્ય ઉદ્ભવે છે તેને લીધે થાય છે. આવું કહેનારાઓએ તો પોતાનો અભિપ્રાય બહુ શ્રમ લઈ વિચાર કરી બાંધેલો હોય છે પરંતુ તેઓના અનુયાયી સઘળા એટલો પરિશ્રમ લેનારા હોતા નથી તેથી આવી સમજને લીધે જગત્‌માં ઘણી હાનિ થવાનો સંભવ છે. વિદ્વાનો અને ગહન વિષયના અભ્યાસકોને તો પોતાના અભ્યાસના પરિણામે એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે આપણે સ્થૂળ શરીર દ્વારા જે વ્યવહાર કરીએ છીએ તે રહિત કોઇ ચૈતન્યશક્તિ છે એનો નિશ્ચય કેમ કરવો? અર્થાત્ જીવાત્મા અથવા સામાન્ય રીતે જે જીવ કહેવાય છે તેવું કાંઈ હોવાનો સંભવ છે ખરો? બ્રહ્મજ્ઞાનીને તો આ પ્રશ્નનું સમાધાન બહુ ટુંકામાં અને સરળતાથી થાય છે. તેની માન્યતાતો એટલી જ છે કે સર્વ આત્મરૂપ, બ્રહ્મરૂપ જ છે, પરંતુ આ સમાધાન પેલાજડાત્મવાદીને સંતોષકારક લાગતું નથી, કારણકે તેઓ તો આત્મા, બ્રહ્મ કોઇને માનતા જ નથી, ત્યારે શરીર બ્રહ્મ રૂપ કે આત્મારૂપ હોય એ કેમ હા પાડે ?

એવી માન્યતાવાળા વિદ્વાન્ લોકોના શુદ્ધભાવ માટે કાંઈ શંકા લેવાનું પણ કારણ નથી. તેઓ એવી શંકાઓ માત્ર વિનોદ માટે ઉભી કરે છે એમ પણ નથી; તેમ તેઓ એવી માન્યતા કરી જગત્‌માં સ્વચ્છંદ વર્તન કરવા ધારે છે એમ પણ દોષ મૂકવાનું કારણ નથી. અગરજોકે ઘણીવાર એવા આરોપો મૂકવામાં આવે છે ખરા પણ તે વિદ્વાન્ અને વિચાર કરી નિશ્ચયપર આવેલાપર મૂકવા અયોગ્ય છે. આપણે તો એમ જ ધારવું કે તેઓની કેળવણીના પરિણામે એવી માન્યતા થયેલી છે અને તેઓ શુદ્ધ અંતઃકરણથી એ શંકા કરેછે. તેઓ તર્કના નિયમાનુસાર જીવાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવા બેઠા તો તેઓને ખાત્રી લાયક પ્રમાણ મળ્યાં નહિ એટલે તેઓના મનનું સમાધાન થયું નહિ. જ્યારે તેઓના મનનું સમાધાન થાય નહિ ત્યારે તે વાત તેઓ ગ્રહણ કરે નહિ તેમાં કાંઈ નવાઇ પણ નહિ. આ પ્રમાણે તેઓનાં મન ડગી ગયાં, શંકાશીળ થયાં, ત્યારે તેઓએ પોતાની જે વાતની ખાત્રી થઇ નહિ તે વાતને ગ્રહણ નહિ કરતાં નાસ્તિક અથવા જડાત્મવાદ ગ્રહણ કરવાનું પસંદ કર્યું. એક પક્ષે આપણે તેમની પ્રશંસા પણ કરીએ તો કરી શકાય તેમ છે. કારણ કે અમુક કાર્ય થાય, તે થતાં બનતી ક્રિયા અને તે કેમ થાય છે તેનું રહસ્ય જાણવાને જરા પણ શ્રમ લીધા વિના માત્ર ગારૂડીની વાંદરાની રમતની પેઠે આચરણ કરતાં ઈશ્વરજ્ઞાન પ્રાપ્ત થાય છે તેના

કરતાં આ સમજવાન જડાત્મવાદી વેહેલું તે જ્ઞાન પ્રાપ્ત કરી શકશે. વળી એક બીજી વાતમાં પણ આપણે એ જડાત્મવાદીઓનો બચાવ કરવો જોઇએ સામાન્ય રીતે લોકો તેઓની આ સ્થિતિ કેમ થઈ તેનો વિચાર કર્યા વિના તેઓને માટે બહુ કઠોર વાણીથી વદે છે. પરંતુ જેઓ ખરેખરા એ નિશ્ચયપર આવેલા હોય છે તેને માટે તો એટલું કહેવું જરૂરનું છે કે તેઓ કાંઈ એકાએક એ માન્યતા કરી બેઠા હોતા નથી. તેઓને ઘણી ઘણી ગુંચવણો આવેલી હોય છે. તેનો નિકાલ કરવા પણ તેઓએ ઘણી માથાફોડ કરેલી હોય છે. પરંતુ જ્યારે તેમાંથી તેઓના મનનું સમાધાન કરી શકયા હોતા નથી ત્યારે એ વાતનો તેઓને સ્વીકાર કરવો પડે છે. તેઓની વિરૂદ્ધ બોલનારાઓને ઘણીવ.ર એવી મુશ્કેલી આવેલી હોતી નથી એટલે તેઓની સ્થિતિનો ખ્યાલ તેમને આવી શકતો નથી. જ્યારે ઘણા કાળ પર્યંત એક ધર્મપર આસ્થા રાખ્યા પછી માત્ર સત્યવસ્તુના શોધમાં પડતાં એ આસ્થા ખસેડવી પડે છે, અને તર્કના નિયમાનુસાર જે વાત સિદ્ધ થઈ શકી નહી તે પડતી મુકી સત્યને ખાતર પુરાણા સંસ્કારનો ત્યાગ કરવો પડે છે ત્યારે એ લોકોને જે નિરાશા થાય છે તેનો માત્ર જેને અનુભવ થયો હોય છે તે જ જાણી શકે છે. અને એવા જ લોકો તેઓની પ્રત્યે પ્રેમ અને દયા ભાવથી જોઈ શકે છે. વાસ્તવિક રીતે આવાં મનુષ્યો અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાય છે પણ જ્યાં સુધી તેમના મનપર પ્રકાશ પડયો નથી ત્યાં સુધી બીજું થાય પણ શું ? પરંતુ એટલું કહેવાનું જરૂર છે કે તેઓ સર્વદા અંધકારમાં ગોથાં ખાધા કરવાના નથી કારણ કે તેઓ સત્ય શોધકો છે આ જન્મમા નહિ તો જન્માન્તરમાં પણ સત્યનો ખરો પ્રકાશ તેઓના પર પડવાનો છે અને સહજ અજવાળું પડતાં ખરો માર્ગ તેઓને દેખાશે કે તત્કાલ તે માર્ગે પ્રવર્તશે આરંભમાં એ લોકો એવો પણ આગ્રહ કરશે કે આ પ્રકાશ તેઓને ભ્રમણામા નાખશે માટે પોતે જે પકડેલું છે તે છોડવું નહિ; પરંતુ એ પ્રકાશનું તેજ જેમ જેમ વૃદ્ધિ પામતું જશે તેમ તેઓને એ આગ્રહ કરવાનું છોડી દેવાની જરૂર પડશે. અને અંતે તેઓને આસ્થા ઉત્પન્ન થશે. આ ઉપરથી એમ માનવાનું નથી કે પ્રત્યેક નાસ્તિક જડાત્મવાદીની આ સ્થિતિ થશે જ. કારણ કે તેમ થવામાં એક અગત્યની વાત ધ્યાનમાં રાખવાની છે કે એવો લાભ તો માત્ર જેઓ સત્યશોધક હશે, સદ્વર્તનથી આચરણ કરતા હશે, પોતાના જાતિ મનુષ્ય પ્રત્યે પ્રેમભાવના રાખતા હશે, તથા સદ્ગુણપર પોતાની વૃત્તિ સ્થિત કરી હશે તેઓને જ એ લાભ પ્રાપ્ત થવાનો

હવે જડાત્મવાદીઓની શંકાના સમાધાન માટે કેવા પ્રકારનાં પ્રમાણોની આવશ્યકતા છે એ જોવું જોઇએ. તેઓને આધ્યાત્મિક, આધિદૈવિક વા આધિભૌતિક પ્રમાણ ગમે તેટલાં બતાવવું તેથી કાંઈ વળવાનું નથી. કારણ કે તેનાપર આધાર રાખવાને તેઓ કબુલ કરતા નથી. આંતર પ્રેરણાની સ્ફુરણા થાય છે તે ધ્યાનમાં લેવા કહીશું તો તે બની શકતું નથી કારણ કે એવાં મનુષ્યોમાં એ શક્તિ બહુ અંશે મંદ પડી ગયેલી હોય છે અને જો કવચિત કોઈ એવી સ્ફુરણા થવાનું તેમને લાગે છે તો તત્કાલ તેને દબાવી દે છે કેમકે તેમને એવો ભય લાગે છે કે જો તે તરફ લક્ષ આપીશું તો જરૂર કયાંક ભુલ ખાઈ બેશીશું તેઓને માટે આરંભમાં તો માત્ર પ્રત્યક્ષ પ્રમાણ મળી શકે તેવી વાતો બતાવવી જોઇએ.

તત્કાળ જીવાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાતું નથી, પરંતુ તે સિદ્ધાન્ત માટે આ પ્રથમ પગલું છે. આપણે પ્રથમ કહ્યું તેમ એ જડાત્મવાદીઓની માન્યતા એવી છે કે સ્થૂલ અવયવો વિના કોઈ અન્ય વ્યવહાર કરનાર છે જ નહિ. ત્યારે તેમને પ્રથમ એ દર્શાવવું જોઇએ કે તેમ નથી; પણ સ્થૂલરહિત ચૈતન્યશક્તિ કાર્ય કરનાર છે અને તે કરી શકે છે. તે પ્રયોગોમાં પણ એવા પસંદ કરવા કે જેમાં સ્થૂલ વ્યવહારથી વિરુદ્ધ કાર્ય થતું જોવામાં આવે, જેથી અન્ય ક્રિયાશક્તિ અથવા કર્ત્તા છે એ નિશ્ચય નિઃશંક થઈ શકે. જ્યાં સુધી સ્થૂલતા જેવાંજ કાર્ય માત્ર સ્થિતિના અંતરને લીધે થાય તેથી નિઃશંક નિશ્ચય થતો નથી. જડાત્મવાદીઓની સામાન્ય માન્યતા એવી છે કે વિચારનો ઉદ્ભવ સ્થૂલ મગજમાથી જ થાય છે. મગજના જ્ઞાનતંતુઓનું ચાંચલ્ય એ વિચારની સ્ફુરણા છે અને જ્યારે એ ચાંચલ્ય બંધ પડે છે ત્યારે વિચાર સ્ફુરવાનો અવકાશ છે જ નહિ. આવા અભિપ્રાય વિરુદ્ધ પ્રથમ પ્રયોગો કરવાની જરૂર છે કારણ કે જ્યા સુધી તેવો અભિપ્રાય હોય ત્યાં સુધી જીવાત્માનું અસ્તિત્વ દર્શાવવાનો શ્રમ વ્યર્થ છે આરંભમાં પ્રયોગો એવા કરવા જોઇએ કે જેથી એમ સ્પષ્ટ જોવામાં આવી શકે કે સ્થૂલ ઇંદ્રિયો શિથિલ થઈ ગયેલી હોય છે છતાં ચૈતન્ય જેમનું તેમ રહી કાર્ય કરે છે. તે સાથે વળી એમ પણ જોવામાં આવશે કે દેશ, કાળ, વસ્તુની પરિછિન્નતા પણ રહી શકતી નથી. આવા નિઃશંક પ્રયોગોનો અનુભવ થશે તો તો તેઓને પોતાથી જ એ દેશમા વિશેષ શોધ કરવાની ઇચ્છા થશે કારણ કે જડાત્મવાદીઓમાં પણ જેઓ સત્યશોધક હોય છે તેઓ કોઈ પણ એક મતને વળગી બેસી રહેતા નથી. તેઓને જેમ જેમ વધારે પ્રમાણ મળતાં જશે તેમ તેમ તેઓ વિશેષ આગ્રહથી તેની પાછળ મંડયા રહેશે. આ રસ્તે એક વખત ચાલ્યા એટલે તેના પરિણામ જીવાત્માનું અસ્તિત્વ તેઓને પોતાની મેળે જણાઈ આવશે.

પ્રયોગોના આરંભમાં એવું જોવામાં આવે છે કે મનુષ્યના ચૈતન્યનો જેટલો તેઓને અનુભવ છે તે માત્ર જાગ્રત્ અવસ્થામા પ્રદર્શિત થાય છે તેટલુંજ છે અને અન્ય અવસ્થા પરત્વે તેનું તે ચૈતન્ય ભિન્ન ભિન્ન પ્રકારે કાર્ય કરે છે જ્યારે સ્થૂલ દેહની કર્મેન્દ્રિયોને કાર્ય કરતી બંધ પાડવામા આવે છે અને દ્રશ્ય જગતનુ દર્શન પણ થતું નથી ત્યારે તો એ ચૈતન્ય ઓર વધારે ચાંચલ્ય પ્રદર્શિત કરે છે એમ તેના જોવામાં આવશે; વળી એવું પણ જણાશે કે જેમ જેમ ઇંદ્રિયોનો વિશેષ નિગ્રહ થાય છે તેમ તેમ આંતર્ આભાસ વિશેષ વિસ્તૃત થાય છે. મનુષ્યના ચૈતન્યનું સ્થૂલ ઇંદ્રિયો રહિત કાર્ય જોવા માટે નિદ્રાવસ્થાનું યથાર્થ અવલોકન કરવું એ સહેલો માર્ગ છે. આ વિષય સંબંધી જેઓની પરીક્ષજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેઓ તે વિષયસંબંધી કાળમાં જે પુસ્તકો લખાયાં છે તે વાંચશે તો તેમાંથી ઘણી અગત્યની વાતો જાણવામાં આવશે. ગ્રંથકારોને ગ્રંથની યોજના, ચિત્રકારોને ચિત્રની યોજના, ગાયકોને ગાયનની યોજના. એવી ઘણા પ્રકારની યોજના કરવાની પ્રથમ સ્ફુરણા નિદ્રાવસ્થામાં થયાનાં દૃષ્ટાંતો તેમાંથી મળી આવે છે. જાગ્રત્ વખતે સિદ્ધ નહિ થએલા સિદ્ધાન્તો સ્વપ્નમાં સિદ્ધ કરેલા એવું બનેલું છે. વળી નિદ્રાઅવસ્થામાં કોઈ મનુષ્યને કોઈ સૂચના કરવામાં આવે તેની અસર તેના વ્યાવહારિક વર્તનપર પણ થાય છે તે પણ જોવા જેવું છે. એવું એ સૂચન તેના તે માણસને જાગ્રત્ અવસ્થામાં કરો તો તેની લેશ પણ અસર થતી નથી.

ઉપર કહ્યું તે પ્રમાણે સ્વપ્નાવસ્થા તથા સુષુપ્તિ અવસ્થામા કરેલા પ્રયોગોપરથી જેટલો અનુભવ પ્રાપ્ત કરી શકાય તે કર્યા પછી સ્થૂળ જગતના વ્યવહારથી અતીત મૂર્છા અવસ્થા, સન્નિપાત અવસ્થા, અવસાન અવસ્થા ઇત્યાદિ સમયે જે કાંઇ કાર્ય ચૈતન્ય કરે છે તેનુ અવલોકન કરવુ જોઇયે મહાન્ કવિઓ તથા ઉચ્ચતાનના કર્તા ગાયકો પ્રસગોપાત આવી સ્થિતિ અનુભવે છે તેઓને જાણે કોઇ શક્તિ પ્રેરણા કરતી હોય એમ ભાસે છે, અને તેને લીધેજ તેઓ એવુ કહે છે કે તેને સરસ્વતી દેવી પ્રસન્ન છે ડુબતા બચેલા મા ણુસોની હકીકત જે જાણવામા આવેલી છે તેથી એવુ જણાય છે કે જ્યારે માણસ ડુબતો હોય છે ત્યારે માત્ર એક ક્ષણમાં તેના પૂર્વના સર્વ કર્મનો ચિતાર તેની આગળ સ્થિત થાય છે એથી સિદ્ધ થાય છે કે જીવાત્મા પરિચ્છેદના બાધરહિત છે અતકાલ સમયે માણસ ઘણા કાળથી વિસ્મૃત થયેલી વાત કરે છે, અન્ય ભાષામા વાત કરે છે, ગાઈ નજી વાવતી બની ગઇ હોય છે અને જે ફરી કોઇ વાર લક્ષમા પણ આવી હોતી નથી તે આ વે સમયે સ્ફુરી આવે છે આવા અપરોક્ષ પ્રમાણનો સગ્રહ કરતા તે પ્રયોગ કરનારને આ વો અભિપ્રાય થવોજ જોઇયે કે પોતે જે જડાત્મવાદ સ્વીકારેલો છે તેનાથી વિલક્ષણ ચૈ તન્યશક્તિનુ કાર્ય અનેક પ્રકારનું છે અને માત્ર સ્થૂળ દ્વારા જ કાર્ય થઇ શકે છે એ ખરી વાત નથી જેને આવો અનુભવ સપૂર્ણ થાય છે તેતો તત્કાળ જુવે છે કે સ્થૂલ મગજદ્વારા જેટલુ ચૈતન્ય પ્રદર્શિત થાય છે તેતો માત્ર મહાસાગરમાના એક બિંદુ બરાબર ગણવા જેવુ લાગે છે મગજપર પડેલ ગમે તેવો નિર્જીવ સસ્કાર હોય તો પણ તેનો ક્ષય યતો નથી અન્ય સસ્કાર પડતા તેને ઠેલો મારી આગળ ધકેલી મુકે છે પણ પ્રથમતો સસ્કાર જીવા ત્માના હાથમાથી નિકળી જતો નથી તે પોતાની ઇચ્છાનુસાર તેને પાછો સમીપ સ્થિત કરી શકે છે અમૂક કાલે આપણને જે ચૈતન્યશકિત આપણી છતા આપણી નથી એવો નિશ્ચય થાય છે તેજ ચૈતન્ય શકિતને સસ્કારોનો સગ્રહ કરી રાખે છે અને તેના ભડારમા તેનો સમૂહ બધાય છે

મૂર્છાવસ્થાનો અભ્યાસ પ્રાણવિનિયમય યાને "મેસમેરીઝમ" ના પ્રયોગો કરવાથી બહુ સારી થઇ શકે છે, એ વિષય પરત્વે પુસ્તકો રચાયા છે અને પ્રસિદ્ધ થયા છે એટલે તેનુ લમાણ આહીં વિવેચન કરવા માટે પ્રયત્ન કરવા કરતા એ મૂળ પુસ્તકોનુ અવલોકન કરવા ભલામણ કરવી એ વધારે ઉચિત લાગે છે એ પુસ્તકો વાચ્યા પછી જેની ઈચ્છા હોય તેણે પોતાં ના જાતના અનુભવ માટે તેમા વર્ણવેલા પ્રયોગો કરી જોવા અથવા જ્યા તેવા પ્રયોગો થતા હોય ત્યા જોવા જવાની ઇચ્છા હોયતો તેમ કરવુ એ પ્રયોગોમા જેના પ્રતિ તે વિધા ન કરવામા આવે છે તેના જીવાત્માને તે સ્થૂલ શરીરથી અલગ કરવામા આવે છે, અને વિ ધાયકની ઈચ્છાશકિત અનુસાર કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ વા તેથી વિરુદ્ધ લાગણી તેને કરાવી શકે છે કેટલીક વાર તે જીવાત્માને પોતાને આધિન રાખી તેની આતરિદ્રિયોને જા ગ્રત્ કરી તે દ્વારા દૂર દેશાવરમા બનતી હકીકત જાણી શકે છે વિધાયકની ઇચ્છા શકિતથી તેની મનોવૃત્તિઓ પણ વિકાર પામી શકે છે પ્રમાણિકને અપ્રમાણિક અને અપ્રમાણિકને પ્રમાણિક થતા શીખવે છે પ્રયોજન વિના તેને આનદ પમાડે છે, શોક ઉપજાવે છે, ત્રાસ પમાડે છે, દયા ઉત્પન્ન કરાવે છે, કૂર બનાવે છે, પ્રેમ પેદા કરાવે છે, તિરસ્કાર ઉપજાવે છે, ક્રો-

નું સ્મરણ કરાવે છે. ( અપૂર્ણ. )

---

## "પૃથુરાજરાસા" ના એક અવલોકનમાંથી ઉદ્ભવતી એક ચર્ચા.

"She has her moods as we have, good and evil, grave and gay, desolate and happy, cruel and kind, terrible and gentle, while we respond to her varying humours according to our own......I really do not think there is much 'pathetic fallacy' in the ascription by poets of their own moods to Nature. It is rather that in these dominant moods of theirs they are able to feel the corresponding note in Nature......I have admitted with Ruskin that there is a false and vicious metaphorical diction used by poetasters, insincerely as a kind of current coin, frigid conceits, cold artifices of mere talent or mere jingling babble for effect.

RODEN NOEL

"પૃથુરાજરાસા," જે નામનું સ્વર્ગસ્થ ભીમરાવ ભોળાનાથનું એક કાવ્ય એ વર્ષથી પ્રસિદ્ધ છે અને જે ઉપર આજકાલ પત્રોમાં સત્-અસત્ અનેક લખાણો લખાય* છે, તે વિષે બે શબ્દો બોલવા ઘણા વખતથી અમને ઇચ્છા થઈ હતી; પરંતુ તેવામાં જ દૈવયોગે આ પત્રના આદ્ય તંત્રી વિદેહ થયા, અને ત્યારપછી સુદર્શનમાં એકવાર અવલોકાએલા પુસ્તકનું પુનઃ અવલોકન કરવું અમને અનુચિત લાગવાથી અમે એ સંબંધે આજ પર્યંત મૌન ધારણ કર્યું છે, અને ભવિષ્યમાં પણ બનતાં સુધી અમારો તેમ જ કરવા નિશ્ચય છે. તથાપિ આ સ્થળે જે ચર્ચા અમે કરવા માગીએ છિએ તે ઉપર આવતા પહેલાં અમે એટલું ક-

---

*એક લેખક કવિના શારીરિક સૌન્દર્યને કવિત્વ સાથે સંબંધ નથી એવું સિદ્ધસાધન કરવાના પરાક્રમમાં ઉતરી પડે છે, તો બીજો "ધ્વનિ સમજાયા વગર કાવ્ય ચમત્કૃતિનું ભાન થતું નથી અને ધ્વનિ સમજવા શુદ્ધ સરળ વાક્યરચના તથા અક્લિષ્ટતાની જરૂર છે" ઇત્યાદિ સ્વતઃસિદ્ધ અર્ધ-સત્ય પ્રદર્શક ઉદ્ગારોમાં જ કૃતકૃત્યતા માનેછે. ખરી વાત છે કે કવિના શારીરિક સૌંદર્યને કવિત્વ સાથે સંબંધ નથી, પણ શેલિ કે કીટ્સ્ કાર્લાઇલ્ કે રુસો ટેનિસન્ કે બાયરનના ગ્રન્થો વાંચી એમની શરીરાકૃતિ જોવા કોની ઇચ્છા નહિ થતી હોય ? રસિક મનોવૃત્તિને અભાવેજ પૂર્વોક્ત દલીલો નીકળે છે. વળી એ પણ સત્ય છે કે કાવ્યમાં "શુદ્ધ સરળ વાક્યરચના તથા અક્લિષ્ટતાની જરૂર છે," પણ તેટલા ઉપરથી શેક્સપિયરને બાજુપર મૂકી ગોલ્ડ્સ્મિથને પૂજવાનું કોઇએ ઉચિત ધાર્યું નથી. બ્રાઉનિંગ્ સંબંધે "આ કાવ્ય શા હેતુથી રચ્યું હશે એમ સ્વાભાવિક પ્રશ્ન" પણ બહુ થોડાને જ થયો હશે. બ્રાઉનિંગની કવિતાના ભક્તોએ બ્રાઉનિંગ સોસાઇટિ સ્થાપી, એની ક્લિષ્ટતાનો પણ બચાવ કર્યો, અને એ ક્લિષ્ટતાને જેમણે દોષરૂપ માની તેમણે પણ એટલા ઉપરથી એને "નિરર્થક" ગણી કાઢવાની ધૃષ્ટતા ન ધરી. ત્યારે આપણા દેશમાં અમુક કાવ્યમાં "જ" શબ્દનો નિષ્પ્રયોજન બહુ પ્રયોગ છે ઇત્યાદિ બાલિશ ચર્ચામાં કાલક્ષેપ થાય છે ! અમે ભીમરાવને પૂર્વોક્ત મહાકવિઓની તરેહમાં કે સમાન પંક્તિમાં મૂકવા ઇચ્છતા નથી, પણ જે સત્યનું નિરૂપણ કરવા માગીએ છિએ તે આ ઉદાહરણથી બહુ સારી

હેવાની છૂટ લઇશું કે અમને તો "પૃથુરાજરાસા" સદોષ છતાં એક ઉત્તમ પંક્તિની કવિત્તશક્તિવાળું કાવ્ય લાગે છે, એટલું જ નહિ, પણ અમારા મતમાં તો એ કાવ્યનો સવિશેષ સત્કાર એક બીજા કારણથી પણ થવો ઘટે છે, અને તે એ કે આ કાવ્ય અવલોકનકારની ખરી રસિકતાની કસોટી છે જ્યારે ક્ષુદ્ર અવલોકનકારો નિર્દોષ અને નિર્ગુણ કાવ્યથી વધારે આકર્ષાય છે ત્યારે ઉત્તમ સહૃદયો દોષ જોવા ઉપરાંત એ દોષ સાથે અકસ્માત્ કે સ્વાભાવિક રીતે મિશ્ર થઈ રહેલા ગુણનું પણ દર્શન કરી શકે છે કોઇપણ કવિકૃતિ કેવી રીતે અને કેવા દૃષ્ટિબિન્દુથી અવલોકવી એ વાત ઉપર અવલોકનકારે ખૂબ લક્ષ આપવાનું છે, અને એ લક્ષ ન આપવામાથી જ એની ઘણી ખરી ભ્રાન્તિઓ ઉદ્‌ભવે છે આ બાબત ઉપર સપૂર્ણ ધ્યાન રાખી "પૃથુરાજરાસા"નું માત્ર એક જ અવલોકન થયું છે, જે આપણા પ્રસિદ્ધ વિદ્વાન અને ઉત્કૃષ્ટ વિવેચક રા' રા રમણભાઇને હાથે લખાઈ એ કાવ્યની સાથે જ પ્રસિદ્ધિમા આવ્યુ છે આ અવલોકન એની ગંભીરતા, રસિકતા અને મર્મગ્રાહિતા માટે અદ્વિતીય છે, તેમજ એની નિષ્પક્ષપાતતા પણ એવી જ સ્તુત્ય છે હવે અમે આજરોજ એમાથી જે એક ચર્ચા ઉત્પન્ન કરવા માગીએ છિએ તે માત્ર "પૃથુરાજરાસા"ને જ લગતી નથી, પણ સામાન્ય ઉપયોગની છે, અને તે નીચે પ્રમાણે છે —

"પૃથુરાજરાસા"મા કવિ કહે છે કે —

"ધ્વનિ પ્રસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયાં વનવૃક્ષ વેલિયો;
મૃગ પંખી રહ્યાં જ સ્તબ્ધ તે,
પછી રોયાં ચિત શોક તો થયો."

એ શ્લોકના સંબધમા રા રમણભાઈ લખે છે —"હવે ખરી વાત એ છે કે વાસ્તવિક રીતે આવુ કઇ પણ બન્યુ નહોતુ અને પ્રકૃતિમા કઇપણ શોક પ્રસર્યો નહોતો મનુષ્યોમા મનતા બનાવનુ જ્ઞાન જડ પ્રકૃતિને થવુ અશક્ય છે, અને મનુષ્યોના સુખ દુ ખને પ્રકૃતિને કઈ પણ સમભાર (sympathy) થઈ શકતો નથી ત્યારે સત્યના આવા

તે થઈ શકે છે વળી કોઈ પણ કવિની કૃતિ સદોષ હોય કે ખડિત (અપૂર્ણ) હોય એટલા ઉપરથી એ પ્રસિદ્ધ ન કરવી એવો નિયમ પાશ્ચાત્ય સહૃદયોનો નથી, અને તે યોગ્ય જ છે ઉલટુ, એવી કૃતિ વિશેષ પ્રેમ અને સૂક્ષ્મતાથી તેઓ અવલોકે છે, અને તે એટલા માટે કે અમુક અસાધારણ આત્માનું આન્તર સ્વરૂપ કેવુ હતુ, અને તેને અધિક અવકાશ અને પ્રસંગ મળતા એ કેવુ થાત ઇત્યાદિ રસિક વિચારમા ઉતરતા આનંદ અને લાભ ઉભય મળે છે આ વાત ભૂલી જઈ ઘણીવાર એક વિદ્યમાન લેખકનું કાવ્ય —જેને એના કર્તા તરફથી પૂર્ણ સત્કાર મળવાનો અવકાશ રહે છે-તેવુ ગણી એને અવલોકવાનો યત્ન થાય છે. કોઈપણ કાવ્યનું અવલોકન કેવીરીતે થવુ જોઇએ એના એક ઉત્તમ ઉદાહરણરૂપ રા રમણભાઇના અવલોકન ઉપરાંત રા નરસિંહરાવે આ કાવ્યની કેટલીક પંક્તિઓ લઈ એની સંગીતક્ષમતા સુદર્શનના ગયા અંકમાં બતાવી આપી છે એ પણ વિચારવા યોગ્ય છે. રા. નરસિંહરાવ સ્વર્ગસ્થ કવિના ભાઈ થાય છે એટલાથી જ જેમને એમનું અવલોકન અગ્રાહ્ય થઈ જતુ હોય તેવા જનો માટે આ નથી

એક મ્હોટા તત્ત્વની વિરુદ્ધ કલ્પના કરવામાં અકવિત્વ નથી?" પરંતુ ( ૧ ) "ચિત્તક્ષોભને સમયે એવી વૃત્તિ વાસ્તવિક રીતે થવાનો સંભવ છે, અને તેટલો અંશ કવિત્વને અનુકૂલ છે. પ્રકૃતિના શોક અને સમભાવનું ઉપરનું વર્ણન કવિએ વિહ્વલ થયેલી સંયુક્તાની વાણીમાં મૂક્યું હોત તો આ રીતે તેનો બચાવ થઈ શકત. પરંતુ જ્યારે કવિ પોતે પોતાની તરફથી વર્ણવે છે કે એ બનાવો તે સમયે પ્રકૃતિમાં બન્યા ત્યારે તો આ કલ્પનાને "Pathetic fallacy" (વૃત્તિમય ભાવાભાસ) કહેવો પડશે." (૨) "પ્રકૃતિના જે બનાવો આકસ્મિક છે તેમને મનુષ્યના શોક હર્ષ ક્રોધ ઇત્યાદિ આકસ્મિક લાગણીઓના ઉદ્ભવ સાથે કંઇ જ સંબંધ નથી. મનુષ્યોમાં એવી લાગણીઓના પ્રસંગ થાય ત્યારે પ્રકૃતિમાં એવા બનાવો બને એ સત્યવિરુદ્ધ છે અને કવિતામાં એવી કલ્પના કરવી એ દોષ છે. પરંતુ સૌંદર્ય, ગાંભીર્ય, આનન્ત્ય, આનંદ ઇત્યાદિ ભાવનાઓ શાશ્વત છે, તેમ જ પ્રકૃતિમાં પણ પુષ્પમાંથી સૌંદર્ય, પર્વતમાંથી ગાંભીર્ય, આકાશમાંથી આનંત્ય પક્ષીના કૂજનમાંથી આનંદ ઇત્યાદિ ભાવનાઓ પ્રાદુર્ભૂત થતી મળી આવે છે અને મનુષ્યને એ દર્શન થાય છે તે "વૃત્તિમય ભાવાભાસ" થી નહિ; પણ પ્રકૃતિ અને મનુષ્ય બંનેના કર્તાએ એ ભાવનાઓ ઉભયમાં મૂકેલી હોવાથી અને પ્રકૃતિમાં થતું એ ભાવનાઓનું દર્શન મનુષ્યની ભાવનાઓને પુષ્ટ કરે એવો તેનો હેતુ હોવાથી આ પ્રકારે પ્રકૃતિના બનાવોનો મનુષ્યની ભાવનાઓ સાથે સંબંધ થાય છે. આ સબંધ જોઇ પ્રકૃતિ સાથે ચિત્તને એકરૂપ કરવામાં અકવિત્વ નથી, પણ વર્ડ્ઝવર્થ સરખાઓએ દર્શાવ્યું છે તેવું ઉચ્ચ સત્યાનુસારિ વિરલ કવિત્વ છે." (૩) "મનુષ્યની લાગણીઓના કંઈપણ સંબંધ લીધા વિના પ્રકૃતિના બનાવોને જૂદે જૂદે વખતે જૂદી જૂદી ઉપમાઓ, રૂપકો ઉત્પ્રેક્ષાઓ વગેરે અલંકારથી જૂદા જૂદા પ્રકારનું કલ્પિત સામ્ય આપવું એમાં આ દોષ નથી."

૧. કાવ્યમાં સત્યવિરુદ્ધ—એટલે જે અર્થમા ઉપરની કલ્પના સત્યવિરુદ્ધ છે એ અર્થમાં
સત્યવિરુદ્ધ—કલ્પના કરવી એ દોષ છે એમ રા. રમણભાઇનુ કહેવુ છે આ કહેવું ખરું છે
કે ખોટું એ વાતનો નિર્ણય બે રીતે થઈ શકે. એક માર્ગ જગત્નાં ઉત્તમ ગણાતાં કાવ્યો
લઈ, જોવું કે એમાં વાસ્તવિકતાનો સિદ્ધાન્ત પળાયો છે? બીજો માર્ગ ઉત્તમ પંક્તિના
આલંકારિકોનો (મહદય રસમીમાંસકોનો) આ વિષયમાં શો અભિપ્રાય છે એ તપાસવુ.
ઉભય રીતે વિચારી જોતા અમને તો લાગે છે કે રા રમણભાઇના સિદ્ધાન્તને પુષ્ટિ મળે
એમ નથી. (૧) આલંકારિકો ઉક્ત નિયમ સ્વીકારે છે? કવિની સૃષ્ટિ "નિયતિકૃત નિયમ
રહિત" છે એમ આપણા દેશનો એક પ્રસિદ્ધ આલંકારિક કહે છે એ સુજ્ઞાત છે. ઍરિ-
સ્ટૉટલ્, કે જેના તરફથી રા. રમણભાઈના સિદ્ધાન્તને કાંઇક ટેકો મળતો હોય એમ લાગે
છે, તેનો પણ અલૌકિક કલ્પના ને કાવ્યમાં પ્રવેશ ન કરવા દેવાનો આશય હોય એમ સ-
મજાતું નથી. કાવ્ય અસત્યને ઉત્તેજન આપે છે એવો જે પ્લેટોનો સિદ્ધાન્ત હતો તેના
ખંડન તરીકે જ ઍરિસ્ટૉટલ્નું લખવું થાય છે કે કાવ્યમાં પણ સત્યનુંજ પ્રતિપાદન છે અ-
ર્થાત્ શક્ય (possible) તે જ કાવ્ય એમ બતાવવા કરતાં કાવ્ય તે શક્ય—સત્ય—જ
એમ સિદ્ધ કરવાનો એનો વિશેષ હેતુ હોય એમ સમજાય છે જૂદે જૂદે ઠેકાણે એ વિ-
દ્વાને જે કાંઈ લખ્યું છે તે સર્વનો સમન્વય કરતાં આવો જ અર્થ બધ બેસે છે. લૉર્ડ

એકન કાવ્યને 'કલ્પિત ઇતિહાસ' કહે છે એ પ્રસિદ્ધ છે. અને વાસ્તવિક સૃષ્ટિમાં મનુષ્યને જે અસંતોષ રહે છે તે શાંત કરવા કલ્પનામય સૃષ્ટિનો ઉદય છે એમ કહીને કાવ્યના ઉદ્ભવનું એ જે બીજ બતાવે છે તે ઉપરથી પણ ધર્મિગ્રાહકપ્રમાણદ્વારા એટલું ફલિત થાય છે કે 'વાસ્તવિકતા' એ કાવ્યમા આવશ્યક વસ્તુ નથી. (૨) જગતનાં ઉત્તમ કાવ્યોમાં વાસ્તવિકતાનો નિયમ સ્વીકારાયો છે? એક કરતાં વધારે નામ સંકીર્તન કરવાથી જરા આડંબર જેવું તો લાગશે, પણ સર્વ ઉદાહરણને એક સામાન્ય નિયમમાં સંઘરવા જતાં એ વિદ્વાનનો અમારી સાથેનો સૂક્ષ્મ ભેદ પણ તરી આવે એટલામાટે, તેમજ ઘણાં ઉદાહરણમાં એક જ નિયમ પ્રતીત થઇ અમારા સિદ્ધાન્તને વિશેષ સમર્થન મળે તેટલા માટે અમે મ્હોટાં મ્હોટાં એક કરતા વધારે નામો ગણાવીને કહીશું કે જગતના બધા મહા કવિઓ—હોમર, ઈસ્કાઇલસ્, યુરિપિડિસ્, ડૅન્ટિ, શેકસપિયર, મિલ્ટન્, કાલિદાસ, ભવભૂતિ, બાણ, વ્યાસ, વાલ્મીકિ આદિ સર્વ મહા કવિઓ—સત્યવિરુદ્ધ કલ્પના કરીને જ અમર કીર્તિ પામ્યા છે કાલિદાસનું અલકાનું વર્ણન તથા શાકુંતલના ચતુર્થ સપ્તમ અંકો, બાણનો ગન્ધર્વલોક, ભવભૂતિની મરયૂ તમસા વાસન્તી આદિ દિવ્ય કલ્પનાઓ, હોમરના દેવદેવીઓ, શેક્સ્પિઅરના એરિઅલ્ જેવાં પાત્રો તેમજ એનાં મૅક્બેથ હૅમ્લેટ્ આદિ નાટકોના અલૌકિક સત્ત્વો એ સર્વ વાસ્તવિકતાના નિયમમા કેવી રીતે ઉતરી શકે છે એ જાણવા અમે ઉત્સુક છિએ કદાચ રા. રમણભાઇ કહેશે કે કવિતાના મૂળમાં રહેલી કલ્પના વિરુદ્ધ એમને કાંઈજ કહેવાનુ નથી; પણ એમનો આગ્રહ તો માત્ર અમુક સ્થળે અવાસ્તવિક કલ્પના કરવાથી કેવો રસનો વિચ્છેદ થાયછે એટલું જ બતાવવાનો છે. ખરી વાત છે, પણ ઉભયની નીચે વિચારવાનુ એકજ તત્ત્વ છે, અને તે એ કે વાસ્તવિકતાના નિયમથી કવિસૃષ્ટિ નિયંત્રિત છે કે કેમ? નિયંત્રિત હોય તો કોઇપણ રીતે "કલ્પિત સામ્ય" રૂપી અપવાદને ઉત્પન્ન થવાનું કારણ રહેતુ નથી

'પ્રકૃતિ જડ છે તેથી એને જ્ઞાન અને સમભાવ ન સંભવે, અને તેથી કવિતામાં એવી .. કરવી એ દોષ છે' એ રા રમણભાઈની દલીલ સ્વીકારવી તો અમને તદ્દન અશક્ય લાગેછે પ્રકૃતિ જડ છે એ વાતની વાસ્તવિકતાને કવિતા સાથે શો સંબન્ધ છે? વસ્તુત એ સિદ્ધાન્ત ખરો હો વા ખોટો હો, પણ શું કવિને એ ખોટો માની કલ્પના કરવાનો હક નથી? એ તો સર્વવિદિત છે—અને રા. રમણભાઇને વિદિત હોય એમા તો આશ્ચર્ય જ નથી—કે કવિહૃદયનો રસ જે ક્ષણે વિશ્વમા પથરાઈ જાય છે તે ક્ષણે આ સિદ્ધાન્તનું એને ભાન થવુ પણ અશક્ય છે, અને એની દૃષ્ટિએ એક તો શુ પણ અસંખ્ય પ્રકૃતિમા પણ ન સમાઈ શકે એટલા ચૈતન્યરસસાગરના ઊર્મિઓ પ્રકૃતિના પ્રત્યેક અણુમાં ન્રસ કરી રહે છે એક સ્થળે સ્ટૉપ્ફર્ડ—બ્રૂક લખે છે તેમ "Art cares for her (Nature)......... as alive and not dead.........the artist loves to conceive of the Universe, not as dead, but as alive". અને તેટલા માટે જ વર્ડ્ઝવર્થનું "Three years she grew in sun and shower" વાળું કાવ્ય પ્રકૃતિ જડ છે એ સિદ્ધાન્તથી વિરુદ્ધ હોવા છતાં મહત્ત્વહીન નથી. હવે જો "Three years she grew" વગેરેમાં કલ્પ્યા પ્રમાણે પ્રકૃતિ એક અધિષ્ઠાત્રી દેવી થઈ શકે છે તો તેને મનુષ્ય સાથે સમભાવ થવામા શો અન્તરાય નડે છે? બને પ્રસંગની નીચે એકજ તત્ત્વ ર-

હેતું છે, અને બન્નેનો સમાન યોગક્ષેમ થવો ઘટે છે. અમુક સમભાવનું પ્રદર્શન ઔચિત્યવાળું અને રસિક છે કે નહિ એ જૂદો પ્રશ્ન છે, પણ સર્વત્ર સમભાવ દોષરૂપ છે એમ કહેવું એ અત્યુક્તિ છે, અને એ સ્હામે જ અમારો વાંધો છે. અંગ્રેજી તથા સંસ્કૃત કાવ્યોમાંથી અત્રે અનેક દૃષ્ટાન્તો ટાંકી શકાય, જેમાંથી અવકાશને અભાવે અસંદિગ્ધ કાવ્યત્વવાળાં માત્ર બે જ નીચે આપીશું, જેમાંથી એક હૃદયવીણામાંથી અને બીજું સરવૉલ્ટર સ્કૉટમાંથી લીધુંછે:–

(૧) "આમ મધુર રવ ગાનથી હાલેડાં એ ગાય,
સિન્ધુ તટે એકાન્તમાં પર્ણકુટીની માંય;
ગર્જન્તો અટકી રહે ઘડીં ઘડીં સિન્ધુ મહાન
ઊંડું, મધુરું, નિર્મળું સાંભળવા એ ગાન."

"The death-bell thrice was heard to ring,
And aerial voice was heard to call,
And thrice the raven flapp'd its wing
Around the towers of Cumnor Hall

The mastiff howl'd at village door,
The oaks were shattr'd on the green:
Woe was the hour———for never more
That hapless Countess e'er was seen!"

વળી 'પ્રકૃતિ જડ છે' એટલા ઉપરથી આ વિષયમાં આગળ ચાલતાં તો એટલું બધું ફલિત થાય કે એ સર્વ માટે ભાગ્યે જ ઘટાપત્તિ ગણી શકાય. જડ પ્રકૃતિને મનુષ્યોમાં બનતા બનાવનું જ્ઞાન તથા તેમની સાથે સમભાવ ન થઈ શકે, તો તેજ કારણથી પ્રકૃતિમાં એક પદાર્થને બીજા પદાર્થ સાથે ચેતન જેવો વ્યવહાર પણ કેમ સંભવે? અને તેથી તેવી કલ્પના રા. રમણભાઈના સિદ્ધાન્ત પ્રમાણે 'સત્યવિરુદ્ધ' હોઈ કાવ્યત્વના પ્રદેશથી બહિર્ભૂત છે. પરંતુ નીચેનું દૃષ્ટાન્ત જુવો:—

"The moon doth with delight
Look round her when the heavens are bare."

આ ઉપર કદાચ એમ ઉત્તર અપાશે કે આ સર્વ સ્થળે અમુક ભાવ કે ક્રિયાની અન્ય ભાવ કે ક્રિયારૂપે કલ્પના છે, અને એ રીતે એમાં અલંકાર હોઈ એ ત્રીજા અપવાદમાં આવે છે. પરંતુ અમે પૂછીશું કે વાસ્તવિકતાનો સિદ્ધાન્ત રાખી એનો યાદૃચ્છિક અકારણ *અપવાદ કલ્પવો એ ઠીક છે, કે આ અપવાદની દૃષ્ટિએ વાસ્તવિકતાનો નિયમ ખોટો ઠરતાં એ ઉપર આગ્રહ છોડી અમુક સ્થળે કાવ્યત્વ છે કે નહિ એ વાસ્તવિકતાના નિયમથી સ્વતન્ત્ર રીતે નિર્ધારવા યત્ન કરવો એ ઠીક? આ બીજો પક્ષ જ વધારે યોગ્ય અને શાસ્ત્રીય દેખાય છે. યોગ્ય એટલા માટે કે વાસ્તવિકતાની જડ શૃંખલામાંથી કવિ કલ્પના મુક્ત થાય છે, અને શાસ્ત્રીય એટલા માટે કે અમુક નિયમ અને એનો અપવાદ એવી વિષમ સ્થિતિને બદલે અપવાદ રહિત સામાન્ય નિયમ—જે કવિતાનું લક્ષણ છે તે—પ્રાપ્ત થાયછે.

---

* રા. રમણભાઈ આને અપવાદ માનતા નથી. પણ વસ્તુતઃ આ અપવાદ જ થાય છે. શું કવિનું કવિત્વ પદ્મ અને મુખ વચ્ચે વાસ્તવિક સામ્ય શોધી કાઢી લૌકિક સ્થિતિ નિરૂપવામાં રહેલું છે? એમ હોય તો કવિતા લૌકિક એ વસ્તુસ્થિતિનું અનુકરણ જ થાય.

૨. વળી રા. રા. રમણભાઇ 'શાશ્વત' અને " આકસ્મિક' ભાવના વચ્ચે ભેદ પાડી, શાશ્વત ભાવનાઓને કાવ્યત્વને અનુકૂલ માને છે,' અને આકસ્મિકને પ્રતિકૂલ માને છે પણ આમ ભેદ ગણવાનું કાંઈ સંતોષકારક કારણ આપ્યું નથી. પ્રકૃતિમાં શાશ્વત ભાવનાઓ 'કર્તાએ મૂકી છે,' અને આકસ્મિક ભાવનાઓ મનુષ્ય પોતે પોતાની મેળે કલ્પી લેછે, અને તેથી એક વાસ્તવિક છે અને બીજી અવાસ્તવિક છે એમ ભેદ પાડી કાવ્યત્વ પ્રતિ એમની પ્રતિકૂલતા–અનુકૂલતા નક્કી કરવા જતાં કાવ્યત્વનો સઘળો આધાર એક અમુક ધર્મસિદ્ધાન્ત ઉપર આવી પડે છે, જે વાત રા. રમણભાઇએ પોતે જ એક પ્રસંગાંતરે જણાવેલા વિચારથી વિરુદ્ધ છે (જુઓ "સુદર્શનકાર"ના "કાલનો વાયદો" ઈત્યાદિ હૃદયવીણાના ઉપહાસનો જ્ઞાનસુધામાં ઉત્તર.) જો આકસ્મિક ભાવના પ્રકૃતિને આરોપવામાં દોષ છે તો સમુદ્રમાં કોઈપણ કાળે શાંતિનું વર્ણન કેમ સંભવશે? વળી પ્રકૃતિમાં કવિને ચૈતન્યદર્શન થાય છે એમ કહેવાને બદલે પ્રકૃતિમાં કર્તાએ અમુક ભાવનાઓ મૂકી છે એમ કહેવામાં લૌકિક વાસ્તવિકતાના સિદ્ધાન્ત ખાતર 'વસ્તુસ્થિતિ ફેરવી નાખવામા આવતી નથી? ઉક્ત ભાવના 'જડ પ્રકૃતિ' માં મૂકાએલી છે, છતા 'પ્રકૃતિ જડ છે' એમ કહેવામાં અત્ર વિરોધ નથી? ભાવના અમુક ભાવરૂપે જ એટલે ચૈતન્યના આવિર્ભાવ રૂપે જ કાવ્યમાં દાખલ થઈ શકે છે. પર્વતની અચલતા એક જડના ધર્મ તરીકે નહિ પણ ચેતનધર્મ તરીકે કવિ જૂએ છે અને એમાં જ એની પ્રતિભાનો ચમત્કાર રહેલો છે કાવ્યમાં સમુદ્રની શાંતિનો અર્થ હાલવું ચાલવું નહિ એવો એક જડ ધર્મ એમ નથી, તેમજ સમુદ્રનું ગાંભીર્ય એ ભૌતિક ઊંડાઈ નથી. પણ ચૈતન્યના સ્વરૂપ તરીકે–ભાવરૂપે— એ સર્વ ભાવનાઓ લેવાની છે, તો પછી આ વાત રા રમણભાઈ વાસ્તવિકતાના સિદ્ધાન્ત સાથે કેમ ઘટાવી શકશે? એક માર્ગ છે, પણ તે અદ્વૈતવેદાન્તનો હોવાથી રા. રમણભાઇ સ્વીકારી શકે એમ નથી.

૩. વળી જો 'ચિત્તક્ષોભને સમયે' સત્યવિરુદ્ધ કલ્પના પણ રા રમણભાઇ ક્ષન્તવ્ય ગણેછે તો પ્રકૃત ઉદાહરણને એ ક્ષમાનો લાભ આપવામાં શો બાધ છે? આ શ્લોક સંયુક્તાની વાણીમાં મુકયો નથી એ ખરી વાત છે. પણ કવિની વાણીમા આવવાથી એની 'ચિત્તક્ષોભ'ની દશા મટતી નથી. સમસ્ત કાવ્યમા એક નિરતર પ્રવાહરૂપે વહેતો કવિનો નાયક પ્રતિ ભાવ—'નાયકવિષયિકા રતિ'—એજ અત્ર ચિત્તક્ષોભ રૂપ છે, અને તે કવિને માત્ર સમાધાનાર્થે એક 'fiction' તરીકે અરોપવામાં આવે છે એમ નથી, પણ વસ્તુતઃછે, અને તેનો પુરાવો એ કે ભીમરાવનું પૂર્વોક્ત વર્ણન પ્રતિનાયક શાહબુદ્દિન ઘોરીના મરણ સંબન્ધે લેતાં અનુચિત લાગે છે, અને આ ઔચિત્યનિયામક કારણ કવિની નાયકવિષયક રતિ વિના અન્ય નથી.

૪. અત્રે એક વાત વિચારવાની રહે છે કે સારે તો કાવ્યમાં વાસ્તવિકતાના નિયમને અવકાશ જ નથી.? કવિની ' સત્યવિરુદ્ધ ' કલ્પનાનો ઉદ્દેશ ભાવનાત્મક સત્યને પ્રત્યક્ષ કરી આપવાનો છે, બીજી રીતે કહીએ તો કવિનું સાધ્ય સત્ય છે, અને એની કલ્પનાનો પાયો પણ ભાવનાત્મક સત્ય ઉપર જ છે, પણ એ સાધ્યનું સાધન, એ પાયા ઉપર ચણેલી ઇમારત, એ તો " સત્યવિરુદ્ધ ' એટલે કલ્પનાત્મક છે; માત્ર જે અર્થમાં સત્યનું પ્રત્યક્ષ કરાવનાર અસત્ય ભાસતું અસત્ય પણ સત્ય જ છે તે અર્થમાં એ કલ્પનાને પણ સત્ય જ–અ- ...િ ...–કહેવામાં બાધ નથી માત્ર નિયમ એટલો જ છે કે આ સાધનભૂત કલ્પના

'સત્યવિરુદ્ધ' હોવા છતાં સત્યસ્વરૂપ કાવ્યભાવનાથી વિરુદ્ધ ન હોવી જોઇએ; અર્થાત્ નિર્બળ, ચમત્કારરહિત, શુષ્ક અથવા ઉન્નત ભાવ કે ગતિને પ્રતિકૂલ હોવી ન જોઇએ-એટલા નિયમ ઉપરાંત કવિની કલ્પના ઉપર અધિક અંકુશ મૂકવાનો આપણો હક નથી. આ સાધનભુત કલ્પનાનો 'સત્ય' સાથે એવો વિરોધ પણ સંભવે છે કે જે કાવ્યત્વને હાનિ કરે. પણ તેટલા ઉપરથી 'સત્યવિરુદ્ધ' કલ્પના હમેશાં અકાવ્યત્વ ઉત્પન્ન કરે છે એવો સાર્વત્રિક નિયમ સિદ્ધ થતો નથી. આવો અનિયમ આ માત્ર કલ્પનાના સંબંધમાં જ છે એમ નથી. ઉપમા વગેરેમાં પણ આવો જ અનિયમ જોવામાં આવે છે. જેમ સર્વ ઉપમાઓમાં કાવ્યત્વ નથી, તેમ સર્વ સત્યવિરોધી કલ્પનામાં પણ કાવ્યત્વ નથી. પ્રત્યેક કેસનો ચુકાદો એની આસપાસની હકીકત ધ્યાનમાં લઇને કરવાનો છે, અને 'વાસ્તવિકતા'ના નિયમને મુદતના કાયદા જેવો એક દૃઢ નિયમ ગણીને વર્તવાનું નથી એટલો જ અમારો આગ્રહ છે. પ્રકૃત ઉદાહરણમાં કાવ્યત્વ છે કે નહિ એ બીજો પ્રશ્ન છે, અને તે ગૌણ છે. અમને તો રા. રા. ભીમરાવની કલ્પના 'સત્યવિરુદ્ધ' હોવા છતાં મનોહર લાગે છે. પૃથુરાજ જેવા ક્ષત્રિયવીરનું પરાક્રમ જોઈ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરે, તેમજ એ રણમાં પડતાં પુરવાસીઓનો રુદનસ્વર "સુણી રોયાં વનવૃક્ષ વેલિઓ અને મૃગપંખી રહ્યાં જ સ્તબ્ધ તે" એ સર્વ કલ્પના પણ વિશ્વની એકતારૂપ ભાવના ઉપર રચાએલી હોઈ હૃદયને ઊંડો આનંદ આપી શકે છે.

હવે અમારે એટલું કહેવું જોઇએ કે અમે એ વિદ્વાનને કોઇપણ પ્રકારના અનિષ્ટ વાદવિવાદમાં ઉતારવા ઇચ્છતા નથી. એ ક્લેશ એમને જેટલો અપ્રિય હશે તેટલો જ અમને પણ છે. છતાં અમે આટલી ચર્ચા ઉભી કરવા માગીએ છિએ તેનું કારણ એટલું જ કે રા. રમણભાઈ જેવા વિદ્વાનને હાથે કોઇપણ સત્ય અવિવક્ષિત સ્વરૂપમાં કે અર્ધ સત્યના આકારમાં મૂકાઈવાચક આગળ ઉપસ્થિત રહે તો તેથી ભવિષ્યમાં ઘણી ભ્રાન્તિઓ પ્રચલિત થવાનો સંભવ છે, તથા રસવિચારમાં Idealism અને Realism વચ્ચેના ગંભીર પ્રશ્નમાં 'Realism' ને આશ્રય મળવાનો આભાસ પણ થાય એ અનિષ્ટ છે. માટે અમે ખરા હૃદયથી ઇચ્છીએ છિએ કે એ સિદ્ધાન્તમાં જે અપૂર્ણ સત્ય રહ્યું છે તે પૂર્ણ થઈ એના સંપૂર્ણ અને યોગ્ય સ્વરૂપમાં બહાર પડે એટલે બસ.

---

## ચર્ચા પત્ર.

(મળેલું)

રા. રા. "સુદર્શન"ના તંત્રીની સેવામાં— "ચમત્કારવાળી કવિતા" એ નામે

આપના પત્રના ગયા એપ્રિલ માસના અંકમાં "ચમત્કારવાળી કવિતા" એ નામે રા. રા કૃષ્ણલાલ ઝવેરીનો એક નિબંધ લેખ પ્રસિદ્ધ થયો હતો. એનું રા. રા. એમ. આર. ભટ્ટે "ગુજરાતી" પત્રમાં 'ખંડન' કર્યું, અને એ ખંડનનો એજ પત્રમાં રા. રા. ઝવેરી તરફથી યોગ્ય ઉત્તર પણ મળ્યો. પરંતુ ત્યાર પછી રા. રા. ભટ્ટે પુનઃ રા. રા. ઝવેરી સ્હામે શસ્ત્રો ઉંચકવા માંડ્યાં છે. તો મ્હારી આપને વિનંતિ છે કે આપ કૃપા કરી આ ચર્ચામાં ભાગ લઈ "ચમત્કારવાળી કવિતા" સંસ્કૃત સાહિત્યશાસ્ત્ર પ્રમાણે ઇષ્ટ છે કે કેમ એ વિષે આપનો મત દર્શાવશો. મ્હારા સાંભળવા પ્રમાણે રા. કૃષ્ણલાલ ઝવેરીને સંસ્કૃતનું જ્ઞાન નથી, એટલે રા. ભટ્ટને એ અસમાનતાનો ખોટો લાભ મળવા સંભવ છે, તથા આમ

હોવાથી ખરી વસ્તુસ્થિતિનો એ બે વચ્ચેના વિવાદથી નિર્ણય થવો પણ અશક્ય છે. માટે હું આપને આટલી તસ્દી આપવા માગું છું તે ક્ષમા કરશો.

હું ભૂલતો ન હોઉં તો, આપે મને ઘણીવાર કહેલું કે સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓ કોઈ પણ વિષય ઉપર ઘણે ભાગે એક મત ધરાવે છે તો તે નીચેના બે વિષયો ઉપર—(૧)ગદ્યમાં પણ કવિતાનો આવિર્ભાવ થઈ શકે છે [Poetry અને Prose વચ્ચે ખરું જોતા વિરોધ નથી એ એક મહાન્ પાશ્ચાત્ય વિવેચકના વિચારના સંબંધમાં આપે આ કહેલું મ્હને યાદ છે.] (૨) 'ચમત્કાર' વાળી કવિતા એ અધમ કવિતા છે.

લિ. આપનો મિત્ર

* * * * *

રા. ભટ્ટ સાથે તો આ "ખંડન મંડન"ના વાદ વિવાદમાં પડવુ અમને ઉચિત લાગતુ નથી પરંતુ અમારા મિત્રની જિજ્ઞાસા ખાતર અમે ટુંકામા એટલુ કહીશું કે–ઉપર જણાવેલા સિદ્ધાન્તો સંસ્કૃતસાહિત્યશાસ્ત્રીઓ લગભગ એક મતે સ્વીકારે છે એ ખરી વાત છે "છેકાનુપ્રાસ, વૃત્ત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અન્ત્યાનુપ્રાસ અને લાટાનુપ્રાસ" આદિ 'ચમત્કાર' વાળી કવિતા અધમ ગણાય છે, એટલું જ નહિ પણ સંસ્કૃતસાહિત્યશાસ્ત્રીઓ તો ત્યાં સુધી પણ ઘણીકવાર સ્પષ્ટતાથી જણાવે છે કે રસ હોય તે છતાં જો એની સાથે પ્રકટ અનુપ્રાસાદિ 'ચમત્કાર' હોય તો તેથી રસને ક્ષતિ થાય છે. રા. ભટ્ટનો 'સુવર્ણ અને સુગન્ધ' નો સિદ્ધાન્ત વિચાર ( Theory ) માં તેમ આચાર (Practice) માં અપ્રમાણુ છે. "...અલંકાર સહિત શબ્દ ને અર્થ તે કાવ્ય" એમ મમ્મટનું કહેવુ જ નથી. "...ક્વચિત્ અલંકારરહિત શબ્દ ને અર્થ પણ કાવ્ય" એમ મમ્મટનું કહેવુ છે. અને "स्वच्छन्दोच्छलदच्छकच्छकुहर ઈત્યાદિ શ્લોકમા 'ચમત્કાર' ના કારણથી રસની એ ગૌણુતા માને છે અને એને અધમ કાવ્ય તરીકે લેખે છે. ઉત્તમ કાવ્યનાં ઉદાહરણુ તરીકે 'ચમત્કાર' રહિત રસવાળાં કાવ્યોનુ જ ગ્રહણુ થાય છે." "ચમત્કાર ઉપજાવનારા શબ્દો તે કાવ્ય" એ પંડિતરાજનું વચન ટાંકીને સંસ્કૃત ન જાણનાર વાચકના મનમાં રા. ભટ્ટે ભ્રાન્તિ ઉત્પન્ન કરી છે. અત્રે "ચમત્કાર" તે "લોકોત્તર આહ્લાદ", જે અર્થમાં રા. ભટ્ટ 'ચમત્કાર' કવિતામા દાખલ કરવા ઈચ્છે છે તે નહિ વળી સંસ્કૃતમાં "મેઘદૂત" કાવ્યને પંચ મહાકાવ્યની સમાન કક્ષામાં મૂકવામાં આવે છે એ વાત, તથા શાકુન્તલના ચતુર્થ અંકના અમુક શ્લોક ને ઉત્તમ લેખનાર "काव्येषु नाटकं रम्यं ઇત્યાદિ ઉક્તિ", રામાયણની ઉત્પત્તિ પ્રદર્શક શ્લોકનો રસિક પ્રસંગ–વગેરે અનેક પ્રમાણો આ સિદ્ધાન્તને જ પુષ્ટિ આપે છે. આપણી કવિતાનો ઈતિહાસ પણ એ જ સિદ્ધ કરે છે. પૂર્વે સંસ્કૃત સાહિત્યમા જનરુચિએ 'ચમત્કાર' વાળી કવિતાનો કોઈ પણ કાળે બહુ આદર કર્યો નથી. રાજાની સગા વિના અન્ય કોઈ પણ સ્થળે લાંબા વખત સુધી આવી કવિતાનો સત્કાર થયો નથી. અને ખરૂં જોતાં રાજાની સભામાં પણ પ્રથમ પદ કાલિદાસ અને ભવભૂતિ જેવા કવિઓને જ મળ્યું છે, "રામકૃષ્ણવિલોમ કાવ્ય" ના કર્તાને નહિ જ. વળી ગુજરાતી સાહિત્યમાં પણ અખો–ભોજો–નરસિંહ જેવા રસમય આત્માવાળા 'ચમત્કાર'વિમુખ કવિઓ જ લોકપ્રિય થયા છે, તેમ જ આપણી સ્ત્રીઓને મુખે પણ બહુધા રસપ્રધાન કવિતાની કડીઓ જ તમે સાંભળશો.

તન્ત્રી



Reg. No B. 196

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ. ધ્રુવ. એમ એ
એલ એલ બી

( આદ્ય દ્રષ્ટા—"શ્રી અભેદમાર્ગપ્રવાસી" બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-નીતિ-સાહિત્ય-ઇતિહાસાદિ વિષય અને તત્સંબંધી વિચાર )

---

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૪ અંક ૧૧-૧૨ ] ( માસિક ) [ ઑગસ્ટ-સપ્ટેમ્બર, ૧૮૯૯.

વિષયાનુક્રમ. પૃષ્ઠ



---

અમદાવાદ.
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લિમિટેડ.

# આચાર્દ્રષ્ટાકૃત બીજાં પુસ્તકો.

( માર્ચ ૧૮૯૭ સુધી )

(જે પુસ્તકના હક વિષે વિશેષ સૂચના નથી તે પુસ્તકો મુંબઇ કલબાદેવી. રોડ ઉપર હિત જયેષ્ટારામ અથવા એન એમ એન્ડ કંપનીને સાથી, કે નડીઆદમાં વ્યવસ્થાપક સુદર્શન, એની પાસેથી મળશે.)

અંગ્રેજી. રૂ. આ. પૈ

રાજયોગ (ત્રીજી આવૃત્તિ) ... ... થાયછે

મોનીઝમ ઓર અદ્વૈતિઝમ ? .. ...૨-૦-૦

યોગસૂત્ર (ભાષાન્તર સટીક ) પ્રથમાવૃત્તિનો હક થીઓસોફીકલ પબ્લીકેશન ફંડને આપ્યો છે ... ...૧-૮-૦

તર્કકૌમુદી (સંસ્કૃત મૂળ અને અંગ્રેજી ટીકા ) મુંબઇ ગવર્મેંટ બુક ડીપોમાંથી મળશે, હક સરકારને આપેલો છે ... ... ...૦-૧૨-૦

શાલાની વાચનમાલા વિષે ... ... નથી

પુરાણ વિષે નિબંધ ( સ્ટોકહોમ ઓ રીએ૦ કોન૦ વાળો ) ...

મૂર્તિપૂજા, સંસ્કાર, આદિવિષયો ઉપરતથા યાજ્ઞવલ્ક્ય યોગસંહિતા, શ્રુતિમારસમુદ્ધરણ, આદિ ભાષાતર, અમેરિકામાં ન્યુયાર્કમાં થીઓસોફીકલ ડીપાર્ટમેંટ નામના ઓરએંટલ ડીપાર્ટમેંટનામના માંસિકમાં છે; ત્યાં તપાસ કરતાં મળી શકશે જુદા ગ્રંથરૂપે છપાય છે)

ન અને બ્રાહ્મણધર્મની તુલના.

જંડન ઓરી૦ કો૦) ...

લાકટ્રીન ઓફ માયા ...

ડેશંકરનો અદ્વૈત ... ...

માણ્ડૂક્યોપનિષદ્ (ગૌડપાદકારિકાતથા શાંકરભાષ્ય સાથે ભાષાન્તર ) પ્રથમાવૃત્તિનો હક થીઓસોફીકલ પબ્લી... ને આપ્યો છે ...૧-૮-૦

જ. વળી ગુજરાતી ... હાલમાં પણ અખો-ભતેર વિમુખ કવિઓ જ લોકપ્રિય થયા છે, રસપ્રધાન કવિતાની કડીઓ જ તમે સાભળશો. ને

દાવાદ એમને, આપ્યો છે ...૦-૪

ઈમીટેશન ઓફ શંકર .. ...૩-૦

જીવન્મુક્તિ વિવેક ભાષાન્તર ) પ્રથમાવૃત્તિનો હક થીઓ૦ પ૦ ફંડને આ

ગુજરાતી.

શિક્ષાશતક ... ... ... ..

માલતી માધવ ( ભાષાન્તર ) ..

ઉત્તરરામચરિત ( ભાષાન્તર ) ..

કાન્તા... ... ... ...

પૂર્વદર્શન ... ... ... ...

નારીપ્રતિષ્ઠા ... ... ... ...

પ્રેમજીવન ... ... ...

સિદ્ધાન્તસાર ... ... ... ...૩—

સંક્ષિપ્ત સુવાક્ય ... ... ...૧—

બાલવિલાસ .. ... ..૧—

પરમાર્ગદર્શન ... ... ... ...

અમ્રેદોમિ ... ... ... ..

ગુલાબસિંહ ... ... ... ..૨—૦

કાવ્યમયુખ ... ... ... ...થાય

ન્યાય (આમિખંડ) ... ... ... .

ગૂજરાતના બ્રાહ્મણો... .. .. ..

અવલોકન વિષે ઉપોદ્ઘાત... ...

પ્રાણવિનિમય ( બીજી આવૃત્તિ ઘણા વધારા સાથે ) ૩—

પંચશતી ૨—

આત્મનિમજ્જન (પ્રેમજીવન, અમ્રેદોમિ તથા બીજા પદ્યોનો સંગ્રહ ] ૧—૦-

ભગવદ્ગીતા મૂલ, અક્ષરાર્થ ટીકા, રહસ્ય; ૨ે સંપ્રદાયોના ભાષ્ય આધારે-)...૫—૦-

ચારિત્ર્ય સ્માઈલ્સના ઉપરથી; સર




Reg No B. 196.

# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ. ધ્રુવ. એમ. એ.
એલ. એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )
( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૧૧. ] ( માસિક ) [ ઑગસ્ટ, ૧૮૯૮

## પ્રથમ નિરાશા.

(ગઝલ)

આશાની પીડા પીતી છે!
અશ્રુધારા ના વીતી છે!
કાળ મુખે જાવા પ્રીતિ છે!
વીતી છે તે વીતી છે!

આશાના ત્રણ દાવાં ભાવે!
કોણ ફરી કયાંથી એ લાવે!
આશા કોણે કાં લૂટી'તી?
કોણ જાણતું—શું વીતી'તી?
આશા તો અંકુરને નડતી!
કોઈ અન્યને, એ તો રતી!
કોઈ કોઈ દી તમપટમાં કો—
વ્હાલાં! પુષ્પ બની ઝબકતી'તી!

પીડા: તો પીડાએ મ્હારી!
કાંઈ નથી—તેથી તો સારી!
વીતી છે! વીતી છે!—
એ તો મીઠી લાચારી!

હાવા આસુએ ના ઊના !
રોવાના ગીતોએ સૂના !
ઉષ્મા જીવનની વીતી છે !
મોતતણી થડી ભીતી છે !

હૈયે શ્વાસો તોય ફરે આ !
કઠ મહીં નિશ્વાસ તરે આ !
વ્હાના ! કાંઇ બળ્યુ જીવે આ !
શુ વીતી ? શુ ના વીતી છે ?

કલાપી

---

## દિવ્ય પ્રેમ

( મળેલું )

" વસતતિલકા. "

જોડાય જે હૃદય અન્યથી શુદ્ધ પ્રેમે,
વિઘ્નો હજાર પડતા છૂટશે નહિ તે.
જે સ્નેહ વિકૃતિ થતા વિપરીત થાયે,
તે પ્રેમ દિવ્ય કહિ શુ જગમા ગણાયે ૧

ના ના નહિ ! અચલ છે ધ્રુવ ચિહ્ન તે તો,
સરજ કોઈ ગણી ના નહિ તે ચગન્તો,
છે તારલો ધ્રુવતણો ભમતી તરીનો,
ને મૂલ્ય નાહી પણ ઉચ્ચ પદે ચડેનો ૨

કાળે કરી જતી અનુપમ કાન્તિ જો કે,
સત્તા ન પ્રેમ પરકાળ તણી જરાયે,
વર્ષો અસખ્ય વિતતા કદિ જો વિયોગે,
શુ દિવ્ય પ્રેમ પડતો મંનથી વિસારે ! ૩

### હરિગીત.

પ્રેમી હૃદય સહૃદય સહ ક્ષણ એકમા જોડાય છે,
ને પ્રેમકિર્ણો હૃદયસ્રોતે ચન્દ્રબિમ્બ જણાય છે,
ઉત્કૃષ્ટતા જે સ્નેહની પ્રેમાશીને વિદિત છે,
અવિનાશી—ઉદ્ભુત સ્નેહ થાતા હૃદય આનંદે રમે ૧

આ સૂર્ય પૃથ્વી ચન્દ્ર તારા દિવ્ય વસ્તુ જે દિસે,
રહી બદ્ધ તેઓ સ્નેહમા દૃષ્ટાન્ત આપે વિશ્વને,

છે પ્રેમ પ્રિય પરમાત્મને આ વિશ્વનું જીવિત છે,
શુધ પ્રેમ અંકિત હૃદય હોયે-ઈશને જાણી શકે. ૨

આલિંગવા સ્વચ્છન્દુને ઉછળન્ત વારિધી યદા,
પેસન્ત સ્નેહીહૃદયમાં આનંદ કરતો ચન્દ્ર ત્યાં;
જો સ્નેહ કેરો સ્રોત હોયે સ્વચ્છને હૃદયસ્થ તો,
એ બંધ કરવા છે નહિ આ વિશ્વમાં સમર્થ કો.

### હંસી વૃત્ત.

મ્હોટા મ્હોટા શૈલો, ને, કો, જલનિધિ મહી બહુ રસિત તરંગો,
ધીમે ધીમે વ્હેતા વ્હેળા, સરવર સરિતજ બળતી ચિતાઓ;
ઊડી ઊડી ખીણો, ને, ક્યાં વિકટ ખડક વળી વિષમ કરાડો,
ના કો કાળે રોકે આંહી, પ્રણયવહન કદી કરત ઉપાયો. ૧

સુબન્ધુ.—

---

## મુગ્ધાના કુતૂહલનો નિર્ણય.

( મળેલું )

( સખીસંવાદ. )

[1]સખી વ્હાલી ! સાંભળ વાત પુછું છું હું છાની,
મન કુતૂહલ ઉદ્ભવ્યું આજ, ઓ સજની સ્યાણી !
કંઈક સમયથી આ મુજ ધડકે, હૃદય કોમલ બાલ રે, ઓ સજની. ૧
જાણું નહીં કંઈ કારણ તેનું, થાય ઉમા કદી વાળ.

સાસરિયું દીઠું ન દીઠું મ્હેં, રહ્યું નથી કાંઈ ભાનરે, ઓ સજની. ૨
સંબંધિ લગ્ને આવેલાંનું અલ્પ અતિ મુજ જ્ઞાન.

તોપણ મનડું વ્યાકુલ થાતું, ચિંતે તે શુભ ધામરે, ઓ સજની. ૩
વિવશને કદી સ્તબ્ધ બનું હું, સુઝે નહી કંઈ કામ.

જીજ્ઞાસાને ભાવ બીજો કંઈ કળી શકું નહીં નામરે, ઓ સજની. ૪
એ ઉર્મીઓ હૈયું ઉછાળે, ઠરે નહીં કંઈ ઠામ;

સમય, સખિયો હસે, સમીપે આવ્યો જવા હવે ત્યાંહરે, ઓ સજની. ૫
પ્રમદ, શોક, ભીતિ, સહુ ભારે યુદ્ધ કરે ઉર માંહ;

તો અવકાશ મળ્યો મન દમતા પ્રશ્ન તણો મુજ આજરે, ઓ સજની. ૬
સુભગ ત્યાં આશ્રમ હશે કે અનિષ્ટ, આશ્રિત કાજ,

---

1. સારૂં સારૂં રે સુરત સ્હેર ઈ૦—એ રાગ.

[૨]બ્હેની ! પામી હું આનદરે, મધુર પ્રિય વચનો થકી,
યોગ્ય કાળે છે ઉદ્ભવ્યોરે, ગભિર ગુણી પ્રશ્ન નકી. ૭

તુજ કૌતુક-તાણુ રે, કંઇકને કઠિન દીસે,
નિજ ધર્મ નીતિ, પણ રે, કુંચી વિજયી તે સ્થળે. ૮

દિવ્ય આશ્રમ-સાસરૂં રે, મનોહર રમ્ય દીસે,
ત્યાં વિવિધ ભોગ-વૃક્ષો રે તણાં પુણ્ય-પુષ્પો હસે. ૯

હર્ષ-વાયુની લ્હેરો રે, પ્રફૂલિત ચિત્ત કરે;
સ્નેહ-નિર્ઝર વીચિથી રે, સ્ત્રીનું એ સ્વર્ગસ્થાન ખરે. ૧૦

સાસુ સસરા-ગુરૂઓ રે, અધિક માતપિતા થકી;
રહો આજ્ઞામાં નિત્યે રે, ખુશી કરીએ જ નકી. ૧૧

જાણી વૃદ્ધને અશક્ત રે, સેવા કરીએ સર્વદા;
શુભ બોધ ને આશિષ રે, નિવારે સહુ આપદા ૧૨

જેઠ, જેઠાણી, નણંદ, રે, બીજા શ્રેષ્ઠ શિષ્ટજનો;
માન મર્યાદા રીતિયા રે, ગ્રહીએ પ્રેમ સર્વ તણો. ૧૩

વિહંગો સમ, ન્હાના રે ઉપર આવે વ્હાલ અતિ,
બોધ ને નિજ કૃત્યોથી રે, બતાવીએ જીવન રીતિ. ૧૪

પ્રિય પતિ-ઉપગુરૂ, ત્યાં રે, જીવન સંગી સ્નેહી વસે,
પ્રેમભાવ આલાપે રે, હર્ષઘેલું હૃદ વિકસે ૧૫

વ્હાલા રમણ પ્રીતિથી રે, લડાવે લાડ બહુ;
જ્ઞાન ગુણ યશ સિન્ધુ રે, દિયે સિદ્ધિ ઇષ્ટ સહુ. ૧૬

રાખી ગુણિયલ દષ્ટિ રે, સદા સદાચાર પથે;
રહી સેવામાં તત્પર રે, પ્રસન્ન પતિ કરીએ ૧૭

શુદ્ધ સ્નેહમાં ધોઈ રે, વિશેષી સદ્ગુણોએ;
આચ્છાદી પ્રિય વાણીથી રે, હૃદય પ્રિયને અર્પિએ, ૧૮

બાલ, મૃગ સમ, રમતાં રે, સમીપ દેખી મનડું ઠરે;
કાલી મીઠી સુવાચ્યા રે, આનદિત જીવન કરે. ૧૯

સંપતિ-સૂર્ય ઉપર રે, છવાયે ઘન કદીએ;
જ્ઞાન-દીપ પ્રકાશથી રે, તિમિર સહુ દૂર કરીએ. ૨૦

(જો) અશ્રુ ધારાથી પીડે રે, રહી ધર્મ-છત્ર નીચે,
બાંધી ધિરજ-પાળી રે, જળથી અબાધિત બનીએ. ૨૧

૨. શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે.—એ રાગ.

હવે કે' બ્હેની વ્હાલી! રે, સુભગ કયો આશ્રમ છે?
સર્વદા છે એ ઇષ્ટ જ રે, જહીં વસ ઉમંગે. ૧૨

પાન્થ.

## શ્રી ગુર્જરજ્ઞાનરથ.

યદિ સંસૃતિ પીડતી તને, ચિત અર્પે ચિર ચારુ ચિન્તને;
નયને ધર જ્ઞાનદીપને, કળને મઙ્ગલ આત્મરૂપને.

અભયાદ્ય મોદકન્દને, નિજરૂપી શિવ બોધચંદ્રને;
અજરામર ને અદ્વંદ્વને, લખ વેદાન્ત વિચાર વન્દને.

દશ ઇન્દ્રિય પંચ પ્રાણને, મન બુદ્ધ્યાદિક વેદ્ય જાણને;
જડ તે નહિ જાણતાં તને, પતિ ચૈતન્ય! તું જાણ તેમને.

જડ વેદ્યથી ભેદ થાપ ને, લખ ગોવિન્દ નિગૂઢ આપને;
સ્મર કેવલ સાક્ષિસત્ત્વને, ઉરદીપસ્થ પ્રશસ્ત તત્ત્વને.

મન કારણ બન્ધ મોક્ષનું, ગણ બીજાઙ્કુર વિશ્વવૃક્ષનું;
સ્રજ લોપ વિરાગસત્રથી, અથવા વારણ શાન્તિમંત્રથી.

ક્ષણભંગુર દેહ ઇન્દ્રિયે, ત્યજ તાદાત્મ્યવિશુદ્ધબુદ્ધિયે;
જડ વિકૃત નાશવન્તને, મમ માને કિમ શોકતન્તુને?

મમતા ભવબીજ માનને, ત્યજ તંત્રી તુજ તર્કતાનને;
દુખ દેખ પદાર્થ પઙ્કમાં, સુખ એકાન્ત અસઙ્ગ સઙ્ગમાં.

મન ઇન્દ્રિય જાણનાર જે, જડસઙ્ઘે ઈક વસ્તુ સાર છે;
ઉર ચેતન જ્ઞાનગજ જે, વિમલાત્મા પ્રિય મોદ પુંજ છે.*

અજ, તે નિજરૂપ આત્મને, ભજ આનન્દ અખણ્ડ બ્રહ્મને;
ટલ ચંચલ, ચિત્તખણ્ડને, મિલ આનન્દતરુજ ચંદ્રને.

ગ્રહ શાન્તિ વિશુદ્ધ ગંધને, સ્રજતાં નિર્મલ બ્રહ્મરંધ્રને;
નિજ સૌખ્ય અનન્ત નન્દને, બન આનન્દ સ્વરૂપ મણ્ડને,

આનન્દનન્દન.

---

* છે એ શબ્દ આરબી 'શેઈ' ઉપરથી થયો હશે એમ કેટલાએક માને છે પણ તે સુનિશ્ચિત નથિ. માટે ગુર્જર ગણવો. 'આનન્દનન્દન'.

આ ગૃહસ્થ એમના કાવ્યમાંથી એક પણ ફારસી કે અૅરેબિક શબ્દ કાઢી આપનારને એક વર્ષ સુધી બે 'સુદર્શન' બક્ષિસ આપવાનું કહે છે. ગયા અંકની એમની "કવિતા આ પ્રતિજ્ઞાથી મુક્ત સમજવી" એમ જણાવે છે. તન્ત્રી.

# શાન્તિ.

## અથવા

## આત્માનન્દ

(મળેલું).*

(અનુસંધાન ગત અંકથી).

આ ઉત્તમોત્તમ સુખ કયા સાધન વડે પ્રાપ્ત થાય? યથાર્થ જ્ઞાન એ એનું પ્રથમ અગત્યનું પગલું છે, કારણકે એના વડે જ શાન્તિ અથવા શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જેને પ્રસાદ કહે છે, કે જેના વિના આ લોક કે પરલોક જીવન, દુઃખ, ચિંતા, અને ભ્રાંતિના સતત પ્રવાહરૂપ છે, તેને પમાય છે. ગીતામાં કહ્યું છે કે "જેને શાન્તિ નથી તે સુખી કેમ થઈ શકે"? ચિત્તવૃત્તિનો જેને વિક્ષેપ થતો નથી હેવી દઢ બ્રહ્મભાવના વિના ખરૂં સુખ અસંભવિત છે. સ્થિતપ્રજ્ઞ એ છે કે જે મનની સર્વ વાસનાઓનો ત્યાગ કરી તથા બાહ્ય પદાર્થ માત્રથી સ્વતંત્ર થઈ આત્માથી જ સંતુષ્ટ થઈ પરમસુખરૂપ આત્મામાંજ રમે છે. "ખરૂં સુખ" સ્વામી વિવેકાનંદ કહે છેઃ—"ઇંદ્રિયોમાં નથી પણ ઇંદ્રિઓથી પર છે અને તે સર્વમાં છે."

વેદાન્તની આ શાન્તિની ભાવનાના સંબંધમાં અનેક ભ્રાન્તિઓ પ્રચલિત છે. તેમાંથી બે સર્વથી વધારે પ્રબળ છે. એક એમ માનવું કે શાન્તિ તે એક સ્વપર્યાપ્ત, અલસ, જડ, કાર્યહીન અવસ્થા છે જેમાં મન ઇન્દ્રિયો તથા સ્નાયુનો ઉપયોગ કરવાનો નથી અને એક પ્રકારનું જડ અને શન્ય ધ્યાન જ સર્વથી ઇષ્ટ અવસ્થા રૂપે આદરવાનું છે; અને બીજું એમ સમજવું કે એ મનુષ્યની સ્વાભાવિક તૃષ્ણાઓનું ઉગ્ર દમન છે અને અતિશય ટાઢ તથા તડકો, ભૂખ અને તરસ, દુઃખ, પીડા અને કવચિદ્ ચૈતન્યનો પણ નાશ તથા શરીરને હાથે કરી દુઃખી અવસ્થામાં મૂકી તે સહન કરીને તથા મનુષ્યમાં રહેલી ચેતનશક્તિને મૃતપ્રાય, કરવાનો યત્ન છે.

આ મહાન્ આર્યભાવનાનો હાવો અર્થ કદી પણ નથી; એ સર્વ વેદાન્તજ્ઞ પુરુષોને તો સુવિદિત છે એ ખરૂં છે કે વેદાન્તમાં હેવી આજ્ઞા છે કે શાન્તિની ઇચ્છા રાખનારે "કાચબો જેમ પોતાનાં અંગો કાચલામાં પાછાં ખેંચી લે છે તેમ વિષયમાંથી સર્વ ઇન્દ્રિયોને ખેંચી લેવી" તો જ તેને સ્થિરબુદ્ધિ પ્રાપ્ત થાય. કારણકે ઇન્દ્રિયવિષયનું ધ્યાન કરનારને તે વિષયનો સંગ થાય છે, સંગમાંથી તે (વિષય) પ્રાપ્ત કરવાની ઇચ્છા ('કામ') થાયછે; કામ ફલિત ન થતાં વા કાંઈ વિઘ્ન આવતાં તેમાંથી ક્રોધ ઉત્પન્ન થાયછે; ક્રોધમાંથી અનુચિત અધર્મ, અશાસ્ત્ર અથવા પાપકૃત્ય કરવાની અવિવેક('સંમોહ')વૃત્તિ સ્ફુરે છે; આ આપણા મનમાંથી શાસ્ત્ર અને ગુરૂપદેશોનું વિસ્મરણ ('સ્મૃતિવિભ્રમ') કરાવે છે અને પછી બુદ્ધિનો સંપૂર્ણ નાશ થાયછે અને આ રીતે બુદ્ધિનાશ થતાં પોતાનો અન્ત અને અતઃપર વિનાશ જ થાયછે. એથી ઉલટું જે મનુષ્ય ઇન્દ્રિયનિગ્રહ કરેછે, જે સમાનરીતે રાગદ્વેષરહિત છે, અને જે જીવનના પરમ સત્યનું ચિંતન કરવાને અને ઉચ્ચ ભાવના પ્રમાણે વર્તન રાખવા માટે જ શરીરની જરૂરિઆતો અને માગણીઓને સંતોષ કરવાની પણ દરકાર રાખે છે તે જ આત્મસંયમી છે અને આ શાન્તિ પ્રાપ્ત કરેછે; અને તે પ્રાપ્ત થતાંજ દુઃખ માત્રનો અન્ત આવેછે કારણકે ત્યારે જ એને આત્મા અને તેમાં રહેલી શાન્તિ જે મોક્ષનું પરમસુખ છે

* એક અનુવાદ. લખનાર મિત્ર.

તેનો અનુભવાત્મક સાક્ષાત્કાર થાયછે. આનો એવો અર્થ નથી કે શાન્તિની ઇચ્છા કરનારે સર્વ પ્રવૃત્તિઓનો ત્યાગ કરી, ખપુષ્પવત્ શૂન્યધ્યાનમાં પડ્યા રહેવું અને જડતા અને બુદ્ધિની ક્ષીણતા આણવી. શ્રી કૃષ્ણ અર્જુન આગળ તેના બન્ધુઓ તથા સ્વજનોના વધમાંથી તેની યુદ્ધપ્રવૃત્તિમાંથી પાછા ન હટવાને સર્વ જાતના વિશુદ્ધ સાંસારિક હેતુઓ મૂકે છે. જેનું કાર્ય યુદ્ધ કરવાનું છે તેવો યોદ્ધો જે ઉગ્ર શત્રુને જોઇને નામર્દાઈથી રણ છોડી ન્હાસે છે તેને જે નિસ કલંક ચોટે છે તે બાજૂ ઉપર મૂકતાં પણ મનુષ્ય ઘટનામાં જ કોઇને કોઈ જાતની પ્રવૃત્તિ સ્વાભાવિક અને આવશ્યક છે એ પણ એક સત્ય છે. અને "ધર્મપ્રતિપાદિત યુદ્ધ વિના ક્ષત્રિયને બીજું શ્રેયસ્કર નથી." માત્ર શરીરરક્ષણ માટે કોઇપણ જાતની પ્રવૃત્તિ આવશ્યક છે અને આત્મઘાત કરવાનો કોઇને અધિકાર નથી, આત્મઘાત, આત્માના મોક્ષ માટે લેશ પણ ઉપયુક્ત નથી એ તો કહેવાની જરૂર જ નથી. અર્જુનને શ્રી કૃષ્ણ ઉપદેશ કરે છે કે "कार्यं कर्म समाचर-તું ત્હારાં કર્તવ્ય કર્મ સારી રીતે કર;" પણ તે સાથે જ કહ્યું છે કે "યોગસ્થ રહી, સંગ ત્યજીને, સિદ્ધિ અસિદ્ધિ સમાન કરીને, હે ધનંજય! કર્મ કર, સમત્વ એ જ યોગ કહેવાય છે." અત્ર યોગનો અર્થ, જેમાં અંતઃકરણ પરબ્રહ્મને જ જીવિતનું પરમ પ્રયોજન માને છે તે દશા. તેમ શરીરને હાથે કરીને કરેલી અસહ્ય પીડા પછી એનીમેળે થતું સ્વાભાવિક શમન તે આ આત્મશાન્તિની પ્રાપ્તિ અને તે વડે થતા શાશ્વત અને શુદ્ધ સુખ માટે કહેલું નથી. મનુષ્ય શરીરમાં રહેલી ચેતનશક્તિને હેવી જડ કરી નાંખવી કે ઇચ્છા ને વશ કરવી રહેલી પડે એનું નામ ઇચ્છા ને દૃઢ કે બલવાન કરવી એમ નથી જ; અને બલહીન ઇચ્છાવાળા મનુષ્યને શાન્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. જ્યારે ઇચ્છા સુખ દુઃખના તોફાનમાં થઇને અને પોતાના નિત્ય અસ્ખલિત માર્ગમાં તેનાથી કેવળ નિર્લેપ રહીને આત્મસિદ્ધિરૂપી ધ્રુવ તરફ સતત પ્રયાણ કરે છે ત્યારે, અને ત્યારે જ હૃદયમાં અપૂર્વ, અલૌકિક, દિવ્ય શાંતિનું સામ્રાજ્ય થાય છે.

કોઇ પણ જાતના આત્મપીડન અને આત્મઘાત ને માટે સંસારનાં સુખોનો ત્યાગ કરવાનું વેદાન્ત કહેતું નથી એટલુંજ નહીં પણ ઉલટું તે આ રીતિને અનેક અમાપ શબ્દોમાં નિન્દે છે, શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે:—"જે મનુષ્ય દંભ કે અહંકારથી યુક્ત થઈ, તેમ કામ રાગ બલથી યુક્ત થઈ; અશાસ્ત્ર વિહિત ઘોર તપ તપે છે, અને એમ જે મૂઢ લોકો શરીરની ઇંદ્રિયોને તથા અંતઃશરીરસ્થ મ્હને કૃશ કરી નાંખે છે તેવા મનુષ્યોને આસુરી નિશ્ચયવાળા જાણવા." "મૂઢ એટલે અર્થાનર્થનું સ્વરૂપ ન સમજનાર. તેનો જે આગ્રહ કે હું જ ડાહ્યો છું, શાસ્ત્ર હું જ બરાબર સમજ્યો છું, હેવું મિથ્યા ભ્રમરૂપ અભિમાન તેને લીધે પોતાને જ વિવિધ પીડાઓ ઉપજાવવાને માર્ગે અનેક કાયાક્લેશ વડે જે તપ કરાય અથવા પરના વિનાશને માટે જે તપ થાય તે બધું તામસ જાણવું." આમાં સર્વ પ્રકારની હઠક્રિયાઓનો સમાવેશ થાય છે. આ પ્રમાણે મિથ્યાભિમાની, આત્મશ્લાઘી, ઢોંગી, મૂઢ, આસુરી, વગેરે વિશેષણોનો શ્રી કૃષ્ણ આ જાતની મનુષ્ય બુદ્ધિની અને મનુષ્યપ્રવૃત્તિની વિલક્ષણ વિપરીતતાને માટે ઉપયોગ કરેછે; એ ગીતાના પરિચયવાળા દરેક જનને સુજ્ઞાત છે. હાવાં હાથે કરેલાં બળાત્કારકૃત્ય ક્ષણવાર સુખદુઃખની સ્વાભાવિક લાગણીને

માત્ર જડ અથવા નષ્ટ કરી નાખે છે, પણ તેથી કરી સુખ અને દુ ખ, શીત અને ઉષ્ણ માન અને અપમાન, શ્રીમાનતા અને દરિદ્રતા વગેરે દ્વંદ્વ ઉપર જયબુદ્ધિ સભવતી નથી, અને આ વિષયમા પણ શાન્તિ જય પછીજ થાય છે

ચિત્તનો વિક્ષેપ કરનાર અને વાસનાઓને ઉત્પન્ન કરનાર ઇંદ્રિયો છે, માટે તેમને વિષયમાથી ખેચી લેવી જોઇએ આ, શ્રી કૃષ્ણ જેને રાજયોગ કહે છે કે જે રહેનાર્થી થઈ શકે એમ છે એમ કહેવામા આવ્યુ છે તે વડે કરવાનુ છે "મ્હારામય મન કર, મ્હારો ભકત થા, મ્હારૂ ભજન કરતો થા, મ્હને નમ" એટલે મન કર્મ વાણી ત્રણેથી બ્રહ્મને જ જાણ, અનુભવ, બ્રહ્મને જ સભાર, બ્રહ્મને જ ભજ, તેનો જ ભકત થા અને એમ મ્હારામય (મત્પરાયણ) બ્રહ્મમય થા એ જ સાક્ષાત્કારનો માર્ગ છે અને જ્યારે આમ જ્ઞાન અને ભક્તિના પરમપવિત્ર અને શ્રેષ્ઠ પદાર્થ, ઈશ્વર ઉપર મનુષ્યનુ મન સ્થિત થાય છે, ત્યારે આ ઐન્દ્રિયક જગતનાં અધમ સુખોનુ આકર્ષણ થતુ બધ થાયછે, અને મન સુખના મોહની પણ તદ્દન અવજ્ઞા કરતુ અને દુ ખના દુ ખત્વને પણ ન જાણતુ સ્થિર અને શાન્ત થાયછે દિવ્ય ભાવના જેમ જેમ સ્પષ્ટ થતી જાય છે તેમ તેમ સસારનો મોહ અને આસક્તિ છૂટતા જાય છે અને સર્વ વ્યવહાર યન્ત્રવત્ થઈ રહેછે કર્મફળના ત્યાગ સાથેજ અને શાન્તિ આવે છે અને એ જ બ્રહ્મભાવનાનું દિવ્ય સુખ છે

જે વસ્તુ પોતાની પાસે છે તેનો સગ, અને નથી તેને માટે મોહ, એ અસારને વળગી રહેવાના—કે જે જીવને બધનમા નાખે છે તેના—કારણ છે જ્યા એ નથી હોતાં ત્યા કર્મની ખાતર કર્મ કરીએ છીએ, તેના ફળની ખાતર નહીં, આપણે જગતમાં છીએ, જગતના નથી, આપણે કમળપત્ર ઉપર જળબિંદુ જેવા છીએ, અને કાળે કરીને પ્રારબ્ધકર્મના ફળ પૂરા થઈ જાય છે ત્યારે આ ઐન્દ્રિયક જગતના સગથી મુકત થઇએ છીએ અને "સુખ આવારા" એ પ્હોચીએ છીએ શ્રી કૃષ્ણ ગીતામા કહે છે —

> "यदृच्छालाभसन्तुष्टो द्वंद्वातीतो विमत्सरः।
> समस्सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥
> गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
> यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

=જે યદચ્છાએ પ્રાપ્ત થએલુ હોય તેમા સતુષ્ટ, સુખદુ ખાદિ દ્વદ્વથીપર, મત્સરરહિત સિદ્ધિ અસિદ્ધિમાં સમતાએ રહેનો એવો મનુષ્ય કર્મ કર્યા છતા પણ બધાતો નથી જે આસક્તિરહિત હોઇ મુક્ત છે, જેનું ચિત્ત જ્ઞાનમા અવસ્થિત છે, અને જે યજ્ઞાર્થે જ કર્મ કરેછે, તેનું સર્વ કર્મ નાશ પામે છે" અર્થાત્ એ એના કર્મો તથા એ કર્મોના ફલો એને બધન કર્તા થતા નથી અને જે અવર્ણ્ય આનન્દ જ્ઞાનની ધાર્મિક શ્રદ્ધામાથી ઉદ્ભવે છે, અને જે શાન્તિ બુદ્ધિથી અતીત હોઈ આ શ્રદ્ધા વડે સાધ્ય છે એ અનન્ત કાળ સુધી અનુભવે છે G J Romanes ને, ભૌતિક વિદ્યા, અનીશ્વરવાદ અને નાસ્તિકવાદની સેવામા જીવન ગાળ્યા પછી,

આખરે જણાયું કે મનુષ્યને જ્યાં સુધી આ સમાશ્વાસક ધાર્મિક શ્રદ્ધા નથી ત્યાંસુધી એ દુઃખી રહેછે, અને ગમે તેટલાં તેને લોકમાં સુખનાં સાધનો હશે તો પણ "જ્યાં સુધી રોગ અને મૃત્યુ પાછળ ઉભેલાં છે ત્યાં સુધી તેને છેવટની શાન્તિ મળવાની નહિજ," તથા "મનુષ્ય—આત્મામાં એક એવો શૂન્ય ગર્ત (ખાડો) છે કે જે પરમાત્મા ઉપરની શ્રદ્ધા વિના અન્ય કોઇ વસ્તુથી પૂરી શકાતો નથી." હિંદુસ્થાનની વર્તમાન દશામાં એ વિદ્વાનના નીચે દર્શાવેલા શબ્દો બહુજ અર્થગર્ભ, મનનયોગ્ય અને હૃદયે ધરવા જેવા છે, એ કહે છે કે "એ (આનન્દ) ખરેખર અત્યન્ત તીવ્ર છે એટલું જ નહિ પણ સર્વથી અધિક, ચિરસ્થાયી, તથા વૃદ્ધિગામી છે. અને વારંવારના અભ્યાસથી પણ એની નવીન મનોહરતા ઘટતી નથી. ટુંકામાં, જેમને આ સ્થિતિનો અનુભવ છે તેવા સર્વ જનોના પુરાવાથી એટલું સિદ્ધ છે કે આ આનન્દ અન્ય સર્વ આનન્દો કરતાં પ્રમાણમાં અધિક છે એટલું જ નહિ પણ વિલક્ષણ છે. જેઓએ આ દશા પ્રાપ્ત કરેલી છે તેઓ આ વિનાની દશામાં કેવા હતા એ વિષે સાક્ષી પુરી શકે એમ છે. એને બુદ્ધિના પદ સાથે કંઈ સંબંધ નથી. એ સ્વતન્ત્ર છે, અને સર્વથી શ્રેષ્ઠ છે." આ શ્રદ્ધા અને આત્મશાંતિના આનન્દને લીધે જ મનુષ્યજીવન મૂલમાં સુખમય ઠરેછે, અને એ રીતે જીવનમાં આત્માનો દિવ્ય ઉદ્દેશ અપરોક્ષ કરવાના સાધનરૂપે સપ્રયોજન બનેછે. પ્રકૃતિ પણ આ કર્મ અને સંન્યાસ (શાંતિ) ની "અકથ્ય અભિલાષ" ના ઉચ્ચ સૌન્દર્ય અને પરમ ઉદ્દેશની સાખ્ય પૂરે છે. મૅથ્યુ આર્નોલ્ડના શબ્દોમાં

"One lesson, Nature let me learn of thee,
One lesson, which in every mind is blown,
*One lesson of two duties kept at one*
Though the land would proclaim their enmity—
Of toil unsever'd from tranquility!
Of labour, that in lasting fruit outgrows
Far noisier schemes, accomplished in repose,
Too great for haste, too high for rivalry!
Yes, while on earth a thousand discords ring,
Man's fitful uproar mingling with his toil,
Still do thy sleepless ministers move on,
Their glorious tasks in silence perfecting;
Still working, blaming still our vain turmoil,
Labourers that shall not fail, when man is gone".

---

## જીવાત્મા.

( મળેલું. )

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૩ થી. )

જાગ્રત્ અવસ્થામાં કદિ નહિ અનુભવમાં આવેલી હોય તેવી સમજશક્તિ, તર્કશક્તિ, કલ્પના શક્તિ ઇત્યાદિ જાગ્રત્ કરી શકે છે. એક શબ્દ ઉચ્ચારતાં પણ જે ગોયવાતો હોય છે તેને વક્તા બનાવી દે છે; અને મૂઢને વિદ્વાન્ કરી દેખાડે છે. તેની આંતર્દષ્ટિવડે રોગીના રોગનું નિદાન કરાવી આપે છે અને તેવી વાત ખરી છે એવું મરણોત્તર કરેલા શસ્ત્રપ્રયોગોથી સિદ્ધ થાય છે. પ્રાણુવિનિમયના પ્રયોગો કરવાનો આજકાલ એટલો બધો અવકાશ છે અને એટલાં સાધનો છે કે કોઇ પણ અભ્યાસક પોતાની સર્વ શંકા દૂર થતાં પર્યંત તેવા અનેક પ્રકારના પ્રયોગો કરી શકશે. એ ઉપરથી તેને નિશ્ચય થયા વિના રહેશે નહિ કે મનુષ્યમાં સ્થૂલદ્વારા જે ચૈતન્યશક્તિ પ્રદર્શિત થતી જોવામાં આવે છે તેની સાથે સરખાવતાં સ્થૂલરહિત જે ચૈતન્યશક્તિ પ્રદર્શિત થઇ શકે તે અત્યંત બળવાન અને અતિ ઉચ્ચ પ્રકારની છે

પ્રાણુવિનિમયના પ્રયોગોપરથી નિશ્ચય થયા પછી વિશેષ જ્ઞાન માટે ઉન્માદ મનુષ્યોને મૂર્છા પમાડી તેની ચૈતન્ય શક્તિ કેવું કાર્ય કરે છે તેનું અવલોકન કરવું. આ પ્રયોગો બહુ સામાન્ય જોવામાં આવશે નહિ પણ તેનો અનુભવ કરવો એ અગત્યની વાત છે. એવાં મનુષ્યોના સબંધમાં એમ બને છે કે મૂર્છા પમાડ્યા પછી તેની સ્થિતિ જાણે તે કેવળ ડાહ્યાં હોય એવી દેખાય છે સામાન્ય મનુષ્યોની સ્થિતિમાં જાણે તેઓ પડ્યાં હોય એવાં જણાય છે. પરંતુ મૂર્છા રહિત કરવામાં આવે છે કે તત્કાળ પૂર્વની ઉન્માદ સ્થિતિમાં આવી જાય છે. આ પ્રયોગોપરથી એટલું જોવાનું છે કે જાગ્રત્ અવસ્થામાં સ્થૂલ દ્વારા જે ચૈતન્ય ભાસે છે તે મનુષ્યની સમગ્ર ચૈતન્ય શક્તિ ગણવાની નથી પણ માત્ર તેમાં કિંચિત્ ભાગ છે.

હવે એ ચૈતન્ય શક્તિને સ્થૂલ રહિત છતાં જે કાર્ય કરાવે છે તે સૂક્ષ્મ શરીર કેમ વિચરે છે તે વિષે જોવાનું છે. પ્રત્યેક મનુષ્ય પોતાના સૂક્ષ્મ શરીરને પોતાની ઇચ્છા શક્તિના બળથી ચલાવી શકે છે. પરંતુ તે કાર્ય ક્રિયાસાધ્ય છે એટલે પ્રત્યેક મનુષ્ય કરી શકતું નથી. તેથી કરી તે વાતની ખાત્રી માટે પ્રયોગો કરવા અથવા જોવાનું સામાન્ય રીતે બનવું મુશ્કેલ છે. પરંતુ તે વાતનો અનુભવ કરેલા વિશ્વાસપાત્ર એટલા બધા સાક્ષીઓ મળી આવે છે કે તે વાત પ્રમાણ માનવામાં બાધ લેવાનું કારણ નથી. તેમ છતાં જેને તે શંકા દૂર કરવા જાતિ અનુભવની જરૂર રહેતી હોય તેણે પ્રસંગ મળે તેવા પ્રયોગો જોવા અથવા કરવાને કાંઈ બાધ નથી.

અદ્યાપિ પર્યંત જે લખવામાં આવ્યું છે તે મનુષ્ય જીવતાં પોતાની સ્થૂલ ઉપાધિરહિત ચૈતન્યશક્તિ જે કાર્ય કરે છે તેનાં પ્રમાણ મેળવવા પ્રયોગો કરી અનુભવ પ્રાપ્ત કરવા સંબંધે છે. હવે સ્થૂલ શરીર હોય નહિ ત્યારે એ ચૈતન્ય શક્તિ કેવી સ્થિતિમાં રહે છે તે જોવાનું છે. આ વાતના પ્રમાણ માટે પ્રેતાવાહન યાને "સ્પિરિચ્યુઆલિઝમ"ના પ્ર-

યોગો જે વિશેષે કરી આજકાલ યૂરોપ અમેરિકામાં થાય છે તેનું અવલોકન કરવાનું છે. સર વિલીયમ ક્રુકસ નામના મહાન પદાર્થ શાસ્ત્રવેત્તાએ આ વિષય પરત્વે કરેલા શોધનના જે લેખ લખેલા છે એ અવશ્ય અભ્યાસ કરવા યોગ્ય છે. શુદ્ધ અંતઃકરણથી અને ધૈર્યથી શોધ કરવામાં આવશે તો અભ્યાસકને પોતાથી જ નિશ્ચય થશે કે જીવાત્મા સ્થૂલશરીર છુટી જતાં તેનાથી વિયુક્ત થઈ જીવતો રહે છે. આ વાતનાં પ્રમાણ પ્રેતાવાહનના પ્રયોગો વિના પણ અન્ય પ્રમાણિક મનુષ્યો પાસેથી મળી આવે છે. એવાં મનુષ્યોને તેઓનાં મરણ પામેલાં સ્નેહી સંબંધીઓમાંનાં કોઈ કોઈ તેઓની આ દુનીઆમાં રહેલાં સ્નેહી સંબંધીઓને મળવાની આકાંક્ષાને લીધે દેખાયાં છે અને પોતાના મનપર જે કાંઈ અગત્યની વાત કહેવાની રહી ગયેલી તે કહેલી છે અથવા સુચવેલી છે.

આવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારના પ્રયોગોથી જે અનુભવ પ્રાપ્ત કરવામાં આવશે ત્યારે અભ્યાસકને એટલું તો માનવામાં આવશે કે સ્થૂલ મગજ દ્વારા જેટલી ચૈતન્ય શક્તિ પ્રકાશે છે તે સ્થૂલ ઉપરાંત એ શક્તિ છે ખરી. વળી વિશેષ એટલું પણ તેના માનવામાં આવશે જ કે એ શક્તિ સ્થૂલ સાધન વિના પણ પોતાનું કાર્ય કરી શકે છે. આટલો નિશ્ચય થયા પછી આગળ ચાલી એ શક્તિને પરિપૂર્ણ જાગ્રત કરવા માટે અને તેનું સંપૂર્ણ બળ પ્રકટ કરાવવા માટે તો કોઈ પણ યોગ્ય શિક્ષક યાને ગુરુ પાસે શિક્ષણ લેવા જવું જોઇયે; કારણ કે તેવા શિક્ષણ વિના તેની યથાર્થ કેલવણી મળી શકતી નથી. આ કાર્યમાં ધ્યાન અને ધારણાના અભ્યાસની પૂરી આવશ્યકતા છે. ધ્યાન અને ધારણાના યથાર્થ અભ્યાસ માટે જીવાત્માના અસ્તિત્વની માન્યતાની આવશ્યકતા છે. અને જીવાત્માના અસ્તિત્વનું ગ્યાન પ્રાપ્ત કરવા માટે પોતાની શુદ્ધ અંતઃકરણ પૂર્વક ઇચ્છા છે એ દર્શાવવા શ્રદ્ધાની આવશ્યકતા છે. આવી રીતે અભ્યાસનો ક્રમ કાંઇક લંબાણ અને શ્રમસાધ્ય છે. લાંબો કાલ વ્યતિત થાય છે ત્યારે કાંઇક પ્રાપ્તિ થઈ એમ ભાસે છે. પરંતુ તેથી તેવો શ્રમ કોઇએ કર્યો નથી એમ નથી. સેંકડો પુરૂષો અને સ્ત્રીઓએ અત્યાર સુધીમાં તે સાધન કરેલું છે અને તેઓનાં વચન પ્રમાણ માનવામાં લેશ માત્ર શંકા લેવા જેવું નથી. આધુનિક કાલમાં પણ તેવાં મનુષ્યો છે. જ્યારે મનનો સંપૂર્ણ નિગ્રહ થઈ શકે છે; માત્ર એક બિંદુપર સ્થિરતાથી ચિરકાલ પર્યંત મન સ્થિત થઈ શકે છે; અને આગળ ચાલતાં એટલા બિંદુના પણ અવલંબનની આવશ્યકતા રહેતી નથી; વિચાર શ્રેણી કેવળ બંધ પડી જાય છે અને મગજમાં તેનો પ્રવેશ પણ થઈ શકતો નથી. અન્ય ઈંદ્રિઓ પણ શિથિલ થઈ શાન્ત પડી જાય છે; ત્યારે મન જીવાત્માની મૂળ સ્વરૂપની ચૈતન્યશક્તિનો પ્રવાહ ઝીલી શકે છે. તે એટલો બળવાન હોય છે કે તેની દૃષ્ટિ વિકાસ પામે છે, દેશ કાલાદિની પરિચ્છિન્નતા લય પામે છે, કોઈ નવીન પ્રકારની જીવનશક્તિ ઉદ્‌ભવી હોય એમ લાગે છે, અને મન વિચાર કર્તા નહિ પણ તદ્‌રૂપજ પોતે હોય એમ જાણે છે. ઘણી સમજવામાં નહિ આવતી તેવી વાતો સ્પષ્ટ થાય છે; સમાધાન થઈ શકતું નહિ હતું તેનો નિશ્ચય થઈ જાય છે; શંકા થયા કરતી તે સિદ્ધ જણાય છે અને પ્રત્યેક વાતપર સૂર્યના અજવાળાની પેઠે પ્રકાશ પડેલો જોવામાં આવે છે.

અનુભવી મનુષ્યો આ સ્થિતિની વાત કરે ત્યારે અન્ય મનુષ્યો વખતે એમ પણ કહે કે એ તો સ્વપ્નના તરંગ લાગે છે અને દઇ પોતાની મનકલ્પિત વાતોના આભા-

સથી ભુલાવો ખાય છે. આવું કહેનારને એ જ શબ્દોમાં ઉત્તર આપવાનો છે કે કલ્પના તો તમારી છે કારણ કે અમારી તો અનુભવ સિદ્ધ વાત છે. વળી આ કાંઈ આજકાલની નવી શોધ નથી. ઘણા પુરાણાકાલથી ઘણા વિચારશીલ મનુષ્યોએ માન્ય કરેલી વાત છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપર કહેલો ક્રમ પરાપૂર્વથી ચાલતો આવેલો છે. એ જ્ઞાનીઓ કાંઈ કવિની પેઠે કલ્પના કરવા વાળા અથવા કપોલ કલ્પિત વાતો કહેનારા ન હતા. તેઓ તો વિચક્ષણ તત્વવેત્તા અને અધ્યાત્મ જ્ઞાની હતા. તેની બરાબરી કરનારા હજી થોડા જ થયા છે. હિંદુસ્થાનના આર્યલોકોનાં શાસ્ત્રના લેખોની મહત્તા જેઓ જાણે છે તેઓને તો એટલુંજ કહેવાનું છે કે એ લેખો એવા ધ્યાન ધારણાના અભ્યાસ કરનારાના લખેલા છે. એટલે એવી કેલવણીથી કેવી મહત્તા તથા સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ તેઓ છે આ અભિપ્રાય કોઈ અમુક પક્ષના પ્રશંસકનો કે ધર્મનો ઉત્સાહ ધરાવનારનો નથી. યુરોપ અમેરિકાના વિચક્ષણ વિદ્વાનોએ લાંબો અનુભવ કરી એ નિશ્ચય કરેલો છે. તેઓએ અનેક સ્થળે એવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે કે મનુષ્ય સંબંધી, તેની સમજશકિત સંબંધી હિંદુ લેખકોએ જે સિદ્ધાન્તો પ્રતિપાદન કરેલા છે તે ખરેખર માનપૂર્વક મનન કરવા યોગ્ય તથા લક્ષપૂર્વક અધ્યયન કરવા યોગ્ય છે ધ્યાનની આવશ્યકતા માત્ર યોગીને માટે છે એમ નથી અધ્યાત્મ જ્ઞાનીને પણ તેટલે જ અંશે જરૂર છે. એ વિના સ્થૂલ ચૈતન્ય સ્વાધિન થઈ શકતુ નથી. અને એવી સ્વાધિનતા વિના ચૈતન્યના મહાસાગરમાં તરવા સમર્થ થવાતું નથી સાધારણ સ્થિતિનાં મનુષ્યનુ આ કામ નથી તેઓ તો જરૂર ડુબી મરે. એ તો જ્યારે મનનો નિગ્રહ અને શાન્તિ ક્રમે ક્રમે પ્રાપ્ત થાય અને ધ્યાન ધારણા સાધ્ય થાય ત્યારે સ્થૂલ રહિત ચૈતન્ય શકિતનો અનુભવ થાય આટલી શકિત પ્રાપ્ત થાય ત્યારે જીવાત્માના અસ્તિત્વનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

ઉપર જે માર્ગ દર્શાવ્યો છે તે જ્ઞાનના સાધનવડે આત્મ સ્વરૂપ અનુભવવાનો છે બીજો માર્ગ ભકિતના સાધનનો પણ છે. એમા અનુભવ કરનાર કોઈ પણ ઇષ્ટ પ્રતિ પ્રેમભાવના રાખ્યા કરે છે અને તેનું યજન પૂજન કરે છે તેમ કરતાં કરતાં તેની સાથે એક્ય ભાવ થઈ જવાય છે, અને ક્રમે ક્રમે કોશનો લય થાય છે એટલે જીવાત્મા આત્મસ્વરૂપને અનુભવે છે. આ સાધનમાં તો માત્ર શ્રદ્ધા પ્રધાન છે. પણ તે સાથે એટલું કહેવું જોઇએ કે તે સરલતાથી સાધ્ય થઈ શકે છે.

---

## અગ્નિ.

( મળેલુ, )*

૧. વેદમાં આ દેવનું વર્ણન બીજા સર્વથી વિશેષ છે. તેને સર્વ દેવોનો દેવ કહેલ છે, અને તેમાં નાખવામા આવતી સર્વ વસ્તુનું તે ભક્ષણ કરનાર હોવાથી તેમાં નાખવામાં આવતી વસ્તુ અદ્રશ્ય થઈ જાય છે એ વસ્તુને તે બીજા સર્વ દેવોને પહોંચાડે છે એવી માન્યતા હોવાથી અગ્નિમાં દ્રવ્ય—હોમ કરવાની રીતિ ચાલી છે અગ્નિદેવની દાહક

* લખનાર—રા રા ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

શક્તિ છે, તે તેની સ્ત્રી કલ્પેલી છે ને તેને અગ્નાયી નામ આપ્યું છે. તેનું બીજું નામ સ્વાહા પણ છે. તે બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિની પુત્રી છે. તે અગ્નિની પત્ની થવાની ઇચ્છા રાખતી હતી, તેથી સ્કન્દે તેને તેની સાથે પરણાવી આપી છે. કહ્યું છે કેઃ-*

"हव्यं कव्यंच यत्किंचित् द्विजानामय संस्कृतम् ।
होष्यंत्यग्नौ सदादेवि स्वाहेत्युक्त्वा समुद्धृतम् ॥
अद्य प्रभृतिदास्यंति सुवृत्ताः सत्पथे स्थिताः ।
एवमग्निस्त्वया सार्द्धं सदावत्स्यति शोभने ॥"

વળી તેના સંબન્ધમાં કહેલું છે કેઃ—†

"स्वाहा स्वधाकार विवर्जितानि श्मशान तुल्यानिगृहाणितानि ॥"

સ્વાહા શબ્દ સંસ્કૃત છે. તેનો અર્થ—"દેવતાઓને અપાતો બલિ (ખોરાક)" છે. એ બલિ અગ્નિ ને અર્પાય છે, તેથી અગ્નિને અર્પણ કરવા યોગ્ય તે અગ્નિની સ્ત્રી કલ્પાયલી છે. સ્વ પોતે અને હાન ત્યાગ, એ ઉપરથી 'પોતાનો ત્યાગ' એવો અર્થ થાય. અગ્નિમાં બલિનો હોમ કરવામાં ઉપર કહ્યા પ્રમાણે સ્વાર્પણની ભાવના હોવાથી સ્વાહા શબ્દ સ્વાર્પણ વાચક થાયછે. બલિ રૂપે સ્વાર્પણ થાયછે. પોતાની પ્રિય વસ્તુ આદિ અર્પવી તે પણ સ્વાર્પણ જ છે. આમ અગ્નિને સ્વાર્પણ કરવું, તેજ યજ્ઞ છે. સ્વાહા શબ્દથી જેમ દેવતાઓને બલિ અર્પણ કરાય છે તેવી જ રીતે સ્વધા શબ્દથી પિતૃઓને બલિ અર્પણ કરાય છે એ શબ્દપણ સ્વાર્પણ વાચક છે.

દેહમાં ઉષ્મા કે અગ્નિ, એજ જીવન છે માટે એ અગ્નિનું પોષણ અન્નથી થાય છે; અન્નના કોળિયા મુખમાં નાંખી કંઠે ઉતારવામાં આવે તે અગ્નિમાં આહુતિ છે. એ અન્નથી શારીરિક અગ્નિ વૃદ્ધિ પામી જીવનગતિ ચાલે છે, અને એ જ યજ્ઞ છે. એ બલિથી ઇંદ્રિયાદિ દેવતાઓ પુષ્ટ થાયછે, માટે એ યજ્ઞ કર્તવ્ય છે!

હવ્ય એટલે 'હોમવા યોગ્ય.' ઘી આદિ હોમવાના પદાર્થો. સ્વાહા અને સ્વધાની પેઠે હવ્ય દેવોને અને કવ્ય પિતૃઓને અર્પાય છે.

૨. અગ્નિ (Fire) ને લાટિન ભાષામાં ઇગ્નિસ અને સ્લાવ ભાષામાં ઓગ્નિ કહે છે, ઋગ્વેદમાં તેનાં ઘણાં સૂક્તો છે. તે અવિનાશી, મૃત જીવોની સમીપ વસનાર, ઋત્વિજ, સર્વ કર્મોનો સાક્ષી, મનુષ્યની વાતો દેવતાઓને પહોંચાડનાર, દેવતાઓનો આચાર્ય (ગોર), બલિ વાહક, દેવતાઓનું મુખ અને લોકોનો ગૃહપતિ (ઘરનું રક્ષણ કરનાર) છે.

અગ્ અથવા અંગ્ ધાતુ ગતિવાચક છે. अंगतिऊर्ध्वंगच्छति (ગતિ કરે છે-ઉપર જાય છે), આ ઉણાદિ સૂત્ર (૪-૫૦) પ્રમાણે ઊર્ધ્વગતિ કરનાર અગ્નિ કહેવાય છે. ઉષ્મા

* "હે દેવિ, જે દ્વિજો હવ્ય, કવ્ય અને સંસ્કરેલું કંઇપણ 'સ્વાહા' ઉચ્ચાર સહિત અગ્નિમાં હોમે છે, તેઓ આજથી સારા વ્રતવાળા અને સન્માર્ગે ચાલનારા થશે, અને નિરન્તર તારા સહિત ઘરમાં વાસ કરશે."

† "સ્વાહા સ્વધાકાર વગરનાં ઘરો શ્મશાન તુલ્ય છે."

જ 'પરમ ચેતનરૂપ હોવાથી વિશ્વના જીવનરૂપ આદિ કારણરૂપ છે, એમ ગણતો તેને 'અવિનાશી' કહેલ છે. સ્થૂલ શરીરમાં અગ્નિરૂપ ચેતન વસેલું છે, પરંતુ સૂક્ષ્મ શરીર તો પોતે જ અગ્નિમય છે—જીવન મય છે, માટે તે મૃત મનુષ્યની સમીપ વસનાર કહેલ છે. શરીરમાં જ વસે એ સામિપ્ય છે. અત્ર મૃત અથવા મરેલા એટલે આપણે જેને જીવતા કહિયે છિયે તે છે. અગ્નિથીજ જીવાય છે માટે તે દેહ ધારીને સમીપજ છે. ખરેખર તો મરી જવું તે જીવતું થવું અને જીવતું થવું તે મરી જવુ છે અને એટલા જ માટે શાસ્ત્રોમાં આ શરીરને 'મૃતદેહ' કહેલ છે. અત્ર પ્રાશનાદિ યજ્ઞક્રિયાને શરીરમાં પ્રવર્ત્તાવનાર પણ અગ્નિ જ છે, માટે યજ્ઞ કરાવનાર ઋત્વિજ તેને કહેલ છે. ऋत्विग्यज्ञकृदुच्यते (યજ્ઞ કરનારને ઋત્વિક્ કહે છે) એમ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ (૧-૩૫) માં કહેલું છે. અગ્નિ જ જીવનરૂપ શરીરમાં રહેલો છે તેથી છેક સમીપ વસનાર તે જ સર્વ કર્મનો સાક્ષી છે. મનુષ્યની વાતો દેવોને તે પહોંચાડે છે. શરીરમાં અગ્નિ વ્યાપક હોવાથી. ઇંદ્રિયાદિ દેવતાઓને મનુષ્ય એટલે મનના વિચારોનું ભાન કરાવે છે. મનમાં જે વિચાર થાય તેનો અમલ ઇંદ્રિયો કરે છે. ઇંદ્રિયાદિ દેવતા છે તેને મનમાંના વિચાર શરીરની ઉષ્માજ પહોચાડે છે શરીરમાં ફરતો પ્રાણપ્રવાહ એ અગ્નિ છે. દેવતાઓને જ્ઞાન આપનાર હોવાથી, એટલેકે ઇંદ્રિયો આદિને સર્વ વસ્તુનું ભાન આપનાર હોવાથી તે દેવોનો જ્ઞાનદાતા ગુરુ કે આચાર્ય છે. બલિરૂપ અન્ન તથા વિચારાદિનો તે શરીરાદિમાં વાહક, એટલે ગતિ કરાવનાર છે. અગ્નિદ્વારાજ ઇંદ્રિયો આદિ દેવતાઓને પુષ્ટિ મળે છે, માટે અગ્નિ દેવતાઓનું મુખ છે, કેમકે મુખ અન્ન ખાયછે તેથી જ શરીરનું પોષણ થાયછે. લોકોનું ઘર શરીર છે, તેમાં નિત્ય વસીને પોષણ કરે છે માટે તેને ગૃહપતિ કહેલ છે.

શબ્દવડે દેવોને અર્પણ કરવામાં આવે છે, તેમ પિતૃઓને અર્પણ કરવા સાથે ધારણ કરવાના અર્થવાળો શબ્દ **स्वधा** વપરાય છે, આમ બે અર્થ લાગુ કરવા માટે જૂદો શબ્દ વાપરેલો છે. ઇન્દ્રિયાદિ દેવોને તથા તત્ત્વાદિ પિતૃઓને પોષણ કરવા માટે અન્નરૂપ બલિની આહૂતિનું દાન દેવા યોગ્ય છે, અને તે જ યજ્ઞ હોવાથી યજ્ઞ કર્તવ્ય છે.

વળી **स्वाहा** શબ્દોચ્ચારવડે દેવોને અર્પેલ બલિ **हव्य** કહેવાય છે અને **स्वधा** શબ્દોચ્ચારવડે પિતૃઓને અર્પેલ બલિ **कव्य** કહેવાય છે. **हु** ધાતુ હોમવાચક હોવાથી **हव्य** એટલે 'હોમવા યોગ્ય', એમ અર્થ થાયછે. દેવોને હોમીને અર્પવા યોગ્ય તે હવ્ય. **कु** ધાતુ નાદ કે શબ્દ વાચક છે, એ પરથી **कवन** શબ્દ 'વખાણ કરવાં,' 'વર્ણનકરવું,' એવા અર્થમાં છે; અને એ ઉપરથી **कव्य** એટલે 'વખાણવા યોગ્ય,' 'વર્ણવા યોગ્ય,' એમ અર્થ થાય છે. પિતૃઓ વખાણવા યોગ્યછે. એતો ઠીક, પણ અત્ર **कव्य** શબ્દનો એ અર્થ બરાબર અન્નવાચક થતો નથી. એ જ ધાતુપરથી એક બીજો શબ્દ **कवक** થયો છે, તેનો અર્થ 'ગ્રાસ,' 'કોળિયો,' થાય છે, એ ઉપરથી જણાય છે કે તેમાં અન્ન અર્પણનો અર્થ રહેલો છે ખરો. આ પ્રમાણે હવ્ય અને કવ્ય બને બલિવાચક હોઈ સ્વાહા અને સ્વધારૂપ અગ્નિને અર્પણ કરવા યોગ્ય તેની સ્ત્રી અગ્નાયી છે.

૩. આ જગતમાં અગ્નિ ત્રણરૂપે દર્શન આપે છે. એક તો આકાશમાં સૂર્યરૂપે, અન્તરિક્ષમાં વીજળીરૂપે અને પૃથ્વી ઉપર આગરૂપે. જે મુખ્ય ત્રણ દેવો અગ્નિ, વાયુ (અથવા ઇન્દ્ર) અને સૂર્ય છે, તે જ અગ્નિનાં ઉપર કહેલાં ત્રણ રૂપો છે.

૪. આ પ્રમાણે અગ્નિનું જે વર્ણન વેદમાં કરેલું છે તેના અર્થો ઘટાવી શકાય છે. હવે એ અગ્નિને એક વ્યક્તિ ( individuality ) ગણી તેનું સ્વરૂપ કલ્પાયું છે. પ્રાણી માત્રમાં અન્ય વસ્તુને પોતા સમાન વ્યક્તિ ગણવાનો સ્વભાવ હોય છે, તે પ્રમાણે આપણને જેમ શરીર છે તેમ અગ્નિને પણ કલ્પેલું છે. ત્યારે એ શરીરની કલ્પના એમ કરેલી છે કે—તેને ચાર શીંગડાં છે, ત્રણ પગ છે, બે મસ્તક છે અને સાત હાથ છે.

આમાં અગ્નિને વિશ્વરૂપે વર્ણવેલ છે. ચાર શિંગડાં કહેલાં છે તે ચાર દિશાઓ છે; ત્રણ પાદ કહેલા છે તે ત્રણ લોક-પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ અથવા ભૂર્, ભુવર્ અને સ્વર્ છે; આ લોક તથા પરલોક, એમ બે તેના મસ્તક છે; અને સપ્તલોક ( ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ, અને સત્ય ) તેના સાત હાથ છે. આમ આખું વિશ્વ અગ્નિમય વર્ણવેલ છે, એટલે કે અગ્નિ જ જીવનરૂપ છે.

વળી બીજી રીતે જોતાં વીજળીને પોઝીટીવ અને નીગેટીવ એમ બે શક્તિઓ હોય છે. આમાં મૂળ વીજળીને સ્થાને બ્રહ્મ કે મૂલ કારણ ( Primeval Substance ) છે અને તે જ **सत्** ( Existance ) છે. પોઝીટીવ શક્તિ અને નીગેટીવ શક્તિ, એ બે તેની ચેતન ( spiritual ) અને જડ ( material ) શક્તિઓ છે, તેમાં ચેતનશક્તિ તે જ **चित्** ( force ) છે અને જડ શક્તિ તે જ **अचित्** કે **आनंद** ( matter ) છે, ચેતન શક્તિને પુરુષ અને અચેતન શક્તિને સ્ત્રીરૂપ પ્રકૃતિ ( સ્વભાવ ) પણ કહે છે. **सत्** પોતે વીજળીરૂપ છે અને **चित्** અને **आनंद** ક્રમસર તેની પોઝીટીવ અને નીગેટીવ શક્તિઓ છે. આમ સત્, ચિત્ ને આનંદરૂપ ત્રિપુટીરૂપે અગ્નિને વર્ણવેલ છે. આ સત્, ચિત્ અને આનંદ, તથા એ ત્રણેના એકીકરણના પરિણામરૂપ વિશ્વ, એમ ચાર શિંગડાં છે; સત્, ચિત્ ને આનંદ, એ ત્રણ પાદો છે; સત્ તથા તેની શક્તિરૂપ ચિદાનંદ ( ચિત્ અને આનંદ ) એ બે તેનાં મસ્તકો છે; અને એ સચ્ચિદાનંદરૂપ વિશ્વ સાત તત્ત્વોવાળું હોય છે, એ સાત તત્ત્વો તેના સાત હાથ છે. આ સાત તત્ત્વો આ પ્રમાણે છે. ( ૧ ) આત્મા ( સત્ ), ( ૨ ) અહંકાર ( Ego ), ( ૩ ) બુદ્ધિ ( Intelligence ), ( ૪ ) મનસ્ ( Mind ), ( ૫ ) ઇંદ્રિય ( Senses ), ( ૬ ) પ્રાણ ( Breath ) અને ( ૭ ) દેહ ( Body ). ઉપર જે સાત લોક કહેલા છે તે જ આ સાત તત્ત્વો છે. આ પિંડનાં સાત તત્ત્વ છે તેમ બ્રહ્માંડનાં એ સાત તત્ત્વો સાત લોક છે.

૫. દક્ષની પુત્રી સ્વાહાથી અગ્નિને પાવક, પવમાન, અને શુચિ નામના ત્રણ પુત્રો થયા કહેવાય છે. આ ત્રણેના પુત્રો ૪૫ થયા છે. એ ૪૫ તથા તેના ૩ પિતા મળી ૪૯ જાતિના અગ્નિ કહેવાય છે. પાવક, પવમાન અને શુચિ, એ ત્રણે ક્રમસર દક્ષિણ, ગાર્હપત્ય અને આહવનીય છે.

દક્ષિણાગ્નિ દક્ષિણ દિશાનો પતિ કહેવાય છે. તેને અન્વાહાર્યપચન પણ કહે છે. પ્રતિ માસે કરાતા માસિક શ્રાદ્ધને અન્વાહાર્ય કહે છે. સાયણાચાર્ય કહે છે કે:—**अन्वाहरति यज्ञसंबंधिदोषजातं परिहरत्यनेनेत्यन्वाहार्यो नाम ऋत्विग्भ्योदेयओदनः** ( યજ્ઞ સંબંધી ઉત્પન્ન દોષને હરણ કરે તે, ઋત્વિજોને દેવાના રાંધેલા ચોખા ). આ માસિક શ્રાદ્ધ પિતૃઓને માટે થાય છે, અને તે શુક્ પ્રતિપદા એ થાય છે. મનુસ્મૃતિ ( ૩-૧૨૩ ) માં કહેલું છે કે:—

पितॄणां मासिकश्राद्धमन्वाहार्यं विदुर्बुधाः ॥

(પિતૃઓના માસિકશ્રાદ્ધને વિદ્વાનો 'અન્વાહાર્ય' કહે છે) એ નામ દક્ષિણાગ્નિનું છે.

ગાર્હપત્યાગ્નિ ગૃહસ્થને પિતા પાસેથી મળે છે ને તે પાછો પોતાના પુત્રને અપાયછે ગૃહ–ઘર, તેનો પતિ–શરીરરૂપી ઘરમાં રહીને રક્ષણ કરનારો અગ્નિ.

આહવનીયાગ્નિ પૂર્વ દિશાનો પતિ કહેવાય છે. આહવનીય એટલે આવાહન કરવા યોગ્ય અગ્નિ. આશ્વલાયન કહે છે કે—

गार्हपत्यादाहवनीयं ज्वलंतमुद्धरेत् ।
पितावाएषोऽग्नीनां यद्दक्षिणः पुत्रोगार्हपत्यः पौत्रआहवनीयः ॥

(ગાર્હપત્યમાંથી આહવનીય બળતો કઢાય છે. આ અગ્નિઓમાં જે દક્ષિણ, તે પિતા, ગાર્હપત્ય પુત્ર અને આહવનીય પૌત્ર છે.)

પાવક શબ્દને માટે રઘુવંશમાં કહેલું છે કે:—

पावकस्य महिमा सगण्यतेकक्ष वज्वलति सागरेऽपियः ।

(જે સૂકા ઘાસની પેઠે સાગરમાં પણ બળે છે તે પાવકનો મહિમા ગણાય છે.) આ ઉપરથી કક્ષાગ્નિ–જંગલી અગ્નિ, એમ અર્થ છે. પાવકને વળી વીજળીનો અગ્નિ પણ કહેલો છે.

પવમાન શબ્દ વાયુવાચક છે, એ પરથી તે પ્રાણાગ્નિ છે શુચિ શબ્દ શ્વેતતા વાચક અને સૂર્ય છે, તે પરથી તે તડકો છે. આમ પાવક અથવા દક્ષિણાગ્નિ વનનો દાવાનલ છે, પવમાન અથવા ગાર્હપત્યાગ્નિ શરીરમાંનો પ્રાણ છે, અને શુચિ અથવા આહવનીયાગ્નિ સૂર્યનો તડકો છે. આ સર્વ અગ્નિઓ પાવન કરનારા છે.

૬. અગ્નિનાં વસ્ત્ર કૃષ્ણ છે, અગ્નિના રથને અશ્વો રક્તવર્ણના છે, અને એ રથનાં સાત ચક્રો સાત, વાયુઓ છે, અગ્નિને વાહન મેષ (ઘેટો) નું છે અને તે અગ્નિદેવતાનો અધિદૈવત છે.

ધૂમાડો અગ્નિનું વસ્ત્ર છે ને તે કૃષ્ણ–કાળો હોય છે પ્રત્યેક દેવતાઓને બેસવા માટે વાહનો મનાયા છે. અગ્નિનું વાહન મેષ (મેંઢો) છે, એટલા માટે જ હોમમાં મુખ્ય બલિ મેંઢાનો થાય છે. પ્રાણીના ખોરાક વાળાઓ અન્ય માંસ કરતાં મેંઢાનું માંસ વિશેષ વાપરે છે. આ ઉપરથી એમ જણાય છે કે મેંઢાનું માંસ અગ્નિને દીપન કરનારૂં હોવું જોઇએ. કોઈ પણ પદાર્થ કરતાં મેંઢાથી અગ્નિ વૃદ્ધ થાય, તેટલા માટે અગ્નિને મેંઢો પ્રિય ગણેલો છે. અગ્નિનો રથ આખું વિશ્વ છે અને એ વિશ્વના સાત લોકરૂ તત્વો, જે ઉપર કહેલ છે, તે તેના સાત અશ્વ કે ઘોડાઓ છે. તેમને રક્ત રંગના કહેલા છે. સૂર્ય–અગ્નિમાં સાત જાતનાં રંગો રહેલા છે અને એ સાતે રંગમાં અગ્નિનો મુખ્ય તામ્ર રંગ હોય છે. વળી રથનાં ચક્ર કે પઇડાં પણ સાત વાયુઓને કહેલા છે.

# ગુજરાતીભાષા.

( મળેલું. )*

( અનુસંધાન પૃષ્ઠ ૧૮૫ થી. )

૧૫—શાન્ત અ—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૨, પૃષ્ઠ ૩૮ થી ૪૩ )—આ વિષય ઉપર ઝીણું અવલોકન કરીને શાળાપત્રે નિયમો બનાવ્યા છે, તે ઘણા મનન કરવા જોગ છે, હેમાં સંદેહ નથી; પરંતુ હેવા પ્રસંગોમાં અકારનું શાન્તત્વ સ્વીકારવા જેવું છે કે નહિં, તે જ પ્રશ્નનો વિષય છે. સ્વર ને વળી શાન્ત હોઈ સકે, એ સ્વરના સ્વરૂપની જ વિરુદ્ધ ભાસે છે. અંગ્રેજીમાં silent વર્ણ હોયછે, તે પણ વ્યંજન જ હોયછે પણ સ્વર નથી હોતો.× ઉદાહરણ walk, talk, વગેરે. હામાં l, એ અક્ષર શાન્ત છે અને તે વ્યંજન જ છે. It's, I've, વગેરે ,ઉદાહરણોમાં is માંનો i અને have માંનો ha, એ silent સ્વરનાં ઉદાહરણથી મ્હારી દલીલને બાધ નહિં આવશે, કેમકે વસ્તુતઃ લખાણમાં હોઈ ત્હેનો ઉચ્ચાર લગાર પણ ન થાય ત્હારે જ silent કહેવાય; અને આ ઉદાહરણોમાં તો લોપ પામેલા સ્વરો હોવાથી ત્હેનો ઉચ્ચાર જ થતો નથી. સ્વર silent થયો, એટલે લુપ્ત જ થયો, એમ જ અર્થ સંભવે. 'બેસવું,' 'લખવું,' વગેરેમાં વચલી વયડીમાંનો અકાર silent અર્થાત્ શાન્ત છે, એમ જો કહીશું, તો 'બેસ્વું,' 'લખ્વું,' એમ જ વાસ્તવિક પરિણામી રૂપ થવાં જોઇએ, અને હાવાં ઉસતું આવે હેવાં રૂપ મુંબાઈના પારસીઓનાં લખાણોમાં જોવામાં આવે છે. ખાન સાહેબ કરમઅલી નાનજીઆણીના લખાણમાં પણ હેવું રૂપ જોવામાં આવ્યું છે ( જુઓ બેસતો. શાળાપત્ર, પુ. ૩૬, અંક ૧૨, પૃષ્ઠ ૩૭૯, પંક્તિ ૫ ). ઝીણી તપાસ કરતાં જણાશે કે જે શાન્ત અકાર ગણાય છે, તે બોલવાની ત્વરા, તેમ જ તે અકારવાળી વયડી ઉપર accent ( વજન ) નો અભાવ, એ બે કારણોનું પરિણામ છે; અને જો કદાપિ ક્ષણવાર સ્વીકારિયે કે એ અકાર, તે પૂર્ણ ઉચ્ચરિત અકારથી કાંઇક ઓછો અથવા ભિન્ન છે, તો પણ એટલું તો ખરું જ કે પૂર્ણ અકારની એક માત્રા ગણિયે તો આ શાન્ત અકારની ઓછામાં ઓછી અરધી માત્રા તો ખરી જ. પણ ખરું જોતાં જે વખતે આ શાન્ત અકાર એક કરતાં ઓછી માત્રાનો સંભળાવાનો ભ્રમ થાય છે, તે વખતે હેની અરધી માત્રા તો હેની સાથેના બીજા ગુરુ સ્વરોની બે નહિં પણ એક માત્રા હોય તેટલું પ્રમાણમાં ઉચ્ચારણ થાય છે; તેમ જ accent ના અભાવે શાન્ત જણાતા અકારની માત્રા અને accent વાળા પૂર્ણ જણાતા અકારની માત્રા ખરું વજન કરતાં સરખી જ હોય છે, પદ્યના સાંચામાં નાંખીને તપાસતાં આ શાન્ત અકારનું સ્વરૂપ ખરી રીતે જણાઈ આવે છે. 'બેસતો', એ શબ્દ પદ્યમાં આવશે તો ત્હેની માત્રા કુલ પાંચ જ થવાની, અને ચાર અથવા સાડાચાર પણ નહિં જ. જો એ અકાર ખરેખરો શાન્ત જ હોય, તો તો 'બેસ્તો', એમ ચાર માત્રાનો શબ્દ બનવો જોઇયે. આ તરેહની પ-

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

× Caste, Wolfe ( માણસનું નામ ) વગેરે શબ્દોમાં અંત્ય ઈકારનો ઉચ્ચાર નથી થતો એ ખરૂં, પણ ત્હેની સ્થિતિ silent વ્યંજનથી વિલક્ષણ છે.

ટીકા મરહુમ રાવસાહેબ નવલરામ લક્ષ્મીરામે શાળાપત્રમાં સબળ રીતે કરી છે, હેમાં હું ધારું છું કે, મ્હેં ઉપર બતાવેલા મત તરફ જ વળણ દેખાડયું હતુ. માટે વધારે યોગ્ય પક્ષ તો એ લાગે છે કે આ શાન્ત કહેવાતા અકારને પણ પૂર્ણ, એટલે એક માત્રાના અકાર જેવો જ ગણવો, અને ત્હેવા અકારવાળી વયડીને unaccented (અસ્વરિત) ગણવી, कर्म, रत्न વગેરે તત્સમ શબ્દોનો અન્ત્ય અકાર શાન્ત નહિં પણ ઉચ્ચરિત શાળાપત્ર ગણે છે તે વાજબી જ છે; પરંતુ તેટલે જ દરજ્જે 'કામ', 'હાથ', વગેરે શબ્દોનો અન્ત્ય અકાર પણ ઉચ્ચરિત છે. Accent તપાસવાથી આ વાત સ્પષ્ટ થશે कर्म વગેરે શબ્દોમાં accent પ્રથમ સ્વર ઉપર છે. તે જ પ્રમાણે 'કામ' વગેરે શબ્દોમાં છે. 'છોકરાંઓ', पक्ष જેવા શબ્દો બોલતાં क्ष ઉપર ભાર દઇને ઉચ્ચાર કરતાં સાંભળ્યાં છે, તે ઉપરથી પણ જણાશે કે એ કૃત્રિમ ઉચ્ચારમાં accent પ્રથમ સ્વર ઉપરથી લઇને બીજા સ્વર ઉપર નંખાય છે, અન્ત્ય અકારનું શાન્તત્વ મટાડવાનો પ્રયત્ન હેમાં નથી.

૨૦. (શાળાપત્ર, પુ. ૩૭, અં. ૧, પૃ ૨૪)–જા–ગયો–આ બે રૂપ ભિન્ન ભિન્ન ધાતુ ઉપરથી આવેલાં શાળાપત્રે યથાર્થ બતાવ્યાં છે. હેની પુરવણીમાં મરાઠી जाणें (= જવુ), गेला (= ગયો), એ રૂપની સરખાવણી કરવા લાયક છે. जाणें, તે પણ સંસ્કૃત या ધાતુ ઉપરથી છે. (यानं, પ્રા. जाणं). गेला, તે સંસ્કૃત गम् ધાતુ ઉપરથી છે. ભૂતકૃદન્ત गत., પ્રા गओ, અને હેને ला પ્રત્યય લાગી गयला-गेला હિન્દીમાં પણ जाना-गया, એ રૂપોની પણ ગુજરાતી જેવી જ સ્થિતિ છે.

ગુજરાતીમાં બીજા એક ક્રિયાપદની સ્થિતિ પણ આ પ્રકારની છે. 'છે'–'હતો'. હામાં 'છે', એ સંસ્કૃત अस्* ધાતુ ઉપરથી છે, અને 'હતો' તે સંસ્કૃત भू ધાતુ ઉપરથી છે. (भूत., हूदो-हूतो-हतो) હામાં વિશેષ ચમત્કાર એ છે કે भू ધાતુનો અર્થ अस् ધાતુ જેવો નથી; અર્થાત્ भू એટલે 'હોવું', એમ નહિં, પણ 'થવું', એમ છે, છતાં ગુજરાતીમા भू ઉપરથી થયેલા हो ધાતુનો અર્થ માત્ર અસ્તિત્વનો છે, વિકારનો નથી; અને વિકારનો અર્થ–અર્થાત્ સંસ્કૃત भू ધાતુનો મૂળ અર્થ, તે ગુજરાતી था ધાતુથી બતાવાય છે અને હેનું મૂળ स्था, એ સંસ્કૃત ધાતુમાં છે. (स्थित-थिओ-थीयो-थयो; सं. स्थातव्यं, પ્રા. थादव्वं-थाअव्वं-थावुं-थवुं). એટલે જે મૂળ ધાતુ (स्था) નો સંસ્કૃતમાં અર્થ નિશ્ચલતાવાળો છે, હેનો ગુજરાતીમાં था થતાં, 'બનવુ', 'વિકાર પા-

* સં. अस्ति નુ પ્રા अत्थि થાય છે. 'છે', એ રૂપનો ઇતિહાસક્રમ ઠેઠ પ્રાકૃતમાથી સંપૂર્ણ ખાત્રીથી દર્શાવવો કઠણ છે, પરંતુ કોઈક કાળે अत्थि, એમ ન વપરાતાં असइ-अछइ—छइ, વગેરે રૂપોનો ક્રમ થયો હોવો જોઇયે, એમ માનવાને કારણ છે. अच्छइ, એ રૂપ માટે મરહુમ રા. હ. હ. ધ્રુવે સિદ્ધ હેમચન્દ્રના गमिष्यमासांछः, એ (૮-૪-૨૧૪ મા) સૂત્રનો આધાર ગુજરાત દર્પણમાં કેટલાંક વર્ષ ઉપર બતાવ્યો હતો; પરંતુ એ સૂત્ર સમજવામાં ભૂલ થયેલી જણાય છે. એ સૂત્રમાં अच्छइ રૂપ अस् ધાતુનું નથી આપ્યું, પણ आस् (= બેસવું), એ ધાતુનું આપેલું છે

મવો', એ કાંઈક ચેષ્ટાયુક્ત અર્થ થાય છે અને જે સંસ્કૃત ધાતુ भू નો મૂળ અર્થ 'બનવું', એમ ચેષ્ટાયુક્ત છે, ત્હેનો ગુજરાતીમાં હો ધાતુ થતાં કેવળ અસ્તિત્વરૂપ નિ-શ્ચેષ્ટ સ્થિતિનો અર્થ થાય છે. મરાઠી आहे અને होता (= હતો), એ રૂપોનો ઇતિ-હાસ પણ 'છે' અને 'હતો' ના જે'વો જ છે. आहे, તે સંસ્કૃત अस् ધાતુ ઉપરથી છે અને होता, ને સસ્કૃત भू ધાતુ ઉપરથી છે. તફાવત માત્ર એ છે કે 'હોવું', હેને પ્ર-તિરૂપ મરાઠીમાં असणें, એમ છે અને તે સસ્કૃત अस् ઉપરથી સ્પષ્ટ જ છે, અને 'થવું' ને માટે મરાઠીમાં होणें, સં. भू ધાતુ ઉપરથી છે. મરાઠી होणें (= થવુ) નું ભૂતકાળનું રૂપ झालें, તે પણ વિલક્ષણ છે, કેમકે તે भू ધાતુ ઉપરથી નહિં, પણ કોઈ બીજા ધાતુ ઉપરથી આવેલું જણાય છે, કિયા ધાતુ ઉપરથી, તે હજી મ્હને ખબર નથી.

'ગયો', એ રૂપનો ઉત્પ'ત્તક્રમ બતાવતાં શાળાપત્ર લખે છે કે गत नुं "પ્રાકૃતમાં त् ના લોપે गअ, અને લોપાયલા વ્યંજનની જગા य् એ લેવાથી गय રૂપ બને છે." આ ઠેકાણે પ્રથમ દર્શને નજીવો પણ વિચાર કરતાં જરૂરનો ફેરફાર કરવો જોઇયે છિયે. લોપાયલા વ્યંજનની જગાએ य् નથી આવતો, પરંતુ વ્યંજનનો લોપ થતાં બાકી રહેલો અકાર, જે'ને उद्वृत्त, હેવી સંજ્ઞા આપેલી છે, ત્હેનો અમુક પ્રસગે લઘુ પ્રયત્ન યકાર થાય છે. क्, ग्, च्, ज्, त्, द् प् य् અને व्, એ વ્યંજનોનો બહુધા લોપ થાય છે અને તે લોપ થતાં બાકી અવર્ણ રહે અને તે અવર્ણની પૂર્વે અવર્ણ હોય તો પેલો અવશિષ્ટ અવર્ણ લઘુ પ્રયત્ન યકારવાળો થાય આમ હેમચન્દ્રનું સૂત્ર છે.* (હામાં ક્વચિત્ અપવાદ બને છે. હેમચન્દ્રે पिवति-पिअइ, એ અપવાદ બતાવ્યો છે. અને હું ધારું છું કે ઇકા-રની પછી અકાર આવતાં લઘુપ્રયત્ન યકાર થયા વિના રહે જ નહિં.) લુપ્ત થયેલા વ્યં-જનને સ્થળે યકાર આવનો હોત, તો તો कपि નું પ્રાકૃત कइ, यति નું પ્રાકૃત जइ, વગેરે રૂપોમાં ઈકારની પૂર્વે યકાર થાત, પણ તેમ થતુ નથી.

શાળાપત્ર, પુ ૩૭, અં. ૨, પૃ. ૫૯ મે પણ લોપાયલા क् ની જગાએ ये આ-વવાથી એમ શાળાપત્રે કહ્યું છે, ત્હેને પણ ઉપરની ચર્ચા લાગુ પડે છે. તપાસ કરતાં જ-ણાશે કે અકારને અમુક પ્રસંગે લઘુપ્રયત્ન યકાર બનાવવાનું વલણ હાલ ગુજરાતી લો-કોમાં પણ છે. 'અન્તર્યામિ અપારા' એમ બોલતાં 'યન્તર્યામિ યપારા' એમ બોલતાં લોકો ઘણીવાર સાંભળ્યા છે. હેની શુદ્ધાશુદ્ધતા અથવા શિષ્ટાશિષ્ટતાનો વિચાર અહિં અ-પ્રાસંગિક છે, પરંતુ નિર્દેશ એટલો જ કરવાનો છે કે યકાર થાય છે તે લોપ પામેલા વ્યંજનનો પ્રતિનિધિ નથી પરંતુ બાકી રહેલા અકારનો જ વિકાર છે. [ અપૂર્ણ ]

---

## હા, વિજ્ઞાનશતક એ મહાકવિ ભર્તૃહરિનું જ રચેલું છે.

( મળેલુ. )

'પાઠકગણ તથા ભાષાન્તરકર્તાને વાંચવા વિચારવા સાથે આનંદ' આપવાની અભિ-લાષાએ મહાકવિ ભર્તૃહરિના વિજ્ઞાનશતક સંબંધે મરાઠી માસિકપત્રોમાં ચાલેલી ચર્ચાનો

---

* સિદ્ધ હેમચન્દ્ર, ૮-૧-૧૮૦ જુવો,-अवर्णो य श्रुतिः ॥

સાર—ખરુ જોતા પૂર્વપક્ષની જ ચર્ચાનો સાર—પ્રસિદ્ધ કરી પ્રસિદ્ધ થનાર શતકને સત્કાર કરવામાં આવે છે જે જોઈ ભાષાન્તરકાર અને સહૃદયોને આનંદ થાય એ સ્વાભાવિક જ છે. પરંતુ તે આનંદમાં આવ્યા છતાં પણ સત્યની અવમાનના થતી જોઈ કહેવું પડે છે કે સારસંગ્રહકાર મિત્રે બંને પક્ષની ચર્ચાનો સંગ્રહ કર્યો હોત અથવા તો વિજ્ઞાનશતકનું જ સૂક્ષ્મ અવલોકન કર્યું હોત તો સત્યનિર્ણયમાં સહજ ઉતરી શકાત; પણ તેમ પણ નથી માટે જ આ લેખની જરૂર રહે છે.

આ વાત તો સત્ય જ છે કે 'કેવળ આંતર કે બાહ્ય પ્રમાણોથી કાળનિર્ણય થઈ શકતો નથી.' આ શતકના સંપાદકે પણ આ નિયમ લક્ષ્યમાં રાખી મહાકવિ ભર્તૃહરિનો કાળનિર્ણય કર્યો છે. અને સંપાદકનો તેમ શ્રમ મ્હને તો સફળ થયો લાગે છે કારણ પ્રસ્તુત મરાઠી ટીકાકાર પણ સંપાદકના આ બે મુખ્ય નિર્ણયો સાથે તો સંમત થયા છે. એ બે નિર્ણયો તે આ છે.

૧ भर्तृहरिनिर्वेद નાટકમાં હરિહરોપાધ્યાયે દર્શાવેલી હકીકત ભર્તૃહરિના જીવનવૃત્તમાટે વિશેષ માનવાયોગ્ય છે; અને પિંગળાનું દુરાચરણ તથા લઘુબંધુ વિક્રમને આપેલ દેશવટો વિગેરે પ્રચલિત વાર્તા અસત્ય છે.

૨ ઇ. સ. ૬૦૧ થી ૬૫૦ સુધીમાં આ મહાકવિભર્તૃહરિ થએલા છે પણ પંડિતવર તેલંગ કહે છે તેમ ઇ. સ. ના 'પ્રથમ શતકાંતમાં' અથવા 'દ્વિતીય શતકારંભમાં' થએલા નથી.

'આ શતક મહાકવિભર્તૃહરિનુ રચેલું નથી' એમ માનવાને મરાઠી ટીકાકાર જે કારણો દર્શાવે છે તે સક્ષેપમાં તપાસતાં જે કહેવાનું છે તે કહેવાઈ રહેશે. પ્રથમનો મંગળાચરણમાં ગણેશનું નામ જોતાં જ પૂર્વપક્ષી વિવિધ તર્કજાળમાં ફસાય છે પણ વસ્તુતઃ મંગળાચરણનો ધ્વનિ પરમાત્મા પરત્વે છે (સ્પષ્ટતા માટે ભાષાન્તરની ટીકા જોવી.) તે વિચારવા પૂર્વપક્ષીએ અવકાશ લીધો નથી. વળી જેમ શૃંગારશતકના મંગળાચરણમાં કુસુમાયુધનું સ્તવન સહેતુક છે તેમ આ બ્રહ્મજ્ઞાનાત્મકશતકમાં પરમાત્માનું પ્રસ્તુત સ્તવન પણ સહેતુક છે. વળી તે એવુ તો સુદર અને મનસ્કાન્ત ધ્વનિવાળું છે કે તે જોતાં જ અનુમાન થાય છે કે આ શતક પ્રખ્યાત ત્રણ શતકકાર મહારાજાભર્તૃહરિનું જ રચેલું હોવું જોઈએ.

'અલ્પાક્ષરવૃત્તપરાઙ્મુખતા પણ પ્રાચીન ભર્તૃહરિ સાથે તાદાત્મ્ય કરવામાં વિઘ્નભૂત' નહિ પણ સહાયભૂત છે. મહાકવિભર્તૃહરિનાં બધાં શતકો વિલોકીશું તો તેમાં મ્હોટો ભાગ આ ચાર વૃત્તોએ રોકેલો છે

| | नीतिशतकमां | शृंगारश०मां | वैराग्यश०मां | विज्ञानशतकमां |
|---|---|---|---|---|
| शार्दूल | ३३ | २१ | ४५ | ४० |
| शिखरिणी | १० | १२ | ३० | २२ |
| वसन्ततिलका | १८ | ९ | ७ | १० |
| स्त्रग्धरा | ३ | ९ | १० | १९ |
| | ६५ | ५१ | ९२ | ९१ |

संप्रत्यन्ये वयमुपरतं बाल्यमास्था वनान्ते,
क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयाम: ॥ वै. श. ॥

बालेयं बालभावं त्यजति न सुदती यत्कटाक्षैर्विशालै-
रस्मान् विभ्रामयन्ती लसदधरदलाक्षिप्तचूतप्रवाला ।
नेतुं वाञ्छत्यकामान् स्वसदनमधुना क्रोडितुं दत्तचित्तान्
पुष्पश्रीलोत्पलाभे मुरजिति कमलावल्लभे गोपलीले॥ विज्ञानशतक. ॥

હવે વિજ્ઞાનશતકના આ શ્લોકોમાં ટીકાકારને ક્યાં "ઉકરડો" દેખાય છે તે મ્હને તો સમજાતું નથી. પછી મ્હારી સહૃદયતાની ખામી હોય તો કોણ જાણે. વિસ્તારભય રહે છે તોપણ મહાકવિની વાણીને 'ઉકરડા' ના આક્ષેપથી મુક્ત કરવા વિજ્ઞાનશતકના એક બે શ્લોકો ઉતારવા જરૂરના છે કાશીસ્તવન કરતા કવિરાજ લખે છે કેઃ—

वन्हिप्राकारबुद्धिं जनयति वलभीवासिनां नागराणां;
गंधारण्यप्रसूतस्फुटकुसुमचयः किंशुकानां शुकानाम् ।
चञ्चत्प्राकारो वसन्ते परमपदपदं राजधानी पुरारेः
सा काश्यारामरम्या जयति मुनिजनानन्दकन्दैकभूमिः ॥

विद्यन्ते द्वारकाद्या जगति कति न ता देवता राजधान्यो
यद्यप्यन्यास्तथापि स्खलदमलजलावर्तगंगातरंगा ।
काश्येवारामकूजत्पिकशुकचटकाक्रान्तदिक्कामिनीनां
क्रीडाकासारशाला जयति मुनिजनानन्दकन्दैकभूमिः ॥

આ શ્લોકોની લલિતગિરામાં યોજેલી ઉચ્ચ કલ્પના અને શુચિહૃદયની ભક્તિપરાયણતા સહૃદયોને સહજ પ્રતીતિ કરાવશે કે આ શતકકાર તે ઉત્તમત્રયશતકકાર રાજર્ષિપ્રવર ભર્તૃહરિ જ છે.

એક કવિનાં રચેલાં કાવ્યોમાં વિચારવહનનું સ્વાભાવિક રીતે જ સામ્ય હોય છે. અને એ ન્યાયે જોતાં નીતિ ને વૈરાગ્યશતકોમાં જેમ સ્ત્રીજાતિ ઉપર તિરસ્કારનાં, આશા, લક્ષ્મી ઇત્યાદિ માયિક વિષયો પ્રતિ વિરાગનાં અને વારાણસી, ગંગા, આત્મજ્ઞાનને બ્રહ્માનંદ પ્રતિ અગાધ અનુરાગનાં વહનો અખંડ રીતે વહેતાં દીસી આવે છે તેમ આ શતકમાં પણ તે જ વિચારનાં વહનો નિરંતર વહ્યાં કરેછે. અને તેથી શતકત્રયીના કર્તાનું જ આ શતક રચેલું લાગેછે.

ત્રણે શતકમાં જેમ શૈલી સરળ, ભાવવહન શીઘ્ર હૃદયગ્રાહીને પદબંધની રચના અકૃત્રિમ છે તેમ આ શતકમાં પણ શૈલી, ભાવવહન ને પદબંધની રચના તેવાં જ સરળ, શીઘ્રહૃદયગ્રાહી ને અકૃત્રિમ છે. જેથી ચારેશતકો પૂર્વાપર ગોઠવી સૂક્ષ્મદૃષ્ટિએ વાંચતાં વિચારતાં એક કર્તાની જ કૃતિ છે એવું સદ્ય લક્ષ્યમાં આવે છે.

એક કર્તાનાં કાવ્યમાં ઉપર દર્શાવ્યું તે સામ્ય તો હોય જ; તદુપરાંત કવિને પ્રિય થઈ પડેલાં અને તેની વાણીમાં દૃઢ નિવાસ કરી રહેલાં કેટલાંક વાક્યો, કેટલાક શબ્દો અને

કેટલાક વ્યાકરણપ્રયોગો અનાયાસે ને અનિચ્છાએ વારંવાર કાવ્યમાં આવી જાય છે. આ ચારે શતકમાં સ્થાનેસ્થાને તેવું સામ્ય છે, પરંતુ તેનો વિસ્તાર ન કરતાં યત્કિંચિત્ ઉદાહરણો જ નીચે ઉતારૂં છું:—

| વિજ્ઞાનશતકમાં. | અન્ય ત્રણ શતકમાં. |
|---|---|
| कद्न्नेनारण्ये (१८)...... | ...कद्शनमथवा ( वै. श. ७४ ) |
| कंद्राम्बुपर्णाशिनां (५१)...... | ...वाताम्बुपर्णाशना: (शृं. श.९५) |
| विश्वजनीनम् (५४)...... | ...आत्मजनीनम् ( वै. श. ७७ ) |
| विरतिविरसा (५९)...... | ...विरतिवनिता ( वै. श. ७९ ) |
| ध्यानस्यचोच्छित्तये (१०२)...... | ...संसारविच्छित्तये (वै. श ११) |
| क्षुत्क्षामकंठा:स्त्रियो (१८)...... | ...क्षुधाक्षामोजीर्ण: (वै. श. १८) |
| अजरममरंचिन्तय मन: (१५)...... | ...तस्मादनंतमजरं (वै. श. ७६) |

શબ્દસામ્ય ને વિચાર સામ્યવાળા શ્લોકો.

| | |
|---|---|
| कदा भागीरथ्या (२२)...... | ...कदा वाराणस्यां(वै. श. १०) |
| नाभ्यस्तो धातुवादो (४७)...... | नाभ्यस्ता भुवि (वै. श. १०)<br>न नटा न विटा (वै. श. २७) |
| तां काशीं नो भजन्ते (३८)...... | ...तां काशीं परिहृत्य (वै. श. ९६) |
| जरया जीर्णीकृतायां तनौ (९४)...... | ...जराजीर्णैरंगै: (नी. श. ११२) |
| सहनीयतेज: (५५)...... | ...शान्ताय तेजसे ( वै श. १ ) |
| यद्येतामदनेपवो (५६)...... | ...क:कुर्वीतशिर:प्रणाममलिनं(शृं.११ |
| आढ्यं कश्चिद्पंडितोऽपि (८२)...... | . यस्यास्तिवित्तं (नी. श. ४१ ) |
| अहाज्ञानसुधाकर: (५३)...... | ...ज्ञानताराधिपस्य ( शृं. श. ५० ) |
| मथयाति प्रीतिश्च कष्टश्च न: (९३)...... | मुदश्चग्लानिश्चप्रथयाति(शृं श.४०) |
| सर्वोपाय विनाशनैकचतुर: (९९)...... | सर्वे यस्य वशादगात्स्मृतिपथं(वै.३७) |
| वेदो निर्वेदमागात् (६७)...... | ...पुराविद्वत्तासीत् ( वै. श. २८) |
| अन्नाशाय सदा रुदन्ति (९५)...... | ...दीना दीनमुखै: ( वै. श. ८), |

આ ઉદાહરણો સ્પષ્ટ કરી આપે છે કે ચારે શતકનો કર્તા એક જ છે અને તે મહાકવિ ભર્તૃહરિજ છે; તે અન્યલેખકે વિજ્ઞાનશતક લખી મહાકવિભર્તૃહરિને નામે ચઢાવી દીધું હોય એમ મનાય એવું નથી કારણ કે વખતે કોઈ સમર્થ લેખક અન્યસમર્થ લેખકના થોડાક વિચારોની અને શબ્દોની ચોરી કે અનુકરણ કરવા ધારે તો કરી શકે પરંતુ તેના સમગ્ર વિચારોની, સમગ્ર લાગણીઓની ને કાવ્યપ્રતિભાની પણ નકલ કરી શકે એ તો કેવળ અશક્ય છે. એમ બનતું હોત તો તો અનેક વ્યાસ, અનેક વાલ્મીકિ, અનેક કાલિદાસ ને અનેક શેકસપિયરો નીપજ્યા હોત પણ તેમ બનતું નથી, બન્યું નથી ને બનવાનું નથી. છતાં "આ ત્રણુશતકોનું તદ્રૂપશતક કોઈએ બનાવ્યું છે, અને ભર્તૃહરિને નામે ચઢાવેલું છે." એમ માનીએ તો સમગ્રવિચારોની, સમગ્ર લાગણીઓની સમગ્ર ભાવવહનોની અને કાવ્યપ-

તિમાની પણ ચોરી કરી સંસ્કૃત જેવી ગહનભાષામાં સામ્ય લાવી શકે એવો કોઈ અલૌકિક નર ઉદ્‌ભવ્યો પણ માનવો જોઈએ ! ! અને આખી દુનિયાના ઇતિહાસમાં પણ તેવો એક જ પુરુષ ઉદ્‌ભવ્યો છે એમ સ્વીકારવું જોઈએ ! ! માટે સત્ય વાત તો એક જ છે કે વૈરાગ્ય પછી સહજ ઉદ્‌ભવતા વિજ્ઞાનસંબંધીનું આ શતક તે મહાકવિભર્તૃહરિનીજ કૃતિ છે.

વળી વિજ્ઞાનશતકના:—

सुधानां वैराग्यं सुघटयतु वैराग्यशतकः
गृहस्थानामेकं हरिपदसरोजप्रणयिनां ।
जनानामानन्दं वितरतु नितान्तं सुविशद-
श्चयं शेषप्राण्या गलिततमसां शुद्धमनसाम् ॥

આ છેલ્લા શ્લોકમાં ચારે શતક પોતે જ રચ્યાનું પ્રદર્શિત કરે છે. વળી આ શતકની લિખિતપ્રતિ સંપાદકને મળી છે તેમાં અંતે લેખ છે કે इतिश्रीभर्तृहरिविरचितं विज्ञानशतकं चतुर्थं આ પણ પ્રસ્તુત વાત સિદ્ધ કરે છે. આવાં અનેક કારણોથી સિદ્ધ થાય છે કે આ સુંદર ભાવોલ્લાસવાળું અને અનાવૃતત સચ્ચિદાનંદના આનંદનું પાન કરાવનારું બ્રહ્મજ્ઞાનાત્મક વિજ્ઞાનશતક તે મહાકવિભર્તૃહરિનું જ રચેલું છે. इति शं.

ज. का. पाठक.



---

## વિશ્વરચના.

( મળેલું.)

( અનુસંધાન પૃષ્ઠ ૨૦૮ થી ).

આપણાં પુરાણાદિ શાસ્ત્રોમાં પૃથ્વિની ઉત્પત્તિ પૂર્વે કોઈ દેવ, દેવતા, ઋષિ, ને હજારો અને લાખો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી જાગ્રત થતાં ઉત્પત્તિ થતી જોયાનું લખેલું સાંભળવામાં આવે છે. આવી વાતો ખરી રીતે જોશો તો પૂર્વ કાલના પ્રલય સમયે સારી રીતે વિકાસ પામેલા જીવાત્મા આ ઉત્પત્તિ સમયે અગ્રણી થવા તત્પર થયેલા હોય છે એમ જણાશે. બ્રહ્માનાં રાત્રી, દિવસ, વર્ષ ઇત્યાદિ પણ એવી જ સૂચના કરે છે, કારણ કે કોઈ પણ પ્રલય કાલ થયો એટલે જેટલો કાલ એ લય સ્થિતિ રહે તેટલો કાલ સર્વ ધ્યાનાવસ્થિત જ રહે છે અને તે જલમાં જ વિરાજે કરી રહે છે. વળી ઉત્થાન કાલ આવે છે એટલે સર્વ ચંચળ થાય છે અને ઉત્પત્તિનો આરંભ થાય છે. બ્રહ્મા-જે શબ્દ-બ્રહ્મ છે તે-પોતાના પુત્રોને સૃષ્ટિમાં ઉત્પન્ન કરવાની તથા વસાવવાની આજ્ઞા કરે છે તે પુત્રો પણ પૂર્વ કાલમાં પૂર્ણ ખીલેલા જીવાત્માઓ છે. તે શબ્દબ્રહ્મની ઇચ્છાથી તેમાંથી નિકલે છે. આવા જીવાત્મા કાંઈ એકાએક થઈ જતા નથી એટલે પૂર્વની કેળવણીની આવશ્યકતા રહે છે. આ કલ્પની સૃષ્ટિ રચના સમયના અગ્રણી ભાગ લેનાર કલ્પાન્તે કોઈ અન્ય ઉચ્ચ સૃષ્ટિ માટે કામ લાગશે તો આ સૃષ્ટિમાં પૂર્ણ વિકાસ પામેલા વળી ભવિષ્યના કલ્પમાં આ સૃષ્ટિમાં અગ્રણી થઈ આવશે. આવો વિકાસ પામવો એ કાંઈ સહેલ વાત નથી. જેઓએ પૂર્ણ તપ કરી તેના પ્રજ્વલિત અગ્નિથી સર્વે મલનો નાશ કરેલો હોય છે તેનો જ એ વિ-

ગ્રાસ સંભવે છે; અને તેઓ જ અગ્નિપુત્ર થઈ શકે છે તથા ભવિષ્યની પ્રજાના નેતા અને ઉપદેશક થાય છે.

ઉપર જીવાત્મા પરમજ્યોતિની અગ્નિના વિસ્ફુલિંગની પેઠે કેમ નિકળે છે તથા તે સ્થૂલ ઉપાધિઓમાં નિવાસ કરતાં તપ કરી પોતાની અંતર્ગત અગ્નિને પ્રજ્વલિત કરી મહાન્ જ્યોતિ કેમ થાય છે તથા તેવી રીતે પૂર્વે કલ્પાન્તરોમાં મહાન જ્યોતિ થયેલા જીવાત્માઓ તે તે કલ્પો પ્રત્યે મુક્તિ અથવા નિર્વાણ પામેલા પછીથી થતા કલ્પોની સૃષ્ટિમાં બ્રહ્માના પુત્ર અથવા અગ્નિપુત્ર થઈ નવી પ્રજાને માર્ગે ચઢાવવા માટે તથા જ્ઞાનોપદેશ કરવા માટે કેવી રીતે પ્રવર્ત થાય છે એ સર્વ વર્ણન કરવામાં આવ્યું છે તે વાચક વર્ગ ધૈર્ય રાખી સમજવા પ્રયાસ કરશે તો જ લક્ષમાં બેસે તેવી વાત છે. તેમાં પણ તેનું યથાર્થ જ્ઞાન જીજ્ઞાસુને થઈ શકે કારણ કે જેણે આત્મજ્ઞાનના પ્રદેશમાં પ્રવેશ કરવાની ઇચ્છા પણ કરી હોય નહીં તેને આ વાત લક્ષમાં આવવી કઠિણ લાગે છે.

હવે આપણે આ વિષય આધુનિક પદાર્થવિજ્ઞાન શાસ્ત્રના નિયમાનુસાર કેટલે અંશે સમજી શકાય તેમ છે એ વાત પર પાછા ફરીએ. આરંભમાં કહેવામાં આવેલુંછે કે સ્વર અને તેજ એ મૂળમાં એક જ છે. આ વાત આપણે શાસ્ત્રોની ઘણી કથાની સમજ માટે અવશ્યની છે અને તેનું પ્રમાણ વર્તમાન પ્રયોગોથી પણ મળી આવે છે. કોઇ રંગીત વસ્તુને લઈ તેના ઉપર જુદાં જુદાં તેજના કિરણો નાંખી જોતાં એવું સિદ્ધ થયું કે તેમાંનું કોઇક કિરણ એ વસ્તુમાથી સ્વર ઉત્પન્ન કરે છે. તેવી જ રીતે એક કાચના ગોળામાં રંગ નાંખી તે પર પ્રકાશ કરતાં જે કિરણો પડે છે તેમાંનું કોઈ કિરણ સ્વર પેદા કરે છે. આ પ્રયોગો તેજ અને સ્વરની એકતા સિદ્ધ કરે છે. વર્ણદ્વારા દેવતાઓ શ્રવણ કરે છે એમ કહેતાં લોકો હાસ્ય કરે છે કે એ વાત તે કાંઇ હોય? એ તો મૂર્ખાઈ છે. સમજ વિનાની વાત છે; વેહેમ છે; અજ્ઞાન છે; ઇત્યાદિ કહેવામાં આવે છે. પણ જો એ કહેવાવાળા જરા ધૈર્યથી જોશે તો તેમને જણાશે કે જેના પર આધાર રાખી તેઓ એવું કહે છે તે સ્થૂલવિજ્ઞાન શાસ્ત્રોના પ્રયોગોપરથી એ વાત સિદ્ધ થતી આવે છે. કારણ કે એ વાતનો વર્તમાન કાળના વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. એટલું જાણ્યા પછી તેઓ આ વાત સહેજ માનશે કે સ્વર અને તેજની એકતા છે અને તેને લીધે વર્ણ જે તેજના ભેટામાં છે તેની અને સ્વરની એકતા છે. કેટલાક દેવતાઓ જે સ્થૂલ શબ્દનું ગ્રહણ કરી શકતા નથી તે શબ્દથી ઉત્પન્ન થતા સ્વર અનુસાર વર્ણદ્વારા તેનું યજન કરનારની ઇચ્છા જાણી શકે છે. માટે એ નેતાના યજનમાં વર્ણ ભાવાની આવશ્યકતા માનેલી છે. અને એ વાત સંભવિત છે એવું પ્રયોગોથી સિદ્ધ થયેલ દષ્ટાન્તોથી જોવામાં આવે છે. માટે એ જ્ઞાન પણ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ક્યિો વર્ણ ક્યિા સ્વરને અનુસરતો છે અને ક્યિો સ્વર ક્યિા વર્ણને અનુસરે છે એ પરસ્પર સંબંધનું જ્ઞાન હોય તો દેવતાઓની સાથે યથાસ્થિત વ્યવહાર કરવાનું બની શકે છે.

અતરીક્ષણ કરે છે ત્યારે કોઈ સ્વર ઉત્પન્ન કરવામાં આવે છે કે તત્કાલ વર્ણ પણ ભાસે છે. એ જેઓની સૂક્ષ્મ ઇંદ્રિયો કાર્ય કરે છે તેના અનુભવમાં હોવું જોઇએ. ઇજીપ્ત અથવા મીસર દેશમાં એક એવી વાત જોવામાં આવી છે કે ત્યાંના પ્રાચીન પુસ્તકો ભિન્ન

ભિન્ન રંગથી લખેલાં છે. હિંદુસ્તાનમાં એવું જોવામાં આવ્યું નથી. આંહી તો દેવભાષા
સંસ્કૃતમાં લખાયેલાં છે. એવાં પુસ્તકો વિશેષે કરી જે ગુપ્તવિદ્યાનો અભ્યાસ કરતા તેઓના
ઉપયોગ માટે લખી રાખેલાં જણાય છે તે માત્ર અક્ષરથી લખેલાં નથી. મહાન્ જ્ઞાની
મહાત્માઓ જે પૂર્વે ત્યાં થઈ ગયા તેઓ તે સમજી અને સમજાવી શકતા. આ વર્ણની એ-
ટલી બધી મહત્તા હતી કે તેની બીજી પ્રતિ કરાવતાં જો લેખક વર્ણમાં જરા પણ ફેરફાર
કરતો તો તેને દેહાંત દંડની શિક્ષા કરતા પાછળના કાલમાં એ વર્ણનો ખરો અર્થ લય
પામ્યો અને તે માત્ર એક રીતવ્યવહાર છે એવી માન્યતા થઈ અને તે વ્યવહાર તેઓએ
ચાલુ રાખ્યો. નહી તો સત્યાર્થે તો એવો છે કે એવું પુસ્તક ગમે તેના હાથમાં જાય અને
વંચાય તો વાંચનાર માત્ર અક્ષર વાંચી શકે; પરંતુ તેનું રહસ્ય તો જેને વર્ણનું જ્ઞાન હોય
તે જ જાણી શકે. એવી રીતે એકનો એક લેખ વાંચનારની યોગ્યતા પ્રમાણે ભિન્ન ભિન્ન
અર્થ પ્રદર્શિત કરી શકાતો. આધુનિક કાલમાં એ જ્ઞાન કેવળ લય પામ્યું છે એવું તો નથી
જ. પરંતુ તે ઘણું જ ગુપ્ત રાખવામાં આવેલું છે. વર્ણની પરિભાષાનું નવિન શિષ્યને પ્રથમ
શિક્ષણ આપવામાં આવે છે કારણ કે વર્ણદ્વારા તેજની પર તે સત્તા ચલાવતાં શીખે છે
અને તેને લીધે જે ઉપાસ્ય દેવો કહેવાય છે તેઓને તે શક્તિદ્વારા પોતાની ઇચ્છા પ્રમાણે
ચલાવી શકે છે. સપ્ત જીહ્વાવાળો અગ્નિ કહેલ છે અને તે અગ્નિમાંથી સાત જ્વાલા રૂપે
પ્રદર્શિત થાય છે તે પણ સમજવા જેવું છે પ્રશ્નોપનિષદ્‌ના ત્રીજા પ્રશ્નના પાંચમા મંત્રમાં
કહે છે કે "एषह्येतद्भुक्तमन्नं स मन्नयति तस्मादेताः सप्तार्चिषोभवन्ति."
એટલે સમાનવાયુ ખાધેલા અન્નનો જઠરાગ્નિથી રસ કરી સરખો શરીરમાં પોહોચાડે છે માટે
તે સપ્તજ્વાળાવાળો અગ્નિ કહેવાય છે. મુણ્ડકોપનિષદ્‌માં પ્રથમ મુણ્ડકના દ્વિતીય ખંડના
ચોથા મંત્રમાં પણ લખે છે કે काली कराली च मनोजवा च सुलोहिताया च
सुधूम्रवर्णा । स्फुलिंगिनी विश्वरुपी च देवी लेलायमाना इति सप्तजिव्हा ॥
અર્થાત એ પ્રમાણે સાત નામવાળી ચંચળ જીહ્વા અગ્નિની છે. આ નામોમાં કેટલાંક તો
વર્ણના જ નામ છે. આ નામો ઉપર મનન કરવાથી પણ એ શક્તિરૂપ છે એમ જણાશે.
આ મંત્ર બહુ વિચારવા જેવો છે કારણ કે તેમાં સપ્ત વર્ણનો ભાસ દર્શાવેલોછે અને જેઓ
ગુપ્ત ભેદ સમજી શકશે તેઓ તેનો યથાર્થ અર્થ સમજી શકશે. તે ઉપરથી એ પણ સમજી
શકશે કે પ્રાણ જ શરીરમાં મુખ્ય વાયુ છે અને જેના પેટાના વાયુ રૂપે એ સાત જ્વાલા
શરીરનું પોષણ સાત પ્રકારે કરે છે તે જીવાત્માની સૌથી શ્રેષ્ઠ શક્તિ છે. તેવડે શરીરદ્વારા
સાત પ્રકારે શક્તિ પ્રદર્શિત થઈ શકે છે તથા મનુષ્યનો શરીરમાં એ સપ્તપુટી શક્તિ સર્વદા
સ્થિત થયેલી છે તે પણ સમજવામાં આવશે. સપ્તતત્વ વાયુ મનુષ્ય તેના પ્રત્યેક તત્વનો
પ્રત્યેક જીહ્વા સાથે સંબંધ ધરાવે છે અને તે સર્વ તત્વો એટલે જીહ્વા અંતઃકરણમાં એકત્ર
થાય છે ત્યારે જીવાત્માનો એકત્ર અગ્નિ પ્રજ્વલિત થાય છે.
અગ્નિહોમ, દર્શ, પૌર્ણમાસ, ચાતુર્માસ્ય, આગ્રયણ ઇત્યાદિ જે હોમ કરવાના ગૃહસ્થ
માટે ઠરાવેલા છે તે સર્વનું રહસ્ય જોઇશું તો એ શરીરની શક્તિને બલવાન કરવા તથા
પરમજ્યોતિને પ્રકટ કરવાના સાધન રૂપે છે એમ જણાશે દ્વિજને વેદાભ્યાસ કરવાનું પ્ર-
યોજન પણ એ જ છે માત્ર પોપટની પેઠે વેદના મંત્ર નિત્ય ભણી જવાથી કાંઈ ફળ
નથી. પણ તેનું રહસ્ય સમજી જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. ગૃહસ્થના ઘરમાં સર્વદા પ્રજ્વલિત

રાખવાનો જે ગૃહાગ્નિ અને જ્યાંથી પંચયજ્ઞ કરવા અગ્નિ જ લેવાનું ઠરાવેલું છે તે પર પણ લક્ષ આપી વિચારવા જેવું છે. કન્યા પરણીને આવે ત્યારથી તેના ભર્તાના ઘરમાં અગ્નિ રાખવો અને તેઓનાં જીવિત પર્યંત તેને જાળવી રાખવાનું ઠરાવેલું છે તે પણ સાર્થ સમજવાનું છે. હિંદુ લગ્ન ક્રિયાનું પ્રાચીન સ્વરૂપ જ એ છે. પુરૂષ અને સ્ત્રી સૃષ્ટિ રચનામાં બે વિભાગ દેખાય છે. તેની એકત્રતા સૂચવેલી છે. તે બન્ને એકત્ર થવાથી આત્માની એકતા થાય છે અને તે એકતા થતાં અગ્નિ પ્રજ્વલે છે. આ જણાવવા એ અગ્નિનું યજન ઠરાવેલું છે. લગ્ન માત્ર સ્થૂલ કામનાભોગની ઇચ્છા તૃપ્ત કરવા માટે નથી પણ તેઓ યજન કરી જ્ઞાનની પ્રાપ્તિ કરી ભવિષ્યમાં પ્રજાપતિ થાય અને નવી સૃષ્ટિની રચના સમયે તે અગ્ર ભાગ લે એવો ભાવ તેમાં સમાવેલો છે. લગ્નનું આવું ઉચ્ચ સ્વરૂપ જગતમાં કોઈ અન્ય જાતિનાં મનુષ્યમાં દર્શાવેલું નથી. માત્ર હિંદુમાં જ તે જોવામાં આવે છે. કન્યાને ભોગેચ્છા જાગ્રત થયા પહેલાં લગ્ન કરવાનો હેતું એ જ છે કે જીવ અને આત્માની એકતા માટે નીમેલી ક્રિયા થાય તેમાં મલિન શરીર સામેલ થવાને હજી યોગ્ય થયું હોય નહીં તેટલામાં એ ક્રિયા કરી લેવી. આ વ્યવહાર આધુનિક કાલમાં ગમે તેટલો બગડી ગયેલો હશે પરંતુ મૂલ તેનું પવિત્ર સ્વરૂપ છે તે તેમાંથી દેખાઈ આવે છે. બાહ્ય ક્રિયા રહી ગઈ અને સત્યજ્ઞાનનું વિસ્મરણ થઈ ગયું પણ ક્રિયા મૂળ સત્યનું સૂચન કરે છે. એ સત્ય કાંઈ જેવું તેવું નથી; તેનાપર પુનર્જન્મનો સર્વ આધાર છે. જીવાત્મા પુનરાવર્તને કરતાં વારંવાર વધારે વધારે વિકાસ પામતો જાય તેવો તેમાં હેતુ સમાવેલો છે. બન્ને જીવાત્મા એકત્ર થાય તે માટે એ ક્રિયા છે. કાંઈ સ્ત્રી પુરૂષ વિષય વાસના તૃપ્ત કરવાથી એ ઐક્ય કરી શકતાં નથી. ઇચ્છા પ્રમાણે માત્ર સ્થૂલ વિષયવાસનાથી અન્યોઅન્ય આકર્ષાઈ લગ્ન કરવાની રીતિથી કાંઈ જીવાત્માની ઉન્નતિ સંભવતી નથી. પરંતુ સ્ત્રી પુરૂષના જીવાત્માની પૂર્વની એકતાને પુષ્ટિ મળવાથી તેની વૃદ્ધિ સંભવે છે. આ પૂર્વની એકતા શોધવાનું સાધન સ્ત્રી પુરૂષની જન્મ કુંડલીઓ છે. જન્માક્ષર કરવા અને રાખવાનો પણ આ મહાન્ હેતુ છે. માત્ર આ સંસારના સ્થૂલ વ્યવહારના સુખની પ્રાપ્તિ જાણવા માટે નથી. જીવાત્માને કેવા શરીર સાધનથી કાર્ય કરવાનું છે તે તેઓના જન્માક્ષરમાંથી જાણી શકાય છે અને અનુકૂળ ગ્રહ જોઈ લગ્ન કરવામાં આવે છે. લગ્ન ક્રિયા સમયે વર અને કન્યા વચ્ચે અન્તરપટ રખવાની એક રીત છે અને પછી માત્ર મુખાવલોકન કરવામાં આવે છે તે પણ બતાવે છે કે ચક્ષુમાં સ્થિત થયેલા આત્મા આત્માનું જ દર્શન પ્રથમ કરે. અન્ય શરીરનાં અવયવનો સંયોગ પ્રથમ થવા દેવો નહીં. લગ્ન સમયે અગ્નિ પ્રકટ કરવામાં આવે ને જીવિત પર્યંત પ્રજ્વલિત રાખવો તે સ્ત્રીપુરૂષના અંતરાત્માની એકતાસૂચક સંજ્ઞા છે. સ્ત્રી જો પુરૂષ પહેલા મરણ પામે તો તે અગ્નિ તેની સાથે આપવામાં આવે છે કે પરલોકમાં પણ તે અગ્નિ રાખી પુનરપિ તે સ્ત્રી તે પુરૂષને આ લોક અને પરલોકમાં એ અગ્નિ સહિત અર્થાત પ્રજ્વલિત જ્યોતિરૂપ જીવાત્મા થઈ આવી મળે. આ ઉચ્ચ ભાવનાની જ્યારે પાશ્ચાત્ય કનિષ્ઠ ભાવના સાથે તુલના કરશો ત્યારે જણાશે કે આધુનિક વ્યવહાર ગમે તેટલો નિકૃષ્ટ થઈ ગયો હોય તોપણ તેમાં બહુ ઉત્તમ હેતુ સમાયેલો છે માટે તેમાં 'સુધારો' કરી તેની મલિનતા દૂર કરવી. એ જ સત્યમાર્ગ છે. આમ કરવાથી ભરતખંડમાં તેવાં પૂર્વે ઉત્તમ

સ્ત્રી પુરૂષો થતાં તેવાં થવા લાગે. એ સ્ત્રી પુરુષો કાંઇ જેવાં તેવાં નહીં હતાં. કવિઓની કલ્પનામાં અને ઉત્સાહીઓનાં સ્વપ્નમાં કલ્પે તેવાં પુરૂષો તે સમયે થતા.

વિશ્વરચનામાં અગ્નિનું પ્રાધાન્ય કેટલું છે એ હવે લક્ષમાં આવ્યું હશે. આર્યના પૂર્વજોએ અગ્નિને પોષવાની સંજ્ઞામાં કેવો હિતકારક હેતુ સમાવેશો છે તે પણ સમજવામા આવ્યું હશે. માટે બાહ્ય અગ્નિના યત્નથી અંતર્ અગ્નિને પ્રજ્વલિત રાખવા અને જીવાત્માની જ્યોતિનો પ્રકાશ દિન પરદિન વૃદ્ધિ પામે તથા તે આગળ વૃદ્ધિ પામેલી જ્યોતિ સાથે એકત્વતા કરે તેવી યોજના અને પ્રયાસ કરશો એ કેટલું અવશ્યનું તે પણ સમજવામાં આવ્યું હશે. સ્વર અને અગ્નિ એટલે તેજની એકતા છે અને તે સૃષ્ટિની રચનાના ગુહ્ય નિયમો સમજવા માટે કેટલી બધી સહાયકારક છે એ પણ લક્ષમાં લીધું હશે આટલી વાતો ધ્યાનમાં રાખી શાસ્ત્રનું અવલોકન કરશો તો તેનું રહસ્ય સહજ સમજાશે. આપણા પૂર્વજોએ કેવા ડહાપણથી સંજ્ઞારૂપે બોધ કરેલી છે તેનો પણ નિશ્ચય થશે અને તેપરથી આપણા કર્તવ્યનો પણ નિશ્ચય થશે. અંતે વિશ્વરચના અને મનુષ્ય રચનામાં પિંડે તેવું બ્રહ્માંડે એ કહેવત પ્રમાણે ઐક્ય સિદ્ધ થશે.

( ભાગ બીજો પૂર્ણ. )

---

## મહત્વ.

( મળેલું )

( અનુસંધાન પૃષ્ટ ૨૦૬ થી. )

મહત્વનું બીજું લક્ષણ ( સ્વભાવજન્ય જ કાર્ય હોવાથી ) સરલતા છે. જે સત્ય છે ( પોતે જે કંઈ વાસ્તવિકતામાં હોય ) તે ઉપર આધાર રાખવાની જરૂર અને જે સાચા જ પોતાના વિચાર અને અનુભવ હોય તે કહેવાની જરૂર, થોડા યુવાનજન લક્ષમાં રાખે છે. દસ માણસને પોતાની દિનચર્યા લખવાનું કહો; તેમાંથી નવ સ્વવિચાર અથવા ખરો અર્થ એટલે સાક્ષાત્ અનુભવ જે પ્રાપ્ત થયો હોય તે ધ્યાનમાં નહીં લઈ શકે. અને બીજા માણસોનો કલ્પિત અનુભવ ખોટો લખશે. હું ધારૂં છું કે યુવાન લેખકોને અગત્યની સૂચના એ છે કે, એક જ ઉદ્દેશથી લખવું શરૂ કર્યું તે યથાર્થ રીતે દર્શાવવું તે અંગતમત્ સ્પષ્ટ રીતે વિના સંકોચે દર્શાવવો. મેં જોયું છે કે વક્તાનો અમલ સભા ઉપર થાય છે તે પોતાની દલીલોના ચાળાથી નહીં, પણ જ્યારે વિષયની સત્યતા મનમાં દ્રઢીભૂત થવાથી તે સભાની આગળ લાવવામાં ધર્મ અને આવશ્યક્તા અંતર્ લાગે છે–જ્યારે આ ભાષણમાં ઉજ્વલતાથી અત્યંત સ્પષ્ટ છે; જ્યારે જે વિષય વિચાર દર્શાવવાનો છે તે પોતાની તરફથી તેને ( બોલવાનો ) હક આપે છે–વક્તાને વધારે ભવ્ય બનાવે છે, તેને શૌર્ય, બોલવામાં વિશેષ શક્તિ, અને નવી બુદ્ધિ તીક્ષ્ણતા આપે છે, કે જેને લઈ તે ( વક્તા ) બોલતો નથી પણ મનુષ્યજાતિ તેની મારફત વાણી બાહાર કાઢે છે. ( વિશેષ તેજથી ) કંઇક પણ રૂપાંતર થાય છે; સર્વ મહાનૂવક્તાને ( સ્વભાવથી ) થાય છે, જે એવા વક્તા તરીક ગણાવા ઇચ્છતા હોય તેમણે કૃત્રિમ રૂપાન્તર કરવું પડે છે

પોતાનું (અંતરના મુખ્ય વળણનું) માન તે શું? તે જાણવા વાસ્તે શ્રેષ્ઠ વિષય હાથ ધરવો પડશે તે, મનુષ્યમાં જે કુદરત છે તેનો (વ્યવહારમાં) સાક્ષાત્ અનુભવ છે. તે, ધર્મમાં સુસ્થાપિત થએલ છે. એક સારા અંતઃકરણ વાળાને જાણતા હોતો આ જોશો કે, તે. (—અંતરનો દૈવ્ય અવાજ) તેની આસ્થાનું મૂળ છે. તે આ પ્રમાણે કહે-હું કંઈ મને ખાસ ફરમાન અથવા વિશેષ ઈશ્વરી પ્રકાશ વિષે ઢોંગ નથી કરતો, પણ જ્યારે કોઈ કાર્ય કરવાનો હોઉં ત્યારે વખતે મને બોલી નહીં શકાય તેવી ગુપ્ત અડચણ એકાએક નાંખે છે, હું તેને રહેવા દઉં છું, અને મારૂં મન જો, એને પાછી ખેંચી ન લે તો હું તેને તાબે થાઉં છું. જો મને પૂછો તો હું તે વિષે કંઈપણ વિશેષ નથી કહી શકતો. તે કંઈ દેવતાનો દૂત નથી, કંઈ અમુક નિયમ નથી, સ્વપ્ન નથી; તદ્દન નિર્માલ્ય બાબત છે, પણ જે છે તે, બીજા સર્વના વિરૂદ્ધ બોલવા છતાં મને માન્ય છે અને તેને બીજાથી ટેકો મળે તો તેથી વિશેષતા નથી. માન અને ઉત્સાહ ઉત્પન્ન કરે તેવાં પુસ્તક અને મનુષ્ય પ્રતિપ્રેમ રાખો તે યથાર્થ છે; પણ જે બોધ તમને આનંદથી એકાંત સ્થિતને અંતરનો અવાજ આપે, તેનું મહત્વ અલૌકિક છે. હું એમ કહું છું કે અંતર મુખ્ય ભાવરૂપી તમારા નિયંતાને અનુસરવું; તે ધીરજતાથી જે વિવેક કરે છે તે, દરેકને ઉત્તમ સલાહ છે; જેથી દરેક ક્ષણને વાસ્તે યથાર્થ જ જ્ઞાન મળે છે. દરેકને સ્વમાર્ગ લેવામાં મહત્વ પ્રાપ્ત થાય છે. આપણને-પુરૂષ અને સ્ત્રીને, આ નવો પોતાનો જે ટેકો મળે તે કેવી ખુશીની વાત છે.

તમે જે અમુક કાર્યને વાસ્તે જન્મ્યા હો, તેને જ અનુસરતી જે મુખ્ય વળણ હોય, તેને સ્વીકારવી એ પ્રથમ નિયમ, અને તેને દ્રઢીભૂત કરવો એકાગ્રતા એ દ્વિતીય નિયમ. જો તારી વિદ્યાર્થી થવા સહજ વળણ છે તો તે થા; તારે વાસ્તે અને એક મજુર વાસ્તે નિયમ સરખા જ છે. અભ્યાસીએ પોતાનું કર્ત્તવ્ય લક્ષમાં રાખવું; બ્રહ્માણ્ડની રચના-વિષેનું જ્ઞાન, ઈશ્વરી સત્તા આપે તે દરરોજ ખંતથી જાણવું.

પરાક્રમી કાર્ય એક અભ્યાસીને વાસ્તે પણ સહેલું નથી. શ્રમ-અત્યંતશ્રમ-આવશ્યક જ છે. સૃષ્ટિનાં રજકણો, (કાર્યનેવાસ્તે) અનેક તક છે. અત્યંત શ્રમની આવશ્યકતા એ વિચાર આપણી ચપલ વૃત્તિમાં સખ્ત લાગેછે, તાડન કરેછે; વાસ્તે આપણે તો (વિચાર) આપણો પોતાનોજ કરી લેવો જોઈએ (જેથી વૃત્તિ થોડી ચપલ થાય). ઘણું કરવાનું છે તેથી તરત ઉત્સાહી થવું જોઈએ આપણે પ્રતિદિન શ્રમ લેઈએ છીએ, પણ તે કંઈક દેખાડાનો છે, આપણે ખરા અંતઃકરણથી પરસેવો હવે ઉતારી શું. વિદ્યાભ્યાસીની દ્રઢતા અત્યંત હોવી જોઈએ; ઈશ્વરી બળને લઈને, નહીં કે સ્નાયુના બળથી તે આવે છે, કુદરત જ્યારે અડચણ કે કેછે ત્યારે મગજશક્તિમાં પણ વૃદ્ધિ કરી આપે છે. પોતાની મુખ્ય વૃત્તિને અનુસરવા સાથે મન ઘણું વિશાળ, રાખી બીજાની પણ મુખ્ય વૃત્તિને સ્વીકારવી જ; તે કંઈ વિરોધ નથી. એવો કાલ આવશે કે જ્યારે કંઈ વિશેષ ચિન્હ અથવા ચાંદની જરૂર નહીં રહે. જે ચક્ષુ ઉપર ગૃહ મંડળની સત્તા છે તે, મનુષ્યની યોગ્ય પદવી પ્રભાવથી બતાવી આપશે. જમીનમાં પણ જેમ અંદરનાં પડ નિયમાનુસાર ભિન્ન ભિન્ન છે, તેમ જ મનમાં પણ મનુષ્યોની પદવી છે. એક માણસ કહેશે "હું અમુક

સ્થિતિને વાસ્તે (કાર્ય વાસ્તે) જન્મ્યો છું; હરકત થવાનો ભય રાખી મનમાં વિક્ષેપ કરવો તેને જરૂરનો નથી. મહાન્ જન પોતાને ભલું મનાવે તેવી વાત નહીં પણ તીક્ષ્ણ શબ્દો સાંભળવાને ખુશી છે. તેના આચરણમાં મ્હોટાઇનું અભિમાન નથી પોતાનું વિદ્યાનું જ્ઞાન દાને પુણ્ય, બ્હાર નથી લાવતો. શ્રેષ્ઠ પ્રજ્ઞા અમુક માણસની સાથે નથી, પરંતુ મનુષ્યનું અનંત અધિષ્ઠાનમાં વિગલિત થવું એ છે. એક ભલું કામ થયું, તો તે તમારાથી અથવા કોઈ બીજાથી થયું તેમાં શું છે? મહત્વમાં જેટલી પગથી આગળ ગયા હોઇએ તે કરતાં વધારે, આગળ જવાની બાકી હોય છે. કીર્તિ શું છે? તે, તે શુભ વૃત્તિ, કદાચ તે સદ્ગમાં શ છે, જેથી સારાં મનુષ્ય પોતાથી વધારે મહાવ્ મનના તેજનો વિભાગી થાય.

અત્યંત ભિન્ન બાબત એકત્ર થાય છે—નમ્રતાવાળા માણસનું સ્વમાનત્વ એક ત્યાગી જનનું પોતાનું ભૂષણ રાખવું અલૌકિક છે; અમીર અથવા રાજપુત્રુમારનું માનત્વ તુચ્છ છે. તે નિરભિમાની કેમ છે? કારણ પોતાની અંદરના ચૈતન્યની અરૂપપણના ઉપર આશ્રય હોવાથી યત્ન વિના નમ્ર રહી શકે એમ તે (ત્યાગી) જાણે છે. ખરા અભ્યાસીનું રહસ્ય કહીશ. દરેક મનુષ્ય જેને હું મળું તે પાસેથી કંઇ પણ શિક્ષણ મળે છે. લોકો કહેશે જો તમે બળવાન્ થવા ઇચ્છતા હોતો તમે બળવાન હો તેવો વેશ રાખો; (પણ) હું એમ કહીશ કે 'જો તમે ઉત્તમ વસ્તુની શોધમાં હો, તો તે મિથ્યા (શોધ) નહીં કરો; (કારણ મુખ્ય વૃત્તિને અનુસરવામાં શ્રમ નથી; મુખ્ય વૃત્તિને અનુસરવાનું નથી તો તે શોધમાં શ્રમ વ્યર્થ જશે) જેમ વધારે તે પાસેથી લેશો તેમ વધારે મહાન્ તે જણાશે.

વિષમ શીલવાળાં મનુષ્યમાં મ્હોટાઇની કણિકા અંહિ તંહિ જોઇએ છીએ; કેળવાયેલામાં અને નીતિવાળા વર્ગ લેખે જાણીએ છીએ તેમાંજ તે છે, તેમ નથી. નેપોલીઅનમાંથી સારી લક્ષણ જાણી શકી શું-તે ઉદાર વૃત્તિનો તથા ન્યાયી ન હોતો, પણ મગજ શક્તિવાળો હતો. અને વિજયના (પરિણામના) નિયમનું જ્ઞાન ઉત્તમ હતું ને પોલીઅનને આપણે માન આપ્યા વિના ચાલે તેમ નથી. તે પોતાના કૌવતમાં જ આસ્થા રાખતો; બાબત ગમે તે હોય, રસ્તા, તોપ, સ્વભાવ, અમલદાર, અથવા રાજા, પણ પોતાની ઓખ્ખેજ ઉપરથી નહીં પણ અંદરથી જોઇ, રહસ્ય જાણતો; હમેશાં નવા સવાલમાં સલામતીવાળું પગલું ત્વરાથી લેતો. તેનાં અનેક વચનો ઘણા વિષયને લાગુ પડે તેવાં છે. તે એક એવો પુરૂષ હતો કે જે પગ ઉપર પડતો (ઘુંટણ ઉપર નહીં. એટલે ઉન્નત રહેતો.) જ્યારે એક ગૃહિત યોજના નિષ્ફલ જતી, ત્યારે પોતાની મુખ્ય વૃત્તિનું અનુસંધાન કરી, તેથી (મુખ્ય વૃત્તિરૂપ તીક્ષ્ણ બુદ્ધિથી, લાભ બીજી રીતે લેતો.) ગમે તેમ લોકો કહે પણ એમજ માનો કે એક માણસ જેમ બુદ્ધિથી તેમજ તોપથી યુદ્ધ કરે છે; ગોળા શરૂ થયા પછી યુદ્ધની સામગ્રીમાં લેશ પણ ન્યૂનતા હોય તો કરેલું વ્યર્થ જાય. હું તેના યુદ્ધ સંબંધી વચન મારા વિષયને ઉપયોગી ધારૂં છઉં. રાજ્ય ગાદી સોંપતાં ભાઇયોને કહ્યું મારે તમારે વાસ્તે એકજ સલાહ છે—નિયંતા થા (તારામાં સર્વ સત્તા અસરકારક રીતે રાખ) અગાધ મગજશક્તિ, ગુન્હારૂપી હાથના પકડવાની પોળી સપાટી થઇ, ગુદી (સારી) અસર કરે છે. આપણે તે તીક્ષ્ણ બુદ્ધિથી થએલા ગુન્હાને, સઘળું જાણવાની ઇચ્છા રાખનાર કહ્યા પ્રયોગ છે એમ કદાચ કહીશું; જેમકે જે બધાં પુસ્તક વાંચતો હોય, તે ગમે એ (ખરાબ

પણ ) પુસ્તક વાંચે; ( વળી ) ઇંગ્રેજી ન્યાયાધીશ, પહેલાંના વખતમાં જ્યારે વિદ્યાભ્યાસ ઘણો થોડો હતો, ત્યારે જે અપરાધી વાચવુ લખવું જાણતો તેને શિક્ષામાંથી મુક્ત કરતા. વિશુદ્ધ મહત્વ,'સુપ્રાપ્ય નથી. ત્યારે તેના અંશથી પણ સંતોષ માનુંછું ડિડેરો 'મહત્વ'નો નમુનો નહોતો; પણ તેનો મનુષ્ય જાતિ પ્રત્યે પ્રેમ અનહદ હતો; તેની વિરૂદ્ધ નિંદક લેખ' તૈયાર કરી, એક નબળું માણસ પોતાના તુચ્છ જ્ઞાનને લઈ અર્પણપત્રિકા લખાવવા ડિડેરો પાસે આવ્યું; જે એણે લખી આપી અને પોતાના નિંદકને, એ રીતે ડયુક પાસેથી પૈસા અપાવી ભુખે મરતાં બચાવ્યો. ( કેઇ બીજાના ) એકજ ધંધામાં બીજાથી અધિક યત્ન, અથવા હલકાઈથી હરવાનાનું કહેતો નથી. શરીર તંદુરસ્તી અને પ્રચંડશક્તિ, જે કુદરતને લગતું મહત્વ છે તે આપણને ગમે છે. હું એમ કહું છું કે, બીજા અંગબળ વાળા અને આરણ્યક શક્તિવાળા સાધારણ જનો માફક, અભણ લોક અને અનિયમિત અને અનીતિથી જીંદગી કાઢનારાં પણ, મારૂં મન ખેંચે છે. દરિયામાંના ખલાસીને અને લડાઈમાંના સીપાઈને, આપણા ગૃહસ્થના નિયમ ખાસ પાળવાના નથી; તોપણ તેમને ઉત્કૃષ્ટ પરાક્રમ અને યથાર્થ પ્રવૃત્તિ પ્રયોજક તક વારંવાર મળે છે. જે લોકો કુદરતને (અંગ બળને ) લગતી શક્તિની પ્રશંસા કરે તે તરફ મ્હોટા મનથી આપણે જોવું જોઇએ, અને આપણે તે વલણને પસંદ કરીશું, જોકે 'નીતિ'ના વર્ગનાં માણસમાં તે ( અંગબલ શક્તિ ) થોડી હોયછે કારણ તે ( અંગબળ ) શક્તિ, વાસ્તવિક રીતે સદ્‌ગુણના પ્રભાવની સાથે સંબંધ ધરાવે છે અને સ્વભાવથી, સાથે થાય એવી હમેશાં અપેક્ષા રહેછે ( જો બુદ્ધિમાં વિશેષ દોષ ન હોય તો શરીરે બળવાન્ સારા કર્મમાં ઉપયોગી ઘણીવાર થાય છે.) બુદ્ધિ, મૂઢતા નથી પોતે સદ્વર્તન સ્વીકારે નહીં તોપણ તેનો ( સદ્આચરણનો ) પ્રભાવ માણસ ઉપર ( શું છે તે ) જાણે છે. સદાચરણના ખોટા દેખાડાથી એટલા બધા વિરૂદ્ધ હતા કે કેટલાક વિદ્વાન, જે દુર્ગુણ પોતાનામાં ન હોય તે છે એમ બતાવતા, કોઇપણ ખરાબ માણસ એવું નથી કે જેમા કઇંક પણ ઘણુ સારૂં ન હોય.

મનુષ્ય શુદ્ધ અંતઃકરણ અને સુબુદ્ધિથી મહાન્ થાય છે; પણ એ બે દૂરથી અરસ્પરસ પ્રસારો કરે છે; જે મહાન્ થવાનો હોય તેમાં તે ભેગાં થાય છે. જેવી રીતે વિજળીના દીવા પાસે ઇતર દીવાનો પ્રકાશ કંઇજ નથી, તેમ બુદ્ધિશીલ આગળ નિસ્તેજ છે. સદ્‌વર્તન આગળ બુદ્ધિનો પ્રકાશ ક્ષીણ થએલો ભાસે છે. એક ગ્રીકની બુદ્ધિ એક રોમનના વર્તન પાસે ઝાંખી પડે છે. જ્યારે બુદ્ધિનો વધતો, ઓછો પ્રભાવ અમુક વર્ગનેજ, જેમકે ખગોળ વિદ્યાના વિદ્યાર્થીને—જેઓ તે અમુક અભ્યાસ કરતા હોય તેને-રસ આપે, પણ સમગ્ર જનવૃત્તિનું ધ્યાન ખેંચે નહીં, ત્યારે સૌજન્ય વૃત્તિવાળું માણસ સર્વની ઉત્સાહ વૃત્તિને જાગૃત કરે છે, અને યથાર્થ મહાન્ છે. ઉત્તમ પુરુષનાં બૃહદ્ વિચાર અને તેની ઘટના સઘળા વર્ગના લોકોને સરખી રીતે ખેંચે છે; આગળ વધી એમ કહીશું કે, કૂતરાં પણ તેને માને છે. એક ખાસ દાખલો એબ્રેહેમ લિંકનનો છે; તે નબળી સ્થીતિના મનુષ્ય સાથે સહવાસ રાખતો, તેમને પ્યારો હતો; ધાસ્તી ભરેલા વખતે તેનું મ્હોટું મન, અને કરવું શું તે સલાહ સૂચવવાની શક્તિ જોઈ, શ્રેષ્ઠ ડહાપણવાળા પણ પ્રશંસા કરતા

(અપૂર્ણ.)




Reg. No B 196

# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ. ધ્રુવ એમ એ.
એલ એલ બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૪. અંક ૧૨. ] ( માસિક ) [ સપ્ટેમ્બર, ૧૮૯૯

## સ્વર્ગસ્થ દેવીને પ્રાર્થના.

( ભજન )*

આવો આવો આવો આવો દેવિ ! આવો આવો આજ
માગૂં આવો આવો આવો દેવિ ! આવો આવો આજ !

રજની ખીલે છે નવી :
નિર્મલ ધવલ પ્રકાશ '
સાગર ગાય સુહામણું .
હૃદયે પ્રકટે આશ !

સ્વામીનાં દયાળુ દેવી ! કરશો ના નિરાશ :
માગૂં, કરશો ના નિરાશ :
દેવિ, આવો ! આવો ! આવો ! આવો ! આવો ! આવો આજ !

કાન્ત.

* સંગીતયોગ્ય હ્રસ્વદીર્ઘના ફેરફાર સાથે આ ઢાળમાં ગાઈ શકાય છે

# દિલને દિલાસો.

( મળેલું )

## શિખરિણી.

વનેથી એ સીતા તુજ તરફ પાછી જ ફરશે—
અરે ! જેનો મ્હેરો ધડિક છુપી ચાલ્યો ! રડીશ ના !
હવે ના રોજે-હો ! સહુ દુઃખતણા વાસ મર્હીએ
સુકેલી ભૂમિથી હજુ પણ ફુલોએ નિકળશે !

અને છૂપા દર્દે હૃદય મણુમાં જે ઢળી પડ્યું:
તુટેલા હૈયા—રે ! સુખ ફરી તને હસ્ત ધરશે !
વિભુ ! શાંતિ હોજો ક્ષુભિત ઉરને ! હું રડીશ ના !
રડેનો કોને ના તુજ સમ બહુ ના ગત થયું ?

હવે ના રોજે તું ! મધુ સમય તારા જીવિતનો
હજી ફૂટી નીસો તુજ ગૃહતણો બાગ રચશે !
અને પામેલા એ તુજ ચમનનાં પંખીં સઘળાં,
શિરે પુષ્પોનાંએ પડપર પડો કૈંક ધરશે !

નહીં છુપી ચાવી પ્રભુકર તણી તું લઈ શકે,
છતાં પ્રીતિથી છો જગમગ થતી એ જવનિકા !
પ્રભુ રોનારાંને રુદન કરવાનું જ ધરતો !
અરે ! રો ના ! આશા તુજ જિગરમાં છો પ્રકટતી !

જશે આ દહાડો ને ગત પણ થશે કાલ અથવા
હશે તારો વારો હજુ પણ જરા દૂર અધિકો !
ફરંતા ચક્રે આ તુજ નશીબની લ્હાણ મળશે !
અરે ! રો ના—હૈયા ! તુજ સહુ અધીરાઈ અમથી !

સુવર્ણી થાશે એ રવિ તુજ કદી કિસ્મત તણો,
બધાં કાળાં પાનાં ઉપર નવ બાજી હરિતણી;
ધરે ધીમે ધીમે ઝુલમ ગરના ઝુલમ સ્થિરતા,
બધા નીલા કાંટા કુસુમ ધરતા ! તું રડીશ ના !

અહો યાત્રાળુ ! તું ક્ષિતિજ પર તો દૃષ્ટિ કરજે !
રડે છે શાને તું ? મૃગજલ બધે હોય નહિ—હો !
સુનેરી રેતીની મધુર ખુશબો આન સરની
નથી શું તારૂં આ મગજ તર આખુંય કરતી !

જ્યા કાટા તારા ઉપર કરે છે ઉઝરડા !
અહા ! હાના તો આ ફુટતી કળીને મોર ટહુકે !
પ્રભુ ઠારો તારૂં ધગધગ થતું રક્ત સઘળું !
બહુ છે જોવાનું ! નયન નવ ફોડીશ રડતાં !

બધી વેળા જો કે તુજ જિવિતનો મ્હેલ ડગતો !
અને ચોપાસે આ મરણનદ મ્હોટો ઘુઘવતો !
રહે છાનું ! રો ના ! જલ ઉપર નૌકા તરી શકે !
કિનારે ઇચ્છેલે અનિલ શઢ તારો લઈ જશે !

ખરૂં છે કે—પાસે નહિ નહિ જ કો બંદર દિસે
ખરૂં છે કે—જંગી ગડગડ થતા લોઢ ઉછળે,
બધી લ્હેરી કિંતુ ધસડી વહતી એક જ સ્થલે—
જહીં બોઝો ફેંકી થઇશ હલકું ! તું રડીશ ના !

ખરૂં ! તારા મિત્રો તુજ જિગરની કાતર બન્યા !
ખરૂં ! તારી સખી રસહિણુ થઈ આ ઝુંપડીએ !
ખરૂં ! તું વટોળે ગગન ચડવા તત્પર થયું !
પડ્યું વારવારે ! શિથિલ સઘળા આ અવયવો !

રહું છાનું ! એ તો વિભુ ઉરતણું ઇચ્છિત બન્યું !
રહે છાનું ! ના ના ઘટિત નબળાઈ પ્રકટવી !
જનોને જૂઠું આ સદન તુજ ભાસી હસવતું !
ખરૂં તો ના ફાટે કયમ હજુ સુધી તું ? રડીશ ના !

બધાં પ્રેમી અશ્રુ પ્રભુ ઉપર ભેટો ગણી રહો !
ન રો ! એને દર્દી સહુ જિગરની જાણુ સઘળી !
શુણાઇ તારીએ કતન દિલની માંદગી બધી !
દવા દેશે ! રો ના ! અકસીર તદી ઔષધિ મને !

હવે દે ગીતાનું તુજ હૃદયને ગાન કરવા !
ઘડીશે એનાથી સહુય તુજ સંસાર સઘળો !
ન રોજે ! મ્હારૂં તું પણ કદિ મને પૂછીશ નહીં !
પરંતુ રોતાં તું મુજ મનતણી વાત કરતું !

સુવર્ણું આજે તો રુદન કરતા પત્થર જડું !
કયે દહાડે કિંતુ જરૂર જડશે કોણ હિરલા ?
કરું છું હું એ તે સુખથી કથજે તું પણ ભલે !
છતાં રોઈ શાને કવન કરતું ? તું રડીશ ના !

કલાપી.

# દિલને દિલાસો.

( મળેલું. )

## શિખરિણી.

વનેથી એ સીતા તુજ તરફ પાછી જ ફરશે—
અરે ! જેનો મ્હેરો ઘડિક છુપી ચાલ્યો ! રડીશ ના !
હવે ના રોજે–હો ! સહુ દુઃખતણા વાસ મર્યાએ
સુકેલી ભૂમિથી હજુ પણ ફુલોએ નિકળશે !

અને છૂપા દર્દે હૃદય મણમાં જે ઢળી પડ્યું :
તુટેલા હૈયા—રે ! સુખ ફરી તને હસ્ત ધરશે !
વિભુ ! શાંતિ હોજો ક્ષુભિત ઉરને ! તું રડીશ ના !
રડેતો કોને ના તુજ સમ બહુ ના ગત થયું ?

હવે ના રોજે તુ ! મધુ સમય તારા જીવિતનો
હજી ફૂટી નીતો તુજ ગૃહતણો બાગ રચશે !
અને પામેલા એ તુજ ચમનના પંખી સઘળા,
શિરે પુષ્પોનાએ પડપર પડો કૈંક ધરશે !

નહીં છુપી ચાવી પ્રભુકર તણી તું લઈ શકે,
છતા પ્રીતિથી છો જગમગ થતી એ જવનિકા !
પ્રભુ રોનારાંને રુદન કરવાનું જ ધરતો !
અરે ! રો ના ! આશા તુજ જિગરમાં છો પ્રકટતી !

જશે આ દહાડો ને ગત પણ થશે કાલ અથવા
હશે તારો વારો હજી પણ જરા દૂર અધિકો !
ફરંતા ચક્રે આ તુજ નશીબની લ્હાણ મળશે !
અરે ! રો ના—હૈયા ! તુજ સહુ અધીરાઈ અમથી !

સુવર્ણી થાશે એ રવિ તુજ કદી કિસ્મત તણો,
બધાં કાળા પાનાં ઉપર નવ બાજી હરિતણી :
ધરે ધીમે ધીમે ઝુલમ ગરના ઝુલ્મ સ્થિરતા,
બધા નીલા કાંટા કુસુમ ધરતા ! તું રડીશ ના !

અહો યાત્રાળુ ! તું ક્ષિતિજ પર તો દૃષ્ટિ કરજે !
રડે છે શાને તું ? મૃગજલ બધે હોય નહિ—હો !
સુનેરી રેતીની મધુર ખુશબો માન સરની
નથી શું તારૂં આ મગજ તર આખુંય કરતી !

વૃથા કાંટા તારા ઉપર કરે છે ઉઝરડા !
અહા ! હાવાં તો આ ફુદતી કલીને મોર ટહુકે !
પ્રભુ ઠારે તારૂં ધગધગ થતું રક્ત સઘળું !
બહુ છે જોવાનું ! નયન નવ ફોડીશ રડતાં !

બધી વેળા જો કે તુજ જિવિતનો મ્હેલ ડગતો !
અને ચોપાસે આ મરણનદ મ્હોટો ઘુઘવતો !
રહે છાનું ! રો ના ! જલ ઉપર નૌકા તરી શકે !
કિનારે ઇચ્છેલે અનિલ શઠ તારો લઈ જશે !

ખરૂં છે કે—પાસે નહિ નહિ જ કો બંદર દિસે,
ખરૂં છે કે—જંગી ગડગડ થતા લોઢ ઉછળે;
બધી લ્હેરી કિંતુ ઘસડી વહતી એક જ સ્થલે—
જહીં ઓઝો ફેંકી થઇશ હલકું ! તું રડીશ ના !

ખરૂં ! તારાં મિત્રો તુજ જિગરની કાતર બન્યા !
ખરૂં ! તારી સૂકી રસહિણ થઈ આ ઝુંપડીએ !
ખરૂં ! તું વંટોળે ગગન ચડવા તત્પર થયું !
પડયું વારંવારે ! શિથિલ સઘળા આ અવયવો !

રહે છાનું ! એ તો વિભુ ઉરતણું ઇચ્છિત બન્યું !
રહે છાનું ! ના ના ઘટિત નબળાઈ પ્રકટવી !
જનોને જૂઠું આ સદન તુજ ભાસી હસવતું !
ખરૂં તો ના ફાટે કયમ હજુ સુધી તું ? રડીશ ના !

બધાં પ્રેમી અશ્રુ પ્રભુ ઉપર બેઠો ગણી રહ્યો !
ન રો ! એને દર્દી સહુ જિગરની જાણ સઘળી !
ઘુણાઈ તારીએ કતલ દિલની માદગી બધી !
દવા દેશે ! રો ના ! અકસીર તહીં ઔષધિ બને !

હવે હું ગીતાનું તુજ હૃદયને ગાન કરવા !
ઘડીશે એનાથી સહુય તુજ સંસાર સવળો !
ન રોજે ! મ્હારૂં તું પણ કદિ મને પૂછીશ નહીં !
પરંતુ રોતાં તું મુજ મનતણી વાત કરતું !

સુવર્ણે આજે તો રુદન કરતાં પત્થર જડું !
કયે દહાડે કિંતુ જહૂર જડશે કોણ હિરલા ?
કહું છું હું એ તે સુખથી કથને તું પણ ભલે !
છતાં રોઈ શાને કવન કરતું ? તું રડીશ ના !

કલાપી.

---

# 'ચમત્કારવાળી કવિતા.'

( એક ચર્ચા પત્ર. )

( મળેલું. )

રા. રા. 'સુદર્શન' ના તંત્રી જોગ,

આ લેખ લખવાનો મારો હેતુ કોઈ રીતે ખંડનમંડનના વાદમાં ઉતરવાનો નથી. પણ આપના છેલ્લા અંકમાં એક મિત્રની જીજ્ઞાસા ખાતર આપે કવિતા સંબંધે જે બે સિદ્ધાંતો પ્રકટ કર્યા છે તે વિષે માત્ર સત્યતાને ખાતર વિચાર કરવાની બહુ જરૂર હોવાથી આ નીચેનો લેખ આપના પત્રમાં પ્રસિદ્ધ કરશો એવી આશા રાખું છું.

આપના મિત્રનો પ્રથમ સિદ્ધાંત 'ગદ્ય પણ કાવ્ય કહેવાય' એ તો સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓને માન્ય છે. પણ બીજો સિદ્ધાંત 'ચમત્કારવાળી કવિતા તે અધમ કહેવાય' એ તો એવો વિપરીત છે કે જો તેને ખરો માની લઇએ તો પરિણામ બહુ વિચિત્ર થાય કવિ કાલિદાસની કીર્તિકૌમુદીને કાળાશનો કલંક ચડે. ભવભૂતિની ભવ્ય ભાવનાઓ આભાસ માત્ર થઈ પડે નૈષધના અભ્યાસનો નિષેધ કરવો પડે. જયદેવ તથા જગન્નાથનો જશ ઝાંખો પડી જાય. ગુજરાતી કવિઓની પ્રથમ પંક્તિમાંથી પ્રેમાનંદને ઝંપાપાત કરવો પડે. દયારામની સ્થિતિ માત્ર દયાપાત્ર થાય વધારે શું કહું! સકલ કવિકુલનું મન ક્લેશાકુલ થાય. બીજા સિદ્ધાંત વિષે ટીકા કરતાં આપ લખો છો કે:—"ઉપર જણાવેલા સિદ્ધાંતો સંસ્કૃત સાહિત્ય શાસ્ત્રીઓ લગભગ એકમતે સ્વીકારે છે. છેકાનુપ્રાસ, વૃત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અંત્યાનુપ્રાસ, અને લાટાનુપ્રાસ આદિ - ચમત્કારવાળી કવિતા અધમ ગણાય છે, એટલું જ નહીં પણ સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓ તો ત્યા સુધી પણ ઘણીકવાર સ્પષ્ટતાથી જણાવે છે કે રસ હોય તે છતાં જો તેની સાથે પ્રકટ અનુપ્રાસાદિ ચમત્કાર હોય તો તેથી રસને ક્ષતિ થાય છે". આ આપનો સિદ્ધાંત **યથાર્થ વસ્તુ સ્થિતિથી કેવલ વિરૂદ્ધ** અને **અપ્રમાણ** છે તે નીચેના લેખથી સ્પષ્ટ સમજાશે.

૧—સર્વે અનુપ્રાસયમકાદિકને સર્વ સાહિત્યકારો 'અલંકાર' રૂપે માને છે 'દોષ' રૂપે નહીં. ત્યારે તેથી રસની હાનિ થાય છે એમ કોણ વિદ્વાન્ પુરૂષ માની શકશે?

૨—**સાહિત્યદર્પણ** નામના સુપ્રસિદ્ધ ગ્રંથમાં 'અનુપ્રાસ સંબંધે નીચે મુજબ લખવામાં આવ્યું છે. **रसाद्यनुगतत्वेन प्रकर्षेण न्यासः अनुप्रासः** રસાદિકનો અનુગામી (સહાયક) હોવાથી વિશેષે કરીને જેનો ન્યાસ કરવામાં આવે છે તે 'અનુપ્રાસ.' વળી તે જ ગ્રંથમાં વૃત્યનુપ્રાસ માટે લખે છે કે:—***रसविषयव्यापारवती वर्णरचना वृत्तिः।*** **तदनुगतत्वेन प्रकर्षेण न्यसनाद् वृत्त्यनुप्रासः॥** અર્થ—રસ સંબધી કાર્યવાળી જે વર્ણરચના તે વૃત્તિ કહેવાય. તેનો સહાયક હોવાથી જેનો વિશેષે કરીને ન્યાસ કરવામાં આવે છે તે વૃત્યનુપ્રાસ. ત્યારે જો અનુપ્રાસથી રસની હાનિ થતી હોય તો તે પછી રસનો સહાયક કેમ કહેવાય?

૩—કવિ दण्डी પોતાના काव्यादर्श નામના સાહિત્યગ્રંથમાં લખે છે કે:—
यया कयाचिच्छ्रुत्या यत्समानमनुभूयते । तद्रूपा हि पदासत्ति.
सानुप्रासारसावहा ॥

આમાં શ્રુત્યનુપ્રાસનુ લક્ષણ છે અને ગ્રંથકાર તેને રસાવહ કહે છે.

૪—यथा ज्योत्स्ना शरच्चंद्रं यथा लावण्यमंगनाम् ।
अनुप्रासस्तथा काव्यमलंकर्तुमिह क्षम. ॥

જેમ શરદ્ ઋતુમાં ચંદ્રમાને પ્રકાશ શોભા આપે છે, અને જેમ લાવણ્ય સ્ત્રીઓને શોભાવે છે તેમ અનુપ્રાસ પણ કાવ્યને શોભાવવાને શક્તિવાન છે.

૫—સાહિત્ય શાસ્ત્રોમાં જે ઉત્તમ કવિતાના ઉદાહરણો આપ્યાં છે તેમાં પણ અનુપ્રાસનો 'ચમત્કાર' તો છે જ કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, રસગંગાધર, ચિત્રમીમાંસા વગેરે ગ્રંથોમાં ઉત્તમ કાવ્ય તરીકે મનાયલો આ નીચેનો શ્લોક જુઓ:—

नि शेषच्युतचंदनं स्तनतटं निर्मृष्टरागोधरो ।
नेत्रे दूरमनंजने पुलकिता तन्वी तवेयं तनु ॥
मिथ्यावादिनि दूति बांधवजनस्याज्ञातपीडागमे ।
वापीं स्नातुमितो गतासि न पुनस्तस्याधमस्यांतिकम् ॥

આ શ્લોક અનુપ્રાસમય છે. પ્રથમચરણમા श,च,य, એ વ્યંજનો તાલુસ્થાનીય હોવાથી શ્રુત્યનુપ્રાસ. વળી त,द,न,त,न,त, એ ૭ વ્યંજનો દંત હોવાથી શ્રુત્યનુપ્રાસ. વળી त વ્યંજનની ત્રણવાર આવૃત્તિ હોવાથી તથા नની બે વાર આવૃત્તિ થવાથી વૃત્ત્યાનુપ્રાસ વળી टની બેવાર આવૃત્તિ હોવાથી વૃત્ત્યનુપ્રાસ. रની બેવાર આવૃતિ હોવાથી વૃત્ત્યનુપ્રાસ. ट,ष,ट,रा,रो, એ પાંચ મૂર્ધન્ય વ્યંજનોની આવૃત્તિથી શ્રુત્યનુપ્રાસ બીજા ચરણમાં नની પાંચવાર આવૃત્તિ થવાથી તથા तની ચારવાર આવૃત્તિ થવાથી વૃત્ત્યનુપ્રાસ. આતો હજી પૂર્વાર્દ્ધ થયું ઉત્તરાર્દ્ધમાં પણ તેવા જ અનુપ્રાસો છે તે સુજ્ઞ વાચનાર વિચારી લેશે હું માત્ર વિસ્તારભયથી લખતો નથી વળી साहित्यदर्पण માં ઉત્તમ ધ્વનિ કાવ્યના ઉદાહરણ તરીકે આપેલો આ બીજો શ્લોક તપાસો:—

धिन्वन्त्यमूनि मदमूर्च्छदभिध्वनीनि
धूताध्वनीनहृदयानिमधोर्दिनानि ।
निस्तन्द्रचन्द्रवदनावदनारविन्द
सौरभ्यसौहृदसगर्वसमीरणानि ॥

આ કવિતા પણ અનુપ્રાસની મૂર્તિ છે. કારણ કે તેમાં પાચે પ્રકારના અનુપ્રાસ આવેલા છે. ध्वनीनि તથા ध्वनीन તે છેકાનુપ્રાસ. चन्द्रની બેવાર આવૃત્તિ હોવાથી છેકાનુપ્રાસ. वदना, वदना તે આવૃત્તિ તાત્પર્ય માત્રના ભેદથી વપરાયેલી હોવાથી લાટાનુપ્રાસ. બીજા ચરણમાં यानि અને नानि તે पदान्त्यानुप्रास. વળી આખા શ્લોકમાં શ્રુત્યનુપ્રાસ તથા વૃત્ત્યનુપ્રાસ ભરેલો છે તે વિદ્વાનો વિચારી લેશે. વળી रसगंगाधरમાં નીચેનો શ્લોક ઉત્તમોત્તમ કાવ્યના ઉદાહરણ તરીકે આપેલો છે:—

दयिता सविधेप्यनीश्वरा ।
सफलीकर्तुमहोमनोरथान् ॥
दयिता दयिताननांबुजं ।
दरमीलन्नयना निरीक्षते ॥

આમા **यिता यिता** તે **छेकानुप्रास**, **दयिता दयिता** તે **लाटानुप्रास**, તથા **श्रुत्यनुप्रास** અને **वृत्त्यनुप्रास** પણ છે આ ઉપરથી સુજ્ઞ વાચનાર જોઈ લેશે કે સસ્કૃત સાહિત્યવેત્તાઓએ અનુપ્રાસ આદિ શબ્દ '**ચમત્કારો'ને કાવ્યની ઉત્તમતાનો ભંગ કરનારા માન્યા નથી.'**

૬. વળી પાચ મહાકાવ્યોમાં એવા શબ્દચમત્કારો હજારો સ્થળે જોવામા આવે છે અને જો કોઇને જાણવાની ઇચ્છા હશે તો તે સ્થળો બતાવી આપવાને પણ હું તૈયાર છુ તે મહાકાવ્યોને વિદ્વાનો ઉત્તમ ગણે છે, અધમ નહીં ગુજરાતી સાહિત્ય તરફ જોતાં પણ હું નિશ્ચયપૂર્વક અને આગ્રહથી કહી શકુ છુ કે નરસિંહ મહેતાથી આરભીને કવિ દલપતરામ સુધી જે જે મુખ્ય કવિઓ થઈ ગયા છે તેમા અખા, ભોજા સહિત સર્વે કવિઓએ **अन्त्यानुप्रास**નો ઉપયોગ કર્યો છે. જો આપના કહેવા પ્રમાણે અનુપ્રાસ આદિથી અધમત્વ આવતુ હોય તો પછી ગુજરાતી સાહિત્યને તો દરીઆમા ડુબાવવાનો વખત આવે

૭. તર્કદૃષ્ટિથી વિચારતાં પણ એવુ જણાય છે કે જેમ સ્વરૂપ સૌંદર્ય વિનાની સ્ત્રીઓ મનનું આકર્ષણ કરી શકતી નથી તેમ જ સુંદર શબ્દરચના વિનાની કવિતા પણ મનને અરુચિ ઉત્પન્ન કરે છે જગત્મા બાહ્યસ્વરૂપ તે પણ કંઈ આદરણીય વસ્તુ છે. એક કવિ [illegible] છે કેઃ—

तया कवितया किं वा तया वनितया च किम् ।
पदविन्यासमात्रेण यया नापहृतं मन ॥

અર્થ—જે સ્ત્રી પોતાની ચાલની છટામાત્રથી જ અને જે કવિતા પોતાની શબ્દરચનામાત્રથી જ મનનુ હરણુ ન કરી શકે તેવી સ્ત્રી અને કવિતાથી શુ ?

૮. વાચનારને સહજ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થશે કે ઉત્તમ કાવ્ય અને અધમ કાવ્ય કોને કહેવુ ? સર્વે સાહિત્યકારો એકમતે સ્વીકારે છે કે **वाच्यातिशयिनिव्यंग्ये ध्वनिस्तत्काव्यमुत्तमम्** । જે કવિતામા વાચ્યાર્થ—શબ્દાર્થ—(Expressed meaning) કરતાં, વ્યંગ્યાર્થ—માર્મિક અર્થ—ગૂઢાર્થ ( Suggested meaning ) વધારે ચમત્કારવાળો હોય તે **ध्वनि** નામનું ઉત્તમ કાવ્ય કહેવાય. વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ વધારે ઉત્તમ ન હોય તે **गुणीभूतव्यंग्य** નામનુ મધ્યમ કાવ્ય કહેવાય. અને જેમ **काव्यप्रकाश**માં કહ્યું છે તેમ **शब्दचित्रं वाच्यचित्रमव्यंग्यंत्ववरंस्मृतम्** । **જેમાં કંઈ પણ વ્યંગ્યાર્થ હોય નહીં તે અધમ કાવ્ય;** તેના બે ભેદ છે. શબ્દચિત્ર અને વાચ્યચિત્ર. આ 'શબ્દચિત્ર' નામ ઉપરથી કોઇએ એવો ભુલાવો ખાવો નહીં કે શબ્દચિત્ર એટલે 'શબ્દ ચમત્કાર'વાળુ કાવ્ય તેનો અર્થ તો લક્ષણમા આપ્યો છે તેમ **'વ્યંગ્યાર્થ વિનાનું'** એ-

ટલો જ થાય છે. काव्यप्रकाश માં જે स्वच्छंदोच्छलदच्छ ઇત્યાદિ શ્લોક અધમ કવિતાના ઉદાહરણમાં આપો છે તેમા કંઈ પણ વ્યંગ્ય ન હોવાથી તે કવિતા અધમ કહેવાય છે. તેમાં અનુપ્રાસ વગેરે શબ્દ ચમત્કારો છે તેથી નહીં જેમ ઉત્તમ વ્યંગ્યાર્થવાળું કાવ્ય ધ્વનિ કહેવાય છે તેમ વ્યંગ્યાર્થ વિનાનું કાવ્ય ચિત્ર કહેવાય છે. ध्वन्यालोक નામના પ્રસિદ્ધ ગ્રંથમાં કહ્યુ છે કે:—

प्रधानगुणभावाभ्यां व्यंग्यस्यैव व्यवस्थिते:।
उभे काव्ये ततोन्यद्यत्तच्चित्रमभिधीयते ॥

આ પ્રમાણે કાવ્યની ઉત્તમતા અથવા અધમતા તે તેમાં વ્યંગ્ય હોવાને અથવા ન હોવાને લીધે છે; અને તેમ શાસ્ત્રસમત માર્ગથી જ કવિતાની પરીક્ષા કરવી ઘટે છે. શ્રોઓના સુખમાં જે કવિતા રમી રહે તે ઉત્તમ એમ પણ નથી, શ્રોઓ કંઈ કવિતાની કસોટી નથી.

૯. આ ઉપરથી વાચક વર્ગ સ્પષ્ટ સમજી લેશે કે 'શબ્દચમત્કાર' કાવ્યમાં આવવાથી તે કંઈ અધમ ગણાતુ નથી પણ જો તેની સાથે વ્યંગ્યાર્થ હોય તો તે ઉત્તમ ગણાય છે અને એ રીતે રા. ભટ્ટનો 'સોનું અને સુગંધ' નો સિદ્ધાંત સર્વમાન્ય થઈ પડેછે

લી. વૈદ્ય ત્ર્યંબકલાલ વિ. ત્રિભુવનદાસ મુનિ.

* * * * * *

આ વિષયસંબંધી કોઇપણ પ્રકારના વિવાદમાં ઉતરવા પ્રથમથી જ અમે અમારી અરુચિ દર્શાવી છે. પરંતુ આ લેખ અમારા ઉપર પ્રસિદ્ધિ માટે મોકલવામાં આવ્યો છે, અને એમાં અમુક ઔચિત્યમર્યાદાનું ઉલ્લંઘન થયું નથી એટલે,—તેમાં ખાસકરીને અમારાથી વિરુદ્ધમતપ્રદર્શક હોવાથી,—એને પ્રસિદ્ધિ આપવી એ અમારી ફરજ છે; અને પ્રસિદ્ધિ આપ્યા પછી એ ઉપર તદ્દન મૌન ધરી રહેવું એ એ લેખકને એક કઠોર ઉપેક્ષારૂપ લાગે માટે એ સબંધી ઉત્તર લખવાની પણ જરૂર છે. આ રીતે માત્ર આ લેખકની લાગણી ખાતર અત્રે કાંઇક લખવું અમે ઉચિત ધાર્યું છે. એમની કલમો ક્રમવાર લઈ એનો ઉત્તર કરીશું, અને અમને આશા છે કે વિચારશીલ વાચક માટે આટલું લખવું બસ થશે.

## ઉત્તર.

૧ (૧) "અનુપ્રાસયમકાદિકને સર્વ સાહિત્યકારો અલંકારરૂપ માને છે," પણ તે સર્વત્ર નહિ. અનુપ્રાસયમકાદિક સર્વત્ર અલંકારરૂપ હોઈ શકતા નથી, અને તેથી 'અનુપ્રાસ' અને 'અનુપ્રાસાલંકાર' વચ્ચે, તથા ઉપમા અને 'ઉપમાલંકાર' વચ્ચે ભેદ પાડવામાં આવે છે. આ ભેદ વસ્તુતઃ વિસ્મરી જવામાથી જ ઉપરના લેખની મુખ્ય ભ્રાન્તિ ઉદ્ભવે છે. અમારો વાંધો **'અનુપ્રાસાલંકાર'** સ્હામે નહિ પણ **'અનુપ્રાસ'** સ્હામે છે, જે વાત જરા ધ્યાન દઈ વાંચતાં અમારા શબ્દોમા જ સમાયલી પ્રતીત થશે. આપણા સાહિત્યશાસ્ત્રમાં 'અનુપ્રાસ'નો જે 'અપુષ્ટાર્થ' દોષ કહેવાય છે, અને જે સરખીરીતે યમકને પણ લાગવો જોઇએ, તેનું આવા લેખકો વિસ્મરણ કરી જાય છે

(૨) યમકને અલંકારરૂપ માન્યા છતાં એમાં કેટલી **થોડી** અલંકારતા સ્વીકારાય છે તે માટે નીચેના ઉતારા જુવો, એટલે "નવ સુધાધાર"વાળી કડીઓમાં કેટલું નહિજેવુ–અધમકાવ્યત્વ (અલંકારતા) છે એ સમજાશેઃ—

> " आवृत्तिं वर्णसङ्घातगोचरां यमकं विदुः ।
> तत्तु नैकान्तमधुरमतः पश्चाद्विधास्यते " ॥ का० द०

"વર્ણસંઘાતની આવૃત્તિ તે યમક; તે એકાન્તતઃ મધુર (રસિક) નથી;" અને તેમ ન હોવાનું કારણ ટીકાકાર આ પ્રમાણે બતાવે છેઃ **" अर्थानुसन्धानव्यग्रतया रसप्रतीतेर्व्यवहितत्वेन तदुपस्कारकत्वाभावात् "**=" અર્થાનુસંધાનની વ્યગ્રતાને લીધે **રસપ્રતીતિમાં વ્યવધાન થાય છે,** અને તેથી એ રસનું ઉપસ્કારક–ઉપકારક–થઈ શકતું નથી." એ જ ટીકાકાર આગળ કહે છે તેમ એને 'અલંકાર' માનતાં છતાં પણ, એટલું તો સ્પષ્ટ જ છે કે આ 'અલંકાર' પણ લગભગ દોષ જેવો છે, કારણ 'રસપ્રતીતિનું વ્યવધાન' તે સાહિત્યશાસ્ત્રની પરિભાષામાં 'દોષ' જ કહેવાય છે; તથા યમકમાં અત્યન્ત ચાતુર્યની અપેક્ષા છે, છતાં અનુપ્રાસ કરતા એ ઉતરતી પંક્તિમાં મૂકાય છે, એથી પણ એટલું સૂચિત થાય છે કે પ્રકૃત વિષયમાં ખરી કસોટી **રસાનુકૂલતા** છે, **ચાતુર્ય** નથી. "નવસુધાધાર" વાળી પંક્તિઓમાં અમને તેમ જ અમારા મિત્ર રા ઝવેરીને માત્ર ચાતુર્ય–અધમ ચાતુર્ય–નજરે પડે છે, રસનો 'ઉપસ્કાર' લેશ ભાર પણ જોવામાં આવતો નથી–છે એમ બતાવવા કોઈ તરફથી હજી યત્ન પણ થયો નથી–અને તેટલા જ માટે એ વિરુદ્ધ અમે અમારી તીવ્ર નાપસંદગી દર્શાવીએ છિએ.

(૩) "ત્યારે તેથી (અનુપ્રાસયમકાદિકથી) રસની હાનિ થાય છે એમ કોણ વિદ્વાન્ પુરુષ માની શકશે?"—આ પ્રશ્નનો ઉત્તર કે આ વિષયમાં વિદ્વત્તાનું અભિમાન રાખનાર પ્રત્યેક પુરુષને નીચેનો ગ્રન્થ વિદિત હોવો જ જોઇએઃ—

**एवं व्यङ्ग्यचर्वणातिरिक्तयोजनाविशेषापेक्षानापाततोऽधिकचमत्कारिणोऽनुप्रासनिचयान्यमकादींश्च संभवतोऽपि कविर्न निबध्नीयात् । यतो हि ते रसचर्वणायामनन्तर्भवन्तः सहृदयहृदयं स्वाभिमुखं विदधाना रसपराङ्मुखं**

विदधीरन्। विप्रलम्भे तु सुतराम्। यतो मधुरतमत्वेनास्य निर्मलसितानिर्मितपानकरसस्येव तनीयानपि स्वातन्त्र्यभावदन्यपदार्थः सहृदयहृदयारुंतुदतया न सर्वथैव सामानाधिकरण्यमर्हति। यदाहुः

ध्वन्यात्मभूते शृङ्गारे यमकादिनिबन्धनम्।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः॥

ये तु पुनरक्लिष्टतयाऽनुन्नतस्कन्धतया च न पृथग्भावनामपेक्षन्ते किन्तु रसचर्वणायामेव सुसुखं गोचरीकर्तुं शक्याः न तेषामनुप्रासादीनां त्यागो युक्तः"

અર્થાત્—આ મહાન્ આલંકારિકના મતમાં અનુપ્રાસ યમકાદિ ઘણીવાર અનિષ્ટ બને છે, અને તેમ થવાનું કારણ એ એમ બતાવે છે કે **સહૃદયના હૃદયને આવા 'ચમત્કારો' પોતા તરફ ખેંચી રસથી પરાઙ્મુખ કરે છે.** આ મતને "ध्वन्यात्मभूत" ઇત્યાદિ શ્લોક અનુમતિ આપે છે, જેનો અર્થ એવો થાય છે કે ધ્વન્યાત્મભૂત શૃંગારમાં યમકાદિક અનિષ્ટ છે, **શક્તિ હોય તોપણ એ રચવામાં કવિનું પ્રમાદિત્વ જ પ્રકટ થાય છે;** અને વિપ્રલંભમાં તો વિશેષે કરીને. "અનુપ્રાસાદિ ત્યારે જ સ્વીકાર્ય છે કે જ્યારે એ (૧) 'અક્લિષ્ટ' હોય, એટલું જ નહિ પણ (૨) 'અનુન્નતસ્કંધ' હોય, એટલે કે જે પોતાનો ખભો ઊંચો ન કરે એવા હોય, અર્થાત્ અમે અમારા આગળના લેખમાં કહ્યું છે તેમ "પ્રકટ" (૨૫૮) ન હોય. ટુંકામાં, રસચર્વણને અંગે જ જો **સુખથી** એનો આસ્વાદ થઈ શકે તો જ એ ગ્રાહ્ય છે, નહિ તો નહિ. અમારૂં અને રા. ઝવેરીનું આ જ કહેવું છે. ઉત્કટ રસ જેનો પ્રકૃતમાં પ્રસંગ જ નથી તેમાં એ રસના ઉત્કટ સ્વભાવને લીધે અનુપ્રાસ અધિક સહ્ય છે, કેમકે એવે સ્થળે એમાં 'ઉન્નતસ્કન્ધ'તા આવવી વિરલ છે. આમ હોવાથી 'પ્રકટ અનુપ્રાસથી રસને ક્ષતિ થાય છે' એ અમારો સિદ્ધાન્ત સર્વત્ર નિર્બાધ છે.

૨. સાહિત્યદર્પણમાંથી લીધેલા ઉતારામાં 'रसाद्यनुगतत्वेन'. 'तदनुगतत्वेन' એ શબ્દોનો અર્થ "રસાદિકનો અનુગામી (સહાયક) હોવાથી" એમ કરવાનો નથી, પણ "રસાદિકના અનુગામિ સ્વરૂપે" એમ કરવાનો છે. અર્થાત્ અનુપ્રાસ હમેશાં રસાદિકનો અનુગામી છે અને તેથી 'અનુપ્રાસ' કહેવાય છે એમ નથી, પણ જ્યારે એ રસાદિકનો અનુગામી થાય છે ત્યારે તેનો અનુગામિ સ્વરૂપે પ્રકૃષ્ટ રીતે 'ન્યાસ' કરવામાં આવવાથી તે 'અનુપ્રાસ' નામ 'અલંકારભૂત અનુપ્રાસ' કહેવાય છે. આ રીતે તૃતીયાના અર્થની વિવક્ષા સમજવામાં અમારા વિદ્વાને ભૂલ કરી છે.

૩. "रसावहा" એટલે 'રસવ્યઞ્જક (જુઓ ટીકા); અને આગળ જતાં "रसमर्थं निपिञ्चति" એટલે પણ 'રસવ્યંજકતાને ઉત્તેજે છે' (જુઓ ટીકા). હવે જો અનુપ્રાસાદિકના અસ્તિત્વથી જ રસ ઉત્પન્ન થતો નથી, તો અમુક સ્થળે અનુપ્રાસાદિક રસને કેવી રીતે ઉત્પન્ન કરે છે એ સબંધની સાંકળ સ્પષ્ટ કરી દેખાડવાનું કામ શબ્દ-

'ચત્મકાર'વાદીનું છે. મુખ્ય તકરારનો વિષય દૂર રહી જાય એવી રીતે વૃથા શબ્દો ઉછાળવાથી કાંઇ જ લાભ નથી; "નવ સુધાધાર" વાળી કડીઓમાં 'રસ' છે, અને એ 'રસ' એની શબ્દાલંકાર મનાતી શબ્દરચનાથી અભિવ્યક્ત થાય છે એ બે વાત મિ. મુનિ કે મિ. *ભટ્ટ કે એમના મિત્રો તરફથી સિદ્ધ થઈ હોત તો બસ હતું. અનુપ્રાસાદિ કેટલીકવાર અલંકારરૂપ થાય છે એમાં તો કોઇનો વિવાદ હતો જ નહિ.

૪. "જેમ શરદૃતુમાં ચંદ્રમાને પ્રકાશ (ચન્દ્રિકા) શોભા આપે છે, અને જેમ લાવણ્ય સ્ત્રીઓને શોભાવે છે તેમ અનુપ્રાસ પણ કાવ્યને શોભાવવાને શક્તિવાન છે." પણ આ 'ચન્દ્રિકા' અને આ 'લાવણ્ય'નાં ઉદાહરણો જોવાં હોય તો તે નીચે છેઃ—

"The *moan* of doves in *immemorial elms*,
And *murmuring* of innumerable *bees*."
(Tennyson).

"*And more to lull him in his slumber soft,*
*A trickling stream from high rock tumbling down*
*And ever-drizzling rain upon the loft,*
*Mix'd with a murmuring wind, much like the soun*
*Of swarming bees, did cast him in a swoun:*
*No other noise, nor people's troublous cries,*
*As still are wont to annoy the walled town,*
*Might there be heard, but careless Quiet lies,*
*Wrapt in eternal silence, far from enemies.*"
(*Spenser*).

'નવ સુધાધાર ની' 'શબ્દ ચમત્કાર' રૂપી કુરૂપ મળીને 'ચન્દ્રિકા કે' લાવણ્ય'ની ઉપમા આપવી એ તો એ[illegible]પદાર્થની વિડંબના કરવા જેવું થાય છે.

૫. 'निःशेषच्युतचन्दनस्तनतटं'—ઇત્યાદિ શ્લોકને 'અનુપ્રાસમય' સિદ્ધ કરવા ઉપરના લેખકે યત્ન કર્યો છે. પણ અનુપ્રાસને હિસાબમાં લઇને ઉત્તમ કાવ્યનું આ ઉદાહરણ અપાયું છે કે કેમ એ નક્કી કરવા માટે તેટલા જ અનુપ્રાસવાળો "यः कौमारहरः" એ શ્લોક જુવો, અને એ ઉપર કા૦ પ્ર૦ શું કહે છે એ વાંચોઃ **अत्र स्फुटो न कश्चिदलङ्कारः, रसस्य च प्राधान्यान्नालङ्कारता**"—"અત્રે સ્ફુટ (પ્રકટ) કોઈ પણ અલંકાર **નથી**, અને રસનું પ્રાધાન્ય હોવાથી એની અલંકારતા નથી.' બીજા શ્લોક માટે પણ આ જ ખુલાસો સમજવો. અને ક્વચિત્ **उपधेयसाङ्कर्येऽपि उपाध्योरसाङ्कर्यम्** એ નિયમ સ્મરણમાં રાખવો પડે તો પણ બાધ નથી. ઉત્તમ કાવ્યના ઉદાહરણોમાં અનુપ્રાસાદિક 'ચમત્કાર' નો અંશ તાત્પર્યવિષય છે કે કેમ એટલું જ જોવાનું છે; નથી એ સ્પષ્ટ છે.

---

* આ રા ભટ્ટ તે અમારા મિત્ર અને પ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ નહિ. પ્રકૃત રા. ભટ્ટનું લખાણ વાંચ્યા પહેલાં જ આવો ભ્રમ કેટલાકને વળગેલો.

તંત્રી.

પંડિતરાજ—જેમણે કાવ્યના અત્યન્ત સૂક્ષ્મ ભેદ ધ્યાનમાં લઈ 'ઉત્તમોત્તમ', 'ઉત્તમ', 'મધ્યમ', 'અધમ', અને 'અધમાધમ' ('અકાવ્ય') એવા વિભાગ પાડયા છે—તે પણ ધ્વનિકાવ્ય અને અનુપ્રાસાદિ 'ચમત્કાર' વાળું ધ્વનિકાવ્ય એવા ઉત્તમોત્તમ અને ઉત્તમોત્તમોત્તમ (અતિઉત્તમ-સર્વોત્તમ) વિભાગ સૂચવતા નથી. તાત્પર્ય કે, જો અનુપ્રાસાદિ 'ચમત્કાર' વાળું ધ્વનિકાવ્ય એમના અભિપ્રાયમાં 'સોનું અને સુગંધ' સમ હોત તો એક ' કેવળ સોનું ' અને બીજો 'સોનું અને સુગન્ધ' એમ બે પ્રકાર એ પાડયા વિના કેમ રહેત ?

૬. (૧) આ લેખક કહે છે: " વળી પાંચ મહાકાવ્યોમાં એવા શબ્દચમત્કારો હજારો સ્થળે જોવામાં આવે છે અને જો કોઈને જાણવાની ઈચ્છા હશે તો તે સ્થળો બતાવી આપવાને પણ હું તૈયાર છું " ! અમે નથી ધારતા કે આ નક્કી કરવા માટે વાચકને એમના સાહાય્યની લેશ પણ અપેક્ષા હોય. વિચારવાની બાબત આ લેખક ધારે છે તે કરતાં વધારે ગંભીર છે, એ શબ્દચમત્કારો ક્યાં ક્યાં છે, કેવા કેવા પ્રકારના છે, કેટલેક સ્થળે કેવા કેવા કારણથી એ પ્રવેશ પામ્યા છે, અને ક્યાં ક્યાં એ રસને અનુગુણ છે ઇત્યાદિ સૂક્ષ્મ વિચાર કરતાં જ, સંસ્કૃત કવિઓ શબ્દાલંકારનો કેવે કેવે યોગ્ય પ્રસંગે ઉપયોગ કરે છે, અનિષ્ટ શબ્દચમત્કારને તેઓ બહારથી કેટલું માન આપે છે, અને એમના હૃદયમાં એનું ખરૂં સ્થાન ક્યાં છે ઇત્યાદિ સમજી શકાય છે કેટલાંક બાહ્ય કારણો—જેવાં કે અમુક રાજાના આશ્રયનો લોભ કે પ્રતિપક્ષી કવિને રાજસભામાં કે લોકદૃષ્ટિમાં છતી જવાની ઇચ્છા—પણ ધ્યાનમાં લેવાનાં છે. આવા અધમ ભાવથી દોરાતાં વસ્તુસ્થિતિ કેટલીકવાર વિપરીત થઈ જાય એ સ્વાભાવિક છે, પણ જે કવિમાં ઊંડું તાત્ત્વિક કવિત્વ હતું તેનો ખરો સ્વભાવ આખરે તરી આવી નીવડતો અને એના કાવ્યની ખરી મહત્તા છેવટે એના ખરા કાવ્યત્વથી જ નિર્ણીત થતી. પંચ મહાકાવ્યોની શ્રેષ્ઠતા " હજારો શબ્દચમત્કારો" ના કારણે તો નથી, પણ એની કલ્પના, વર્ણન, અર્થગૌરવ, રસતરંગ આદિને લીધે છે એ વાત અમારી મેઘદૂતની કીર્તિ ઉપર રચેલી દલીલ બહુ સારી રીતે સ્થાપી શકે છે.

વળી કોઈક કોઈક સ્થળે મહા કવિઓએ પોતાના કાવ્યોમાં શુષ્ક શબ્દચમત્કાર શા માટે દાખલ કર્યા છે એ સમજવા આ સંબન્ધમાં નીચેના શબ્દો મનન કરવા જેવા છે:—

" रमणीयार्थप्रतिपादकशब्दतारूपकाव्यसामान्यलक्षणानाक्रान्ततया वस्तुतः काव्यत्वाभावेन महाकविभिः प्राचीनपरम्परामनुरुन्धानैस्तत्र तत्र काव्येषु निबद्धमपिनास्माभिर्गणितम् ( एकाक्षरपद्यार्धावृत्तिपमकपद्मबन्धादि) । वस्तुस्थितेरेवानुरोध्यत्वात्."

તાત્પર્ય કે—કેવલ યમક પદ્મબન્ધાદિ શબ્દચમત્કાર 'અધમાધમ' એવો પાંચમો વિભાગ પાડીને પણ કાવ્યના વર્ગમાં મૂકવા લાયક નથી. કેમકે એમાં 'રમણીયાર્થપ્રતિપાદકશબ્દતા' નથી પ્રાચીન પરંપરાને માન આપી મહા કવિઓએ પણ આવા 'ચમત્કારો' રચ્યા છે, પરંતુ આપણે તો વસ્તુસ્થિતિ અનુસરવાની છે, પ્રાચીન પરંપરા નહિ.

આ મહાકાવ્યોમાં 'શબ્દચમત્કાર'ની ગૌણતા સ્પષ્ટ છે; આટલું સ્થાન પણ ' પ્રાચીન પરંપરા ' ને લીધે.

(૬) ગુજરાતી કવિઓ અન્ત્યાનુપ્રાસનો ઉપયોગ કરે છે એ ખરી વાત છે, પણ અમારા સિદ્ધાન્તથી એ સર્વને " દરીઆમાં ડુબાવવાનો વખત આવે " એમ ભય રાખવાનું કાંઇજ કારણ નથી. સંસ્કૃતમાં અન્ત્યાનુપ્રાસની ગણના 'ચમત્કાર' મા છે; ગુજરાતીમાં એ છન્દના બન્ધારણનો એક આવશ્યક અંશ થઈ પડયો છે; અને તેથી જ અન્ત્યાનુપ્રાસનું અસ્તિત્વ ગુજરાતી વાચકને ભાવરૂપે પ્રતીત થતું નથી, પણ એનો અભાવ શ્રવણને ઉદ્વેગકર લાગે છે. મારે ગુજરાતીમાં જે 'ચમત્કાર' ગણવા યોગ્ય છે એવી શબ્દરચના ઉપર જેમનું લક્ષ નથી એવા કવિઓ જ ગુજરાતીમા મુખ્ય ગણાઈ ગયા છે એ અમારૂં કહેવુ નિર્બાધ છે. નરસિંહ-અખા-ભોજામાં "નવસુધાધાર" જેવો કચરો તમને ભાગ્યે જ મળશે, અને પ્રેમાનન્દની કીર્તિ ઝડઝમકને આધારે રહી છે એમ જો માનવું થતું હોય તો ભૂલ છે. એની મહત્તા એની ઓખાહરણ જેવી કૃતિઓથી જ છે, અને જેટલા અયોગ્ય રીતે ઝડઝમક લાવવા યત્નો થયા છે તેટલા કવિની કીર્તિને બેશક ઝાંખી જ પાડે છે

૭ " તર્ક દૃષ્ટિથી વિચારતા...જેમ સ્વરૂપસૌંદર્ય વિનાની સ્ત્રીઓ મનનુ આકર્ષણ કરી શકતી નથી તેમ જ સુંદર સબ્દ-રચના વિનાની કવિતા પણ મનને અરુચિ ઉત્પન્ન કરે છે" પણ આ દૃષ્ટાન્ત જ લેતા, આત્માના સૌન્દર્યનો એવો પ્રભાવ છે, તથા કેટલાક એવા પ્રસંગો છે કે ત્યાં, શરીરસૌન્દર્ય ગૌણ થઈ જાય છે અને શરીરનું આવરણ ભેદી અન્તરાત્માનો સાક્ષાત્ અનુભવ કરવામાં જ આનન્દ આવે છે, અને એક રીતે તો, આત્માના સૌન્દર્યની છાયા, શરીર ઉપર પડી, કુરુપ શરીરને પણ અલૌકિક તેજથી છાઈ નાખે છે પણ દૃષ્ટાન્તને બહુ દૂર ખેંચી જવાની જરૂર નથી અત્રે એટલુ જ કહેવુ બસ થશે કે 'તર્કદૃષ્ટિથી વિચારતાં' આમાં સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસ છે. શબ્દરચના સુન્દર હોવી જોઇએ એ તો ઠીક પણ અમુક શબ્દ રચના—જેમકે "ગોવર્ધન...નવસુધાધાર" વાળી શબ્દરચના—સુન્દર ( રસવાળી—ચાતુર્યવાળી નહિ ) છે કે નહિ એ બાબત જ ખરા મહત્ત્વની છે. શબ્દરચનાને સ્ત્રીની ચાલની છટાનું ઔપમ્ય આપ્યું છે તે બરાબર છે પણ "ચાલની છટા" એટલે ભોય ઉપર પગલે પગલે સોવાર પગ ઠોકવો એમ નહિ. કવિતાની "ચાલની છટા" જેવી હોય તો તે "નવ સુધાધાર" માં નહિ, પણ નીચે છેઃ—

गूढा नूपुरशब्दमात्रमपि मे कान्ता श्रुतौ पातयेत्  
पश्चादेत्य शनैः कराम्बुजवृते कुर्वीत वा लोचने ।  
हर्म्येऽस्मिन्नवतीय साध्वसवशान्मन्दायमाना बलात्  
आनीयेत पदात्पदं चतुरया सख्या ममोपान्तिकम् ॥

( विक्रमो० )

एते ते कुहरेषु गद्गदनदद्गोदावरीवारयो  
मेघालम्बितमौलिनीलशिखराः क्षौणीभृतो दक्षिणाः ।  
अन्योन्यप्रतिघातसंकुलचलत्कल्लोलकोलाहलै-  
रुत्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः ॥

( उत्तर रा० )

૮. *કાવ્યના ઉત્તમાધમ પ્રકાર વિષે અત્રે બહુ વિવેચન કરવાની જરૂર નથી. અવ્યંગ્યકાવ્યના કા૦ પ્ર૦ બે ભેદ પાડે છે: શબ્દચિત્ર અને વાચ્યચિત્ર. 'વ્યંગ્ય રહિત' કાવ્ય તે 'ચિત્ર'કાવ્ય ખરું; તેમ જ 'ચિત્ર'કાવ્ય તે 'વ્યંગ્યરહિત' એમ પણ ખરું; પણ 'ચિત્ર'કાવ્ય એટલે 'વ્યંગ્ય રહિત' કાવ્ય એ તો ભ્રાન્તિ જ છે. અંગ્રેજીમાં જેને Connotation અને Denotation કહે છે એ બે વચ્ચે વિવેક ન કરવામાંથી આ ભ્રમ ઉત્પન્ન થયો છે. ચિત્ર-શબ્દ સર્વથા પારિભાષિક નથી, એનો અર્થ " ચીતરામણવાળું"— "બાહ્ય શોભાવાળું" થાય છે, અને આ માટે કા૦ પ્ર૦નું પોતાનું જ પ્રમાણ છે. " चित्रमिति गुणालङ्कारयुक्तम् "—સંસ્કૃતનું અતિ અલ્પ જ્ઞાન ધરાવનાર પણ આ શબ્દોનો અર્થ સમજી શકશે કે અત્રે 'ચિત્ર એટલે ગુણાલંકાર યુક્ત' એમ કહ્યું છે. ધ્વન્યાલોક જેને 'ચિત્ર' કહેછે તેની તો એના તેમ જ જગન્નાથના મતમાં કાવ્યમાં ગણના જ નથી. જેમાં થોડો પણ વ્યંગ્ય (રસ) હોય એ જ કાવ્યમાં આવી શકે છે, સર્વથા વ્યંગ્યરહિત કાવ્ય તો કાવ્ય જ નથી. સર્વત્ર નક્કી કરવાનું એટલું રહે છે કે કવિનું 'તાત્પર્ય', એનો 'ઉદ્યમ' શેમાં છે ?—વ્યંગ્ય (રસ) માં કે ચિત્ર ('ચમત્કાર') માં ? ' स्वच्छन्दोच्छलदच्छ ' આદિ શ્લોક સંબંધે ટીકાકાર આ પ્રમાણે લખે છે:—

तत्र ( व्यङ्ग्ये ) न कवेस्तात्पर्यमनुप्रासमात्र एव तस्य संरम्भात् ( उद्यमात् ) तात्पर्यविषयीभूतव्यङ्ग्यविरहत्वमेवाव्यङ्ग्यपदेन विवक्षितम् । यदुक्तं ध्वनिकृता 'रसभावादिविषयविवक्षाविरहे सति । अलंकारनिबन्धो यः स चित्रविषयो मतः "

વળી " शीर्णघ्राणाङ्घ्रिपाणीन्" ઇત્યાદિ સંબંધે ગોવિંદ ઠાકુર કહે છે: " नीरसत्वं चात्रानुप्रासमात्रमग्नतया रसे तात्पर्याभावात्."

ભાવાર્થ કેઃ—કવિનો 'સંરંભ'–'ઉદ્યમ'–'તાત્પર્ય'–વ્યંગ્યવિષયક છે કે અનુપ્રાસાદિચમત્કારવિષયક ? પ્રથમ પક્ષમાં એ ઉત્તમ વા મધ્યમ વર્ગમાં આવે છે, દ્વિતીય પક્ષમાં અધમ વર્ગમાં આવે છે. હવે આ તાત્પર્ય નિર્ણય કરવાનું કામ વાચકનું છે. કવિ તો પોતાના કાવ્યની સરસતા સિદ્ધ કરવા કોઈ જ કહે કે મ્હારૂં તાત્પર્ય મુખ્યત્વે કરીને વ્યંગ્યવિષયક જ છે. સહૃદયનું કર્તવ્ય છે કે એણે આ વાત નિષ્પક્ષપાત રીતે નક્કી કરવી. એ નક્કી કરવાનું સાધન કવિતા સર્વની ઉત્કટતા છે. વ્યંગ્યની ઉત્કટતા હોય તો ઉત્તમતા સિદ્ધ થાયછે, અનુપ્રાસાદિ ચમત્કારની ઉત્કટતા હોય તો અધમતા સિદ્ધ થાય છે. 'નવ સુધાધાર' માં આ બેમાંથી શેની ઉત્કટતા છે એ સહૃદય વાચક સહજ નક્કી કરી શકે.

૯. 'નવ સુધાધાર' જેવા 'શબ્દચમત્કાર' માં જેઓ આનંદ માનતા હોય તેઓ ભલે માને. અમારો તો દૃઢ નિશ્ચય છે કે આવા યત્નો મનુષ્ય-હૃદયને હમેશ માટે આકર્ષી

* કેટલાંક કાવ્યલક્ષણોને સાધારણ રીતે સમજતાં એમાં કેવા દોષો આવે છે તે માટે અમારો પોતાનો અભિપ્રાય ૧૮૯૫ ના એક સુદર્શનમાં અમે પ્રકટ કર્યો છે

શકતા નથી, શકવાના નથી; એટલે આ સબંધે ભય રાખવાનું અમારે કારણ પણ નથી. 'Survival of the fittest' નો નિયમ વિશ્વમાં જાગતો છે. અને યદ્યપિ એટલાથી વસ્તુની યથાર્થતા સિદ્ધ થતી નથી, તથાપિ પુષ્ટિ–પ્રમાણ ( Corroborative proof ) તરીકે એ બહુ ઉપયોગી છે " આપણી સ્ત્રીઓને સુખે પણ બહુધા રસ પ્રધાન કડીઓ/ તમે સાંભળશો." એ ઉક્તિમાં રહેલા 'બત્રીસ અક્ષરના શ્લોક'ને કે બાળબોધ અક્ષરે લખેલી પંક્તિને જ " પ્રમાણ " રૂપ માનનારા વિદ્વાનો ન સમજે એમાં આશ્ચર્ય નથી.

૧૦. છેવટે 'ચમત્કારવાળી કવિતા' મનુષ્યની સ્વાભાવિક રસિકતાથી વિરુદ્ધ હોઈ ચિરકાળ ટકી શકનાર નથી એ સિદ્ધાન્તમાં અમારી પૂર્ણ શ્રદ્ધા દર્શાવી સુદર્શનમાં આ વાદવિવાદ આજથી અમે બંધ કરીએ છિએ.*

**'अनुशोचाम एवान्यान् न भ्रान्तैर्विवदामहे'**

તન્ત્રી.




---

* અમારા ગ્રાહકો વાંધો લેશે કે એકવાર ગુજરાતી જેવા વિસ્તીર્ણ પ્રચારવાળા પત્રમાં પ્રસિદ્ધ થએલા લેખની અત્રે પુનરુક્તિ શા માટે ? વાંધો યોગ્ય છે. પરંતુ અમે દિલગીર છિએ કે ગુજરાતીમાં એ લેખ પ્રસિદ્ધ થતા પહેલા અત્રે એ છપાઈ ગયો હતો આ લેખકે તેમ કરવાની પોતાની ઇચ્છા અમને દર્શાવવા કૃપા કરી હોત તો અમારા ગ્રાહકોને ચાર પાનાની પુનરુક્તિ વાંચવાનો અને અમને આ પંકમા ઉતરવાનો પ્રસંગ બેશક બચી જાત.

स्वच्छन्दोच्छलदच्छकच्छ........ એ કવિતાના અધમતવનું કારણ માત્ર શબ્દ ચમત્કાર જ નથી, અન્ય પણ છે.

રા. ભટ્ટ.

स्वच्छन्दोच्छलदच्छ.........તે કવિતા અધમ કહેવાય છે, તેમાં અનુપ્રાસ વગેરે શબ્દ ચમત્કારો છે તેથી નહીં.

રા. મુનિ.

રા. મુનિનો પ્રકૃત ઉપક્રમ " સત્યતા ખાતર " જ હોય તો એમણે પ્રથમ એમના મિત્ર રા. ભટ્ટ સાથે સમાધાન કરવું ઠીક છે, કેમકે એમનો આ મતભેદ મુદ્દાનો છે. રા. ભટ્ટે પણ ગ્રામ્યતાથી મુક્ત થયા પછી જ અન્યને વિવાદમાં ઉતારવા કાંઈ પણ આશા રાખવી.

તંત્રી.

## આત્મનિવેદન.

### ( એક વ્યાખ્યાન. )

પરમાત્મા મનુષ્ય કરતાં અનન્તગુણુ અધિક છે, અને એના મહિમાનો એક અણુમાત્ર અંશ પણ મનુષ્ય પોતાની કલ્પનામાં સંપૂર્ણ રીતે લઈ શકે એમ નથી, માટે માત્ર એનું અસ્તિત્વ સ્વીકારી એના સ્વરૂપની અજ્ઞેયતાથી ઉદ્ભવતા આશ્ચર્યમાં વિરામવું,

आश्चर्यवत् पश्यति कश्चिदेनम्
आश्चर्यवत् वदति तथैव चान्यः।
आश्चर्यवत् चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥*

એમ ઉદ્‌ગાર કરી એની આશ્ચર્યશાલિ ભવ્યતાના નિદિધ્યાસનમાં જ નિરન્તર વસવું એ એક પક્ષ છે. બીજો પક્ષ એની ભવ્યતાને બદલે એના મધુર સૌન્દર્ય ઉપર, તેમ જ એની અજ્ઞેયતાને બદલે એના પ્રત્યક્ષ પ્રેમ ઉપર, હૃદય સ્થાપી એની સાથે પ્રેમ જોડવો એ છે. પ્રથમ પક્ષ એક પ્રકારના જ્ઞાનમાર્ગનો અને બીજો ભક્તિમાર્ગનો છે. આ ઉભય અંશનો વિરોધ ટાળી ઉભયને હૃદયમાં અવકાશ આપવો એ પરમાત્મ-અભિમુખ હૃદયની ઉચ્ચમાં ઉચ્ચ—લગભગ અપ્રાપ્ય જેવી—સ્થિતિ છે; અને આ બે અંશમાંથી એકને પ્રાધાન્ય મળી જવું એ મનુષ્યહૃદયનું સ્વાભાવિક વળણુ છે. પરંતુ આ બંને અંશ સ્વીકાર્યા છતાં દરેકમાં મન્દ રહેવું તે કરતાં તો આ બેમાંથી ગમે તે એક માર્ગે બરાબર ચઢી જવાથી પરમાત્માના સ્વરૂપનો વધારે સારો અનુભવ થઈ આવે છે. આવો, એકદેશી પણ અત્યંત તીવ્ર અને ઉત્કટ સાધનના પરિશીલનથી ઉત્પન્ન થએલો, એક અનુભવ નીચેના પદ્યમાં છે, જેને અમે "આત્મનિવેદન" એવું નામ આપીશું:—

( प्रभात–झिंझोटी. )

× अब तो मेरा राम नाम, दूसरा न कोई ( टेक. )
माता छोडी पिता छोडे, छोडे सगा साई;
साधु संग बेठ बेठ, लोक लाज खोई. अब तो० १

---

* આ શ્લોક ભગવદ્‌ગીતામાં આત્મા સંબંધે છે—જે અત્રે પરમાત્મા સંબંધે યોજ્યો છે. અર્થ આ પ્રમાણે: "કોઇક એને આશ્ચર્યવત્ જુવે છે; કોઇક એને આશ્ચર્યવત્ વદે છે; કોઇક આશ્ચર્યવત્ શ્રવણુ કરે છે; શ્રવણુ કરીને પણ કોઈ એને જાણતું નથી."

× સરખાવો:—*"Lord, if I have only Thee, there is none in heaven or earth that I desire beside Thee. My flesh and my heart faileth: but God is the strength of my heart, and my portion for ever." Psalms.*

संत देखि दोड आइ, जगत देखि रोई;
प्रेम आंसु डार डार, अमरवेल बोई. अब तो० २
मारगमें तारण मिले, संत राम दोई;
संत सदा शिश उपर, राम हृदय होई. अब तो० ३
अंतमेंसे तंत काढ्यो, पिछे रही सोई;
राणे मेल्या विखका प्याला, पीने मस्त होई. अब तो० ४
अब तो बात फेल गई, जाणे सब कोई;
दास मिरां लाल गिरधर, होनीतो सो होई. अब तो० ५

આ પદ એક સુપ્રસિદ્ધ મેવાડની અબલાનું—મીરાંબાઇનું—છે એ છેલ્લી પંક્તિથી વાચકને જણાયું હશે જ. એ સાધ્વીનું સ્વાભાવિક અબલાપણું માત્ર એની પરમાત્મ-પ્રેમની વિવશતામાં જ, અને એનું મેવાડ-ઉચિત વીરપણુ એ પ્રેમમાં વિઘ્નભૂત સંસાર બેડીને એક સૂતરના તાતણા માફક તોડી ફેંકી દેવામા પ્રકાશે છે. આ અબલાત્વ અને આ વીરત્વ-આ પ્રેમ અને આ વૈરાગ્ય-ઉભયનુ યથાર્થ ચિત્ર આ પંક્તિઓ જ સ્વય ઉત્તમ રીતે આલેખી શકે છે; એટલે વાચકના હૃદયમાં એ ઉપસ્થિત કરી આપવા વધારે શ્રમ લેવાની જરૂર જણાતી નથી. વળી, જે હૃદયમાં આ રસની ઝીણી ઝીણી પણ ઉર્મિઓ, કોઇક કોઇક કાળે પણ, વહેતી હશે તેને અત્રે ઉછળતા રસતરંગો આદરથી સ્વીકારવામાં વિલંબ થવાનો નથી, અને એ ભાવ જેને તદ્દન અજ્ઞાત છે તેને કોટિ દલીલો પણ નકામી છે-એ જોતાં પણ આ સિદ્ધાન્તની પુષ્ટિ માટે બહુ યત્ન કરવાનું કારણ રહેતું નથી. તથાપિ આ મિશ્ર રસના પ્રવાહની થોડીક અવાન્તર રસરેખાનું કાંઇક પૃથક્ પૃથક્ અવલોકન કરવા યત્ન થાય તો તે અસ્થાને નહિ ગણાય

## વૈરાગ્ય અને દયા.

૧. પરમાત્મ-પ્રાપ્તિ માટે સૌથી પહેલું અને આવશ્યક પગથિયું વૈરાગ્ય છે. જગતના વ્યવહાર તરફ કાંઈ પણ અરુચિ ઉત્પન્ન થયા વિના મનુષ્ય પરમાત્માભિમુખ થઈ શકતો નથી; અને જોકે પરિણામે જગત્માં પણ જ્ઞાનીને પરમાત્મદર્શન જ થાય છે તથાપિ આરંભમાં જગત્ ઉપર જગતરૂપે ત્યાજ્યબુદ્ધિ થવી જરૂરની છે, જ્યારે જગત્ એના માયિકરૂપે સર્વથા મટી જાય છે ત્યારે કાંઈ પણ ત્યજવાનું રહેતું નથી, તોપણ જગત્રૂપે (માયિકરૂપે) જગત્ ઉપરથી મમતા દૂર કરવાનો પ્રથમ યત્ન કર્યા વિના એ છેવટની દશા પ્રાપ્ત કરવી અશક્ય છે જ્યાં સુધી આત્માને અહંતામમતાની શૃંખલાઓ નિયન્ત્રિત કરી રાખે છે ત્યાં સુધી એને એની સ્વાભાવિક વિશાલતા અનુભવમાં આવતી નથી. એ અનુભવ ત્યારે જ થાય છે કે જ્યારે એને એમ સમજાય છે કેઃ—આ દેહ તે હું નથી, આ, માતા પિતા તે મ્હારાં નથી, કારણ અનન્ત કાળમહોદધિમાં પાંચ પચાસ કે સો વર્ષ એ એક ક્ષણ-બિન્દુ-માત્ર જ છે, અને એટલા પરિમિત કાળ સુધી પ્રતીત થતી વસ્તુઓમાં અનાદ્યનન્ત આ આત્માનો શો રસ હોઈ શકે? એવા મહાન્ પદાર્થના રસનું સ્થાન કોઈક મહાન્

પદાર્થ જ હોવો જોઇએ; અને એ પદાર્થ તે પરમાત્મા વિના અન્ય કોઈ નથી. એનામાં જ આ આત્માનો ખરો આશ્રય છે. એ જ એનું પરમ પ્રયોજન-રસનું સ્થાન-છે. અને તેથી જ ભક્તજન વારંવાર ઉચ્ચારે છે કે "God is our home" પરમાત્મા એ આપણું ઘર છે.)," "परा हि मे विमन्यवो पतन्ति वस्य इष्टये वयो न वसतीरुप"(જેમ પક્ષીઓ આળા તરફ પાછાં ફરે છે તેમ જ, તેટલા જ આનંદથી અને તેટલા જ ભાવથી, મ્હારી વૃત્તિઓ પરમાત્મા તરફ વળે છે.) આવી આત્માની ઉન્નત દશા પ્રાપ્ત થતાં **મીરાં** કહે છેઃ—

" माता छोडे पिता छोडे छोडे सगां साइ ।
अवतो मेरा रामनाम दूसरा न कोई ॥ "

પરંતુ આમ સંસાર છોડવાની વાત સાંભળી, ખાસ કરીને લોકસુખવાદના વર્તમાન સમયમાં, ઘણાકને ક્રોધ આવશે. જગતમાં રહીને પણ પરમાત્મચિંતન થઈ શકે છે, કર્તવ્ય કર્મ કરવાં જ જોઇએ, પ્રવૃત્તિમાં જ ખરી નિવૃત્તિ છે, સંન્યાસ એના ખરા સ્વરૂપમાં કર્મનો સંન્યાસ (ત્યાગ) નથી પણ કર્મના ફલનો સંન્યાસ છે, "સંસારમાં સરસો રહે અને મન મારી પાસ" ઇત્યાદિ અનેક ઉક્તિઓ-બહુધા શ્રીભગવદ્ગીતાને આધારે-વારંવાર થતી આપણે સાંભળીએ છિએ અને એ ઉક્તિઓમાં બેશક ઘણું સત્ય રહેલું છે. વેદાન્તસિદ્ધાન્ત પ્રમાણે પણ 'બ્રાહ્મી સ્થિતિ' જ્ઞાનાત્મક છે કર્માત્મક નથી—અર્થાત્ એમાં કાંઈ કરીને કે ન કરીને પ્રાપ્ત કરવાનું નથી પણ જે છે તે જ અમુક સ્વરૂપે યથાર્થ સમજવાનું છે. પણ એ સત્યને એની યોગ્ય મર્યાદાની બહાર ખેંચી જઈ **મીરાં**ના જેવા ત્યાગને પણ નિંદવામાં આવે, ત્યારે તો એટલું કહેવું જ પડે કે હાલના સમયમાં તો ઘણેભાગે આ વિચારો સંસારની લોલુપતા ( worldliness ) માંથી જ ઉત્પન્ન થઈ શ્રીભગવદ્ગીતાના દેખીતા આશ્રય નીચે સમર્થન પામે છે. વસ્તુતઃ તો ધર્મભાવનામાં વૈરાગ્ય એક આવશ્યક અંશ છે, અને યદ્યપિ મહાન હૃદયો જગત્‌માં વિચરતાં છતાં પણ અરણ્યસમ એકાન્તવાસ અનુભવી શકે છે તથાપિ એ વસ્તુ તો વિરલ હૃદયો માટે જ, અસંખ્ય જન્મોના વૈરાગ્યમય સંસ્કારોને પરિણામે જ, ખરી છે. **મીરાં** જેવાં ઉત્કટ પરમાત્મ-પ્રેમવાળાં હૃદયો સંસાર ત્યજી ઇહલોકમાં જ પરમાત્મલોકનો આપણને અનુભવ કરાવી શકે છે, અને એવા તારાઓ પૃથ્વીથી અસંખ્ય યોજન દૂર હોઇને પણ આપણી સંસારસમુદ્રની ન્હાની ન્હાની જીવન-નૌકાઓને એમના ઉદ્દેશ્ય સ્થાન તરફ દોરે છે. ધર્મભાવનામાં ત્યાગનું કેવું માહાત્મ્ય છે એ સમજવા માટે અકબરે ઉત્થાપેલા ધર્મનું દૃષ્ટાન્ત સારૂં છે. એ ધર્મમાં એક મ્હોટી ખામી વૈરાગ્યની હતી અને એની નિષ્ફળતાનું એ એક મુખ્ય કારણ હતું એમ સહજ કલ્પના થાય છે. બીજું; જગતના મ્હોટા મ્હોટા ધર્મધુરંધરોનાં જીવનો પણ શું ત્યાગમય નહોતાં? ક્રાઇસ્ટ બુદ્ધ આદિ મહાત્માઓએ જગતમાં જે પ્રબળ ધાર્મિક પ્રેરણા ઉત્પન્ન કરી છે તે તેઓ સંસારમાં રહીને કદી પણ કરી શકત? વિચારમાં અમુક રીતે આ શક્ય જણાય છે ખરૂં, પણ વાસ્તવિક રીતે તો આપણને-જગત્‌ના પામર જીવોને, સંસારીઓને-સંસારત્યાગના ઉદ્દામ દૃષ્ટાન્ત વિના ધાર્મિક ભાવના તરફ પ્રવર્તવું અશક્ય છે. આત્મત્યાગ ઘણીવાર અનિષ્ટ પણ બને છે, પણ તે બે ત્રણ રીતે જઃ એક તો, આખું

જનમંડળ—આખો સંસાર—સંસાર ત્યજવા જાય તો; બીજું, પોતાના હૃદયનું અરૂં ધાર્મિક બળ લક્ષમાં લીધા વગર-અર્થાત્ યોગ્ય અધિકાર પ્રાપ્ત કર્યા વિના-તેમ કરવામાં આવે તો; તથા ત્રીજું, (અને આ મુખ્ય દોષ છે), સંસારના કંટાળામાંથી-અર્થાત્ એક પ્રકારની આત્માની નિર્બળતામાંથી-આ ઉદ્ભવે તો જ. **મીરાં**નો વૈરાગ્ય અનન્યસાધારણ હતો, એનો એ બાટે અધિકાર એના દૃઢ નિશ્ચય વડે અને પરિણામના વિજય વડે સિદ્ધ છે, તથા એ વૈરાગ્ય શુષ્ક સંસારના કંટાળામાંથી નહિ પણ પરમાત્મા પ્રત્યેના પ્રેમથી ઉત્પન્ન થયો હતો એ વિષે તો શંકાનો અવકાશ જ નથી.

જગતથી વિરક્ત થઈ વસનાર મનુષ્ય જગત્ તરફ ઘણીવાર કઠોર દૃષ્ટિએ જુવે છે. પણ **મીરાં**ના વૈરાગ્યમાં તો પરમાત્મપ્રેમનો રસ સીંચાએલો હોવાથી એમાં નરમાશ આવી હતી, અને એવું હૃદય અત્યન્ત કોમળ હોઈ જગત્ પ્રતિ દયાથી ઉભરાતું હતું. પણ આ દયા અલૌકિક પ્રકારની હતી; એ જગતનાં વ્યાવહારિક દુઃખો માટે નહિ, પણ પારમાર્થિક દુઃખો માટે હતી. જગત્નાં વ્યાવહારિક દુઃખો ઉપર આપણા વર્તમાન સમયના પરોપકારી પુરુષોનું બહુ ધ્યાન રહે છે, અને તે રહેવું જ જોઇએ, પણ એનાં પારમાર્થિક દુઃખો એ કરતાં પણ અધિક ત્રાસદાયક છે એ ભૂલવું જોઇતું નથી. માત્ર સૂક્ષ્મ હોવાથી સ્થૂલ દૃષ્ટિને એ સહજ પ્રતીત થતાં નથી, પણ તેટલા માટે જ એ વધારે ભયંકર છે. 'જે પરમાત્મ-પ્રેમ મ્હારૂં હૃદય અનુભવે છે તે સમસ્ત જગત કે મન અનુભવે?' એવી ઉત્કંઠા વિશાળ અને પરોપકારી હૃદયને થયા વિના રહેતી નથી, અને એવી ઉત્કંઠાથી પ્રેરાઇને જ **મીરાં**

"जगत देखि रोई."

આવી અનુકંપાવૃત્તિ બહુ વિરલ હોય છે; બુદ્ધને થઈ હતી, ક્રાઈસ્ટને થઈ હતી, **મીરાં**ને થઈ પણ બુદ્ધે અને ક્રાઈસ્ટે એ દયાથી પ્રેરાઈ જગતનો ઉદ્ધાર કરવાના માર્ગો રચ્યા, પ્રણાલિકાઓ પાડી. આ અબલા, એમાંનું કાંઈ પણ ન કરતાં, માત્ર દૃષ્ટાન્ત રૂપ થઈ ઉભી;' પણ એ થોડું નથી. **મીરાં** જેવી પરમાત્મ-પ્રેમની સ-રસ મૂર્તિ જગત્માં મળવી બહુ જ કઠિન છે, અને એવાં દૃષ્ટાન્તો માત્ર જગત્ આગળ ઉપસ્થિત રહીને પણ અત્યન્ત ઉપકાર કરી શકે છે

અત્ર અમુક સર્વસામાન્ય દૃઢ નિયમને વળગી રહેનાર પ્રાકૃત હૃદય આક્ષેપ કરશે કે-જે સ્ત્રીએ પતિસેવા ન કરી તેના દાખલાથી જગતને કેટલું નુકશાન! આ આક્ષેપનો ઉત્તર કે ખરા પરમાત્મ-પ્રેમના વેગમાં પતિની ઉપેક્ષા પણ ક્ષન્તવ્ય છે. જેમ ક્ષુદ્ર કાવ્ય-કંકરના નિયમો અલૌકિક પ્રતિભાવાળાં કાવ્યરત્નોને લાગુ પડતા નથી, તેમ પ્રાકૃત મનુષ્ય-ગાડરાંના નિયમો અલૌકિક પરાક્રમવાળા પુરુષસિંહોને નિયન્ત્રી શકતા નથી. તાત્પર્ય કે-સામાન્ય નિયમનો ભંગ મનુષ્ય પોતાની જવાબદારી સાથે કરે છે, વિજય મેળવે તો એ ભંગ ક્ષન્તવ્ય છે, અને ભ્રષ્ટ થાય તો એ પોતાનો અધિકાર ન સમજ્યો તેટલા માટે સદોષ ઠરે છે; અને આ વ્યવસ્થા યોગ્ય અને ન્યાય્ય છે. આ રીતે તપાસતાં, **મીરાં**એ જે સાહસ કર્યું એ દોષરૂપ નથી, પણ એની કીર્તિને અમર કરનાર તથા જગતને ઉન્નત ભાવના તરફ દોરનાર એક ઉચ્ચ પરાક્રમ રૂપ છે—એમ સહજ નિશ્ચય થશે.

## ભક્તિ—જ્ઞાન—અમૃતત્વ.

૨. આપણે આગળ જોઈ ગયા કે **મીરાં**નાં વૈરાગ્યનાં મૂલ કાંઈ સંસાર

ઉપરના ક્ષુદ્ર કટાળામાં ન હતાં, પણ પરમાત્મા પ્રત્યેના એના દિવ્ય પ્રેમમાં હતાં. આ પરમાત્મ-પ્રેમનાં અનેકાનેક સ્વરૂપો સંભવે છે. કેટલાક એને પિતારૂપે, કેટલાક માતારૂપે, કેટલાક સખારૂપે, કેટલાક બાલકરૂપે, કેટલાક પ્રિયારૂપે, તો કેટલાક પતિરૂપે પણ એને ભજે છે, અર્થાત્, પોતાનો કરી માને છે, અને એની સાથે પ્રેમ જોડી આખરે તન્મયતા સાધે છે. આ પ્રેમનાં યદ્યપિ આવાં લૌકિક પ્રેમને મળતાં સ્વરૂપો બંધાય છે, તથાપિ એ સર્વમાં તે તે લૌકિક પ્રેમનાં સ્વરૂપોથી કાંઇક અનુપમ વિલક્ષણતા રહે છે, અને તેમ થવાનું કારણ પરમાત્માની "પર"તા—હરેક પ્રકારના લૌકિક ભાવથી અતીત હોવું—એ છે. પરંતુ મનુષ્ય સર્વથા એ "પર"તા એટલે વિદૂરતા સહન કરી શકતો નથી, અને વસ્તુતઃ એ કેવળ વિદૂર છે પણ નહિ એટલે એ વિદૂરતા ટાળવા જે જે યત્નો થાય છે તે તે યથાર્થ વસ્તુસ્થિતિને અનુસરીને જ થાય છે. પોતાના હૃદયને પ્રિયમાં પ્રિય એવી વસ્તુનું રૂપક આપી પરમાત્માને ભજવામાં મનુષ્યનો યત્ન કાંઇ એને એક સંકુચિત પ્રદેશમાં લાવી સંકડાવી નાંખવાનો કે એને સ્થૂલવત્ લેખવાનો નથી, પણ હૃદયની સમક્ષ ધરી એને ઉચ્ચમાં ઉચ્ચ ચૈતન્યઘન પ્રેમના સ્થાન તરીકે પૂજવાનો અને અનુભવવાનો છે. અને આ રીતે એ એના હૃદયની વસ્તુસ્થિતિને અનુસરતી એક આવશ્યકતા પૂરી પાડે છે. ગોપિકાઓનો કૃષ્ણ પ્રતિ પ્રેમ તે મનુષ્ય-આત્માની આ ધાર્મિક રસમય અવસ્થાનું દૃષ્ટાન્ત છે.[1] [2]નારદે આ ભક્તિનું "परमप्रेमरुपा" એવું લક્ષણ આપી એનું સ્વરૂપ ઠીક સમજાવ્યું છે: "तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति" અર્થાત્ પરમાત્મામાં અખિલ કર્મનું અર્પણ કરવું, અને એના ક્ષણમાત્ર વિસ્મરણમાં પણ અત્યન્ત વ્યાકુલતા અનુભવવી એનું નામ પ્રેમ વા ભક્તિ.

---

૧. "Hence the Soul's devotion to the Deity is pictured by Radha's self-abandonment to her beloved Krishna, and all the hot blood of Oriental passion is encouraged to pour forth one mighty flood of praise and prayer to the Infinite Creator, who waits with *loving*, out-stretched arms to receive the worshipper into his bosom, and to convey him safely to eternal rest across the seemingly shoreless Ocean of Existence. Yet I am persuaded that no indecent thought entered their minds when they wrote these burning words; and to those who would protest, as I have often heard the protest made, against using the images of the lupunar in dealing with the most sacred mysteries of the Soul, I can only answer:—

' Wer den Dichter will verstehen
Muss in Dichters Lande gehen; ' "

Mr. Grierson, the author "of The Literature of Hindustan," in his "Introduction to the Satsaiya" of Biharilal.

૨—જુવો નારદભક્તિસૂત્રઃ "सा (भक्तिः) त्वस्मिन् परमप्रेमरूपा," "अमृतस्वरूपाच."

આવા અલૌકિક પ્રેમરસથી ભરપૂર થએલી મીરાં કહે છેઃ—

"प्रेम आंसु डारडार अमरबेल बोई."

અર્થાત્—' મ્હેં તો પ્રેમ-આંસુડાં ઢાળી ઢાળીને અમરવેલ વાવી છે.' આ "અમરવેલ" તે એ જ 'अमृतत्त्व' કે જે માટે ભક્તિમૂર્તિ મીરાંને મળતી જ્ઞાનમૂર્તિ મૈત્રેયીએ યાજ્ઞ-વલ્કયને કહ્યું હતું. "येनाहं नामृतास्यां तेन किं कुर्याम्ः મ્હારે તો અમૃતત્વ જોઇએ. જો વિત્ત થકી અમૃતત્વની આશા નથી તો એ વિત્ત લઇને હું શું કરૂં ?" પ્રેમ—પરમાત્મપ્રેમ-એજ 'અમૃતત્વ'નું સાધન છે; કેમકે એ પ્રેમમાં જ આત્માને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, અને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર એ જ 'અમૃતત્વ' છે. અમૃતત્વ કાંઈ સ્વર્ગમાં-એટલે કોઈ અન્ય સ્થાનમાં-મેળવી શકાય એવો પદાર્થ નથી. તેમ એનો એમ પણ અર્થ નથી કે આ પ્રકૃતિનો થએલો દેહ તે, નિત્ય નિરંતર કાયમ રહે એવો બનાવી શકાય. વળી કાંઇ આજ પર્યન્ત મરણશીલ હોઇ આજથી એટલે અમુક સમયથી એને મરણરહિત કરી શકાય એમ પણ નથી. અમૃતત્વ એ આત્માનો નિત્યસિદ્ધ સ્વભાવ છે, અને એ સ્વભાવને જાણવો-સાક્ષાત્ અનુભવવિષય કરવો—એનું નામ જ 'અમૃતત્વ' સંપાદન કરવું એમ છે. અર્થાત્, 'અમૃતત્વ' જ્ઞાનલભ્ય છે, ક્રિયાલભ્ય નથી; અને તે આત્મા સંબન્ધે છે, દેહ સંબન્ધે નથી. આત્માનું આ અમૃતત્વ સિદ્ધ કરવા અનેક ફિલસુફોએ અનેક યત્નો કર્યા છે. કેટલાકે એમ બતાવ્યું છે કે જડનો વિનાશ-ધર્મ ચેતનમાં ઘટી શકતો નથી; કેટલાક કહે છે કે પાપપુણ્યરૂપનીતિ-વ્યવસ્થા એના બદલા વિના સંભવતી નથી, અને એ બદલો આત્માના અમૃતત્વ વિના સંભવતો નથી; કેટલાક કહે છે કે નીતિની ભાવના કોઈ પણ કાળે સંપૂર્ણ સિદ્ધ કરી શકાતી નથી માટે આત્માની નીતિસંબન્ધી અભિવૃદ્ધિ માટે અનંત કાળનો અવકાશ જોઇએ; અને કેટલાક એમ બતાવે છે કે આત્મારૂપી નિત્ય પ્રમાતાને અભાવે જગત્ શૂન્ય થઈ જાય. આ વિવિધ દલીલોમાં કેટલું કેટલું સત્ય રહેલું છે એ નિર્ણીત કરવા જતાં બહુ વિસ્તાર થઈ જાય અને પ્રકૃત વિષયની ચર્ચામાં અસમતા આવે, માટે અત્રે એટલું જ યાદ રાખવું બસ થશે કે આપણે જે 'અમૃતત્વ' અનુભવવાનું છે તે આત્માની અમુક ચાલુ સ્થિતિરૂપ નથી-અર્થાત્, પૂર્વે કહ્યું તેમ દૈશિક કે કાલિક અમૃતત્વ એ ખરૂં 'અમૃતત્વ' નથી. એવું અમૃતત્વ તો આત્માને તૃપ્તિને બદલે માત્ર કંટાળો જ આપે. કોટિ વર્ષ પર્યન્ત, અત્રે કે ઉત્તમમાં ઉત્તમ સ્વર્ગભૂમિમાં રહીને પણ શું કરવું ? વિષયતાના પ્રદેશથી આત્માનું પર હોવું એ જ એનું ખરૂં 'અમૃતત્વ' છે. એ જ આત્માનું, એટલે પ્રમેયનું નહિ પણ પ્રમાતાનું, અમૃતત્વ છે, અને એ પ્રમાતાનું અમૃતત્વ છે માટે જ એ વિષયતાના પ્રદેશથી અતીત હોઇ ક્રિયાસાધ્ય નથી પણ જ્ઞાનસાધ્ય છે.

આ જ્ઞાન કેમ સંપાદન થાય ? તર્ક તો બહુમાં બહુ આત્મા અમૃત છે એટલું સ્થવીને વિરમશે. પણ એ અમૃતત્વનો સાક્ષાત્ અનુભવ શી રીતે થઇ શકશે ? જ્ઞાનથી કે ભક્તિથી ? પ્રેમલક્ષણા ભક્તિ તે જ 'જ્ઞાન' અને અપરોક્ષ જ્ઞાન તે જ 'ભક્તિ' એ સિદ્ધાન્ત હવે સુપ્રસિદ્ધ થઈ ગયો છે; તથાપિ ઉભયની એકતા કવી રીતે છે એ જરા જોઇએ. ભક્તિનાં

એ મુખ્ય અને આવશ્યક અંગ છેઃ પ્રેમ અને શ્રદ્ધા*. પ્રેમનું કાંઇક સ્વરૂપ "બુદ્ધિ અને હૃદય" નામના જૂન માસના લેખમાં, તેમજ આ લેખમાં ઉપર આપણે જોઈ ગયા; અને શ્રદ્ધા વિષે પણ "શ્રદ્ધા અને શંકા" એ નામના ન્હાના લેખમાં કેવલ દિગ્દર્શનમાત્ર અવલોકન થઇ ગયું. આ સ્થળે એટલું જ કહેવાનું છે કે શ્રદ્ધાએકરી આત્મા ભયશંકાઆદિદોષમુક્ત થાય છે, પ્રેમથી એનામાં ચૈતન્યનો વિકાસ થઈ આનન્દનું ભાન થાય છે.જ્ઞાનવડે પણ આ જ પદાર્થ પ્રાપ્ત કરવાના છે,અને એમાં પણ શ્રદ્ધા અને પ્રેમ જૂદી રીતે જરૂરનાં છે, કેમકે એ વિના જ્ઞાન અસ્થિર, શિથિલ, શુષ્ક અને પરોક્ષ રહે છે. અત્રે કદાચ કોઇને પ્રથમ દૃષ્ટિએ એમ લાગશે કે આ ભક્તિ દ્વૈત વિના સંભવતી નથી, કારણ કે જ્યાં આત્માએ પરમાત્મા ઉપર અવલંબ કરવાનો છે તથા પ્રેમ બાંધવાનો છે ત્યાં સ્વથી પર પદાર્થનો એટલે દ્વૈતનો સ્વીકાર અંતર્ગત રહેલો જ છે પણ ખરૂં જોતાં દ્વૈતને છેદવાનું સાધન જ આ ભક્તિ છે. પરમાત્મા સાથે પ્રેમ જોડાતાં પ્રેમી પોતાની અહંતામમતાથી મુક્ત થઈ જાય છે, અને એ મુક્તિ તે જ અદ્વૈતવાદનું પરમ સાધ્ય છે. જ્ઞાનવડે પણ આ જ દશા પ્રાપ્ત કરવાની છે. આત્માને વસ્તુતઃ અહંતામમતાનાં બંધન નથી એમ સમજવાનો અર્થ પણ એ જ છે કે અહંતામમતાથી રહિત આત્મસ્થિતિ પ્રાપ્ત કરવી. હવે આ અહંતામમતાથી રહિત આત્મા એ અદ્વૈતવેદાન્ત પ્રમાણે પરમાત્મા—બ્રહ્મ—જ છે એટલું ધ્યાનમાં રાખીશું તો સમજાશે કે ઉભયમાં પરમાત્માનો સમાન રીતે પ્રવેશ છે. અર્થાત્ ઉભય સાધનવડે એક જ સ્થિતિ સિદ્ધ કરવાની છે એટલું જ નહિ, પણ બંનેમાં ધાર્મિકતાનો ભાવ પણ સમાન છે. તાત્પર્ય કે—એક જ તત્ત્વ ઉપર બંનેનો ઉદ્દેશ હોવા ઉપરાંત એક Philosophy (તત્ત્વજ્ઞાન) છે અને અન્ય Religion (ધર્મવૃત્તિ) છે એમ પણ નથી, ઉભય Religion (ધર્મવૃત્તિ) છે, અને એક જ પદાર્થનાં વિભિન્ન સ્વરૂપો છે.

ઉક્ત પ્રકારનો પ્રેમ આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. તે એવી રીતે કે પ્રેમ થતાં જ્યારે 'હું' એવો પદાર્થ જ રહેતો નથી, ત્યારે મરણશીલતા કોને બાધ કરી શકે? જેણે પોતાની અહમાકારવૃત્તિ બ્રહ્મને જ ખોળે મૂકી દીધી છે, અર્થાત્ "જેમ નદીઓ નામરૂપ ત્યજી સમુદ્રમાં લીન થાય છે" તેમ જેણે પોતાની ભેદમય અહંમૂર્તિ બ્રહ્મરૂપ પ્રેમસાગરમાં લય પમાડી દીધી છે, તેની દૃષ્ટિએ બ્રહ્મવિના અન્ય 'હું' કહેવા લાયક કોઈ પદાર્થ જ અવશેષ રહેતો નથી,એટલે બ્રહ્મનો વિનાશ થાય તો જ પોતાનો વિનાશ એ થયો માને. બીજું—આ બ્રહ્મ પોતાથી ભિન્ન હોય તો કોઈ કાળે પણ પોતાનો નાશ થવાનો સંભવ રહી એને ભય ઉત્પન્ન થાય, પણ જ્યારે એનું આત્મત્વ જ બ્રહ્મમાં છે ત્યારે પછી એને વિનાશનો સંભવ જ શો? આ રીતે અદ્વૈતવેદાન્તમાં આત્માનું અમૃતત્વ અનુભવવાની પ્રક્રિયા છે. આ વિચારમાંથી પ્રસંગવશાત્ વાચકને એટલું સ્પષ્ટ થયું હશે કે જેઓ ભક્તિ મન્દાધિકારી માટે છે એમ માને છે તેઓ, તથા જેઓ પરમાત્માના જ્ઞાનને બદલે (અહં-

---

* પ્રેમમાં શ્રદ્ધા આવી જાય છે એમ કહીએ તો પણ ચાલે. અથવા શ્રદ્ધા પ્રેમનું એટલે ભક્તિનું સાધન છે એમ પણ કહી શકાય. શ્રદ્ધા અને ભક્તિ એમ બે સ્વતન્ત્ર સાધન પણ બોલાય છે. જુવોઃ—શાંડિલ્યસૂત્ર.

કારાસ્પદ ) આત્માનુ જ્ઞાન સંપાદન કરવામાં જ સિદ્ધિ માને છે તેઓ વેદાન્તસિદ્ધાન્ત ખરી રીતે સમજ્યા નથી

### સાધુસંગ.

૩. હવે ત્રીજો વિચાર એ કરવાનો છે કે પરમાત્માને પહોચવામાં "સાધુસંગ" નું મા-હાત્મ્ય કેટલું છે? આ વિષયમા મીરાએ ઠીક કહ્યુ છે કે—

" मारगमें तारण मिले, संत राम दोई ।
संत सदा शिश उपर, राम हृदय होई ॥ "

આ સંસારસમુદ્રમાંથી તારનાર બે જ પદાર્થ છેઃ એક " संत " અને બીજો "राम". તેમા 'સંત'નું સ્થાન 'શિશ ઉપર' છે, 'રામ'નું 'હૃદય'માં છે. સન્ત માત્ર પરોક્ષ રીતે માર્ગ બતાવીને દૂર રહે છે, એના સહવાસથી જેટલી અસર થઈ શકે તેટલી કરે છે, પણ પર-માત્માનો અપરોક્ષ અનુભવ કરવો એ છેવટનુ કામ હૃદયનું છે. એક ( સન્ત ) માટે માન કર્તવ્ય છે, બીજાને (રામ) હૃદયમા લેવાનો છે. જાણે જગતમાં આવીને પરમસાધ્ય વસ્તુ ગુરુની સેવા કરી પ્રસાદ મેળવવો એ જ હોય એમ માનનારાઓની ભ્રાન્તિનું ઉપરનું વાક્ય ગર્ભિત રીતે ઠીક નિરાકરણ કરે છે ગુરુનું પ્રયોજન અમુક માર્ગના ભોમિયા તરીકે છે, અને જેટલો એ વિષયમા એનો અનુભવ અધિક તેટલું એને માન ઘટે છે, 'શિશ ઉપર' ચઢા-વવા લાયક થાય છે. પણ જે ગામ જવુ છે તે ગામનુ વિસ્મરણ કરી જઇ ભોમિયાને જ પૂજવા બેશી જવુ એ તો અત્યન્ત શોચનીય ભ્રમ છે બેશક સાધુના સમાગમથી બહુ લાભ છે. સાધુતા એ પરમાત્માનું પ્રત્યક્ષ સ્વરૂપ છે, અને એના સહવાસથી આત્મા સહજ નિ-ર્મળ થઈ જાય છે.

" નિર્ગુણ બ્રહ્મ સગુણ સંત જાણવા વહ્નિથી તેજવત થાય દીવા.
અગ્નિથી દીપ થાય બહુ જ આદર કર્યે, દીપથી દીપ તે થાય સેહેલો;
જ્ઞાનિની મૂર્ત્ય તે જાણો ગોવિંદની તહાં ભગવાન ભેટે જ વેહેલો "

પણ અમુક વ્યક્તિ સંત છે કે નહિ એ સંપૂર્ણ રીતે આંખ્યો ઉઘાડી જોવાની જ-રૂર છે. વળી પોતે પણ એ જ માર્ગે ચાલનાર સાથી મુસાફર છે, અને આ વિકટમાર્ગની સઘળી ગલીગુંચીઓ એને પણ વિદિત નથી એ વાત પ્રસંગોપાત્ત સમય અને અધિકાર જોઈ શિષ્યને સમજાવવી એ સદ્ગુરુનું કર્તવ્ય છે.[1]

---

૧ આમ જેમ એક પાસ ગુરુને અયોગ્ય મહત્ત્વ આપી એને અન્ધ શ્રદ્ધાથી વળગી રહેવાનો દોષ 'પ્રાચીન' માર્ગીઓનો છે, તેમ બીજી પાસ સર્વ જ્ઞાન હમેશ પુસ્તકથી જ કે તર્કબળથી જ ગમ્ય છે, ધર્મ સગવડ પડતી રીતે જ આચરવો ઠીક છે ઇત્યાદિ વિચારની ભૂલ ભરેલી વર્તણુક 'નવીન' માર્ગીઓમાં જણાય છે. આથી પરિણામ એ થયું કે 'પ્રા-ચીનો' વહેમમાંથી છુટતા નથી, અને 'નવીનો'માં ધાર્મિક વૃત્તિનું બળ આવતું નથી. એકે સુધરવાનું છે, અને બીજાએ સુધારવાનુ છે, પણ બે પક્ષનો કોઇપણ રીતે યોગ થતો નથી,

આવા સાચા અને કૃપાળુ ગુરુ સોધવાની ઇચ્છા જિજ્ઞાસુ-હૃદયને સ્વાભાવિક રીતે થાય છે, અને એવા ગુરુ થવા લાયક મહાપુરુષને અભાવે, સ્વસમાન પંક્તિના સમાન-હૃદયથી પણ ઘણી શાંતિ મળે છે. સન્તના સમાગમથી મનુષ્યની ઘોરમાં ઘોર પશુવૃત્તિ પણ શમી જઈ ખરૂં મનુષ્યત્વ કેવું ખીલી આવે છે એ અખાએ બહુ સારી રીતે દર્શાવ્યું છે. અખો કહે છેઃ—

"સંતસંગ કીધા વિના જન, જેવો વનમાંનો પશુ;
ઉપજે ખપે તે વન વનમાં, વસ્તિનું સુખ નહિ કશું.
સંતસંગે સર્વ સમજે, પશુ ટળી થાયે પાત્ર,
સંત તે જ કૃપા કરે તો, નવપલ્લવ થાય ગાત્ર.
કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી રહ્યા જે જન;
તે જીવને ટાઢા થવાને, સત તે પર્જન્ય."

આવા "પર્જન્ય" માટે ઉત્સુક બનેલી મીરાંએ લોકાપવાદની પણ દરકાર ન કરી,

"माता छोडी पिता छोडे छोडे सगां साई--
साधु संग बेठ बेठ लोकलाज[1] खोई."

'લોકલાજ' એ પ્રત્યેક મહાન કાર્યમાં બહુ વિઘ્નકારી છે. એ છોડયા વિના સંસાર-સમુદ્ર તરવો અશક્ય છે. પણ આમ "लोकलाज" ખોતાં વીરહૃદયને પણ સ્હેજ ધક્કો લાગ્યા વિના રહેતો નથી. એવો માયાનો પ્રભાવ છે! આખરે એ તરફ પુંઠ ફેરવી બિચારી મીરાં કહે છેઃ—

---

અને આપણી ધાર્મિક અવનતિ હતી તેવીને તેવી કાયમ રહે છે. આપણા 'નવીન' વિદ્વાનો જ્યાં સુધી નિરભિમાન વૃત્તિથી 'પ્રાચીનો'ની ભજનમંડળીમાં ભળતાં આંચકો ખાશે ત્યાં સુધી હિંદુસ્થાનનો ધાર્મિક ઉદ્ધાર દૂર છે 'પ્રાચીનો'એ પણ એટલી ઉદારવૃત્તિ રાખવી ઉચિત છે કે આપણો ધર્મ બહુ વિશાળ છે, અને અસંખ્ય મહાન મગજો અને હૃદયોમાંથી ઉદ્ભવ પામ્યો છે, અને તેથી જે એમની અમુક રૂઢિને અનુસારે જ ધર્માચરણ કરતો નથી તે હિંદુ મટી જાય છે અને નાસ્તિક થઈ જાય છે એમ નથી. ઘણીવાર આવો ૨-ખાતી નાસ્તિકતામાં એમની પોતાની આસ્તિકતા કરતાં વધારે આસ્તિક્ય સમાયલું હોય છે. સુધારકોએ એટલું જોવાનું છે કે ચાલતી વ્યવસ્થામાં સુધારો કરવાને બદલે કેવળ અ-વ્યવસ્થા ઉત્પન્ન કરવી અને સમાજના પરમાણુઓને એમની વિનાશક પદ્ધતિવડે છેક અસ્ત-વ્યસ્ત કરી નાંખવા એ અસન્ત અનિષ્ટ છે. આ સર્વ સત્યમાં કાંઈ જ નવીન શોધ નથી, તથાપિ એ પ્રમાણે આચરણ થતું નથી એવું અવિદ્યાનું બળ છે!

૧ જીવન્મુક્તિવિવેકમાં ત્રણ પ્રકારની વાસનાનું સવિસ્તર નિરૂપણ કર્યું છેઃ દેહવાસના, લોકવાસના, અને શાસ્ત્રવાસના; 'લોકવાસના' તે આ 'લોકલાજ.'

"होनीती सो होई"

અને આ રીતે "दास मीरां, लाल गिरधर" એ અસાધારણ પ્રતિષ્ઠ-અધિકાર-*મીરાંએ પ્રાપ્ત કર્યો.

સાર—(૧) જગત્ તરફ વૈરાગ્ય અને દયા (૨) પરમાત્મા તરફ જ્ઞાનમય પ્રેમ અને શ્રદ્ધા (૩) સંત તરફ માન અને સંગની ઇચ્છા એ ભાગવત જનની સ્વાભાવિક વૃત્તિઓ છે

---

## ગણિત-કેસરી—મિં. આર. પી. પરાંજપે.

મિ. આર. પી પરાંજપે કેમ્બ્રિજ યુનિવર્સિટિની મૅથેમૅટિકલ ટ્રાઇપૉસના સિનિઅર રૅન્ગ્લર (ગણિત–કેસરી) સિદ્ધ થયા–એ સબન્ધી આજ કાલ આખા હિન્દુસ્થાનમાં વિજય દુન્દુભિ વાગી રહ્યો છે વાઇસરાય લૉર્ડ કર્ઝનથી માંડી અલ્પમાં અલ્પ એક કૉલેજવિદ્યાર્થી પર્યન્ત ઉચ્ચ કેળવણીવિષયક જ્ઞાન ધરાવનાર દરેક વ્યક્તિ મિ. પરાંજપેને અભિનન્દન આપે છે, અને આ અભિનન્દનમાં અમે અત્યન્ત હર્ષપૂર્વક મામિલ થઇએ છિએ હિંદુસ્થાન પ્રાચીન સમયથી ખાસ કરીને એના તત્ત્વજ્ઞાન (ધર્મ) અને ગણિતવિદ્યામાટે પંકાયું છે, અને યદ્યપિ તત્ત્વજ્ઞાન માટેની એની કીર્તિવેલ આજ પર્યન્ત લીલી રહી છે, તથાપિ એનો ગણિતશાસ્ત્ર સબન્ધી યશ ભાસ્કરાચાર્યના સમય પછી જગતની દૃષ્ટિ આગળથી જરા જરા ખશી માત્ર સ્મરણયોગ્ય થઈ રહ્યો હતો—જેને આજ પુનઃ જગત્ આગળ પ્રત્યક્ષ ઉપસ્થિત કરી આપવાનું માન મિ. પરાંજપેને છે. મિ. પરાંજપેનો વિજય બેશક અદ્ભુત છે, અને એથી જેટલો આનન્દ લઇએ તેટલો ઓછો જ છે. પરંતુ હિંદુસ્થાનને ક્ષણિક વિજયના આનન્દ કરતાં પણ અધિક લાભ એ થયો છે કે પ્રત્યેક હિન્દવાસીનું લક્ષ કેટલાક મ્હોટા પ્રશ્નો ઉપર આજથી સવિશેષ રીતે ખેંચાયું છેઃ (૧) હિન્દનાં બાલકોને યોગ્ય પ્રસંગ મળે તો તેઓ કેવા થાય? (૨) આ પ્રસંગ મળવામાં પ્રતિબન્ધક કારણો શાં શાં છે?

પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો આ પાંચ સાત વર્ષમાં બહુ સારી રીતે અપાઈ ગયો છે જે દેશને (માત્ર વર્તમાન અને હાલ સ્મરણમાં આવે છે તેટલાં જ નામ ગણાવતાં) મિ. અતુલચંદ્ર ચૅટરજી, પ્રો. બોસ, પ્રો. ભીસે, ડૉ. રાઓ, કુમારશ્રી રણજિતસિંહજી, વીર વિશ્વાસ, સ્વામી વિવેકાનન્દ, મિ જસ્ટિસ રાનડે, મિ. દાદાભાઈ નવરોજજી, મિ રમેશચન્દ્ર દત્ત જેવા અનેક પુરુષો પોતાની જન્મભૂમિ કહી શકે છે, તેના ઉદય માટે નૈરાસ્યવૃત્તિ ધરવાનું કાંઈ જ કારણ નથી. હિંદની બુદ્ધિ (Intellect)નો યશ હમણા ચોતરફથી એકે અવાજે ગવાય છે, પરંતુ આજ કાલ હિન્દ ખાતર કેટલા બધા હિન્દવાસીઓ સ્વાર્થનો ભોગ આપી રહ્યા છે એ ધ્યાનમાં લેતાં એની નીતિ (character) ની દિનપર દિન થતી અભિવૃદ્ધિ

* યૂરોપમાં St. Theresa કાંઇક મીરાંને મળતી આવે છે

વિષે પણ શંકા ધરવાનું કારણ રહેતું નથી. પણ હિન્દુસ્થાનમાં 'Intellect' (બુદ્ધિ) અને 'character' (નીતિબળ) છે કે નહિ એ કરતાં અધિક ઉપયોગી પ્રશ્ન આ બીજો છે—કે આ વસ્તુના વિકાસમાં પ્રતિબન્ધક કારણો કેટલાં છે? હિન્દુઓને પોતાની બુદ્ધિ તથા નીતિ ખીલવવાને રાજ્ય તરફથી જોઇએ તેટલો અવકાશ મળતો નથી એ ખરૂં જ—પછી તે યોગ્ય કારણસર હો વા ન હો એ જૂદો પ્રશ્ન છે—પણ નિષ્પક્ષપાત રીતે બોલીએ તો કહેવું જોઇએ કે આ કરતાં પણ વધારે શોકનું કારણ તો એ છે કે જે ઉપાય આપણા હાથમાં છે તેનો પૂરેપૂરો—અરે લેશમાર પણ—ઉપયોગ આપણે કરતા નથી. હિન્દુસ્થાનનું રાજ્ય-બન્ધારણ પ્રથમ સુધરવું જોઇએ એ આગ્રહમાં સત્ય હશે તો પણ એ આગ્રહને વળગી રહી, આપણાથી બનતા ઉપાય—સંસારસુધારો—કરવામાં વિલંબ કરવો એથી હાનિ રાજ્યકર્તાઓને નથી, પણ આપણને પોતાને જ છે. હિન્દુસ્થાનસંબંધે વર્તમાન કાળનો મ્હોટામાં મ્હોટો સવાલ એના દારિદ્રયનો છે એ વાત નવા જુના સર્વે સ્વીકારે છે. પણ આ દારિદ્રયની જો આપણને તીવ્ર લાગણી થઈ હોય તો આપણું પ્રથમ કર્તવ્ય 'વિલાયત' જવામાં નાતજાતના પ્રતિબન્ધો—આપણા વેજીટેરિઍનિઝમ અને ખરા ધર્માભિમાનને હાનિ ન પહોંચે એવી રીતે—દૂર કરવા એ છે આ પ્રતિબન્ધોને વધારે મજબૂત કરવાની જૂના વિચારના માણસોને ફરજ પાડનાર કેટલેક દરજ્જે આપણા 'વિલાયત' જનારાઓ પોતે જ છે. પરંતુ મિ. બોસ કે મિ. પરાંજપે કે મિ. અતુલચન્દ્ર કે મિ. દાદાભાઇના જેવાં પરાક્રમો જોવા ઇચ્છા હોય તો આ પ્રતિબન્ધ ધીમે ધીમે શિથિલ—સહ્ય—થવા જ જોઇએ એમાં શી શંકા?

ગ્રે કહે છે તેમ

> "Full many a gem of purest ray serene
> The dark unfathom'd caves of ocean bear;
> Full many a flow'r is born to blush unseen,
> And waste its sweetness on the desert air."

હિંદુસ્થાનમાં ઘણાં નરરત્નો હજી ખાણમાં ભરેલાં છે, અને એને બહાર કાઢ્યા વિના અન્ય સુધરેલી પ્રજાઓ સાથે હરીફાઈમાં ટકવું અશક્ય છે. આ સર્વ અજ્ઞાનનું મુખ્ય કારણ આપણો ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ છે. પરદેશ જવા સંબંધી શાસ્ત્રોના નિષેધને આપણે બહુ આગ્રહપૂર્વક વળગી રહીએ છિએ, પરંતુ એ નિષેધો ક્યારે ક્યારે, દેશની કેવી સ્થિતિમાં, અને કેવા કારણથી ઉત્પન્ન થયા હતા એ વિષે આપણે ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી જરા પણ વિચાર કરતા નથી. આપણા જૂના માણસો, જેમ 'સરકાર' શબ્દમાં ગવરમેંટ, મ્યુનિસિપૅલિટિ, રેલવેકંપની આદિ વચ્ચે ભેદ પાડી શકતા નથી, તથા જેમ 'વિલાયત' શબ્દથી ફ્રાન્સ, જર્મનિ, જાપાન, ઈંગ્લંડ, અમેરિકા સર્વેને એક જ સમજે છે તેમ, 'શાસ્ત્ર' એ વિચારનો ઐતિહાસિક પ્રવાહ છે એમ સમજવાને બદલે જાણે 'શાસ્ત્ર' એવા નામનું એક જ પુસ્તક હોય એમ માની લે છે. આશ્ચર્યની વાત છે કે હિંદુઓ જેવા ઉદાર હૃદયના, સમજુનસારી, બુદ્ધિમાન અને નિરંતર યોગ્ય સુધારો કરવામાં તત્પર એવા લોકો આજ

કાલ જડ જેવા પડી રહે છે! ઈ૦ મ૦ બારમા, છેવટે પંદરમા, સૈકા પહેલાંનો-મુસલમાનના રાજ્ય પહેલાંનો-ઇતિહાસ જોશો તો તમને લાગશે કે હિન્દુઓને 'conservative people' કહેવા એના જેવું અયથાર્થ બીજું કાંઈ જ નથી. મુસલમાનના આવ્યા પછી 'conservatism' માટે આગ્રહ ધરવો એમાં પણ એમનું સમયાનુસારિત્વ જ હતું કેમકે એવા આગ્રહ વિના હિંદુધર્મનું રક્ષણ થવું અશક્ય હતું. પણ આશ્ચર્ય પામવાનું કારણ હવે છે કે આ મહાન પ્રજા વર્તમાન સમયમાં આવી મન્દ અને વાશી અન્ન ખાઇ જીવનાર કેમ થઇ ગઈ છે! પણ હિંદને સુભાગ્યે હવે સમય ફરતો આવે છે, અને એનાં ઉદય-કિરણો કાંઇક કાંઇક દૃષ્ટિગોચર થવા માંડયાં છે. આશા છે કે મિ. પરાંજપેનો અનુપમ દાખલો અન્ય વિદ્યાર્થીઓ લઇ હિંદુસ્થાનની જયઘોષણા નિરંતર કાયમ રાખશે પરંતુ એમાં સહાય થવુ એ નાતોના અગ્રણીઓનું કામ છે. इत्यलम्.

---

## રસમીમાંસા.

(અનુસંધાન ૧૦૨ થી.)

ગુ૦ ત્યારે હું આગળ ચાલું છું અને પૂછું છું કે પાકક્રિયા માત્ર એક અનુભવ અર્થાત્ ઉપભોગ (Experience) જ છે અને વિદ્યા (Art) નથી જ એ મ્હારા અભિપ્રાયને તું મળે છે? મ્હારૂં એમ માનવું છે કેઃ—વૈદક એક વિદ્યા છે, કેમકે એ રોગીના શારીરિક બંધારણ અને પ્રકૃતિને લક્ષીને પ્રવર્તે છે, અને દરેક બાબતમાં હેતુ વિચારીને કાર્ય કરે છે; અને પાકક્રિયા માત્ર અનુભવ એટલે ઉપભોગ જ છે, કેમકે સુખ સાધવામાં એ સુખના સ્વરૂપ કે ઉદ્દેશ ઉપર લક્ષ આપતી નથી પણ એનું કાર્ય સાધવા સાક્ષાત્ મચી પડે છે, કશાનો વિચાર કે ગણત્રી કરતી નથી, પણ અનુભવ અને રૂઢિને અનુસરીને કાર્ય કરે છે. આત્મા સાથે સબંધ ધરાવનાર અનેક ક્રિયાઓ છે, જેમાંની કેટલીક વિદ્યારૂપ હોઈ આત્માના પરમ અર્થ માટે યોજના કરે છે, અને બીજી એ અર્થની અવગણના કરે છે, માત્ર સુખ અને સુખના સાધન ઉપર જ દૃષ્ટિ રાખે છે, પણ કયાં સુખો સારાં છે કયાં ખોટાં છે એનો વિવેક કરતી નથી અને ગમે તેવી તૃપ્તિ સિદ્ધ કરવી તે શિવાય એનો અન્ય ઉદ્દેશ જ નથી. આ બીજા પ્રકારની ક્રિયાને હું **ખુશામત** કહું છું, કેમકે એમાં ખુશ કરવા ઉપર જ ધ્યાન છે, અને સારા ખોટાનો વિવેક નથી. હવે હું તને પૂછું છું કે તું આ મ્હારા વિચારને મળે છે?

શિ૦ તદ્દન મળું છું.

ગુ૦ આ જેમ વ્યક્તિ માટે સત્ય છે તેમ જ આખી સભા માટે પણ છે—એટલે કે એક માણસ આખી સભાને આનંદ ઉપજાવે અને છતાં એમના ખરા શ્રેય માટે બેદરકાર હોય.

શિ૦ એમ જ.

ગુ૦ મને કહીશ કે કઈ કઈ પ્રવૃત્તિઓ મનુષ્યજાતિને આનંદજનક હોય છે? અથવા તો મને એટલું જ કહેજે કે વીણાવાદન એક માત્ર સુખને લક્ષીને જ ચાલનારી કલા નથી?

શિ૦ હા, છે જ.

ગુ૦ અને એ જ વાત બીજી કલાઓના સંબંધમાં પણ સત્ય નથી? ઉદાહરણ તરીકે, નાટ્ય-કાવ્યાદિ કલા લે.મને કહીશ કે નાટ્ય-કવિતાનો પરમ ઉદ્દેશ શો હોય છે? સમાજનને માત્ર આનંદ જ આપવાનો? કે એમની સાથે લઢીને તથા એમના દુર્ગુણો ન વખાણતાં જે સત્ય હોય તે-પ્રિય અપ્રિય સર્વ સત્ય-યથાસ્થિત કહેવાનો?

શિ૦ એમાં કાંઇ જ શંકા નથી કે સમાજનના આનંદ તરફ જ એની દૃષ્ટિ રહે છે.

ગુ૦ ત્યારે એ આપણે જે હમણાં 'ખુશામત' કહી તે નહિ?

શિ૦ તે જ.

ગુ૦ હવે ધારો કે કવિતામાંથી છંદ પ્રાસ અને સંગીત કાઢી લઇએ-તો શું રહે? માત્ર વાણી કે બીજું કાંઈ?

શિ૦ વાણી જ.

ગુ૦ અને આ વાણી લોકના ટોળા પ્રતિ બોલાય છે?

શિ૦ હા.

ગુ૦ ત્યારે કવિતા એ એક પ્રકારનું વક્તૃત્વ ( Rhetoric ) છે એમ સિદ્ધ થયું, નહિ?

શિ૦ બરાબર.

ગુ૦ પણ આ વક્તૃત્વ તે ખુશામત જ છે એ પણ આપણે જોયું?

શિ૦ હા

ગુ૦ ત્યારે કવિતા પણ ખુશામત

શિ૦ હા પણ કેટલાક કવિઓ માત્ર શ્રોતાજનના આનંદ ઉપર જ નહિ પણ એમના હિત ઉપર પણ લક્ષ રાખે છે.

ગુ૦ ભલે; પણ એટલું કબુલ થાય તો મ્હારે બસ છે, કે વક્તૃત્વ બે પ્રકારનું છે: એક, જે કેવળ ખુશામત છે, અને બીજું, જે ઉન્નત હોઈ આત્માને ખુશી કરવાનો નહિ પણ કેળવવાનો અને સુધારવાનો ઉદ્દેશ રાખે છે

જે સત્ પુરુષ આવા ઉચ્ચ ઉદ્દેશથી પ્રવર્તે છે તે હમેશાં અમુક ધોરણસર જ બોલે છે, ગમે તેમ નહિ-અર્થાત્ જેમ કારીગર અમુક સ્વરૂપ પ્રકટ કરવાના હેતુથી વ્યાપૃત થઈ અમુક સાધનો જ પસંદ કરે છે, અને જૂદા જૂદા અવયવોમાં એક બીજા સાથે સમતા સંપાદન કરવા યત્ન કરી પોતાની કૃતિમાં નિયમમયી એકતા લાવે છે તેમ. પણ આવા વક્તાઓ (કવિઓ) હતા નહિ, અને છે પણ નહિ.* [ પ્લેટોના Gorgias માંથી. ]

---

* પ્લેટોમાંથી ઉતારા અત્રે સમાપ્ત થાય છે. ઉતારા આપવામાં તાત્પર્ય સાચવી યથેચ્છ ફેરફાર કર્યા છે. હવે પછી અત્રે સમાયલા કવિતા સંબંધી સિદ્ધાન્તોનું વિવેચન કરવામાં આવશે. લખાણ બહુ આવી પડવાથી તથા ધર્મના વિષયો ઉપર અમારા ગ્રાહકોની વધારે રુચિ જણાવાથી થોડોક વખત આ વિષય રહેવા દેવામાં આવ્યો હતો. તન્ત્રી.

## 'શબ્દચમત્કારવાળી કવિતા'ના ચર્ચાપત્રના ઉત્તરનું પરિશિષ્ટ.

અમારા પ્રેસવાળા અમને જણાવે છે કે "છેલ્લા ફર્મા (ફૉર્મે)-માં એક પાનાનું લખાણ ખુટે છે." એટલા થોડા સ્થળમાં નવીન વિષય ચર્ચી શકાય એમ ન હોવાથી અત્રે પરિશિષ્ટરૂપે 'શબ્દચમત્કાર'વાદીઓને સ્થળપૂરતાં નીચેનાં પ્રમાણો મનનાર્થે અર્પણ કરીએ છિએઃ—

૧. " यमके च प्रबन्धेन बुद्धिपूर्वकं क्रियमाणे नियमेनैव यत्नान्तरपरिग्रह आपतति शब्दविशेषान्वेषणरूपः । अलङ्कारान्तरेष्वपि तत्तुल्यमिति चेत्, नैवम् । अलङ्कारान्तराणि हि निरूप्यमाणदुर्घटनान्यपि रससमाहितचेतसः प्रतिभानवतः कवेरहंपूर्विकया परापतन्ति । यथा कादम्बर्यां कादम्बरीदर्शनावसरे तथा च मायारामादिशिरोदर्शनविह्वलायां सीतादेव्यां सेतौ । युक्तं चैतत् । यतो रसा वाच्यविशेषैरेवाक्षेप्तव्याः । तत्प्रतिपादकैश्च शब्दैस्तत्प्रकाशिनो वाच्यविशेषा एव रूपकादयोऽलङ्काराः । तस्मान्न तेषां बहिरङ्गत्वं रसाभिव्यक्तौ । यमकदुष्करमार्गेषु तु तत्स्थितमेव "

ભાવાર્થઃ—યમકોની બુદ્ધિપૂર્વક શ્રેણિ દાખલ કરવા જતાં, રસનિર્માણમાં જે યત્ન થાય છે તેથી અન્ય યત્નની—"શબ્દાન્વેષણ"–(શબ્દો શોધવા જવા–)રૂપી યત્નની—અવશ્ય અપેક્ષા પડે છે. અલંકારાન્તરમાં ન [ ] પડતી ? ના. એમાં ભેદ છે. અલંકારાન્તરો દુર્ઘટ દેખાય એવા હોય છતાં–જ્યારે પ્રતિભાવાળ કવિનું ચિત્ત રસમાં સમાહિત થાય છે ત્યારે ઉપરાઉપરી અહમહમિકાથી કવિ આગળ ઉપસ્થિત થાય છે–જેમ કાદમ્બરીમાં કાદમ્બરીદર્શનસમયે, સેતુબન્ધ કાવ્યમાં સીતા માયિકરામનું છિન્ન માથું જુએ છે તે સ્થળે, (શેક્સપિયરમાં અનેક સ્થળે) ઇત્યાદિ અને આ યોગ્ય છે. રસનો વાચ્યથી આક્ષેપ થાય છે, અને તેથી રસાભિવ્યક્તિમાં એમની બહિરંગતા નથી શબ્દભંગાદિ દુષ્કર યમકના માર્ગમાં તો રસથી બહિરંગતા છે જ. (શ્રીમદાનન્દવર્ધનાચાર્ય.)

૨. " ध्वन्यात्मभूते शृङ्गारे यमकादिनिबन्धनम् ।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः ॥"

એ પૂર્વે ટાંકેલા અમારા ધ્વનિકારના પ્રમાણની ટીકામાં એક મહાન્ ટીકાકાર લખે છેઃ"यमकादि कवेः प्रतिपत्तुश्च रसविघ्नकार्येव "-અર્થઃ—યમકાદિ કવિ અને વાચકના રસમાં વિઘ્નકારી જ છે, તથાઃ—

" सर्वत्र गड्डरिकाप्रवाहोपहतसहृदयधुराधिरोहणविहीनलोकावर्जनाभिप्रायेण तु मया शृङ्गारे विप्रलम्भे च विशेषत इत्युक्तमिति भावः । तथा
'यमकादिनिबन्धे तु पृथग्यत्नोऽस्य जायते ।
शक्तस्यापि रसेऽङ्गत्वं तस्मादेषां न विद्यते ॥'
इति सामान्येन वक्ष्यति "

ભાવાર્થ:—" ધ્વન્યાત્મભૂત શૃંગારમાં યમકાદિનું નિબંધન અનિષ્ટ છે. શક્તિ હોય તો પણ કવિનું પ્રમાદિત્વ દર્શાવે છે, વિપ્રલંભમાં વિશેષે કરીને". 'વિપ્રલંભમાં વિશેષે કરીને' એટલું પણ ચાલતા ગાડરીઆ પ્રવાહને ખુશ કરવા માટે જ. ખરૂં જોતાં તો ધ્વનિકાર પોતે જ આગળ કહે છે તેમ રસસામાન્ય માટે આ સત્ય છે. "યમકાદિરચનામાં શક્તિવાળા કવિને પણ જૂદો યત્ન કરવો પડે છે જ, માટે **યમકાદિકની રસમાં અંગતા નથી.**

**( શ્રીમદભિનવગુપ્તપાદાચાર્ય )**

૩. રસ વિનાને સ્થળે યમકાદિક 'ચમત્કાર' રચવામાં બાધ નથી એમ કહેવામાં આવે તો નીચેનું વચન જોવું:—

" एतच्च चित्रं कवीनां विशृङ्खलगिरां रसादितात्पर्यमनपेक्ष्यैव काव्यमवृत्तिदर्शनादस्माभिः परिकल्पितम् । इदानींतनानां तु न्याय्ये काव्यनयव्यवस्थापने क्रियमाणे नास्त्येव ध्वनिव्यतिरिक्तः काव्यप्रकारः । यतःपरिपाकवतां कवीनां रसादितात्पर्यविरहे व्यापार एव न शोभते " ॥

ભાવાર્થ:—ચિત્રકાવ્ય વસ્તુતઃ કાવ્ય જ નથી ( એ ઉપર જણાવ્યું છે ), પણ વિશૃંખલ વાણીવાળા કવિઓ રસવિષયક તાત્પર્ય વિના પણ પ્રવર્ત્યા છે, માટે અમે ચિત્રની આટલી વાત પણ કરી. હાલના સહૃદયોની કાવ્યસંબંધી સિદ્ધાન્ત-વ્યવસ્થામાં તો ધ્વનિ વ્યતિરિક્ત કાવ્યનો પ્રકાર જ સંમત નથી, અને તે યોગ્ય છે. કેમકે પ્રતિભાના પરિપાકવાળા ) કવિઓને રસાદિતાત્પર્ય વિનાનો વ્યાપાર જ અનુચિત છે.

તન્ત્રી.

---

## મહત્ત્વ.

( મળેલું. )*

( અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ થી ).

તેનું અંતઃકરણ એટલું વિશાળ હતું કે દુનિયાં ( સર્વ લોકોની અનેક વૃત્તિ માર્ગ ) વાસ્તે બીજું શેષ સ્થલ નહોતું, પરંતુ પોતાને વિક્ષેપ કરનારને ( દોષ બુદ્ધિથી ) યાદ રાખી શકતો નહીં. આવા દૃષ્ટાન્ત, એક પ્રકારની શક્તિ વિષે સૂચના આપે છે તે શક્તિને વિદ્યાભ્યાસી વધારે સ્પષ્ટ અને સૂક્ષ્મતાથી જાણી શકે. સૂક્ષ્મતાથી પોતાના ખાસ ગ્રંથમાં જાણી શકે; અને પોતાને માનનીય મહાન્ જનમાં આનંદ અને ભ્રાતૃભાવ અવશ્ય જોઇએ એવું તે માને. આવાં મનુષ્ય હયાતીથી ખાત્રીથી માનીયે કે દુનિયાની હવા, કોઇપણ વખતે મહાનૂજનના સમૂહથી પવિત્ર થશે; મહત્વનું ચિહ્ન, પરમહિતકારીપણું જણાશે. મહત્વ એટલે સત્યતા, સદ્ભાવ અને પ્રેમ. જીવિત પ્રપંચમયં છે. એક સામાન્ય મિથ્યા કથન એ છે કે મારે રહેવાનું કે—બીજમાં ( કોઇ મહોટા શહેરમાં ) હોત તો સૌ યોગ્ય સોબત મળત, પણ આહીં મારા ગામમાં કોઇ સૌજન્યવાળો પુરૂષ નથી, ઉત્કૃષ્ટ પ્રકૃતિવાળી સ્ત્રી નથી. આ તમારે જાણવાનું શું ગયું છે કે દૃષ્ટિમાં વિપર્યય થવાથી દશ્ય પદાર્થ અન્યથા ભાસે છે? કે, જે આપણે કહીએ છીએ તેનો બ્રહ્માંડકૃત પ્રતિધ્વનિ છે? 'મહત્વ'નાં ચિન્હ નથી.એમ નથી, પણ અવલોકન દૃષ્ટિ નથી. કોઇપણ માણસ જેનું મગજ વિચા-

---

* લખનાર " Silence."

રથી ભરેલું હોય, અથવા જે, કોઇપણ વિષય તરફ તલ્લીન હોય, તેને જ્યાં જાય ત્યાં પોતાને ઉપયોગી દૃષ્ટાન્ત મળી રહે છે. (વિશેષ) મનસ્વી જનની બુદ્ધિના સ્ફુલિંગ કેવલ ક્ષુદ્ર વિલાસનું આકર્ષણ કરે છે; ચારિત્ર્ય તરફ લક્ષ રાખનારની નજર (મુખ્યત્વે) સદ્‌વર્તન ઉપર જ પડે છે. એક મનુષ્ય જેની સાથે (પરિચયથી) વાત કરતો હોય, તે બીજા જેવો પોતે હોય છે; તે તમે નથી જાણતા? જો કોઇપણ ભારરૂપ મને હોય તો તેમાં દોષ મારો જ છે. પોતાથી વધારે નબળી સ્થિતિમાં માણસ પ્રત્યે ફરજ, વધારે સારી સ્થિતિવાળા પ્રત્યેની કર્તવ્યતા સાથે સરખાવતાં, થોડામાં થોડું, સમાન (પણ) જાણે ન હોય, એમ શાવાસ્તે દુઃખ નિવેદન કરે છે? જો સર્વ મનુષ્ય, સમાન હોતતો પાણીના પ્રવાહ નહીં હોત; પાણીની સપાટીની જે વિષમતાથી ધોધ પડે છે તેથી જે મનુષ્યને શીખવાની દૃષ્ટિ હોય છે તેને વાકપટુત્વ, આવેશ (માનત્વ) અને તર્કશક્તિ, સૂચિત થાય છે. આપપણું રાખવું તે સાથે, 'મહત્વ' ના જીજ્ઞાસુમાં તીવ્ર ભ્રાતૃભાવ ચરાચર જગત્ પ્રત્યે ઐકયભાવ જોઇયે કે જેથી તેને સર્વ વર્ગના લોકો પ્રતિનિધિવત્ માને છે. આ પ્રમાણે, આપણા (દુનીયાદારી) અનુભવમાં દોષ બહાર લાવી આપણી સદ્‌પદાર્થ તરફ સહજ (મૂળ) વૃત્તિ છે એ દર્શાવવાની ફરજ પડી છે. પ્રત્યેક સારા વિચારને ત્યને આપણને વધારે અને વધારે લાગે છે કે તે પુરૂષ હાલમાં અથવા હવે પછી મળશે અને તેને શોધીયે છીએ—જેને આપણે જોયો નથી, જેનામાં અભિમાનના અભાવને લઈ યથાર્થ નિયમાનુસારીપણું તુચ્છ નથી થયું, જેની પોતાના સંયમથી અન્ય ઉપર સત્તા છે, આનંદ કરે તેવી રીતિ છતાં કરણીમાં જે દૃઢ નિશ્ચયવાળો છે, જે પોતાના પક્ષનું ચિરસ્થાયીપણું માને છે, જેને પ્રાપ્ત કરવાનું જે છે તે હમેશા ચક્ષુ આગળ સ્પષ્ટ છે, જે ક્રિયમાણને દૃષ્ટિમાં જ રાખે છે, અને રહેણીમાં જેની સ્વતંત્રતા (એની ખુબી એમાં જ છે એમ) અન્ય લોકો માન્ય કરે છે. (ઇમર્સન-'મહત્વ' ઉપર).

"સાચા સુધારા વાસ્તે યથાર્થ જ્ઞાનની જરૂર છે; ઉત્થાપન વાસ્તે સપ્રમાણ દર્શનની આવશ્યકતા છે. એકાએક અમુક કાર્યથી સારો ફેરફાર થઈ શકે પણ પાછી તરત મૂળ મુસ્કેલી આવી ઉભી રહે છે; મુળ દોષનું નિવારણ કરવું જોઇએ. જે દુષ્કૃત્ય હસ્તીમાં છે. તેનું કારણ સર્વ આપણાં આગલાં લોભ, કામવૃત્તિ, અને સ્વાર્થ બુદ્ધિ અને ભ્રાતૃભાવનો અભાવ એ છે. જે કર્મ થયું છે તેનું ફલ પણ થવું જ જોઇએ; વાસ્તે આપણે અરસપરસ દોષ નહીં મૂકતાં પ્રેમ જ રાખીયે. નિંદાથી કંઇપણ ફાયદો નથી; આપણા સમગ્ર મોહનું ફલ દુનયામાંનુ પાપ છે. દ્વેષભાવ ટાળવાનું સાધન પ્રેમ જ રાખવો એ છે. આપણાં સામાજિક કષ્ટ આવેશ બોલવાથી દૂર નહીં થાય. જો સ્થૂલ દેહથી થતું કાર્ય, અંતરના અવાજનું યથાર્થ અનુસરણ હોય, જો આચરણમા જે લાવણ્યના અને પાણીમાં જે અનુકુલપણું હોય તે અંતરના સ્ફુરણનાં યથાર્થરૂપ હોય, તો તે સુધરવું ફક્ત બાહ્ય જ છે એમ નથી; આવી સાચી ખુબી હમેશાં તાજી જ રહે છે. દિવ્યતેજનો પ્રભાવ એવા મનુષ્યમાં જણાય અને લોકો તે સત્ પદાર્થ વાસ્તે ઉત્કંઠા રાખે. જે જીવ, અધમ કાર્ય વિમુખ વૃત્તિવાન્ છે તે તેવાં જ દુર્ગુણી મા બાપને ત્યાં જન્મ લે છે; જેઓએ પોતાનાં શરીરને દોષિત કર્યાં છે—પદાર્થમાં (દુષ્કૃત્ય રૂપી) વિષ મેળવ્યું છે. તેઓએ અધોગતિ પ્રાપ્ત કરેલ છે એવા જીવને રૂચતી દુષ્ટ વાસનાને યોગ્ય જ ક્ષેત્ર તૈયાર રાખે છે."(એની બિસેન્ટ.)

# સુદર્શન.

( પુસ્તક ૧૪. ઈ. સ. ૧૮૯૮-૯૯.)

" सत्यं परं धीमहि "

તન્ત્રી—

આનન્દશંકર બાપુભાઈ
ધ્રુવ.

# સુદર્શન.

પુસ્તક ૧૪ મું.

## અનુક્રમણિકા.

